# યુરોપ તથા મુસ્લિમોનો વિજ્ઞાન સાથેનો વર્તાવ

## અને

# ભૌતિકશાસ્ત્ર (ફિઝિક્સ)ના આક્ષેપોના જવાબો




: સંપાદક :

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **યુરોપ તથા મુસ્લિમોનો વિજ્ઞાન સાથેનો વર્તાવ અને ભૌતિકશાસ્ત્ર (ફિઝિક્સ)ના આક્ષેપોના જવાબો**

સંપાદક : **(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા–ભરૂચ)

ટાઈપ સેટીંગ : **ઐયુબભાઈ ભાડભુતવાલા**

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૭, હિ.સ. ૧૪૩૯

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦



: કિતાબ મેળવવાનું સ્થળ :

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૮૬૪, ૨૨૩૫૦૫

# અનુક્રમણિકા



# સંપાદકીય

આધુનિક શિક્ષણનિતિ તથા અભ્યાસક્રમ જેમાં વિદ્યાર્થીઓને ભૌતિક-વિજ્ઞાન, ભૂગોળ, અર્થતંત્ર, રાજનીતિ અને સમાજશાસ્ત્રનું જ્ઞાન આપવામાં આવે છે. વર્તમાન શિક્ષણનિતિનો પાયો ધર્મ વિરૂદ્ધ બલ્કે અલ્લાહપાકના અસ્તિત્વ અને તેને સૃષ્ટિના સર્જક તરીકે સ્વિકારવાને બદલે સમગ્ર સૃષ્ટિને ફક્ત પ્રાકૃતિક નિયમો જેમકે **ન્યુટને દર્શાવેલ ગુરૂત્વાકર્ષણબળ, ડાર્વિનની ઉત્ક્રાંતિવાદની થિયરી, ડાલ્ટનના પ્રદાર્થવિજ્ઞાન (પરમાણુ), નિલ બોહર (Bohr)ના ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોન તથા આઈનસ્ટાઈનના સાપેક્ષવાદ**ના આધારે ચાલતી સમજવામાં આવે છે.

મધ્યયુગ પછી યુરોપમાં ૧૯મી સદીથી મોર્ડન નાસ્તિકતાનો યુગ શરૂ થયો. આ યુગ કોઈ જ્ઞાનિય સંશોધનનું પરિણામ ન હતું, બલ્કે ફક્ત ચર્ચના અત્યાચાર વિરૂદ્ધ રીએક્શનના કારણે જ અસ્તિત્વમાં આવ્યો હતો. તે સમયે જ્ઞાનિય સંશોધનનો માપદંડ ફક્ત સેક્યુલરવાદ પ્રમાણે હતો. એટલે કે (અલ્લાહપાકની બાદબાકી કરીને જ) બનેલ ઘટનાઓ, બનાવો કે વૈજ્ઞાનિક જાણકારીની ચોખવટ કરવી. આ દષ્ટિકોણને કારણે તે બિનધાર્મિક ફિલોસોફી અસ્તિત્વમાં આવી, જેને નાસ્તિકતા (Atheism) કહેવામાં આવે છે.

મોર્ડન નાસ્તિક યુગમાં જે ફિલોસોફરો પેદા થયા, તેમના મારફતે જે નાસ્તિક દષ્ટિકોણ અસ્તિત્વમાં આવ્યો, તેમાં ઘણા બધા દિમાગો કામ કરી

રહ્યા હતા. પરંતુ ચાર ફિલોસોફરો વધુ મશ્હૂર છે. આ ચારેયે માનવ ઈતિહાસને નાસ્તિકતા તરફ દોર્યા. એમના નામો (૧) આઈઝેક ન્યુટન (૨) ચાર્લ્સ ડાર્વિન (૩) સિગમંડ ફ્રોઈડ (૪) કાર્લ માર્કસ છે.

1. **Isaac Newton :** from divine interpretation to mechanical interpretation.
2. **Charles Darwin :** from Special Creation to Natural Selection.
3. **Sigmund Freud :** from harnessing desires to following desires.
4. **Karl Marx :** from duty-conscious society to right-conscious society.

આ પ્રમાણેની વિચારધારાઓ ધર્મમાં વિવિધ પ્રકારની શંકા-કુશંકાઓ ઉત્પન્ન કરે છે. અને સાથે ભૌતિકવાદની ધર્મથી વિમુખ કરનારી બીજી નવી વસ્તુઓ, મનેચ્છાઓને ભડકાવનારી અશ્લિલ ફિલ્મો, ઈન્ટરનેટના વિવિધ પ્રોગ્રામો વગેરે બળતામાં તેલ બલ્કે પેટ્રોલ હોમવાનું કામ કરે છે. એમાં ચાર્લ્સ ડાર્વિનની ઉત્ક્રાંતિવાદની વિચારધારાએ સૌથી વધુ ધર્મને નુકસાન પહોંચાડવાનું કામ કર્યું છે.

વર્તમાન અભ્યાસક્રમમાં હજુ પણ ઉત્ક્રાંતિવાદની માન્યતાને સૌથી પ્રબળ માન્યતા માનવામાં આવી છે. પરંતુ અનુભવો એમ કહે છે કે, આ દ્દષ્ટિકોણને સ્વીકૃતિ એટલા માટે નથી મળી કે, વૈજ્ઞાનિક ધોરણે તે સિદ્ધ થઈ ચૂક્યો છે. બલ્કે એટલા માટે મળી છે કે, આધુનિક શિક્ષિત વર્ગ જીવનની વ્યાખ્યા ખુદાપાક વગર કરવા માંગે છે. આધુનિક વર્ગને એવું લાગે છે કે, ઉત્ક્રાંતિવાદ સ્વરૂપે તેમને એક વ્યવહારૂ દ્દષ્ટિકોણ મળી ગયો છે. તેના સિવાય કોઈ પણ વાસ્તવિક વૈજ્ઞાનિક આધાર ઉત્ક્રાંતિવાદના પક્ષે મૌજૂદ નથી.

એટલા જ માટે મેં ચાર્લ્સ ડાર્વિનના દ્દષ્ટિકોણ વિશે થોડું વિગતવાર લખ્યુ છે. જેથી શિક્ષિત વર્ગ આ વિચારધારાનું વૈજ્ઞાનિક પરિક્ષણ કરી તેની સત્ય હકીકતથી માહિતગાર થાય અને પોતાની નેચરવાદી માન્યતાઓની હકીકત સમજે, તથા કુર્આન શરીફ અને વિજ્ઞાન વચ્ચે દલીલોની સમાનતા

અને મળતાપણુ પણ દર્શાવ્યું છે. પરંતુ વિજ્ઞાનમાં આ દલીલોનું ફક્ત વિદ્યા અને જ્ઞાન સ્વરૂપે વર્ણન છે, જ્યારે કુર્આન શરીફમાં બોધ સ્વરૂપે છે.

સાથે આ માન્યતાઓના ધાર્મિક તથા ઐતિહાસિક ઘટનાક્રમથી પણ માહિતગાર થવુ જરૂરી છે. જેનાથી આ પ્રકારની માન્યતાઓ પાછળ યહુદીઓની ખ્રિસ્તી ધર્મ અને ચર્ચ સાથેની નફરત તથા દ્વેષની ભાવનાઓના કારણો પણ જાણી શકાય છે. **આ વિષયે નીચેનો "ગુજરાત સમાચાર"નો લેખ ઘણો જ માહિતીસભર અને ચોંકાવનારો છે.**

કેનેડામાં રહેતા હેન્રી મેકોવ નામના લેખકે "ઈલ્યુમિનેટી" નામના પુસ્તકમાં દેશોની સરકારો, મલ્ટીનેશનલ કંપનીઓ અને યુનો જેવી સંસ્થાઓના માધ્યમથી દુનિયાભરની પ્રજાને ગુલામ બનાવનારા અને તેમનું શોષણ કરનારા બેન્કરોના જુથની વાત કરી છે. આ બેન્કરો બધા યહૂદી છે. સ્વિટ્ઝર્લેન્ડ, બેંક ઓફ ઈંગ્લેન્ડ અને ફેડરલ રિઝર્વ પણ તેમના અંકુશ હેઠળ છે. વર્લ્ડ બેન્ક અને ઈન્ટરનેશનલ મોનિટરી ફંડની નીતિઓ પણ તેમના આદેશ મુજબ ઘડાય છે. યુનો, યુનિસેફ અને યુનેસ્કો જેવી સંસ્થાઓ પણ તેમના નિર્દેશો મુજબ ચાલે છે. દવાઓ બનાવતી, ખનિજ તેલનો ધંધો કરતી અને શસ્ત્રો બનાવતી મોટાભાગની કંપનીઓ પણ આ જૂથના કબ્જામાં છે. દુનિયાના દેશોની આર્થિક નીતિઓ પણ તેઓ નક્કી કરે છે. અમેરિકાના પ્રમુખ અને બ્રિટનના વડાપ્રધાન પણ તેમના ઈશારા ઉપર નાચે છે. અમેરિકાના જે પ્રમુખ તેમની નીતિઓ મુજબ કામ ન કરે, તેમની હત્યા કરી નાખવામાં આવે છે. આશરે એક ડઝન બેન્કરોનું બનેલું "ઈલ્યુમિનેટી" નામનું જૂથ રિમોટ કન્ટ્રોલથી દુનિયા ઉપર રાજ કરે છે.

વિશ્વની પ્રજાને પોતાની ગુલામ બનાવીને તેમનું આર્થિક શોષણ કરવું એ "ઈલ્યુમિનેટી"નું મુખ્ય ધ્યેય છે. આ માટે તેઓ દુનિયાના દેશોની સરકારોને પોતાની ગુલામ બનાવે છે. આપણી ભારત સરકારની વાત કરીએ તો તે પણ સ્વતંત્ર નથી. આપણી આર્થિક નીતિઓ ભલે રિઝર્વ બેંક નક્કી કરતી હોય, પણ રિઝર્વ બેંક વિશ્વ બેંકના ઓર્ડર મુજબ જ કામ કરે

છે. આપણી શિક્ષણ નીતિ ભલે કેન્દ્ર સરકારનું માનવ સંશાધન મંત્રાલય નક્કી કરતું હોય, પણ આ મંત્રાલય યુનેસ્કોના આદેશ મુજબ જ કામ કરે છે. ભારતની સ્કૂલોમાં સેક્સનું શિક્ષણ આપવાનો જે નિર્ણય લેવામાં આવ્યો, તે યુનેસ્કોની એક યોજનાના ભાગરૂપે જ લેવામાં આવ્યો હતો. ભારતના તમામ બાળકો શાળાઓમાં જે પાઠ્ય પુસ્તકો ભણે છે, તે યુનેસ્કોના આદેશ મુજબ જ તૈયાર કરવામાં આવે છે. આપણા દેશનો વેપાર વર્લ્ડ ટ્રેડ ઓર્ગેનાઈઝેશનના કાયદાઓ મુજબ જ ચલાવવામાં આવે છે. આ મુજબ જ આપણે આપણા કાયદાઓમાં ફેરફાર કરવા પડે છે. કેન્દ્ર સરકારનું આરોગ્ય ખાતુ વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશનના આદેશ મુજબ કામ કરે છે. વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશન એમ કહે કે, સ્વાઈનફ્લૂ મહામારી છે, એટલે આપણે ફરજીયાત તે સ્વીકારી લેવું પડે છે. અને તે મુજબ દેશના નાગરિકોને દવાઓ અથવા રસીઓ આપવી પડે છે.

યહૂદી બેન્કરોના એક જૂથ દ્વારા જ આપણા ધર્મોને ખતમ કરવાની ચાલ ચાલવામાં આવે છે. આપણા શિક્ષણમાં વિદેશીઓના દોરીસંચાર હેઠળ એવા પાઠો ઘુસાડવામાં આવ્યા છે, જેથી બાળકોની ધર્મ ઉપર શ્રદ્ધા ઉઠી જાય અને તેઓ ધર્મગુરૂઓને ધિક્કારતા થઈ જાય. આ શિક્ષણ લેનારી નવી પેઢી નાસ્તિક બની રહી છે.

"ઈલ્યુમિનેટી" જૂથ આશરે છેલ્લા ૨૦૦૦ વર્ષથી અસ્તિત્વમાં છે. ઈસુ ખ્રિસ્તને વધ સ્તંભ ઉપર (ખ્રિસ્તી માન્યતા પ્રમાણે) ચડાવનારા યહૂદીઓ પણ આ જૂથના સભ્યો હતા. વચ્ચે ૧૬૦૦ વર્ષ સુધી આ જૂથના અસ્તિત્વ બાબતમાં શંકા સેવાઈ રહી હતી. ૪૦૦ વર્ષ અગાઉ આ જૂથ ફરીથી સક્રિય બન્યું હતું. **ખ્રિસ્તી ધર્મગુરૂઓની માન્યતા સામે બળવો પોકારનાર ગેલિલિયો પણ આ જૂથનો સભ્ય હતો. ગેલિલિયો અને કોપરનિક્સે દુનિયાના કેન્દ્રમાં પૃથ્વી હોવાની માન્યતાને ખોટી જણાવી રોમન કેથોલિક ચર્ચની સત્તા સામે પડકાર ફેંક્યો હતો. ચાર્લ્સ ડાર્વિન પણ "ઈલ્યુમિનેટી"નો સભ્ય હતો. તેણે ઉત્ક્રાંતિનો સિદ્ધાંત આપીને ખ્રિસ્તી ધર્મની ઈશ્વર કર્તુત્વની થિયરીના પાયા હચમચાવી નાંખ્યા હતા. આ**

**પ્રહારમાંથી ખ્રિસ્તી ચર્ચને હજી કળ વળી નથી. પ્રજા ઉપરની ધર્મગુરૂઓની પકડને ખતમ કરવામાં આ જૂથનો મોટો ફાળો છે.**

કોઈ પણ પ્રજા ઉપર તેના દેશની સરકારની અને ધર્મની પકડ ખતમ થઈ જાય, એટલે તે મૂળ વગરનો બની જાય છે. "ઈલ્યુમિનેટી" જૂથ જગતમાં એવી પરિસ્થિતિ પેદા કરવા માંગે છે, જેમાં રાષ્ટ્રના અને ધર્મના સીમાડાઓ તૂટી જાય અથવા ઢીલા પડી જાય. રાષ્ટ્ર અને ધર્મ પછી આ જૂથનું નિશાન કૌમ છે. પ્રજાજનો ઉપર કૌમની અસર વ્યાપક હોય ત્યાં સુધી તેઓ બજારના પરિબળોની અસરમાં આવતા નથી. અને તેમનું આર્થિક શોષણ પણ કરી શકાતું નથી. 'ઈલ્યુમિનેટી' સંસ્થાના હાથમાં દુનિયાના મુખ્ય પ્રચાર માધ્યમો છે. એપી અને રોઈટર જેવી સમાચાર સંસ્થા તેમના અંકુશમાં છે. ટીવીની મુખ્ય ચેનલો અને દુનિયાના મુખ્ય અખબારો પણ તેમના કાબૂમાં છે. આ પ્રચાર માધ્યમોનો ઉપયોગ તેઓ કૌમો વચ્ચે વૈમનસ્ય ફેલાવવા માટે અને કૌમને બદનામ કરવા માટે કરે છે. આ જૂથનો પ્રભાવ શિક્ષણની સંસ્થાઓ પર પણ છે. આ સંસ્થાઓમાં બાળપણથી એવું શિક્ષણ આપવામાં આવે છે કે, કૌમ અને જ્ઞાતિ સંસ્થાઓ ખરાબ છે.

કોઈ વ્યક્તિ તેના રાષ્ટ્રના, કૌમના અને ધર્મના અંકુશમાંથી નીકળી જાય તે પછી પણ તેના પરિવારનો તેના ઉપર અંકુશ રહે છે. માણસ જ્યાં સુધી પરિવારનું પીઠબળ ધરાવતો હોય, ત્યાં સુધી તેનું આર્થિક શોષણ કરવું મુશ્કેલ બની જાય છે. "ઈલ્યુમિનેટી" જૂથનું ટાર્ગેટ ફેમિલી સિસ્ટમ પણ છે. દુનિયાના દેશોમાં છૂટાછેડાને પ્રોત્સાહન આપતા જે કાયદાઓ બનાવવામાં આવ્યા છે, તે આ જૂથના આડકતરા પ્રભાવ હેઠળ જ બનાવવામાં આવ્યા છે. *(ગુજરાત સમાચાર : શનિવાર, ૧૪ ઓગષ્ટ ૨૦૧૦)*

આ પ્રમાણે ધાર્મિક, રાજકીય, સામાજીક, આર્થિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક અને કાયદા કાનૂન બાબતે પણ અભ્યાસક્રમમાં ઘણી વખતે ઈસ્લામી શિક્ષા (તઅલીમ)ને ખોટી રીતે રજુ કરવામાં આવે છે અથવા વિવિધ ધર્મો અને દષ્ટિકોણો રજુ કરતી વખતે ઈસ્લામી દષ્ટિકોણ રજુ

કરવામાં આવતો નથી. જેનાથી મુસ્લિમ વિદ્યાર્થી-શિક્ષકો એમ સમજે છે કે, આ બાબતે ઈસ્લામે માનવસમાજને કોઈ માર્ગદર્શન આપ્યું જ નથી. હાલાંકે આ બાબતે મુસ્લિમ વિદ્વાનોએ આધુનિક સમાજને અનુરૂપ ઈસ્લામી દૃષ્ટિકોણ રજુ કરતા દળદાર પુસ્તકો લખ્યા હોય છે. પરંતુ આપણા વિદ્યાર્થીઓને તેની માહિતી હોતી નથી. આ બાબતોને ધ્યાનમાં રાખી વિજ્ઞાન, ઈતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થતંત્ર, રાજકારણ અને કાયદાશાસ્ત્ર વગેરે મહત્વના વિષયોને લગતા પુસ્તકો આપણા વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવાની તમન્ના જાહેર કરૂં છું. અલ્લાહપાક આ બધા વિષયો ઉપર સહીહ વાત પેશ કરવાની તૌફીક આપે, આમીન.

આ વિષયો પૈકી **"મોર્ડન નાસ્તિક વૈજ્ઞાનિક આક્ષેપોના જવાબો"** સબંધે આ પુસ્તક આપની સેવામાં રજુ કરી રહ્યો છું. કાયદા-કાનૂનના વિષયે **"ઈસ્લામી કાયદા-કાનૂનની વ્યવસ્થા"**, ઈતિહાસના વિષયે **"ભારતના નિર્માણ, વિકાસ, વફાદારી અને બલિદાનોમાં મુસ્લિમોનો મહત્વનો ફાળો"** નામી પુસ્તક તથા અર્થતંત્રના વિષય ઉપર પણ એક પુસ્તક **"ઈસ્લામી મૂડી રોકાણ અને બેંકીંગ વ્યવસ્થા"** અને સામાજિક બાબતે **"ઈસ્લામની કૌટુંબિક તથા સામાજિક વ્યવસ્થા"** લખી ચૂક્યો છું.

આધુનિક વિજ્ઞાનની પ્રગતિ પછી માનવીએ એમ સમજી લીધું લીધું કે તેણે જગતની રચના અને નિર્માણનો છેલ્લો જાદુઈ નુસ્ખો પામી લીધો છે. હવે વિજ્ઞાન અને ટેકનોલોજીથી તે વૈભવશાળી, શાંતિમય, રળિયામણું, આનંદિત જીવન વિતાવશે, જેનું સ્વપ્ન માનવી હઝારો વર્ષથી જોઈ રહ્યો હતો. પરંતુ વિજ્ઞાનના અમલી અને કાર્યરિત વપરાશ પછી તેનું સ્વપ્ન છિન્નભિન્ન થઈ ગયું. વિજ્ઞાન ઘણી પ્રગતિ તો લાવ્યુ, પરંતુ સાથે તેણે ઘણા વિકટ પ્રશ્નો પણ ઉપસ્થિત કર્યા. તેણે યુદ્ધની ખુવારીનું પ્રમાણ વધારી દીધુ. પહેલુ અને બીજુ વિશ્વયુદ્ધ અને ત્યાર પછીના યુદ્ધો સંપૂર્ણપણે મોર્ડન ટેકનોલોજીનું જ પરિણામ હતું. ભૂતકાળના સઘળા નુકસાનોથી વધારે નુકસાન તેણે સર્જ્યું. તે સિવાય જીવનની પ્રત્યેક બાબતોમાં એવી ગુંચવડો અને વિકટ સમસ્યાઓ સર્જી, જેનું કોઈ સમાધાન જણાતુ નથી. આ કડવા અનુભવ પછી

વિશ્વભરમાં ધર્મ તરફ પ્રયાણની નવી પ્રક્રિયાનો આરંભ થઈ ચૂક્યો છે. આ બાબતે માનવી સઘળા ધર્મોનું વૈજ્ઞાનિક અને ઐતિહાસિક વાંચન કરી ચૂક્યો છે. પરંતુ તેણે જોયું કે, બધા જ મોટા મોટા ધર્મો ઈતિહાસના માપદંડ ઉપર પૂરા ઉતરતા નથી. હવે ફક્ત ઈસ્લામ જ વૈજ્ઞાનિક અને ઐતિહાસિક રીતે મોર્ડન યુગથી તાલ મેળવી શકે છે.

વૈજ્ઞાનિક ભૌતિક સુખની અમુક તે બાબતો વિચારવી પડશે, જેને લઈ આ બધી જ સુખ અને આનંદમય સાધન સામગ્રીઓ છતાં આજે માનવસમાજ આત્માની દૃષ્ટિએ જેટલો દુઃખી અને પરેશાન છે, કદાચ પાછલી સદીઓમાં નહીં હોય. એનું કારણ વૈજ્ઞાનિક પ્રગતિ નથી, પરંતુ તેની લગામ જે લોકો (યુરોપ અને અમેરીકા)ના હાથમાં છે, તેમણે તેમાં પોતાની સ્વચ્છંદતા અને મનેચ્છાવાદી સંસ્કૃતિની વિજ્ઞાન સાથે ભેળસેળ કરી નાંખી છે. જેમાં અલ્લાહ તઆલાની યાદ, સ્મરણ, ઉપાસના (બંદગી) અને તેની સાથે પોતાનો આત્મિય સબંધ કમજોર થઈ ગયો. એક ફ્રાન્સીસી વૈજ્ઞાનિકના શબ્દોમાં માનવીએ વિજ્ઞાનિક પ્રગતિ કરી, પરંતુ પોતાના સર્જક અને માલિક એક અલ્લાહપાકને તે ભૂલી ગયો. જેના કારણે તે આત્મિય રીતે અશાંતિમાં જીવી રહ્યો છે. કુર્આન શરીફની પહેલી વહીના એક જ શબ્દમાં આ હકીકત તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે કે, પઢો-ભણો, પોતાના પાલનહારના નામથી, જેણે જન્મ આપ્યો. એટલે કે પાલનહારના નામના સ્મરણ અને યાદી સાથે જો જ્ઞાન મેળવશો, તો તે ફળદાયક નિવડશે. અને જો તેને ભૂલીને જ્ઞાન મેળવશો, તો તેના માઠા પરિણામ ભોગવવા પડશે. જે આજે આપણે ભોગવી રહ્યા છીએ. માટે વિજ્ઞાનથી આપણે એ અભિલાષા રાખીએ કે, તે જો પોતાના સર્જક અને માલિકના સ્મરણ અને યાદ સાથે હશે, તો માનવસમાજમાં જે અશાંતિ સર્જાયેલી છે, તેનો અંત આવશે.

**આભાર :**

આ પુસ્તક મારા ઉર્દુ પુસ્તક **'જદીદ ફલસફા ઔર ઈલ્મુલ્કલામ'**નું ગુજરાતી ભાષાંતર છે. ઉર્દૂ પુસ્તકના અર્ધા ભાગનું ભાષાંતર **જનાબ માસ્તર અહમદહુસૈન ગાઝી (ગોધરાવાલા) સા.**ની ઘડાયેલ કલમે થયું

છે. મોહતરમ જનાબ ગાઝી સા. ગુજરાતી ઈસ્લામી સાહિત્યક્ષેત્રે ઘણું જ ઉમદા કામ કરી રહ્યા છે. ઘણા ઉર્દૂ પુસ્તકોનો આપે અનુવાદ કર્યો છે. ઉપરોક્ત પુસ્તકમાં થોડુંક અવનવુ અને અઘરા વિષયો હોવાને લઈ તથા વિજ્ઞાનની અટપટી વિચારધારાઓ અને સંશોધનને ગુજરાતી ભાષામાં રૂપાંતર કરવું થોડું મુશ્કેલ હતું, છતાં મોહતરમ ગાઝી સાહબે આ વિષયનો હક્ક અદા કર્યો છે. તે બદલ આપનો દિલની ગેહરાઈઓથી શુક્રિયહ અદા કરૂં છું. અલ્લાહપાક આપને તેનો પોતાની શાન પ્રમાણે બેહતરીન બદલો અતા ફરમાવે, આમીન.

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર **અઝીઝમ મવ. રશીદઅહમદ મનુબરી સાહબ**નો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહપાક એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, આમીન. સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક **ઐયુબભાઈ ભાડભૂતવાળા**ને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.





# ઈસ્લામ : આધુનિક યુગનો સર્જક

અલ્લાહ તઆલાએ એક સંપૂર્ણ વિશ્વ સર્જ્યું. અને પછી માનવીને પૂર્ણ સ્વરૂપે પેદા કર્યો. અલ્લાહપાકે માનવીથી કહ્યું : "તું આ વિશ્વમાં વસવાટ કર અને તેનાથી લાભ ઉઠાવ." સાથોસાથ માનવીઓને એ પણ દર્શાવી દીધું કે, તમારો સર્જક તથા ઉપાસ્ય (ખાલિક વ મઅબૂદ) માત્ર એક જ છે. તે જ એક ખુદાપાકની ઈબાદત કરો. તેના સિવાય કોઈ બીજાને પોતાનો મઅબૂદ ન બનાવો.

પરંતુ માનવી દેખાતી વસ્તુઓની પૂજામાં પડી ગયો. તે અદશ્ય ખુદાને પોતાના ધ્યાનનું કેન્દ્ર નહીં બનાવી શક્યો. તે દિન-પ્રતિદિન દશ્ય ખુદાઓ તરફ ઢળતો ચાલ્યો ગયો. જે વસ્તુ પણ એને મોટી અને ચળકતી દેખાઈ, તેના વિશે તેણે સમજી લીધું કે તે ખુદાપાક છે અથવા તે પોતાની અંદર ખુદાઈ ગુણો ધરાવે છે. આમ, એક બાજુ મહાપુરૂષોની પવિત્રતામાં અતિશયોક્તિ કરી વ્યક્તિપૂજા શરૂ થઈ અને બીજી બાજુ પ્રકૃતિ (મખ્લૂક) પૂજાનો સિલસિલો આરંભાયો.

આ અલ્લાહ તઆલા સિવાયની ઈબાદતનું જ નામ શિર્ક (અનેક ખુદા-વાદ) છે. આ અનેક ખુદાવાદ ધીમે ધીમે વિચાર તથા આચારના તમામ પાસાઓ પર છવાય ગયો. શુકન-અપશુકનની કાલ્પનિક માન્યતાઓ દ્વારા એ બધી કૌટુંબિક રસમોમાં શામેલ થઈ ગયો, તો ખુદાઈ રાજા (Divine King)ના દૃષ્ટિકોણ સ્વરૂપે તે રાજકીય વ્યવસ્થાનો પણ અનિવાર્ય અંગ બની ગયો.

આ જ પ્રાચીન વિશ્વનો ધર્મ હતો. પ્રાચીન વિશ્વ સંપૂર્ણપણે તે કપોળ-કલ્પિત માન્યતાઓ પર સ્થાપિત હતું, જેને ધર્મની ભાષામાં શિર્ક (અનેક ખુદાવાદ) અને વૈજ્ઞાનિક ભાષામાં વહેમ કહેવામાં આવે છે.

## વિજ્ઞાનની પ્રગતિમાં સૌથી મોટી રૂકાવટ શિર્ક :

જમીન પર માનવી હજારો વર્ષોથી આબાદ છે, પરંતુ ઈતિહાસ પ્રમાણે ઈસ્લામથી પહેલાં કોઈ પણ સમયમાં માનવીની પહોંચ આ ક્ષેત્ર સુધી પહોંચી ન હતી. જેને આજે વિજ્ઞાન કહેવાય છે. તેનું કારણ શું છે ? તેનું કારણ ઘણું સરળ છે. ઈસ્લામથી પહેલાં દરેક યુગમાં માનવી ઉપર શિર્કનું વર્ચસ્વ હતું. આ શિર્ક વિશ્વની વસ્તુઓ પર સંશોધન કરવામાં રૂકાવટ હતું. કારણ કે શિર્કના અકીદા-સિદ્ધાંતોમાં પ્રકૃતિના તત્વોને પૂજવામાં આવતા હતા. જ્યારે વિજ્ઞાનની શરૂઆત તે વખતે થાય છે, જેમાં તે તત્વો પર સંશોધન કરવામાં આવે છે. શિર્ક કરનારો ચંદ્રને દેવતા સમજતો હતો એટલા માટે તેનું ધ્યાન ત્યાં જતું જ ન હતું કે તે ચંદ્ર પર પગ મૂકે. તે વરસાદના પૂરને ખુદાનો એક અંશ સમજતો હતો. એટલે તેના માટે એ વિચારવું મુશ્કેલ હતું કે, તે પૂરને કાબૂમાં કરી તેમાંથી વિજળી મેળવે. ઈસ્લામે પહેલી વખત શિર્કને પરાજિત કરીને તૌહીદ (એકેશ્વરવાદ)ને જીત અપાવી અને સ્પષ્ટ કર્યું કે, અલ્લાહ માત્ર એક જ છે, બાકી બધી વસ્તુઓ તેનું સર્જન છે. આ રીતે ઈસ્લામે પ્રકૃતિના તત્વોના સંશોધનનો માર્ગ મોકળો કર્યો અને અંતે એ બધી પ્રગતિ થઈ, જે કુદરત પર વિજય મેળવીને માનવીને પ્રાપ્ત થાય છે. વાસ્તવિક્તા એ છે કે, પ્રાચીન સમયમાં વિજ્ઞાનની અપ્રગતિ શિર્કનું પરિણામ હતું અને આધુનિક વિજ્ઞાનની પ્રગતિ તૌહીદ-એકેશ્વરવાદને લીધે જ છે. એમાં શંકા નથી કે, ઈસ્લામ એટલા માટે નથી આવ્યો કે તે દુનિયાને વિજ્ઞાન આપે, પરંતુ એમાં પણ કોઈ શંકા નથી કે, જો ઈસ્લામ ન આવતો તો વિજ્ઞાનની પ્રગતિનો દરવાજો બંધ રહેતો. જેમકે તેનાથી પહેલાં તે માનવો ઉપર બંધ પડ્યો હતો. વિજ્ઞાનના સંશોધનો અને પ્રગતિ વિશે તૌહીદ-એકેશ્વરવાદની આ અગત્યતાને ડૉ.આર્નોલ્ડ ટાઈનબીએ (ઈ.સ. ૧૮૮૯-૧૯૭૫) ખુલ્લા મનથી સ્વીકાર કર્યો છે.

પાછલા કાળમાં જે પયગમ્બરો આવ્યા, તે બધા જ આ દૂષણ દૂર કરવા માટે આવ્યા. તેમણે દરેક કાળમાં માનવીને એ વાતની ભલામણ કરી કે, અનેક ખુદાવાદ (શિર્ક) છોડો અને એક ખુદાવાદ (તવહીદ)ને અપનાવી લો. એક રિવાયત મુજબ હઝરત આદમ (અલયહિસ્સલામ)થી લઈ હઝ. ઈસા (અલયહિસ્સલામ) સુધી એક લાખથી વધારે પયગમ્બરો આવ્યા. પરંતુ માનવી તેમની વાત માનવા માટે રાજી નહીં થયો. પયગમ્બરોનું આહ્‌વાન સત્યની ઘોષણા પુરતુ સીમિત રહ્યું, તે સત્ય આધારિત ક્રાંતિ સુધી ન પહોંચ્યું.

અનેક ખુદાવાદ અથવા તો વહેમને નિર્મૂળ કરવાનો મામલો સાદા અર્થમાં માત્ર એક ધાર્મિક મામલો જ ન હતો. એનો સબંધ માનવીના બધા જ મામલાઓ સાથે હતો. વાસ્તવિક્તા એ છે કે, વહેમનો આ પ્રભાવ દરેક પ્રકારની માનવીય પ્રગતિ આડે અવરોધરૂપ હતો.

તેણે પ્રકૃતિ (વસ્તુઓ)ને પવિત્રતાનું સ્થાન આપી તેના વિશે સંશોધન કરવાની તથા તેની ઉપર અંકુશ મેળવવાની માનસિકતા ખત્મ કરી દીધી હતી. જ્યારે પ્રકૃતિ વિશે સંશોધન તથા તેની પર અંકુશ મેળવ્યા પછી જ તે બધી ઘટનાઓ પ્રગટ થનાર હતી, જેને વિજ્ઞાન તથા ટેકનોલોજીનો વિકાસ કહેવામાં આવે છે. માનવીએ વિવિધ પ્રકારની પાયાવિહિન કપોળ કલ્પનાઓના આધારે માનવજાત વચ્ચે ઉંચ-નીચની માન્યતાઓ ઉભી કરી લીધી હતી. તે યથાવત્ રહે એ સ્થિતિમાં એ અશક્ય હતું કે માનવીય સમાનતાનો દોર શરૂ થઈ શકે. એવી જ રીતે તે બધી ચીજો જેને વર્તમાનકાળમાં પ્રકાશ તથા પ્રગતિ કહેવામાં આવે છે, એ બધી ચીજોનું પ્રગટ થવું અશક્ય બની ગયું હતું. કારણ કે તેને પ્રગટ થવા માટે વૈજ્ઞાનિક અભિગમની આવશ્યકતા હતી. અને વહેમયુક્ત અભિગમે વૈજ્ઞાનિક અભિગમની ઉત્પત્તિને અશક્ય બનાવી દીધું હતું.

હજારો વર્ષના પયગમ્બરી પ્રયત્નોએ પુરવાર કરી દીધું હતું કે, માત્ર વૈચારિક ઝુંબેશ માનવીને વહેમમાંથી કાઢવા માટે અપુરતી છે. તત્કાલીન

સરકારો પણ તે જ વહેમી માન્યતાઓના આધારે સ્થપાતી હતી. એટલે શાસકોનું હિત એમાં હતું કે, વહેમનો દોર દુન્યામાં ચાલતો રહે. જેથી પ્રજાજનો પર તેમની સત્તાનો અધિકાર શંકાસ્પદ ન બનવા પામે. એટલે તેઓ પોતાની રાજકીય તથા સૈન્ય શક્તિનો તે દરેક ચળવળ વિરૂદ્ધ ભરપૂર ઉપયોગ કરતા હતા, જે શિર્ક અને અંધશ્રદ્ધાને નિર્મૂળ કરવા માટે ઉભી થઈ હોય.

## રાજકારણમાં ધર્મની મિલાવટ :

તૌહીદ-એકેશ્વરવાદનો સંદેશો લોકોને પહોંચાડવો પ્રાચીન સમયથી બધા નબીઓનું મિશન રહ્યું હતું, પરંતુ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પહેલા બધા યુગોમાં તૌહીદ-એકેશ્વરવાદની દઅવત પ્રાણના બલિદાન પર આપવાની હતી. તૌહીદનો પયગામ લઈને ઉઠનારા લોકોને આગમાં નાંખવામાં આવતા અને કરવતથી ચીરી નાંખવામાં આવતા. તેનું કારણ શું હતું ? તેનું કારણ એ હતું કે, પ્રાચીન સમયમાં શિર્કનું માનવ-વિચારો પર વર્ચસ્વ હતું. અહીંયાં સુધી કે રાજકારણની બુનિયાદ પણ શિર્ક પર જ કાયમ હતી. પ્રાચીન સમયના બાદશાહો લોકોને એ વિશ્વાસ અપાવીને તેમની ઉપર શાસન કરતા હતા કે, તેઓ દેવતાઓના સંતાન છે. તેમની અંદર ખુદા શરીરમાં પ્રવેશી ગયા છે. એટલા માટે જ્યારે કોઈ તૌહીદની અવાજ બુલંદ કરતું કે અલ્લાહ એક જ છે, કોઈ તેનો ભાગીદાર નથી. તો પ્રાચીન સમયમાં બાદશાહોને આ અવાજ તેમના બાદશાહી હકને પડકારતી નજર આવતી હતી. તેમાં તેમને પોતાનો વિરોધ દેખાતો હતો. માટે તેઓ પોતાના રાજકીય ફાયદા માટે તૌહીદના સમર્થકોના દુશ્મન બની જતા હતા અને નિર્દયતાથી તેમને કચડી નાંખતા હતા.

અલ્લાહપાકે ફેંસલો કર્યો કે, આ સ્થિતિને હંમેશા માટે ખતમ કરી દેવામાં આવે. કુર્આને કરીમમાં અંતિમ નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને આપના સાથીઓને શિખવાડ્યું કે, તમે આ રીતે દુઆ કરો : "હે અમારા પરવરદિગાર ! વળી અમારી પાસે તે બોજો ન ઉંચકાવ કે તેં અમારાથી પહેલાં લોકો પર નાંખ્યો હતો." *(સૂ.બકરહ : ૨૮૬)*

આ દુઆમાં તે ખુદાના ફેંસલાની જાહેરાત હતી કે, ખુદા ભવિષ્યમાં એક પરિવર્તન લાવનાર છે. તેનું પરિણામ એ હશે કે સત્તાનો સબંધ શિર્કથી તૂટી જશે. હવે શાસન એક માત્ર રાજકીય મામલો હશે, ન કે અકીદો-શ્રદ્ધા. આ તે ખુદાની યોજના હતી તેની પૂર્ણતા માટે કુર્આને કરીમે હુકમ આપ્યો : "અને (હે મુસ્લિમો !) તમે એ (અરબના) કાફિરો સાથે એટલે સુધી લડો કે કંઈ ફિત્નો બાકી રહે નહીં અને દીન સઘળો અલ્લાહપાકનો જ થઈ જાય. *(સૂ.અન્ફાલ : ૩૯)*

ફિત્નાનો અર્થ કસોટી છે, એટલે કે મતને ફેરવી દેવો. કુર્આને કરીમમાં છે : "હઝરત મૂસા અલયહિસ્સલામને તેમની કૌમના અમુક નવ-યુવાનો સિવાય કોઈએ ન માન્યા. ફિરઔન અને પોતાની કૌમના સરદારોના ડરથી તેમને ભય હતો કે ફિરઔન તેમને સતાવશે." *(સૂ.યૂનુસ : ૮૩)*

ઉપરની આયતમાં જે શબ્દ સતાવવા અને સજા આપવાના અર્થમાં વપરાયો છે, તેને અંગ્રેજીમાં Persecution (પર્સિક્યુશન-દમન) કહે છે. એટલે વિચાર અથવા અકીદાને લીધે કોઈને સતાવવો.

અરબમાં અને અરબની આસપાસ તૌહીદ (એકેશ્વરવાદ)ને કારણે જે ઈસ્લામી પરિવર્તન આવ્યું, તેણે શિર્કને વૈચારિક વર્ચસ્વથી હટાવી દીધું. હવે શિર્કની હેસિયત સ્વજાત અકીદાની બની ગઈ, ન કે એવો દૃષ્ટિકોણ કે જેની ઉપર સામાજિક જીવનની સંપૂર્ણ વ્યવસ્થા કાયમ હોય. તેને લીધે શિર્કનો સબંધ પદ-પ્રતિષ્ઠાથી તૂટી ગયો. કારણ કે હવે શિર્કને લીધે કોઈને સત્તા પ્રાપ્ત કરવાનો મોકો બાકી રહ્યો ન હતો.

ઈતિહાસમાં આ પરિવર્તન બિલ્કુલ પહેલી વખત આવ્યું હતું. તેના પરિણામોમાં બે પરિણામો ખાસ છે. એક એ કે, જ્યારે એ જાણ થઈ ગઈ કે અલ્લાહ માત્ર એક જ છે અને બાકી બધી વસ્તુઓ તેનું સર્જન અને તેના આધિપત્યમાં છે. તેના પરિણામે પ્રકૃતિના તત્વોનું મહત્વ ઘટી ગયું. તે તત્વો જે હમણાં સુધી માનવો માટે પૂજનીય હતા, તે હવે તેમના પોતાના સેવક લાગ્યા. **"ખલક લકૂમ મા ફીલ અર્દિ જમીઆ"** હવે માનવીને

લાગ્યું કે તે એ વસ્તુઓને ઓળખે અને તેનો ઉપયોગ કરે. માનવીના વિચારોનું આ પરિવર્તન હતું. તેણે વહેમોના યુગને ખતમ કરીને વિજ્ઞાનના યુગની શરૂઆત કરી. બીજુ પરિણામ એ આવ્યું કે, પેઢી દરપેઢીથી ચાલી આવતો શાસકોનો યુગ ખતમ થઈ ગયો અને તેને બદલે લોકશાહી શાસનની શરૂઆત થઈ. જ્યારે એ માલૂમ થયું કે બધા માનવીઓ સમાન છે, કોઈ માનવીમાં અલ્લાહના ગુણો સંપૂર્ણ રીતે નથી, તો હવે કોઈ વ્યક્તિને વંશપરંપરાગત રીતે શાસન કરવાનો હક બાકી રહેતો નથી.

આ બંને પરિવર્તનોની શરૂઆત મદીનાથી જ થઈ હતી. ત્યાર બાદ દમાસ્કસ, બગદાદ, સ્પેન અને સિસલી થઈને વિશ્વના બીજા ભાગોમાં પહોંચ્યું. તે સમયગાળા દરમિયાન પ્રાચીન પરિસ્થિતિની અસરોથી આ વૈચારિક ચળવળને અનેક વખતે મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો હતો. જો કે તેનું કાર્ય ચાલુ રહ્યું. વિરોધી શક્તિઓની કોઈ પણ કોશિશ તેમાં સફળ થઈ શકી નહીં કે તેઓ શિર્ક યુગને બીજી વખત પહેલી શાનથી પરત લાવી શકે અને ન કોઈ શાસક માટે એ શક્ય હતું કે તે પહેલાંની જેમ આ સ્થાન પ્રાપ્ત કરી શકે. જેમકે ઈરાકમાં નમરૂદ અને મિસરમાં ફિરઔનને પ્રાચીન સમયમાં પ્રાપ્ત હતું.

હવે પ્રશ્ન એ હતો કે, શું કરવામાં આવે ? આ જ સમયસંધિ છે, જ્યારે છઠ્ઠી સદી ઈસ્વીમાં અંતિમ પૈગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)નું આગમન થયું. અલ્લાહ તઆલાએ પોતાના વિશેષ નિર્ણય વડે આપ (સલ.)ને સત્યના સંસ્થાપક (દાઈ)ની સાથો-સાથ અસત્યના ઉત્થાપક (માહી) પણ બનાવ્યા. મતલબ આપને એ જવાબદારી સોંપવામાં આવી કે આપ (અલયહિસ્સલામ) તે અંધશ્રદ્ધા આધારિત વ્યવસ્થા ખોટી હોવાની ઘોષણા કરે. એટલું જ નહીં, બલ્કે તેને હંમેશ માટે ખત્મ કરી નાંખવા માટે તેની વિરૂદ્ધ લશ્કરી કાર્યવાહી પણ કરે.

## આપ (સલ.) શિર્કને મિટાવનાર :

કુર્આનમાં અલ્લાહપાકના રસૂલ (સલ.)ને સંબોધન કરતા કહેવામાં

આવ્યું છે કે, "આ શાસ્ત્ર અમે તમારી ઉપર એટલા માટે ઉતાર્યું કે, તમે માનવજાતને અંધકારમાંથી કાઢી પ્રકાશ તરફ લઈ આવો." *(સૂ.ઈબ્રાહીમ : ૧)*

માનવીને અંધકારથી રોશની તરફ લઈ જવાનું આ જ કાર્ય પૈગમ્બરોને સુપરદ કરવામાં આવ્યું હતું, પરંતુ પયગમ્બરે ઈસ્લામની એક વિશેષતા એ છે કે, અલ્લાહપાકે નિર્ણય કર્યો કે આપ (સલ.) માત્ર પયગામ પહોંચાડીને માનવજાતને તેના હાલ પર નહીં છોડી દેશે, બલ્કે ઉચિત પગલાં ભરી વ્યવહારિક સ્તરે પણ તેમની સ્થિતિ બદલી નાંખશે. આ વ્યવહારિક પગલાંને સફળ બનાવવા માટે જે પણ અનિવાર્ય સંશાધનો આવશ્યક હતા, તે બધા અલ્લાહપાકે આપને ઉપલબ્ધ કરાવ્યા તેમજ એ બાંહેધરી પણ આપી દીધી કે ભૌતિક સાધનોની દરેક કમીને ફરિશ્તાઓની વિશેષ મદદ વડે પૂરી કરી દેવામાં આવશે (જેમકે બદર યુદ્ધમાં બન્યું).

આ વાત હદીષ શરીફમાં જુદી જુદી શૈલીથી વર્ણવાઈ છે. એક હદીષ શરીફના શબ્દો આ મુજબ છે : "હું એ મિટાવનાર વ્યક્તિ છું, જેના વડે અલ્લાહ તઆલા ઈન્કાર (કુફ્ર)ને મિટાવશે." બીજા શબ્દોમાં કહો તો અલ્લાહના રસૂલ (સલ.) માત્ર સત્ય સ્વીકાર માટે માનવજાતને બોલાવનાર (દાઈ) ન હતા, બલ્કે તેની સાથોસાથ આપ અસત્યને ભૂંસનાર (માહી) પણ હતા. તેઓ પોકારનાર (દાઈ) પણ હતા અને તે પુકારને વ્યવહારતઃ લોકો સ્વીકારે એના માટે સ્થિતિ સર્જનાર પણ હતા. કુર્આને કરીમમાં કહેવામાં આવ્યું છે : "પયગમ્બરના અભિયાનની પૂર્ણતા માટે નેક માનવીઓ સિવાય અલ્લાહપાક અને ફરિશ્તાઓ સુદ્ધાં તેમના મદદગાર છે."

આવું એટલા માટે થયું કે, અલ્લાહપાકને જે નવો યુગ પ્રગટ કરવો હતો, તેનું પ્રાગટ્ય શક્ય બને.

અમેરિકી અવકાશયાત્રી નેઈલ આર્મસ્ટ્રોંગ (Neil Armstrong) પહેલો માનવી છે, જેણે ચાર દિવસીય અવકાશી યાત્રા પછી ૨૦મી જુલાઈ (૧૯૬૯)એ ચંદ્ર પર પોતાનો કદમ રાખ્યો. ત્યાં પહોંચી એ ઐતિહાસિક શબ્દો કહ્યા કે, "આ એક માનવી માટે નાનું ડગલું છે, પરંતુ માનવજાત

માટે તે એક મોટી છલાંગ છે.''

That's one small step for a men, one glant leap for man-kind. *(1/530)*

આર્મસ્ટ્રોંગ અને તેમના સાથી એડવિન અલ્ડ્રીન અને માઈકલ કોલીન્સે એક વિશેષ રોકેટ એપોલો (Appolo II) વડે પ્રવાસ કર્યો અને અંતિમ તબક્કામાં એક ચંદ્રયાન વડે તેઓ ચંદ્રની સપાટી પર ઉતર્યા.

આ એપોલો કે આ ચંદ્રયાન જાદુનો ઉડતો ઘોડો ન હતો, બલ્કે તે અટલ પ્રકૃતિ (કુદરતી) નિયમો મુજબ બનેલું એક વૈજ્ઞાનિક યંત્ર હતું. તેણે પ્રકૃતિના નિયમનો ઉપયોગ કરીને આ આખો અવકાશી પ્રવાસ ખેડ્યો. આ નિયમ આપણી સૃષ્ટિમાં લાખો વર્ષથી કાર્યરત્ હતો, પરંતુ માનવી આનાથી પહેલાં ક્યારેય એ વિચારી ન શક્યો કે તે પ્રકૃતિના આ નિયમને જાણે અને તેનો ઉપયોગ કરી ચંદ્ર સુધી પહોંચવાની કોશિષ કરે.

પ્રાકૃતિક શક્યતાઓ છતાં ચંદ્ર સુધી પહોંચવામાં આ વિલંબનું કારણ શું હતું ? એ કારણ અનેક દેવવાદ (શિર્ક) હતું. અર્થાત્ ખુદાપાકના સર્જન (મખ્લૂક)ને ખુદા સમજી તેની પૂજા કરવી. પ્રાચીનકાળમાં સમગ્ર વિશ્વમાં અનેક દેવવાદની માન્યતા છવાયેલી હતી. માનવી બીજી વસ્તુઓની જેમ ચંદ્રને પોતાનો ઉપાસ્ય સમજતો હતો. ચમકતા ચંદ્રને જોઈ માનવીના મનમાં તેની સમક્ષ ઝૂકી જવાનો વિચાર જન્મતો હતો. તેની ઉપર જીત મેળવવાનો નહીં. ચંદ્રને પવિત્ર સમજી લેવું, એમાં બાધક બની ગયું કે, માનવી ચંદ્રને કાબૂમાં કરવાની વાતનો વિચાર કરી શકે.

સાતમી સદી ઈસ્વીમાં પહેલી વખત એવું થયું કે, ઈસ્લામ વડે તે ક્રાંતિ થઈ, જેણે અનેક દેવવાદને પરાજિત કરી એકદેવવાદને વિજયી વિચાર બનાવી દીધો. આ ક્રાંતિ સર્વ પ્રથમ આરબોમાં આવી. ત્યાર પછી તે એશિયા અને આફ્રિકામાંથી પ્રવાસ કરતી કરતી યુરોપ પહોંચી. અને પછી તે એટલાંટિકને પાર કરીને અમેરિકામાં પ્રવેશી.

મુસ્લિમ વિશ્વમાં આ ક્રાંતિ ઈસ્લામના અંતર્ગત આવી હતી. પશ્ચિમી

વિશ્વે પોતાની પરિસ્થિતિ મુજબ આમાં એટલો ફરક કર્યો કે, એને ધર્મથી છૂટી પાડીને એક સેક્યુલર (બિન સાંપ્રદાયિક) જ્ઞાન તરીકે પ્રગતિ આપવાનું શરૂ કર્યું અને ત્યાર પછી તેને વર્તમાનકાળની ટોચ સુધી પહોંચાડ્યું. જેવી રીતે રાષ્ટ્રીયકરણ (નેશનલાઈઝેશન) માર્કસવાદની દાર્શનિક વિચાર-વ્યવસ્થાનો એક આર્થિક ભાગ છે. એવી જ રીતે આધુનિક વિજ્ઞાન ઈસ્લામી ક્રાંતિનો એક આંશિક ભાગ છે, જેને તેના આખા સ્વરૂપથી જુદો કરી લેવામાં આવ્યો છે.

ચંદ્રના પ્રવાસનો ઉલ્લેખ અહીં દાખલા ખાતર કરવામાં આવ્યો છે. આવો જ તે બધી વિદ્યાશાખાઓનો મામલો છે, જેને વર્તમાનકાળમાં પ્રકૃતિ સબંધી વિશેષ જ્ઞાન કહેવામાં આવે છે. આ જ્ઞાન પ્રાચીનકાળમાં અનેક દેવવાદ અથવા બીજા શબ્દોમાં પ્રાકૃતિક ચીજોને પવિત્ર સમજવાના કારણે નિષિધ્ધ બનેલા હતા. એકદેવવાદની ક્રાંતિએ પ્રકૃતિને પવિત્રતાના સ્થાન પરથી ખસેડીને તેના સંશોધનના દ્વાર ખોલી દીધા.

આવી રીતે માનવીય ઈતિહાસમાં પ્રકૃતિના સ્વતંત્ર સંશોધનનો એક નવો કાળ શરૂ થયો. આ કાળ હજાર વર્ષીય પ્રક્રિયા પછી અંતે આધુનિક વિજ્ઞાન અને આધુનિક ટેકનોલોજી સુધી પહોંચ્યો. આધુનિક વિજ્ઞાન સંપૂર્ણપણે ઈસ્લામી ક્રાંતિની દેણ છે. પ્રારંભે સીધી રીતે અને ત્યાર પછી પરોક્ષ (આડકતરી) રીતે.

આ વાસ્તવિક્તાનો સ્વીકાર કોઈ ન કોઈ રીતે સામાન્યપણે કરવામાં આવ્યો છે. વર્તમાનયુગમાં એવા ઘણા પુસ્તકો લખવામાં આવ્યા છે, જેમાંથી અમૂકના નામ આ પ્રમાણે હોય છે : ‘‘આરબોની વૈજ્ઞાનિક પ્રગતિ’’ અથવા તો ‘‘સભ્યતામાં મુસ્લિમોનો ફાળો’’ *(Muslim Contribution to Civilization)*

સંશોધકોએ સામાન્ય રીતે એ વાતનો એકરાર કર્યો છે કે, આધુનિક ઔદ્યોગિક પ્રગતિ આરબોના પ્રભાવથી અસ્તિત્વમાં આવી. એ.હંબોલ્ટ (A. Hamboldt)એ કહ્યું છે કે, ‘‘વાસ્તવમાં આ આરબો છે, જેમને સાચા અર્થમાં ફિઝિક્સ (ભૌતિકશાસ્ત્ર)ના સંસ્થાપક સમજવા જોઈએ.’’

It is the Arabs who should be regarded as the real founders of physics. *(P.25)*

ફિલિપ હિટ્ટીએ પોતાની કૃતિ હિસ્ટ્રી ઓફ ધી અરબ્સ (૧૯૭૦)માં લખ્યું છે કે, મધ્યકાળમાં કોઈપણ કૌમે માનવીય વિકાસમાં એટલો ભાગ ન ભજવ્યો, જેટલો આરબો અને અરબી ભાષા બોલનારાઓએ ભજવ્યો.

No people in the middle Ages contributed to human progress so much as did the Arabian and the Arabic speaking people. (P.4)

ઈતિહાસકારોએ સામાન્યપણે સ્વીકાર કર્યો છે કે, આરબો દ્વારા જે જ્ઞાન યુરોપ પહોંચ્યું, તે જ અંતે યુરોપના પુનરૂત્થાન (વધારે સાચા અર્થમાં પ્રથમોત્થાન)નું કારણ બન્યું. પ્રોફેસર હિટ્ટીએ લખ્યું છે કે, ૮૩૨ ઈ.સ.માં બગદાદ ખાતે ''બૈતુલ હિકમત'' સ્થપાયા બાદ આરબોએ જે અનુવાદ કર્યા અને જે ગ્રંથો રચ્યા તે લેટિન ભાષામાં અનુવાદ થઈ સ્પેન અને સિસલીના માર્ગે યુરોપ પહોંચ્યા અને પછી તે યુરોપમાં પુનરૂત્થાન સર્જવા માટે સહાયક બન્યા.

This stream was re-diverted in to Europe by the Arabs in spain and sicily, whence it helped create the Renaissance of Europ. *(P.307)*

છતાં પ્રશ્ન એ છે કે, ખુદ આરબો (મુસ્લિમો)ની અંદર એ માનસિકતા કેવી રીતે જન્મી, જ્યારે તેઓ ખુદ પણ પહેલાં તે જ વ્યાપક પછાતપણાં -ની સ્થિતિમાં પડેલા હતા, જેમાં આખા વિશ્વના લોકો પડેલા હતા ? આનો જવાબ માત્ર એક છે. તે એ કે, એકેશ્વરવાદની માન્યતા તેમના માટે તે વૈચારિક તથા વ્યવહારિક ક્રાંતિનું નિમિત્ત બની. બીજી કૌમો પાસે અનેક દેવવાદ હતો. આરબો પાસે (ઇસ્લામ પછી) એક દેવવાદ. આ જ તફાવતે બન્નેના ઈતિહાસમાં આ તફાવત સર્જી દીધો કે, એક ઈતિહાસનું સર્જન (કર્મ) બની રહ્યો, બીજો ઈતિહાસનો સર્જક (કર્તા) બની ગયો.

અહીં એ પુરવાર કરવાનો હેતુ એ છે કે, આ સર્વસ્વીકૃત ઐતિહાસિક ઘટના, જેને લોકોએ માત્ર મુસ્લિમ કૌમના ખાતામાં લખી રાખી છે, તેને વધારે સાચી રીતે ઇસ્લામના ખાતામાં લખવામાં આવે. આ માત્ર એક અનુભવી ઘટનાનું અર્થઘટન છે, કોઈ અજ્ઞાત ઘટના વિશે જાણ કરવાની નથી.

એક દાખલાથી તેની વધારે સ્પષ્ટતા થઈ શકે છે. આ એક જાણીતી ઘટના છે કે, ભારત ૧૯૪૭માં સ્વતંત્ર થયો. એક માણસ એમ કહી શકે છે કે, ભારતને ગાંધી તથા નહેરૂએ સ્વતંત્રતા અપાવી. પરંતુ વધારે ઉંડાણથી જોવામાં આવે તો એમ કહેવું બરાબર હશે કે, ભારતને આધુનિક રાષ્ટ્રીય તથા લોકશાહી વિચારધારાઓએ સ્વતંત્રતા અપાવી. વર્તમાનયુગમાં લોકશાહી અને રાષ્ટ્રવાદી સ્વતંત્રતાના સિદ્ધાંતોના આધારે વૈશ્વિક સ્તરે જે ક્રાંતિ થઈ, તેણે એ પરિસ્થિતિ સર્જી, જેમાં કોઈ ‘ગાંધી’ કે કોઈ ‘નહેરૂ’ ઉભો થાય અને દેશને આઝાદી તરફ લઈ જવામાં સફળ થઈ શકે. જો જાગતિક (આલમી) વૈચારિક ક્રાંતિનું આ વાતાવરણ અનુકૂળ નહીં હોતે, તો આપણી સ્વતંત્રતાની ચળવળ પણ ક્યારેય સફળ નહીં થતે.

ચર્ચા હેઠળ વિષયનો મામલો પણ આ જ છે. એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે, આરબ મુસ્લિમો વડે વિશ્વમાં આધુનિક વૈજ્ઞાનિક ક્રાંતિનો પ્રારંભ થયો. પરંતુ ખુદ તે પ્રારંભનું કારણ પણ એ હતું કે, ઇસ્લામે તેઓને નવી સોચ આપી. આમ, વિજ્ઞાનનો ઈતિહાસ માત્ર એક કૌમનું કારનામું નથી રહેતું, બલ્કે એ તે દીન (ધર્મ)ની દેણ ઠરે છે, જે શાશ્વત ધોરણે બધા માનવજાતના સાચા માર્ગદર્શન કાજે ખુદાએ ઝુલજલાલ તરફથી પોતાના બંદાઓ તરફ મોકલવામાં આવ્યો.

હેનરી પાયરેને આ ઐતિહાસિક વાસ્તવિક્તાનો આ શબ્દોમાં સ્વીકાર કર્યો છે કે, “ઇસ્લામે પૃથ્વીપટનો ચહેરો બદલી નાંખ્યો. ઈતિહાસનું પરંપરાગત માળખુ ઉખેડીને ફેંકી દેવામાં આવ્યું.”

Islam changed the face of the globe. The traditional order of history was overthrown.

## વિજ્ઞાન ઈસ્લામના પરિવર્તનનું પરિણામ :

તૌહીદ-એકેશ્વરવાદને લીધે જે વૈચારિક ક્રાંતિ આવી, તેના અન્ય પરિણામોમાં એક પરિણામ એ હતું કે, તે પ્રકૃતિના તત્વોને એક વિવશ સર્જન છે એવું માનવા લાગ્યો અને માનવીને એ હક છે કે, તે એ તત્વોને જાણે અને તેને પોતાના કામમાં લાવે. આ વૈચારિક યુગની શરૂઆત ઉમવી યુગ (ઈ.સ.૬૬૧-૭૫૦)માં દમાસ્કસમાં થઈ. પ્રાચીન યુનાની હકીમને ત્યાં કીમિયા (ચાંદીથી સોનું બનાવવાની) એક ધૂન હતી. ખાલિદ બિન યઝીદ બિન મુઆવિયા કદાચ એ પહેલા વ્યક્તિ હતા, જેમણે કિમિયાને એક ઔષધ તરીકે વિકસાવવાની કોશિશ કરી. અબ્બાસી શાસનકાળમાં આ જ્ઞાનને વધુ પ્રગતિ મળી અને સ્પેન તથા સિસલી સુધી ફેલાતુ ગયું. તે સમયે મુસલમાનો જ્ઞાન-વિજ્ઞાન અને સભ્યતામાં વિશ્વની બીજી જાતિઓ કરતાં આગળ હતા. ઈતિહાસના એ યુગને યુરોપના ઈતિહાસકારો અંધકારયુગ (Dark Ages) કહે છે. પરંતુ તે માત્ર યુરોપ માટે હતો, ન કે મુસ્લિમ દુનિયા માટે. વર્લ્ડ બુક ઈન્સાયક્લોપિડીયામાં 'અંધકારયુગ'ના શિર્ષક હેઠળ લખ્યું છે : "અંધકારયુગની વ્યાખ્યા શાનદાર અરબ સંસ્કૃતિ સાથે મેળ ખાતી નથી, જે તે સમયે ઉત્તર આફ્રિકા અને સ્પેનમાં ફેલાયેલી હતી."
The term Dark Ages cannot applied to the splendid Arab culture which spread over North Africa and into Spain.

શિર્ક કેવી રીતે વિજ્ઞાનની પ્રગતિમાં વિધ્નરૂપ હતું, તેનું એક ઉદાહરણ અહીં જોઈએ :

પ્રાચીનકાળે યુનાનમાં પૃથ્વી અને આકાશના પરિભ્રમણ વિશે બે મતો હતા. એક મહાન ફિલોસોફર પ્લૂટો (અરસ્તારકસ)નો મત, જેમાં પૃથ્વી સૂર્યને ફરતે ગતિ કરે છે. બીજો ટોલેમીનો મત, જેમાં બધા જ અવકાશી પદાર્થો પૃથ્વીને ફરતે પરિભ્રમણ કરે છે. પહેલા મત પ્રમાણે પૃથ્વી ગોળ હતી અને બીજા મતે ચપટી. કોન્સ્ટેન્ટાઈન (ઈ.સ.૨૭૨-૩૩૭)ના ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યા પછી ખ્રિસ્તીઓનું યુરોપમાં વર્ચસ્વ વધ્યું તો તેમણે ટોલેમીના

મતનું સમર્થન કર્યું અને બીજો મત દાબી દીધો. તેનું કારણ એ હતું કે, ખ્રિસ્તીઓએ હઝરત મસીહ (અલૈ.)ને ખુદા સમકક્ષ બનાવ્યા હતા. એ માન્યતા પ્રમાણે પૃથ્વીને એ પવિત્રતા પ્રાપ્ત હતી કે, તે (નઉઝૂબિલ્લાહ) ખુદાની જન્મભૂમિ છે અને જે પૃથ્વી ખુદાની જન્મભૂમિ હોય તે બીજા કોઈના અંકુશમાં કેમ હોય ? પૃથ્વીને આ રીતે પવિત્ર સમજવાને લીધે તેઓ તેની ઉપર સંશોધનો ન કરી શક્યા. ખ્રિસ્તી ધર્મગુરૂઓ અને વિજ્ઞાન વચ્ચેના સંઘર્ષની વિસ્તૃત માહિતી દર્શાવતુ મિસ્ટર ડ્રેપર (ઈ.સ. ૧૮૧૧-૧૮૮૨)નું પુસ્તક ''ધર્મ અને વિજ્ઞાનનો સંઘર્ષ'' (Conficit between Science and Religion)માં જોઈ શકાય છે.

## ઈસ્લામ : મોર્ડન વિજ્ઞાનનો સર્જક :

હઝરત ઈસા (અલૈ.)થી પહેલાં વિશ્વમાં ચાર સાંસ્કૃતિક કેન્દ્રો હતા. ઈરાન, ચીન, ભારત અને ગ્રીસ. અબ્બાસી ખલીફા મન્સૂરે ૭૬૨ ઈ.સ.માં બગદાદ શહેર વસાવ્યું. તેણે જુદા જુદા પ્રદેશોના વિદ્વાનો તથા બુધ્ધિજનોને એકત્ર કર્યા અને અન્ય ભાષામાંથી અરબીમાં અનુવાદ કરવાને પ્રોત્સાહન આપ્યું. રાજ્યના વડપણ હેઠળ આ કાર્ય શરૂ થઈ ગયું. ૮૩૨ ઈસ્વીસનમાં ખલીફા મામૂને બગદાદ ખાતે બયતુલ હિકમતનો પાયો નાંખ્યો. સાથો સાથ તેણે એક વેધશાળા, એક ગ્રંથાલય અને એક ભાષાંતર ગૃહની સ્થાપના કરી. અહીં અન્ય ભાષાઓમાંથી અરબીમાં અનુવાદનું કાર્ય એટલા મોટા પાયે શરૂ કર્યું કે, બગદાદની સ્થાપનાના ૮૦ વર્ષની અંદર ગ્રીક પુસ્તકોનો અધિકતર ભંડાર આરબોના હાથમાં આવી ગયો.

અબ્બાસી કાળમાં કાગળ બનાવવાનો એક ગૃહઉદ્યોગ વિકસી ચૂક્યો હતો. એટલે વધુ પ્રમાણમાં પુસ્તકો લખાવા માંડ્યા. દસમી સદીમાં કાર્ડોબા (સ્પેન)ના પુસ્તકાલયમાં ચાર લાખથી વધારે પુસ્તકો મૌજૂદ હતા. તે કાળમાં યુરોપની સ્થિતિ એ હતી કે, કેથોલિક એન્સાયક્લોપિડિયા મુજબ કેન્ટરબરીની લાયબ્રેરી તેરમી સદીમાં પોતાના ૧૮૦૦ પુસ્તકો સાથે ખ્રિસ્તી લાયબ્રેરીઓની સૂચિમાં પહેલો ક્રમ ધરાવતી હતી.

ભૂગોળમાં ૯મી સદીના પૂર્વાર્ધમાં ખ્વારઝમી (એક મુસ્લિમ વૈજ્ઞાનિક) તથા તેના સાથીઓને જાણવા મળ્યું કે પૃથ્વીનો વ્યાસ વીસ હજાર માઈલ છે અને પૃથ્વીનો ગોળાર્ધ ૬૫૦૦ માઈલ છે. આ ગણત્રી અત્યંત હેરતભરી રીતે ખરી હતી. મુસ્લિમ વિશ્વમાં આ પ્રવૃત્તિઓ એવા કાળમાં ચાલતી હતી, જ્યારે આખુંને આખું યુરોપ પૃથ્વી ચપ્પટ હોવાની માન્યતા ધરાવતું હતું. ૧૨મી સદીમાં ઈદ્રીસી (એક મુસ્લિમ વૈજ્ઞાનિક)એ વિશ્વનો એક નકશો બનાવ્યો. તે નકશામાં તેણે નાઈલ નદીનું ઉદ્‌ગમસ્થાન પણ દર્શાવ્યું. જેને યુરોપવાસીઓ ઓગણીસમી સદીમાં પહોંચીને શોધી શક્યા. મુસ્લિમોએ યુરોપવાસીઓને પૃથ્વી ગોળ હોવાનો મત તથા ભરતી-ઓટના કારણોનો લગભગ સાચો દૃષ્ટિકોણ પહોંચતો કર્યો.

ટોલેમી બીજી સદીનો વિખ્યાત ગ્રીક ખગોળવિદ હતો. તેણે સૂર્ય-માળાનો ભૂકેન્દ્રીય દૃષ્ટિકોણ રજૂ કર્યો. આ વિષયે તેની કૃતિ અલમજેસ્ટ બહુ વિખ્યાત છે. ટોલેમીનો દૃષ્ટિકોણ લગભગ દોઢ હજાર વર્ષ સુધી વિશ્વ-જનોના માનસપટ પર છવાયેલો રહ્યો. અહીં સુધી કે સોળમી સદીમાં કોપરનિક્સ, ગેલેલિયો અને કેપ્લરના સંશોધનોએ સંપૂર્ણપણે તેને ખોટો પૂરવાર કરી દીધો. હવે સમગ્ર વિશ્વમાં આ મત ધરાવનાર કોઈ નથી.

પૃથ્વીની પ્રદક્ષિણા સબંધે એક ખોટો દૃષ્ટિકોણ આટલા લાંબા સમય-કાળ સુધી પ્રભાવી રહેવાનું મૂળ કારણ વાસ્તવમાં સર્જનને સર્જક સમજ-વાની ભૂલ હતી. ખ્રિસ્તી લોકોની એ માન્યતા હતી કે, પૃથ્વી એક પવિત્ર ગ્રહ છે. કારણ કે તે (નઉઝુબિલ્લાહ) ખુદાના પુત્ર (ઈસુ મસીહ)ની જન્મ-ભૂમિ છે. એટલે એ વાત તેઓને પોતાની તે કાલ્પનીક માન્યતા મુજબ જણાઈ કે, પૃથ્વી કેન્દ્ર હોય અને આખી સૃષ્ટિ તેની આજુબાજુ ફરી રહી હોય. પૃથ્વીની પવિત્રતાનો આ દૃષ્ટિકોણ ખ્રિસ્તી લોકો માટે અવરોધ બની ગયો કે તેઓ આ સબંધે વધારે સંશોધન કરે. તેઓ ત્યાં સુધી તેને માનતા રહ્યા, જ્યાં સુધી હકીકતોના તોફાને તેઓને માનવા માટે મજબૂર ન કરી દીધા.

એન્સાયક્લોપિડિયા બ્રિટાનિકા (૧૯૮૪)એ લખ્યું છે કે, સૃષ્ટિ સબંધી

પ્રાચીન દૃષ્ટિકોણ મુજબ પૃથ્વી સૃષ્ટિનું કેન્દ્ર હતી. માનવી પૃથ્વીનો સૌથી શ્રેષ્ઠ જીવ હતો અને માનવીની મુક્તિ (પાપ નિવારણ દ્વારા) સમગ્ર સૃષ્ટિની સૌથી વધારે કેન્દ્રીય ઘટના હતી. એ શોધ કે પૃથ્વી ઘણા બધા ગ્રહો પૈકી એક ગ્રહ છે, જે સૂર્યની આજુબાજુ ફરી રહ્યા છે અને એ કે સૂર્ય સૃષ્ટિની અગણિત આકાશગંગાઓમાં માત્ર એક નગણ્ય તારો છે, તેણે માનવી વિશે પ્રાચીન-ખ્રિસ્તી વિચારને હચમચાવી મૂક્યો. પૃથ્વી વિરાટકાય સૃષ્ટિની તુલનામાં માત્ર એક ધૂળનું ટપકું દેખાવા લાગી. ન્યુટન અને બીજા લોકોએ એ પ્રશ્ન વિશે સંશોધન શરૂ કર્યું કે માનવી, જે કણનો કણ છે, કેવી રીતે એ દાવો કરી શકે છે કે, તેને એ પવિત્ર હેસિયત પ્રાપ્ત છે કે તે અને તેની મંઝિલ ખુદાઈ નકશામાં સર્વોચ્ચ સ્થાને છે. *(IV/522)*

ખ્રિસ્તી લોકોએ હઝરત ઈસા મસીહને ત્રણ પવિત્ર ખુદા પૈકી એક ખુદા માની લીધા અને એવી કપોળ કલ્પના રાખવા માંડ્યા કે, ઈશ્વર પુત્રનું માનવજાતના પાપ નિવારણ માટે શૂળી પર ચઢી જવું ઈતિહાસની સૌથી મહત્વપૂર્ણ ઘટના છે, જે પૃથ્વી પર ઘટી. આમ, પૃથ્વીને તેમની માન્યતાના ખાનામાં એક પવિત્ર હેસિયત પ્રાપ્ત થઈ ગઈ. તેઓ દરેક એવા વિચારના સખત વિરોધી બની ગયા, જેમાં પૃથ્વીની કેન્દ્રીય હેસિયત નિર્મૂળ થતી હોય. ખ્રિસ્તી લોકોની આ માન્યતા તેમના માટે સૂર્યમાળા વિશે સ્વતંત્રતાપૂર્વક સંશોધનમાં આડ બની ગઈ.

આમ, બિનખુદાને ખુદા બનાવવાના કારણે પ્રાચીનકાળમાં બધી પ્રગતિઓના દ્વાર બંધ પડેલા હતા. ચંદ્રને પવિત્ર માનતો માનવી તેની ઉપર પગ મૂકવા વિશે વિચારી નથી શકતો. દરિયાને પવિત્ર માનતો માણસ એ વિચારી નથી શકતો કે, તેનાથી વિજળી ઉત્પન્ન થઈ શકે છે. ગાયને પવિત્ર માનતો માણસ એ કલ્પના નથી કરી શકતો કે તેના માંસમાં કેટલું મહત્વપૂર્ણ પ્રોટીન છે. આ પ્રકારના સંશોધનનું કાર્ય માત્ર તે વખતે શરૂ થઈ શક્યું, જ્યારે પ્રાકૃતિક વસ્તુઓને પવિત્રતાના સ્થાનથી ખસેડવામાં આવી અને તે ચીજોને એવા સ્તરે મૂકવામાં આવી, જ્યાં માનવી તેને એક સામાન્ય ચીજની હેસિયતથી જોઈ શકે.

ઈસ્લામથી પહેલાં તારાઓને માત્ર પૂજાનો વિષય સમજવામાં આવતો હતો. ઈસ્લામી ક્રાંતિ પછી પહેલી વખત મોટા પાયે માનવીએ વેધશાળાઓ સ્થાપી અને તેમને અભ્યાસના વિષય બનાવ્યા. ખાણ પેદાશોને હજુ સુધી પવિત્રતાની નજરોથી જોવાતી હતી. ઈસ્લામે પહેલી વખત રસાયણશાસ્ત્રની શોધ કરી પદાર્થને સંશોધનનો વિષય બનાવ્યો. પૃથ્વીને ઈશ્વરીય ચીજ સમજવામાં આવતી હતી. (દા.ત. આકાશ દેવ તથા પૃથ્વી દેવ) મુસ્લિમોએ પહેલી વખત તેની માપણી કરી તેની લંબાઈ તથા પહોળાઈ જાણી. સમુદ્રને માનવી પહેલાં માત્ર પૂજનની વસ્તુ સમજતા હતા, મુસ્લિમોએ પહેલી વખત તેનો વિશાળ પાયે સમુદ્રીય માર્ગ તરીકે ઉપયોગ કર્યો. તોફાન અને પવનને માનવી રહસ્યમય ચીજ સમજી પૂજતો હતો, મુસ્લિમોએ તેને પવનચક્કીમાં પરિવર્તિત કરી દીધા.

ઝાડ સાથે રહસ્યમય કથાઓ જોડીને તેને આદરપાત્ર સમજવામાં આવતું હતું, મુસ્લિમોએ તેના પર સંશોધન શરૂ કર્યું. ત્યાં સુધી કે તેમણે વનસ્પતિશાસ્ત્રની સૂચિમાં બધી મળીને બે હજાર જાતીનો વધારો કર્યો. જે દરિયા તથા નદીને લોકો પવિત્ર સમજતા હતા અને તેમને ખૂશ કરવા માટે પોતાના પુત્રો-પુત્રીઓને જીવતે જીવ તેના અંદર પધરાવી દેતા હતા, તે નદીઓમાંથી નહેરો બનાવી સિંચાઈ માટે તેનો ઉપયોગ કર્યો અને ખેતીવાડીને તદ્દન નવા યુગમાં દાખલ કરી દીધી.

તે કાળમાં મુસ્લિમો અન્ય કૌમોથી એટલા આગળ હતા કે, મુસ્લિમોને જ્યારે સ્પેનથી કાઢવામાં આવ્યા તો તેમણે ત્યાં જે વેધશાળાઓ છોડી હતી જેના વડે તેઓ અવકાશી પિંડોનો અભ્યાસ કરતા હતા, તો તે રેઢી મૂકાયેલી વેધશાળાઓનો ઉપયોગ સ્પેનના ખ્રિસ્તીઓ જાણતા ન હતા એટલે તેમણે તેને ચર્ચમાં પરિવર્તિત કરી દીધી.

આ એક વાસ્તવિક્તા છે કે, પ્રાચીનકાળમાં આખી દુન્યામાં અનેક ખુદાવાદ અને વહેમનો પ્રભાવ હતો અને એ પણ હકીકત છે કે, આ જ અનેક ખુદાવાદ (શિર્ક) અને વહેમ દરેક પ્રકારની પ્રગતિના માર્ગમાં અવરોધ

બનેલા હતા. ઈસ્લામ વડે તૌહીદ (એકદેવવાદ)ની જે ક્રાંતિ આવી, તેણે ઈતિહાસમાં પહેલી વખત અનેક ખુદાવાદ અને વહેમના પ્રભાવને વ્યવહારતઃ ખત્મ કર્યો. ત્યાર પછી તેના સ્વાભાવિક પરિણામ સ્વરૂપ માનવીય ઈતિહાસ પ્રગતિના માર્ગે ચાલવા માંડ્યો.

પ્રાચીનકાળમાં અમૂક દેશોમાં કેટલાક સર્જનાત્મક લોકો જન્મ્યા. તેમણે સામાજિક માહોલથી અલગ હટીને વિચાર્યું, પરંતુ સામાજીક માહોલના અસહકાર બલ્કે વિરોધના કારણે તેમની કોશિષ આગળ વધી ન શકી. તેમના જ્ઞાનની કળી ફૂલ બનતાં પહેલાં ડાળી પર જ કરમાઈને રહી ગઈ. ઈસ્લામી ક્રાંતિએ જ્યારે તેના માટે યોગ્ય વાતાવરણ સર્જ્યું તો જ્ઞાનનું તે પૂર ઝડપથી ધસી આવ્યું, જે હજારો વર્ષથી વહેમના બંધ પાછળ રોકાયેલું હતું.

## મામૂન રશીદની વૈજ્ઞાનિક એકેડેમી :

અબ્બાસી ખલીફા મામૂન (ઈ.સ.૭૮૬-૮૩૩)ના યુગમાં સાયન્સ એકેડેમીની સ્થાપના થઈ અને હુકૂમતની ખાસ સહાયથી વિવિધ ભાષાના અનુવાદ અરબીમાં કરવામાં આવ્યા. મુસલમાનોએ જ્યારે શ્રદ્ધાની જાળમાંથી આઝાદ થઈને બંને મતોનું નિરીક્ષણ કર્યું તો તેમને પહેલો મત વાસ્તવિક્તાથી વધારે નજીક દેખાયો. ખલીફા મામૂન જે પોતે એક મહાન આલિમ-વિદ્વાન હતા, તેમણે આ વિષય-દૃષ્ટિકોણની અગત્યતાનો અનુભવ કર્યો. તેમણે ખગોળ-વિદ્યા અને ભૂગોળના વિદ્વાનોને હુકમ આપ્યો કે, તેઓ પૃથ્વી ગોળ છે એમ માનીને તેનો ઘેરાવો-પરિઘ શોધે અને તેના માટે કોઈ ખુલ્લા મેદાનમાં એક ધરતી કે પૃથ્વીનું અથવા તેના ઉપરનું પાર્થિવની લંબાઈનું માપન કરો અને ત્યાર બાદ તેનાથી જમીનની ગોળાઈ-વર્તુળનો અંદાજો કરો. તે સમયે મુસલમાનો પાસે માત્ર ખૂણો માપવાનું સાદુ સાધન અને સામાન્ય નકશાઓ હતા. આ પ્રકારના સામાન્ય સાધનો દ્વારા તેમણે પોતાના પ્રયત્નો શરૂ કરી દીધા.

આ હેતુ માટે 'Palmyra'નું વિશાળ મેદાન પસંદ કરવામાં આવ્યું. એક સ્થળે ઉત્તરધ્રુવની ઉંચાઈ સાથે ક્ષેત્રફળ માપવાનું સાધન મૂકીને તેને

માપવાનું શરૂ કર્યું. પ૬ $\frac{2}{3}$ માઈલ ઉત્તર બાજુ જવાથી ઉત્તરધ્રુવની ઉંચાઈના ખૂણામાં એક ડિગ્રી દરજાની લંબાઈ વધી ગઈ. તેનાથી સ્પષ્ટ થયું કે, જયારે એક ડિગ્રી દરજાની દૂરી પ૬ માઈલ છે, તો પૃથ્વીનું ક્ષેત્રફળ ૨૦ હજાર માઈલથી વધુ હોવુ જોઈએ. કારણ કે દરેક બિંદુ પર બધા ખૂણાઓનું માપ ૩૬૦ ડિગ્રી હોય છે અને ૩૬૦ ને પ૬ થી ગુણાકાર કરતા ૨૦૪૦૧ માઈલનું અંતર થાય છે. બીજી વખતે આ જ સંશોધન ફુરાત (ઈરાકમાં આવેલી નદી)ના ઉત્તર મેદાનમાં કરવામાં આવ્યું અને બીજી વખતે પણ એ જ પરિણામ આવ્યું. આ સંશોધન આશ્ચર્યજનક હતું, કારણ કે આજે આધુનિક યંત્રોના માપનમાં પૃથ્વીનો ઘેરાવો ૨૫ હજાર માઈલ છે. મધ્યયુગમાં મુસલમાનોની વૈજ્ઞાનિક પ્રગતિ પ્રોફેસર ફિલિપ હિટ્ટીના પુસ્તક ''તારીખે અરબ'' (History of the Arabs)માં જોઈ શકાય છે.

# મુસ્લિમોની અમૂલ્ય વૈજ્ઞાનિક શોધખોળો

**સરે તસ્લીમ ખમ હૈ, હર નયે ફૈશન પે ક્યું તેરા ?**
**કહાં જાતી રહી મુસ્લિમ, વો તેરી વઝઓ ખુદ્દારી ?**
**જમાના નકલ કરતા થા તેરી વઝઓ હયઅતકી !**
**મુસલ્લમથી જહાંમેં તેરી દાનાઈ વ હુશિયારી !**

કુર્આન શરીફની સંખ્યાબંધ આયતોમાં ધરતી, આકાશ અને કુદરતી નિશાનીઓમાં ચિંતન-મનનની ખાસ તાકીદ કરવામાં આવી છે. ઈસ્લામી દૃષ્ટિએ આ બધી વસ્તુઓમાં ધ્યાન કેન્દ્રિત કરવાનો પ્રાથમિક લાભ એક અલ્લાહ તઆલાની ઓળખ છે. એટલે કે સૃષ્ટિની રચનામાં અલ્લાહપાકનું પ્રત્યક્ષ દર્શન કરવું તે છે.

મુસ્લિમોએ પોતાના પ્રારંભિક યુગમાં ભવ્ય વૈજ્ઞાનિક પ્રગતિ કરી, તેમાં તૌહીદના અકીદાએ મહત્વનો ભાગ ભજવ્યો છે. જેનો ડૉ. આર્નોલ્ડ ટાઈનબીએ ખુલ્લા મનથી સ્વિકાર કર્યો છે.

યુરોપિય ઈતિહાસમાં ગ્રીક યુગથી લઈને યુરોપની વૈજ્ઞાનિક ક્રાંતિ દરમ્યાનના યુગને અજ્ઞાનતાનો યુગ (Dark Age) કહેવામાં આવે છે. તે યુરોપ માટે ચોક્કસ અજ્ઞાનતાનો યુગ હતો, મુસ્લિમો માટે નહીં.

વર્લ્ડ બુક એન્સાઈક્લોપિડિયાના નિબંધકાર "Dark Age"ના શિર્ષક હેઠળ લખે છે કે, અજ્ઞાનતાના યુગની પરિભાષા આરબની ભવ્ય ઈસ્લામિક સંસ્કૃતિ ઉપર લાગુ પાડી શકાતી નથી, જે તે યુગમાં ઉત્તર આફ્રિકા અને સ્પેનમાં ફેલાયેલી હતી.

Mr. Bertrand Russel પોતાના પુસ્તક "હિસ્ટ્રી ઓફ વેસ્ટર્ન

ફિલોસોફી''માં આ હકીકતનો સ્વિકાર કરે છે કે, ઈ.સ. ૬૦૦ થી ઈ.સ. ૧૦૦૦ સુધીના યુગને યુરોપ અજ્ઞાનતાનો યુગ કહે છે. તે હકીકતમાં અજ્ઞાનતાનો યુગ હતો, પરંતુ તે જ યુગમાં ભારતથી લઈ સ્પેન સુધી ભવ્ય ઈસ્લામિક સંસ્કૃતિ છવાયેલી હતી. જે વસ્તુ ખ્રિસ્તી સમાજ માટે ખોવાયેલી હતી, તે મુસ્લિમો માટે ખોવાયેલ ન હતી.

મધ્યકાળમાં મુસ્લિમોએ ડોક્ટરી અને ભૌતિક વિજ્ઞાનમાં જે હરણફાળ પ્રગતિ સાધી હતી, તે ઘણી આશ્ચર્યજનક હતી. રાઝી (ઈ.સ. ૮૬૫ થી ૯૩૨), ઈબ્ને સીના (૯૮૦ થી ૧૦૩૭) પોતાના યુગના સૌથી નિષ્ણાંત ડોક્ટરો હતા. તે યુગમાં તેમના સમકક્ષ કોઈ ન હતા. ઈબ્ને સીનાનું પુસ્તક ''કાનૂન'' ડોક્ટરી વિદ્યાનું એક મહત્વનું બુન્યાદી પુસ્તક છે. જે વિશ્વની ઘણી યુનિવર્સિટીઓના મેડીકલ કોર્ષમાં શામેલ હતું. ત્યાં સુધી કે ફ્રાંસમાં ૧૬૫૦ ઈ.સ. સુધી આ પુસ્તક મેડીકલ કોર્ષમાં શામેલ હતું. મુસ્લિમોની આ ભવ્ય સિધ્ધિઓ વિશે સંખ્યાબંધ પુસ્તકો દરેક ભાષામાં લખાઈ ચૂક્યાં છે. એન્સાઈક્લોપિડિયા ઓફ બ્રિટાનિકા (૧૯૮૪)ના વોલ્યુમ-૧૧, પેજ-૮૨૮ ઉપર વિગતવાર ચર્ચા કરતાં લખ્યું છે કે, તે સમયના ખગોળશાસ્ત્રીઓ ફક્ત જ્યોતિષ વિદ્યા જાણતા હતા. અને કેમેસ્ટ્રીના જાણકાર ફક્ત કિમિયા જાણતા હતા. તેથી વધુ પ્રગતિ તેઓ સાધી શક્યા નથી. છતાં તે યુગના મુસ્લિમ ડોક્ટરોએ મેડીકલમાં આટલી ભવ્ય પ્રગતિ કરી તે ઘણી જ અચંબાની વાત છે. વાત આટલેથી સમાપ્ત થતી નથી. હકીકત એ છે કે, આધુનિક વિજ્ઞાન ઈસ્લામની ઉપજ છે. કુર્આન શરીફ વિજ્ઞાન માટે નથી ઉતર્યું. પરંતુ નિઃસંદેહ વૈજ્ઞાનિક ક્રાંતિ કુર્આન શરીફની દેણ છે.

ઈસ્લામ અને વિજ્ઞાનના આ સબંધને પ્રો. બ્રિફાલ્ટે સ્વિકાર કરતા લખ્યું છે કે, અમારા વિજ્ઞાન ઉપર આરબોનો ફક્ત આટલો જ ઉપકાર નથી કે તેમણે આશ્ચર્યજનક પ્રગતિ સાધી, બલ્કે વિજ્ઞાન પોતાના અસ્તિત્વમાં પણ આરબોને આભારી છે. *(Briffault Making of humanity : p.190)*

❋ ખાલિદ નામી એક આરબ ઈથોપિયાના કાફઃ નામી વિસ્તારમાં એક

દિવસ બકરીઓ ચરાવતા હતા. તેમણે જોયું કે, તેમની બકરીઓ એક ખાસ પ્રકારની જડીબુટ્ટી ખાધા પછી ચુસ્તી-સ્ફૂર્તિમાં આવી ગઈ હતી. એટલે તેમણે પેલા ઝાડના ફળને પાણીમાં નાંખી ઉકાળીને દુનિયાની પહેલી કોફી તૈયાર કરી. આ કોફી ઈથોપિયાથી યમન પહોંચી. જ્યાં સુફીવાદથી સંલગ્ન લોકો આખી રાત અલ્લાહપાકની ઈબાદત કરવા માટે તેને પીતા હતા. પંદરમી સદીમાં કોફી મક્કા મુકર્રમહ પહોંચી, ત્યાંથી તુર્કી. જ્યાંથી તે ઈ.સ. ૧૬૪૫માં વેનિસ (ઈટાલી) પહોંચી. ઈ.સ. ૧૬૫૦માં તેને ઈંગ્લેન્ડ લાવવામાં આવી. લાવનાર એક તુર્ક પાસ્કવા રોઝી (Pasqua Rosee) હતો, જેણે લંડન સ્ટ્રીટ ખાતે સર્વપ્રથમ કોફી શોપ ખોલી. અરબી શબ્દ ''કહવહ્'' તુર્કીમાં ''કહવે'' બની ગયો. જે ઈટાલીમાં ''કાફે'' અને અંગ્રેજીમાં ''કોફી'' બની ગયો.

❋ શતરંજ ભારતની રમત છે. પરંતુ જેવી રીતે તે આજકાલ રમવામાં આવે છે, એવી રીતે તે ઈરાનમાં વર્ષો પહેલાં રમવામાં આવતી હતી. ઈરાનથી તે સ્પેન પહોંચી અને ત્યાંથી દસમી સદીમાં યુરોપ. ફારસી શબ્દ ''શાહમાત'' અંગ્રેજીમાં ''ચેકમેટ'' બની ગયો. અને ''રખ'' કે ''રથ'' શબ્દ ''રૂક્'' બની ગયો. અર્થાત્ પાયદળ.

❋ બગીચાઓ સૌથી પહેલા મુસ્લિમોએ બનાવવાના શરૂ કર્યા હતા. અર્થાત્ એવી સુંદર જગ્યા, જ્યાં બેસીને માણસ ચિંતન-મનન કરી શકે. સ્પેનમાં શાહી બગીચાઓ અગિયારમી સદીમાં બનવા શરૂ થઈ ગયા હતા. કોર્નિશન અને ટુલિપના ફૂલ મુસ્લિમોના બગીચાઓની જ પેદાશ છે.

❋ અમેરિકાના રાઈટ બ્રધર્સથી એક હજાર વર્ષ પહેલાં સ્પેનના એક એન્જીનીયર અબ્બાસ બિન ફરનાંસે સૌથી પહેલાં હવામાં ઉડવાની કોશિશ કરી હતી. એક ઈતિહાસકાર મુજબ ઈ.સ.૮૫૨ માં તેણે કાર્દોબા (કુર્તુબા)ની જુમ્મા મસ્જીદના મિનારા પરથી છલાંગ લગાવી. જેથી તે પોતાના અવકાશી પોશાકને ચકાસી શકે. તેનો વિચાર એ હતો કે તે પોતાના ગલાઈડર વડે પક્ષીઓની જેમ ઉડી શકશે. ૮૫૭માં

તેણે ગલાઈડરથી મળતુ આવતું એક યંત્ર બનાવ્યું. જેના વડે તેણે કાર્દોબાના એક પર્વત પરથી ઉડવાની કોશિશ કરી. આ આકાશી યંત્ર તેણે રેશમ તથા ગરૂડના પરોથી તૈયાર કર્યું હતું. તે દસ મિનિટ સુધી હવામાં ઉડતો રહ્યો. પરંતુ ઉતરતી વખતે "ક્રેશ લેંડીંગ"નો ભોગ બની ગયો. મતલબ કે, ઉતરતી વખતે તેને ઈજાઓ પહોંચી. કારણકે તેણે ગલાઈડરમાં ઉતરવા માટે પક્ષીઓની જેમ પૂંછડી બનાવી ન હતી. *(Dictionary of Scientific Biography, Vol. 1, Page-5)*

❋ વિશ્વનો સૌથી પહેલો પ્લેનેટોરિયમ મુસ્લિમ સ્પેનના વૈજ્ઞાનિક અબ્બાસ બિન ફરનાસે કાર્દોબા ખાતે નવમી સદીમાં બનાવ્યો હતો. એ કાચનો હતો. તેમાં આકાશનું પ્રોજેક્શન એવી રીતે કરવામાં આવેલું કે તારાઓ, ગ્રહો, આકાશગંગાઓ સિવાય કડાકા-ભડાકા પણ સંભળાતા હતા.

❋ પ્રાચીન ગ્રીક વૈજ્ઞાનિકોનો દ્દષ્ટિકોણ એ હતો કે, માણસની આંખોમાંથી કિરણો (લેઝરની જેમ) બહાર નીકળે છે. જેના વડે આપણે વસ્તુઓ જોઈએ છીએ. વિશ્વનો પહેલો માણસ, જેણે આ દ્દષ્ટિકોણનો વિરોધ કર્યો. તે દસમી સદીના મહાન મિસ્રી ગણિતજ્ઞ અને ભૌતિકશાસ્ત્રી ઈબ્નુલ હષીમ હતા. તેમણે જ વિશ્વના પ્રથમ પિનહોલ કેમેરાની શોધ કરી. તેમણે કહ્યું હતું કે, પ્રકાશ જે કાણાંમાંથી અંધારા ઓરડામાં પ્રવેશે છે, તે જેટલુ નાનું હશે, ચિત્ર એટલું જ બેહતર (શાર્પ) બનશે. તેમણે જ વિશ્વનો પહેલો કેમેરો ઓબ્સક્યુરા કેમેરો (Obscura Camera) તૈયાર કર્યો. કેમેરાનો શબ્દ કમરો (ઓરડો)થી બન્યો છે. જેનો અર્થ છે, ખાલી અથવા અંધારી કોટડી.

❋ વિશ્વની સૌથી પહેલી પવનચક્કી ઈરાનમાં સાતમી સદીમાં બનાવવામાં આવી હતી. વિશ્વવિખ્યાત ઈતિહાસકાર મસ્ઉદીએ પોતાની કૃતિમાં ઈરાનના સીસ્તાન રાજ્યને પવનવાળો તથા રેતાળ વિસ્તાર લખ્યો છે. વધુમાં તેમણે ઉમેર્યું છે કે, "પવનની શક્તિથી બગીચાઓ, વાડીઓ સુધી પાણી પહોંચાડવા માટે પંપ પવનચક્કી વડે ચલાવવામાં આવે છે."

❋ ખલીફા હારૂન રશીદ એક ઉચ્ચ બુધ્ધિ પ્રતિભા ધરાવતા એન્જીનીયર હતા. સુએઝ નહેર ખોદવાનો સર્વપ્રથમ વિચાર તેમને જ આવ્યો હતો. જેથી રોમન સમુદ્ર તથા રાતા સમુદ્રને એકબીજા સાથે જોડી દેવામાં આવે. તેમણે બરાબર તે જ જગ્યાએ નહેર ખોદવા માટે વિચાર્યું, જ્યાં આજે સુએઝ કેનાલ મૌજૂદ છે.

❋ યુરોપથી સાતસો વર્ષ પહેલાં મુસ્લિમ જગતમાં ઘડિયાળનો સામાન્ય રીતે ઉપયોગ થતો હતો. ખલીફા હારૂન રશીદે પોતાના સમકાલીન ફ્રાંસના રાજા શાર્લીમાનને વોટર ક્લોક (ઘડિયાળ) ભેટ તરીકે મોકલી હતી. મુહમ્મદ બિન અલી ખુરાસાની (અસ્સાઅતી ૧૧૮૫) દીવાલ ઘડિયાળ બનાવવામાં નિપૂણ હતો. તેમણે દમાસ્કસના હિબ્રુન દરવાજામાં એક ઘડિયાળ બનાવી હતી. મુસ્લિમ સ્પેનના એન્જીનીયર અલમુરાદીએ એક વોટર ક્લોક બનાવી, જેમાં ગીયર અને બેલેન્સીંગ માટે પારાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. મિસ્રના ઈબ્ને યૂનુસે ઘડિયાળની બનાવટ પર પુસ્તક લખ્યું. જેમાં મલ્ટીપલ ગીયર ટ્રેનની સ્પષ્ટતા ડાયાગ્રામ વડે કરવામાં આવી હતી. જર્મનીમાં ઘડિયાળો ઈ.સ. ૧૫૨૫ અને બ્રિટનમાં ૧૫૮૦ ઈ.સ.માં બનવાની શરૂઆત થઈ હતી.

❋ બીજગણિત (અલજીબ્રા) પર વિશ્વની પહેલી કિતાબ (પુસ્તક) ઈરાકના વિખ્યાત વૈજ્ઞાનિક અલ ખ્વારઝમીએ (ઈ.સ.૮૫૦)માં લખી હતી. તેમણે ૧-૯ અને શૂન્યના આંકડાઓ ૮૨૫ ઈ.સ.માં પોતાની મૂલ્યવાન કિતાબ "અલ જબ્રુ વલ મુકાબિલહ્"માં રજૂ કર્યા હતા. સંખ્યા દર્શાવવા માટે પહેલાં શબ્દોનો ઉપયોગ થતો હતો. તે કિતાબના નામથી જ આ શાસ્ત્રને અંગ્રેજીમાં અલજીબ્રા કહેવામાં આવે છે. તેના ત્રણસો વર્ષ પછી ઈટાલિયન ગણિતજ્ઞ ફીબોનાચી (Fiboacci) પહેલી વખત યુરોપમાં બીજગણિતનો પરિચય કરાવ્યો હતો. અલખ્વારઝમી નામથી જ અલ્ગોરથમના શબ્દ ઉતરી આવ્યો છે. અર્થાત્ એવું વિજ્ઞાન, જેમાં નવ આંકડાઓ તથા શૂન્યથી હિસાબ કરવામાં આવે.

❋ અલખ્વારઝમી વિશ્વના પહેલા શોધનિબંધ લેખક છે. થયું એ કે તેમણે ગણિતશાસ્ત્ર પર એક શોધનિબંધ લખ્યો. અને બગદાદની સાયન્સ એકેડમીને મોકલી દીધો. એકેડમીના વૈજ્ઞાનિકોનું એક બોર્ડ બેઠું. જેણે આ નિબંધ વિશે તેમનાથી પ્રશ્નો કર્યા. ત્યાર પછી તેમને એકેડમીના સભ્ય બનાવી દેવામાં આવ્યા. યુનિવર્સિટીઓમાં પેપર્સ લખવાની આ રીત આજ સુધી પ્રચલિત છે.

❋ મિસ્રના વૈજ્ઞાનિક ઈબ્ને યૂનુસે (૧૦૦૯) પેંડોલમ દસમી સદીમાં શોધાયો હતો. આ શોધ દ્વારા સમયની માપણી પેંડોલમના આંદોલન વડે શરૂ થઈ. તેમની આ જબરદસ્ત શોધના આધારે અનેક મિકેનીકલ શોધો થઈ.

❋ ઈરાનના સંશોધક ઝકરિય્યા રાઝી (ઈ.સ.૯૨૦) વિશ્વના પહેલા રસાયણશાસ્ત્રી હતા. જેમણે સલ્ફયુરિક એસિડ તૈયાર કર્યો. જેને મોર્ડન કેમિસ્ટ્રીની પાયાની ઈંટ સમજવામાં આવે છે. તેમણે ઈથોનોલની પણ શોધ કરી અને તેનો ઉપયોગ દવામાં કર્યો. તેમણે રસાયણિક પદાર્થોનું વર્ગીકરણ (વૃધ્ધિપાત્ર અને બિનવૃધ્ધિપાત્ર) પણ કર્યું.

❋ ઝકરિય્યા રાઝી પહેલા ઓપ્ટોમીટરિસ્ટ હતા. જે પોતાની દીર્ઘદષ્ટિ તથા ઉંડા સંશોધનથી એ પરિણામે પહોંચ્યો કે આંખની કીકી પર પ્રકાશ પડવાથી તે પ્રતિક્રિયા આપે છે. રાઝીએ પોતાની મહાન કિતાબ “અલહાવી”માં “ગલાવકોમા”ની વિગતો પણ દર્શાવી.

❋ તેમણે શીતળા પર વિશ્વની સર્વપ્રથમ કૃતિ “અલજદરી વલ જુસ્સહ” લખી. જેમાં તેમણે શીતળા તથા ઓરી વચ્ચે તફાવત દર્શાવ્યો હતો.

❋ તેમણે સર્વપ્રથમ તબીબી સહાય (ફર્સ્ટ એડ)ની પધ્ધતિ ચાલુ કરી હતી. તેમણે શસ્ત્રક્રિયા માટે એક સાધન (કાપકૂપ માટે) બનાવ્યું હતું.

❋ તેમણે દવાઓના ચોક્કસ વજન માટે એક વૈજ્ઞાનિક ત્રાજવું શોધ્યું. આ એક એવું ત્રાજવું છે, જેનાથી નાનામાં નાનુ વજન જાણી શકાય

છે. વૈજ્ઞાનિકોમાં આજે પણ તેનો ઉપયોગ થાય છે. આલ્કોહોલ પણ રાઝીએ શોધ્યો હતો.

❃ મહાન તબીબ ઝકરિય્યા રાઝી પહેલા માનવી છે, જેમણે જંતુઓ (Bacteria) અને ચેપ (Infection) વચ્ચે સબંધ હોવાની જાણકારી મેળવી. જે તબીબી ઈતિહાસમાં એક માઈલસ્ટોનની હેસિયત ધરાવે છે. જ્યારે તેમનાથી પૂછવામાં આવ્યું કે, બગદાદમાં કઈ ઠેકાણે હોસ્પિટલ બાંધવામાં આવે ? તો તેમણે સૂચન કર્યું કે, જ્યાં હવામાં લટકેલુ માંસ સૌથી છેલ્લે ખરાબ થાય, તે જ ઠેકાણે હોસ્પિટલ બાંધવામાં આવે.

❃ રાઝીએ જ તબીબીશાસ્ત્રમાં આલ્કોહોલનો ઉપયોગ શરૂ કર્યો. તેમણે એલર્જી તથા ઈમ્યુનોલોજી (પ્રતિરક્ષાશાસ્ત્ર) પર વિશ્વની સર્વપ્રથમ પુસ્તિકા લખી. તેમણે એલર્જીક અસ્થમાની શોધ કરી. તેમણે જ Hay Fever ની શોધ કરી.

❃ અબૂલહસન તબરી વિશ્વના પહેલા તબીબ છે. જેમણે ખુજલીના કીડાઓ (Haymite) શોધ્યા. કોપરનિક્સથી સદીઓ પૂર્વે સિરિયાના વૈજ્ઞાનિક અલાઉદ્દીન બિન શાતિરે ૧૩મી સદીમાં તે વૈજ્ઞાનિક નિરીક્ષણનો ઘટસ્ફોટ કર્યો હતો કે, સૂર્ય ભલે આંખોથી અદશ્ય થઈ જાય છે, પરંતુ તે છતાં જમીન સૂર્યની આસપાસ ફરે છે. ખગોળશાસ્ત્રમાં ઈબ્ને શાતિરની અનેક શોધોનું શ્રેય પશ્ચિમી વૈજ્ઞાનિકોને આપવામાં આવે છે. દા.ત. ગ્રહોની પ્રદક્ષિણા વિશે પણ સૌથી પહેલાં દાવો ઈબ્ને શાતિરે કર્યો હતો. પરંતુ તેની ક્રેડિટ કેપ્લરને આપવામાં આવે છે.

❃ એસ્ટ્રોલેબ વેધયંત્ર (તારાઓ શોધવા)ની શોધ જો કે ગ્રીસમાં થઈ હતી, પરંતુ તેનો સૌથી વધારે ઉપયોગ તથા તેમાં મૂલ્યવાન વધારાઓ સૌથી વધારે મુસ્લિમોએ કર્યા. મુસ્લિમોએ અનેક જાતના વેધયંત્રો બનાવ્યા. જે હજાર વર્ષ પસાર થયા પછી પણ આજ સુધી બ્રિટન, અમેરિકા અને બીજા પશ્ચિમી દેશોના મ્યુઝિયમોમાં સુરક્ષિત છે. લાહોરમાં જે વેધયંત્ર બનાવવામાં આવ્યું, તે શિકાગોના એડલર

મ્યુઝિયમમાં છે. વેધયંત્ર તારાઓને શોધવા માટે તથા તેમનું સ્થાન નક્કી કરવા માટેનું સાધન છે. તેના વડે લોકો રણ અથવા સમુદ્રમાં માર્ગ શોધતા હતા. તેમજ તેના દ્વારા સૂર્યોદય તથા સૂર્યાસ્તના સમયની જાણકારી પણ મેળવવામાં આવતી હતી. વિશ્વવિખ્યાત એસ્ટ્રોનોમર અબ્દુર્રહમાન સૂફીએ દસમી સદીમાં વેધયંત્રના એક હજાર ફાયદાઓ ગણાવ્યા હતા.

❋ નેત્રવિદ્યા પર વિશ્વના સર્વ પ્રથમ તથા મહાન કૃતિ 'કિતાબુલ મનાઝિર' ઈબ્નુલ હયષમે લખી હતી. (Age of faith by will Durant) ગોળ તથા વલયાકાર (Spherical/Parabolic) અરીસાઓ વિશે તેનું સંશોધન પણ તેમનું શાનદાર કારનામુ છે. તેમણે લેન્સના મેગ્નિફાઈંગ પાવરની પણ છણાવટ કરી હતી. તેમણે પોતાના સંઘાડા પર વક્રાકારના અરીસાઓ બનાવ્યા. બહિર્ગોળ લેન્સ (Convex lense) પર તેમના સંશોધન તથા પ્રયોગોથી જ યુરોપમાં માઈક્રોસ્કોપ અને ટેલિસ્કોપની શોધ શક્ય બની હતી. ઈબ્નુલ હયષમે અંતર્ગોળ દર્પણ (Concave Mirror) પર એક બિંદુ જાણવાની રીત શોધી, જેનાથી ચશ્માના કાચ શોધાયા હતા.

❋ ઈબ્નુલ હયષમે આંખોના વિવિધ ભાગોની સમજૂતી માટે ડાયોગ્રામ બનાવ્યા. અને તેની ટેકનીકલ પરિભાષાઓ શોધી. જેવી રીતે રેટિના (Ratina), કેટારેક્ટ (Cataract), કોરનિયા (Cornea) જે આ જ સુધી વપરાય છે. આંખની વચ્ચે ઉપસેલા ભાગ (કીકી)ને તેમણે લેન્સ કહ્યો. જે મસૂરની દાળ જેવો હોય છે. લેટિનમાં મસૂરની દાળને લીન્ટીલ કહેવામાં આવે છે. જે ત્યાર પછી લેન્સ બની ગયો.

ઈબ્નુલ હયષમે જડત્વનો નિયમ (Law of Inertia) શોધ્યો. જે ત્યાર પછી ન્યુટનના ફર્સ્ટ લો ઓફ મોશનનો ભોગ બન્યો. તેણે કહ્યું કે, જો પ્રકાશ કોઈ માધ્યમમાંથી પસાર થઈ રહ્યો હોય તો તે એવો માર્ગ અપનાવે છે, જે સરળ હોવાની સાથોસાથ ઝડપી પણ હોય. આ જ નિયમ સદીઓ

પછી ફ્રેંચ વૈજ્ઞાનિક ફર્મેટે શોધ્યો હતો. *(અરમાન ઔર હકીકત : અબ્દુસ્સલામ, પૃ.૨૮૩)* તે પહેલો માણસ છે, જેણે કહ્યું કે પ્રકાશમાં એક જાતની ગરમી હોય છે. સૂર્યના કિરણોમાં પ્રકાશ તથા ઉષ્ણતાનું એક સાથે હોવું આ વાતની સાબિતી છે.

❋ તબીબોના રજીસ્ટ્રેશનનું કાર્ય સિનાન બિન ષાબિતે ૯૪૩ ઈ.સ.માં બગદાદ ખાતે શરૂ કર્યું હતું. તેણે આદેશ આપ્યો કે, દેશના તમામ તબીબોની ગણત્રી કરવામાં આવે અને પછી તેમની પરીક્ષા લેવામાં આવે. સફળ થવાવાળા ૮૦૦ તબીબોને સરકારે રજીસ્ટર્ડ કરી લીધા. અને પ્રેક્ટિસ માટે સરકારી પ્રમાણપત્ર આપ્યા. દવાખાનું ચલાવવા માટે લાયસન્સ આપવાની વ્યવસ્થા પણ તેણે જ સ્થાપી. જોતજોતામાં આખી દુનિયામાં ડિપ્લોમા આપવાનો અને રજીસ્ટ્રેશનનો સિલસિલો શરૂ થઈ ગયો. જે આજ સુધી ચાલુ છે.

❋ આકાશ દર્શનમાં નિપૂણ મુહમ્મદ બિન જાબિર તબાનીએ ૯૨૯ ઈ.સ.માં એક વર્ષની અવધિ વિશે જાણકારી મેળવી. જે ૩૬૫ દિવસ, ૫ કલાક, ૨૪ સેકન્ડ હતી. તેણે સૂર્યની ધરિનું પણ જ્ઞાન મેળવ્યુ હતું.

❋ અબ્દુર્રહમાન સૂફી (૯૦૩-૯૮૬ ઈરાન) પહેલો વિશ્વસ્તરીય ખગોળ-વેત્તા હતો. જેણે ઈ.સ.૯૬૪ માં એંડ્રોમેડા ગેલેક્સીઓ (Andromeda Galaxy M31) શોધી હતી. આપણી સૂર્યમાળાની બહાર બીજુ કોઈ તારામંડળ હોવાનો એ પહેલાં લેખિત પુરાવો હતો. જેનો ઉલ્લેખ તેણે પોતાની કૃતિ ''અલ કવાકિબુસ્સાબિત'' અર્થાત્ ''સ્થિર તારાઓનું પુસ્તક''માં કર્યો. આ જ આકાશગંગા ૭૦૦ વર્ષ પછી જર્મન ખગોળશાસ્ત્રી સાયમને ડિસેમ્બર ૧૬૧૨માં ટેલિસ્કોપ વડે શોધી હતી.

❋ તબીબશાસ્ત્રની સન્માનનીય હસ્તી બૂઅલી સીના (૧૦૩૭)એ સર્વપ્રથમ ક્ષયરોગ (ટી.બી.)નું ચેપી હોવુ શોધ્યુ હતું. તેમણે પાણીથી રોગો ફેલાવાનો પણ ઉલ્લેખ કર્યો. તેમણે વિશ્વવિખ્યાત કૃતિ ''અલ કાનૂન''માં ઘટસ્ફોટ કર્યો કે પાણીની અંદર અત્યંત સુક્ષ્મ જંતુ (માઈક્રોબ) હોય

છે. જે માણસને બીમાર પાડી દે છે. તેમણે દર્દીને બેહોશ કરવા મટો અફીણ આપવાની વાત કરી. તેમણે તબીબશાસ્ત્રમાં શારીરિક બાબતો સહિત મનોવૈજ્ઞાનિક બાબતોનો પણ સમાવેશ કર્યો. અને દવાઓ વગર દર્દીઓનો માનસિક ઈલાજ કર્યો. તેમણે દર્શાવ્યું કે, ડાયાબિટીસના દર્દીનો પેશાબ મીઠો હોય છે. તેમણે સર્વપ્રથમ એવો ઉલ્લેખ કર્યો કે, આલ્કોહોલ ‘‘એન્ટી સ્પેટિક’’ હોય છે. તેમણે હર્નિયાના ઓપરેશનની રીત બતાવી. તેમણે બ્રેઈન ટ્યુમર અને પેટના અલ્સરનો ઉપયોગ કર્યો. તેમણે ઘટસ્ફોટ કર્યો કે, પાચનતંત્રની શરૂઆત મોઢાની લાળથી થાય છે.

ભૌતિકશાસ્ત્રમાં ઈબ્નેસીના પહેલા માણસ હતા, જેમણે પ્રાયોગિક જ્ઞાન (અનુભવ)ને સૌથી વિશ્વાસપાત્ર સમજ્યું. તે પહેલા ભૌતિકશાસ્ત્રી હતા, જેમણે કહ્યું કે, પ્રકાશની ઝડપ અસીમ નથી, બલ્કે તેની એક નિર્ધારિત ઝડપ છે. તેમણે શુક્ર ગ્રહને કોઈપણ દૂરદર્શક યંત્રની મદદ વગર નરી આંખે જોયો હતો. તેમણે આંખની ફિઝિયોલોજી, એનાટોમી અને થિયરી ઓફ વિઝન વર્ણવી. તેમણે આંખના અંદરની બની નસો તથા સ્નાયુઓની વિગતો જણાવી. તેણે દર્શાવ્યું કે, દરિયા તથા પર્વતો કેવી રીતે આકાર પામે છે. સમુદ્રના મૃત જાનવરોના હાડકાઓ પથ્થર કેવી રીતે બની જતા હોય છે.

❋ મુસ્લિમો માટે સફાઈ અડધું ઈમાન છે. સાબુ મુસ્લિમોએ જ શોધ્યો હતો. જેના માટે તેઓએ વનસ્પતિના તેલને સોડિયમ હાઈડ્રો ઓક્સાઈડમાં ભેળવીને સાબુ તૈયાર કર્યો હતો. યુરોપના ખ્રિસ્તી સિપાહી જ્યારે જેરૂસ્લેમ આવ્યા ત્યારે સ્થાનિક આરબોને તેમના અંદરથી સખત દુર્ગંધ આવતી હતી. કારણ કે આજના વિકસીત અંગ્રેજો તે વખતે સ્નાન કરતા ન હતા. બ્રિટનમાં શેમ્પુનો પરિચય એક તુર્કી મુસલમાને કરાવ્યો. જ્યારે તેણે ઈ.સ.૧૭૫૯માં બ્રાઈટનના કાંઠે “Mahomeds Indian vapour bath”ના નામથી દુકાન ખોલી. ત્યાર પછી આ મુસલમાન રાજા જ્યોર્જ પાંચમા અને વિલિયમ પાંચમાનો શેમ્પુ સર્જન

નિયુક્ત થયો હતો. રાણી વિક્ટોરિયા સ્નાન કરવાથી અચકાતી હતી, એટલે તે સુગંધ બહુ વાપરતી હતી.

❋ અર્ક કાઢવાની પધ્ધતિ નવમી સદીના મહાન રસાયણશાસ્ત્રી જાબિર બિન હય્યાને કૂફા ખાતે શોધી હતી. જાબિરે રસાયણક્ષેત્રે વપરાતા ઘણા સાધનો તથા પરિબળો પણ શોધ્યા હતા. દા.ત. Filtration-Liquefact-Crytallisation & Distillation, Oxidisation Evaporation. તેણે સલ્ફ્યુરિક એસિડ અને નાઈટ્રીટ એસિડની શોધ કરી. તેને આધુનિક રસાયણશાસ્ત્રનો ભિષ્મ પિતામહ માનવામાં આવે છે.

❋ પશ્ચિમી દેશોની હોસ્પીટલોમાં શસ્ત્રક્રિયાના સાધનો અદલ તે જ છે, જે દસમી સદીના મહાન સ્પેનિશ સર્જન અબુલકાસિમ ઝહરાવી (૧૦૧૩ ઈ.સ.)એ શોધ્યા હતા. તેણે બસોથી વધારે શસ્ત્રક્રિયાના સાધનો બનાવ્યા હતા. જેમાંથી કેટલાકના નામો આ છે : Bone, Scalpels finescissors for eye surgery, foceps saws. તે પહેલો સર્જન હતો, જેણે કહ્યું કે ઘોડાના આંતરડાઓથી બનેલા ટાંકાઓ કુદરતી રીતે શરીરમાં ઓગળી જાય છે. આ શોધ તેણે ત્યારે કરી, જ્યારે તેના ઉદના તાર (String) વાંદરો હડપ કરી ગયો. તેણે દવાઓના કેપ્સુલ ઘોડાના આંતરડાઓથી જ બનાવ્યા હતા. *(મુસલમાનોકે સાયન્સી કારનામે, ઝકરિય્યા વર્ક, પૃ.૪૭)*

❋ મુસ્લિમ તબીબોએ અફીણ તથા આલ્કોહોલનો બેભાન કરવાની દવા તરીકે ઉપયોગ કર્યો હતો. મુસ્લિમોએ મોતિયાના ઓપરેશન માટે પોલી સોય Hollow needles શોધી, જે આજે પણ વપરાય છે.

❋ પવનચક્કી જે આજે યુરોપ તથા અમેરિકામાં આટલી લોકપ્રિય છે, અને જેના વડે પ્રાકૃતિક રીતે વીજળી પેદા કરવામાં આવે છે. એ સૌથી પહેલાં ૬૩૪ ઈ.સ.માં ઈરાન ખાતે બનાવવામાં આવી હતી. તેના વડે મક્કાઈ દળવામાં આવતી, સિંચાઈ માટે પાણી કાઢવામાં આવતુ હતું. અરબ પ્રદેશમાં જ્યારે નદી-નાળા સૂકાય જતા ત્યારે માત્ર પવન જ રહી જતો, જે એક દિશામાંથી મહિનાઓ સુધી ચાલતો રહેતો

હતો. ઈરાની પવનચક્કીમાં ૬ અથવા ૧૨ કપડાંના બનેલા પંખાઓ લાગેલા રહેતા. યુરોપમાં પવનચક્કી પાંચસો વર્ષ પછી જોવામાં આવી.

❋ વિશ્વના પહેલા રસાયણશાસ્ત્રી કૂફા (ઈરાક)ના જાબિર બિન હય્યાન હતા. જેમણે નેટ્રીક એસિડ બનાવ્યો. તેમણે નવસાર (નોશાદર) અને ગંધકની મદદથી નેટ્રીક સિવાય ગંધકનો એસિડ પણ તૈયાર કર્યો. અર્ક કાઢવાની તથા ફિલ્ટર કરવાની રીતો તેમની શોધ છે.

❋ ઈસ્હાક કન્દી (ઈ.સ.૮૬૬) સર્વપ્રથમ ફ્રીક્યુન્સી એનાલિસીસ (Frequency Analysis)ની શરૂઆત કરી. જેનાથી આધુનિક ક્રિપટોલોજી (Cryptology)નો પાયો નંખાયો હતો. તેણે સર્વપ્રથમ પદ્ધતિસરની વેધ શાળાકીય વ્યવસ્થા સ્થાપી હતી.

❋ અલી બિન નાફિઅ (૮૫૭) નવમી સદીમાં ઈરાકથી હિજરત કરી મુસ્લિમ સ્પેન આવ્યા હતા. અહીં આવી તેમણે ઘણી બધી નવી ચીજો પ્રચલિત કરી. દા.ત. તેમણે ભોજનમાં ત્રણ વસ્તુઓ પ્રચલિત કરી. પહેલાં સૂપ, ત્યાર પછી માંસ-મચ્છી અને છેલ્લે ફ્રુટસ કે ડ્રાયફ્રુટસ. પીણાંઓ માટે તેમણે ક્રિસ્ટલ (સ્ફટિક) ગ્લાસનો ઉપયોગ શરૂ કર્યો. તેમણે ખાવાની મેજ પર કપડું પાથરવાની પ્રથા શરૂ કરી. તેમણે સ્પેનમાં શતરંજ તથા પોલોની રમત શરૂ કરી. તેમણે ચામડાનું ફર્નિચર બનાવ્યું. તેમણે ભોજનની આચારસંહિતાનો પ્રસાર કર્યો. તેમણે જ પર્ફ્યુમ, કોસ્મેટિક્સ, ટૂથપેસ્ટ અને ટૂથબ્રશની શરૂઆત કરી. તેમણે કાર્દોબા ખાતે બ્યુટી સલૂન ખોલ્યો. તેમણે ઉનાળામાં સફેદ વસ્ત્રો અને શિયાળામાં રંગીન વસ્ત્રો પહેરવાનું કહ્યું. અને તેના માટે તારીખો પણ નક્કી કરી.

❋ જાજમ સર્વપ્રથમ મુસ્લિમોએ બનાવવાની શરૂઆત કરી હતી. મુસ્લિમોની જાજમ બનાવવાની રીત બહુ ઉચ્ચ પ્રકારની હતી. મુસ્લિમો આ જાજમ ફર્શ પર પાથરતા હતા. જ્યારે યુરોપમાં લોકોના ઘરોમાં ફર્શ છાણ-માટીના હતા.

## કપ્તાન ઈબ્ને માજિદ :

ઈબ્ને માજિદ વિશ્વના એક ખ્યાતનામ સુકાની (કપ્તાન) છે. વિશેષતઃ ઈસ્લામી દુન્યામાં એમનાથી ચઢિયાતો અન્ય કોઈ સુકાની થયો નથી. એમનું પુરૂ નામ શહાબુદ્દીન અહમદ ઈબ્ને માજિદ છે, પરંતુ તે ઈબ્ને માજિદના નામે મશ્હુર છે. એમનો જન્મ રાસુલ નમીમહ (સંયુકત અરબ અમીરાત) ખાતે ઈ.સ.૧૪૩૨ થી ઈ.સ.૧૪૩૭ વચ્ચે થયો. એમના બાપ-દાદા પણ ખૂબ પ્રખ્યાત સુકાની હતા. ઈબ્ને માજિદ એક આલિમ અને સારા લેખક હતા. હકીકતમાં ઈબ્ને માજિદ પ્રથમ લેખક છે. જેમણે દરિયાઈ વિજ્ઞાન પર ઘણું લખ્યું છે. ભાગ્યે જ અન્ય કોઈ લેખકે સમુદ્ર માર્ગ અને દરિયાઈ માહિતી વિશે આટલા પ્રમાણમાં લખ્યું હોય. એમણે લગભગ ૩૮ પુસ્તકો લખ્યા. જેમાં ગદ્ય-પદ્ય બંનેવ છે. ઈ.સ. ૧૪૬૨માં એમણે લખેલા પ્રથમ કાવ્ય પુસ્તકમાં ૧૦૮૨ અશ્આર છે. જેનો વિષય છે ‘જહાજરાની’. ઈબ્ને માજિદનુ મશ્હુર પુસ્તક છે “કિતાબુલ ફવાઈદ ફી ઉસુલિ ઈલ્મુલ બહર વલ કવાઈદ” અર્થાત્ જહાજરાની (સમુદ્રિય સફર)ના ઉસૂલ (નીતિ-નિયમો) અને કાનૂન (કાયદાઓ)ને લગતુ લાભકારક પુસ્તક. આરબ જહાજરાનીના અનુસંધાને લખવામાં આવેલું આ એક શ્રેષ્ઠ પુસ્તક છે. આ પુસ્તક ઈ.સ. ૧૪૯૦માં છાપવામાં આવ્યુ. ફ્રેંચના વિવેચક ગ્રેબિયલ ફેરાન્ડ આ પુસ્તક વિશે કહે છે કે, થીયરી (સૈધ્ધાંતિક) અને પ્રેકટીકલ (અમલીરૂપ માટે) આ સમગ્ર જહાજરાનીને લગતા પુસ્તકોનો સારાંશ છે. ઈબ્ને માજિદ દરિયાને લગતા વિજ્ઞાનના લેખક છે. એમના લખાણનું સમકક્ષ અન્ય કોઈ લખાણ આજ સુધી જોવા મળ્યું નથી.

‘ડીક્ષનરી ઓફ સાયન્ટિફિક બાયોગ્રાફી’માં લખ્યું છે કે ઈબ્ને માજિદે પોતાના પુસ્તકમાં જહાજરાનીને લગતા વિવિધ વિષયો પર ચર્ચા કરી છે. એમાં અન્ય વિષયો જેવા કે હિંદ મહાસાગરના દરિયાઈ માર્ગો, પક્ષીઓની નિશાનીઓ, હિંદ મહાસાગરના ૧૦ મોટા ટાપુ જેમકે (૧) અરબ, (૨) માડાગાસ્કર, (૩) સુમાત્રા, (૪) જાવા, (૫) તાઈવાન, (૬) શ્રીલંકા,

(૭) ઝાંઝીબાર, (૮) બેહરીન, (૯) ઈબ્ને ગાદાન, (૧૦) સોકોત્રા પર વિગતવાર ચર્ચા કરેલી છે. બહરે અહમર (રાતો સમુદ્ર), બહરે અરબ અને બહરે હિંદના દરિયાઈ માર્ગો જે અરબસ્તાનથી શરૂ થઈ આફ્રિકાના પૂર્વિય કિનારા સુધી અને ત્યાંથી હિંદ અને ચીન સુધી જાય છે. એના વિશે તેમણે વિગતવાર ચર્ચા કરી છે. એમાં તેમણે બહરે અહમર, ખાડી, બહરે હિંદ, પશ્ચિમી ચીનથી એશિયાના ઈશાન ખૂણા સુધીના સમુદ્રો વિશે વિગતો લખી છે.

ઈબ્ને માજિદને યશ આપનારી બે કલગીઓ છે : (૧) કુતુબનુમા (હોકાયંત્ર), (૨) વાસ્કો-ડી-ગામા સાથે હિંદનો પ્રવાસ. જો કે ઈબ્ને માજિદ કુતુબ નુમાના શોધક તો નથી, પરંતુ એમાં એમણે ચુંબકીય સોય લગાવી છે. ઈબ્ને માજિદના કહેવા પ્રમાણે મિસરી અને પશ્ચિમી સુકાનીઓ આ કુતુબ નુમાની સહાયથી જહાજો ચલાવતા થયા.

ડો. કાદિરના કહેવા પ્રમાણે અન્ય સુકાનીઓથી વર્ષો પૂર્વે આરબ સુકાનીઓ કુતુબનુમા વાપરતા. વાસ્કો-ડી-ગામા પણ આ જોઈને આશ્ચર્યચકિત થઈ ગયો હતો. એ લખે છે કે, મેં સૌપ્રથમ વાર આરબો પાસે કુતુબનુમા, દરિયાઈ નકશા અને માપવાના સાધનો જોયા. મક્કા મુકર્રમહના ઉસ્તાદ અને લેખક કુત્બુદ્દીને પોતાના પુસ્તકમાં સૌપ્રથમ વાર ઈબ્ને માજિદનું નામ વાસ્કો-ડી-ગામા સાથે પાયલોટ તરીકે લખ્યુ હતું. એ હવે સાબિત થઈ ચૂકયું છે કે ઈબ્ને માજિદે જ વાસ્કો-ડી-ગામાના જહાજને હિંદ તરફ હંકાર્યુ હતું. વાસ્કો-ડી-ગામા પૂર્વિય આફ્રિકાના કિનારે નિરાશ થઈ બેઠો હતો. કારણ કે જહાજને અરબી સમુદ્ર પાર કરાવવું સરળ નહોતું. એને કોઈ સારા કપ્તાનની જરૂરત હતી, જે એને ભારત લઈ જઈ શકે. ઈ.સ.૧૪૯૮માં એની મુલાકાત ઈબ્ને માજિદથી થઈ. ઈબ્ને માજિદે કહયું કે, કિનારે કિનારે ન જાઓ, બલ્કે સીધા દરિયા વચ્ચે જાઓ. જેથી શકિતશાળી મોજાઓથી બચી જાઓ અને હિંદ પહોંચો. વાસ્કો-ડી-ગામાના કહેવાથી તે જહાજના કપ્તાન બન્યા. સૌપ્રથમ તેઓ કાલીકટ બંદરે પહોંચ્યા.

જી. એચ. કરીમ લખે છે : It was an Arab Pilot that showed

him the way to India. (હિંદનો રસ્તો બતાવનાર એક આરબ હતો, કે જેણે વાસ્કો-ડી-ગામાને હિંદનો રસ્તો બતાવ્યો.)

ઈબ્ને માજિદના પિતા અને દાદા જહાજરાનીમાં બહોળો અનુભવ ધરાવતા હતા. માટે જ એમને 'મુઅલ્લિમ'નું ઉપનામ આપવામાં આવ્યું હતું. ઈબ્ને માજિદ કહેતા : "હું સમુદ્રના સિંહોનો સાથીદાર છું."

## સંશોધનની સ્વતંત્રતા :

બેરન કારા ડિ વોક્સ (Baron Carra de Vaux)ની વિખ્યાત કૃતિ 'ઈસ્લામનો વારસો' (The Legacy of Islam)૧૯૩૧માં પ્રગટ થઈ. આ પુસ્તકનો લેખક ભલે આરબોના કારનામાઓને સ્વીકારે છે, પરંતુ તેના મતે તેમની હેસિયત એના સિવાય કાંઈ નથી કે, તેઓ ગ્રીક્સના વિદ્યાર્થી હતા. બટ્રાંડ રસેલે પોતાના પુસ્તક 'હિસ્ટ્રી ઓફ વેસ્ટર્ન ફિલોસોફી'માં આરબોને માત્ર વહનકર્તાનો દરજ્જો આપ્યો છે. જેમણે યુનાની વિદ્યાઓ પ્રાપ્ત કરી તેને ભાષાંતર વડે યુરોપ સુધી પહોંચાડી દીધી.

પરંતુ વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દૃષ્ટિએ આ વાત સાચી નથી. એ વાત સાચી છે કે, આરબોએ યુનાની વિદ્યાઓનું વાંચન કર્યું અને તેનાથી લાભાન્વિત થયા. પરંતુ ત્યાર પછી જે વસ્તુ તેમણે યુરોપને આપી તે એનાથી વધારે હતી, જે તેઓને યુનાન પાસેથી મળી હતી. વાસ્તવિક્તા એ છે કે, ગ્રીક્સ પાસે તે વસ્તુ હતી જ નહીં, જે આરબો વડે યુરોપ પહોંચી અને યુરોપમાં પુનરૂત્થાન (નશ્અતે સાનીયા)નું નિમિત્ત બની. જો સાચે જ ગ્રીક્સ પાસે તે વસ્તુ હોતે તો બહુ પહેલાં યુરોપને મળી ચૂકી હોત. આવી સ્થિતિમાં યુરોપને પોતાના નવજીવન માટે એક હજાર વર્ષ સુધી રાહ જોવી નહીં પડતે.

એ હકીકત બધા જાણે છે કે, પ્રાચીન ગ્રીક્સે જે કાંઈ પ્રગતિ કરી હતી, તે કળા અને ફિલોસોફી (તત્વ જ્ઞાન)માં કરી હતી. વિજ્ઞાન ક્ષેત્રે તેમની પ્રગતિ એટલી ઓછી છે કે, તે કોઈ ગણત્રીમાં નથી આવતી. આ મામલામાં એક માત્ર ઉલ્લેખનીય અપવાદ આર્કીમેડીસનો છે. જેની ૨૧૨ ઈ.સ. પૂર્વમાં

એક રોમન સૈનિકે ઠીક તે સમયે હત્યા કરી નાંખી, જ્યારે તે શહેરની બહાર રેતી પર જિયોમેટ્રીના પ્રશ્નો ઉકેલી રહ્યો હતો.

*(J. M. Roberts, History of the World : Page-238)*

વાસ્તવિક્તા એ છે કે, વૈજ્ઞાનિક ઢબે ચિંતન-મનન અને વૈજ્ઞાનિક પ્રગતિ માટે વૈચારિક સ્વતંત્રતાનું વાતાવરણ પ્રાચીન કાળના અન્ય દેશોની જેમ ગ્રીકમાં પણ ન હતું. સોક્રેટિસને એ ગુના બદલ ઝેરના પારખાં કરવા પડ્યા કે તે એથેન્સના નવયુવકોમાં સ્વતંત્રતાપૂર્વક ચિંતન-મનનનું વાતાવરણ સર્જી રહ્યો છે. પ્લુટોર્કના કહ્યા મુજબ સ્પાર્ટાના લોકો માત્ર વ્યવહારિક જરૂરિયાત માટે લખવાનું-વાંચવાનું શીખતા હતા. ત્યાં અન્ય બધા પુસ્તકો અને વિદ્વાનો પર પાબંદી લાગેલી હતી. એથેન્સમાં આર્ટ અને ફિલોસોફીનો વિકાસ થયો, પરંતુ ઘણા બધા કળાકારો અને તત્વજ્ઞાનીઓને દેશમાંથી કાઢી નાંખવામાં આવ્યા, જેલોમાં બંધ કરી દેવામાં આવ્યા, ફાંસીના માંચડે લટકાવી દેવામાં આવ્યા, ક્યાં તો તેઓ ડરી જઈ ભાગી ગયા. આમાં એસ્કાયલસ, એવરી ફાઈડીસ, ફદયાસ, સોક્રટીસ અને એરિસ્ટોટલ જેવા લોકો પણ શામેલ હતા.

એસ્કાયલસની હત્યા જે આધારે કરવામાં આવી તે એ વાતનો પૂરતો પુરાવો છે કે, પ્રાચીન ગ્રીસમાં વૈજ્ઞાનિક પ્રગતિનું વાતાવરણ ન હતું. તેને એટલા માટે મારી નાંખવામાં આવ્યો કે તેણે એલ્યુસીનિયન રહસ્યો પ્રગટ કરી દીધા હતા. એ "રહસ્યો" તે અગણિત આશ્ચર્યથી ભરપૂર કહાનીઓ-માંથી હતા, જેનું કોઈ જ અસ્તિત્વ નથી. પરંતુ તેઓ ગ્રીસ વિચારના અનિવાર્ય અંગ બનેલા હતા. *(EB-3/1084)*

આધુનિક વિજ્ઞાનયુગથી પહેલાં વિજ્ઞાન સબંધે યુરોપની સ્થિતિ શું હતી, તેનું એક ઉદાહરણ પોપ સિલ્વેસ્ટર બીજાની ઘટના છે, જે સામાન્યપણે ગ્રીબ્રટના નામે વિખ્યાત છે. તે ૯૪૫ ઈ.માં ફ્રાંસમાં જન્મ્યો અને ૧૦૦૩ ઈ.સ.માં તેનું અવસાન થયું. તે ગ્રીક અને લેટિન બન્ને ભાષા સારી રીતે જાણતો હતો અને બહુ ગુણવાન માણસ હતો.

તેણે સ્પેનનો પ્રવાસ ખેડ્યો અને ત્યાં બાર્સિલોનામાં ત્રણ વર્ષ સુધી

રોકાયો. તેણે આરબોની વિદ્યાઓ શીખી અને તેમનાથી ઘણો પ્રભાવિત થયો. તે સ્પેનથી પાછો ફર્યો તો તેની સાથે કેટલીય અરબી કિતાબોના અનુવાદો હતા. તે એક એસ્ટ્રોલેબ (વેધયંત્ર) પણ સ્પેનથી લાવ્યો હતો. તેણે આરબોની વિદ્યાઓ, તર્કશાસ્ત્ર, ગણિત અને અવકાશ વિજ્ઞાન વગેરેનું શિક્ષણ આપવાનું શરૂ કર્યું. પરંતુ તેને સખત વિરોધનો સામનો કરવો પડ્યો. કેટલાક ખ્રિસ્તીબંધુઓએ કહ્યું કે, તે સ્પેનથી જાદુ શીખીને આવ્યો છે. કેટલાક લોકોએ કહ્યું કે, તેને ભૂત વળગી ગયું છે. તે આ જ પ્રકારની વિકટ સ્થિતિમાં રહ્યો. અહીં સુધી કે ૧૨ મે, ૧૦૦૩એ રોમમાં તેનો દેહાંત થઈ ગયો. *(EB-17/899)*

ઈસ્લામથી પહેલાં સમગ્ર ઈતિહાસમાં વૈજ્ઞાનિક સ્વતંત્રતાનું અસ્તિત્વ ન હતું. આ જ કારણ છે કે પ્રાચીનકાળમાં વૈજ્ઞાનિક વિચારના કેટલાક વ્યક્તિગત ઉદાહરણો જડી આવે છે, પરંતુ તે ચિંતનમનન ક્ષણિક કે વ્યક્તિગત ઘટનાથી આગળ વધી ન શક્યું. વૈચારિક સ્વતંત્રતા નહીં મળવાના કારણે આવો દરેક વિચાર જન્મની સાથે જ ખત્મ થતો રહ્યો.

ઈસ્લામે પહેલી જ વખત આ ક્રાંતિકારી પરિવર્તન કર્યું કે, ભૌતિકજ્ઞાન અને અધ્યાત્મિક જ્ઞાનને એકબીજાથી જુદા કરી દીધા. ધાર્મિક (અધ્યાત્મિક) જ્ઞાનનો સંદર્ભ ખુદાઈ વહી ઠરી, જેની વિશ્વસનીય આવૃત્તિ આપણી પાસે કુર્આન શરીફ સ્વરૂપે સુરક્ષિત છે. પરંતુ ભૌતિક જ્ઞાનમાં પૂરી સ્વતંત્રતા આપી દેવામાં આવી કે, માનવી તેમાં સ્વતંત્રતાપૂર્વક સંશોધન કરે અને સ્વતંત્રતાપૂર્વક તારણો સુધી પહોંચે.

મુસ્લિમ શરીફમાં એક પ્રકરણનું શિર્ષક આ શબ્દોમાં બાંધ્યું છે કે, "અલ્લાહપાકના રસૂલ (સલ.)એ જે કાંઈ શરઈ હેસિયતથી કહ્યું હોય તેને માનવું જરૂરી છે. પરંતુ અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ બિનધાર્મિક (દુન્યવી) બાબતોમાં પોતાનું જે મંતવ્ય દર્શાવ્યું છે, તેનું અનુસરણ જરૂરી નથી." આ શિર્ષક હેઠળ ઈમામ મુસ્લિમ (રહ.)એ તે રિવાયત નોંધી છે કે, મૂસા બિન તલ્હા પોતાના પિતાથી વર્ણવે છે કે, હું અલ્લાહપાકના રસૂલ (સલ.) સાથે એવા લોકો પાસેથી પસાર થયો, જેઓ ખજૂરના ઝાડ પર

ચઢેલા હતા. આપ (સલ.)એ પૂછ્યું કે, આ લોકો શું કરી રહ્યા છે. લોકોએ જવાબ આપ્યો કે, આ લોકો ફલીકરણનું કાર્ય કરી રહ્યા છે. અર્થાત્ નર ઝાડને માદા ઝાડ સાથે ભેળવી રહ્યા છે. આનાથી તે ફળદ્રુપ થાય છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "હું નથી ધારતો કે આનાથી કંઈક ફાયદો થશે." આ વાત તે ખેડૂતોને બતાવવામાં આવી તો તેમણે ફલીકરણની આ ક્રિયા છોડી દીધી. અલ્લાહપાકના રસૂલ (સલ.)ને આ વાતની જાણ થઈ તો આપ (સલ.)એ ફરમાવ્યું : જો આ ક્રિયાથી એ લોકોને ફાયદો થતો હોય તો તેમણે એ ક્રિયા કરવી જોઈએ. કારણ કે મેં તો માત્ર એક ધારણા બાંધી હતી. તો તમે મારી ધારણાનું અનુસરણ નહીં કરો. પરંતુ જ્યારે હું તમારી સમક્ષ અલ્લાહપાક સબંધે કોઈ વાત કહું તો તેને ગ્રહણ કરી લો. કારણ કે હું અલ્લાહપાક (ધર્મ) સબંધે ક્યારેય ખોટી વાત નથી કરતો.

હઝરત આયશા, હઝ. ષાબિત તથા હઝ. અનસ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) કેટલાક લોકો પાસેથી પસાર થયા, જેઓ ફલીકરણની ક્રિયા કરી રહ્યા હતા. આપ (સલ.)એ ફરમાવ્યું કે, "જો તેઓ આવું નહીં કરતે તો સારૂં થાતે." રાવી (વહનકર્તા) કહે છે કે, ત્યાર પછી ખજૂરનું ઉત્પાદન બહુ ઓછું થયું. આપ (સલ.) ફરી ત્યાંથી પસાર થયા, તો આપે પૂછ્યું કે, તમારી ખજૂરોનું શું થયું ? તેમણે આખી ઘટના બતાવી. આપે (સલ.) ફરમાવ્યું : "તમે તમારી રીતથી (ખેતી) કરો, કારણ કે તમે તમારી દુન્યા વિશે વધારે જાણો છો."

આ હદીષ મુજબ ઈસ્લામમાં ધાર્મિક ચર્ચાને વૈજ્ઞાનિક સંશોધનથી અલગ કરી દેવામાં આવી. ધાર્મિક ચર્ચામાં ખુદાઈ વહીની સૂચનાની સંપૂર્ણપણે પાબંદી સ્વીકારવાની છે. પરંતુ વૈજ્ઞાનિક સંશોધનને માનવીય અનુભવ (પ્રયોગ)ના આધાર પર આગળ ધપાવવાનું છે. આ જ્ઞાન-વિજ્ઞાનના ઈતિહાસમાં નિઃશંક મહાન ક્રાંતિ છે.

**એક પરિચ્છેદ :**

એ વાત સાચી છે કે, પ્રાચીનકાળમાં વિવિધ દેશોમાં કેટલીક હસ્તીઓ

જન્મી, જેમણે વ્યક્તિગત રીતે કંઈક વૈજ્ઞાનિક કારનામાઓ અંજામ આપ્યા. પરંતુ વાતાવરણ પ્રતિકુળ ન મળવાને કારણે તેઓને ન પોતાના વતનમાં વધારે લોકપ્રિયતા મળી અને ન બહારના દેશોમાં.

મોસિયો લીબાને પોતાની કૃતિ “અરબ સભ્યતા”માં લખ્યું છે કે, પ્રાચીનકાળમાં ઘણી બધી કૌમો-પ્રજા સમૂહોએ સત્તા પ્રાપ્ત કરી. ઈરાન, ગ્રીસ અને રોમે જુદા જુદા કાળમાં પૂર્વના દેશો પર શાસન કર્યું. પરંતુ તે દેશો પર તેમનો સાંસ્કૃતિક પ્રભાવ બહુ ઓછો પડ્યો. તે કૌમોમાં તેઓ ન પોતાનો ધર્મ ફેલાવી શક્યા, ન પોતાની ભાષા અને ન તો પોતાના વિજ્ઞાન તથા ટેકનોલોજીનો પ્રસાર કરી શક્યા. બતલીમૂસ અને રોમનોના કાળમાં ઈજીપ્ત માત્ર એટલું જ નહીં કે પોતાના ધર્મને વળગી રહ્યું, બલ્કે ખુદ જીતનારાઓએ પરાજિત કૌમોનો ધર્મ અને તેમની સ્થાપત્યકળા અપનાવી લીધી. એ જ કારણ છે કે, તે બન્ને કુટુંબોએ જે ઈમારતો બાંધી તે ફારાઓહ (ફરાઈના)ની શૈલી મુજબ હતી.

પરંતુ જે હેતુ ગ્રીક્સ, ઈરાની અને રોમનો ઈજીપ્તમાં સિધ્ધ કરી ન શક્યા, તે હેતુ આરબોએ બહુ ઝડપથી અને કોઈ પણ જાતના બળપ્રયોગ વગર સિધ્ધ કરી બતાવ્યો. ઈજીપ્ત, જેના માટે કોઈ અન્ય કૌમના વિચારો સ્વીકારવા બહુ મુશ્કેલ હતા તેણે એક સદીની અંદર પોતાની સાત હજાર વર્ષીય સંસ્કૃતિને છોડી દઈ એક નવો ધર્મ અને નવી ભાષા અપનાવી લીધી. આરબોએ આ જ પ્રભાવ આફ્રિકાના દેશો તથા સિરિયા અને ઈરાન વગેરે પર પણ પાડ્યો. તે બધા દેશોમાં ઝડપથી ઇસ્લામ પ્રસરી ગયો. ત્યાં સુધી કે જે દેશોમાંથી આરબો માત્ર પસાર થઈ ગયા, જ્યાં ક્યારેય તેમની સત્તા સ્થાપિત ન થઈ, જ્યાં તેઓ માત્ર વ્યાપારીની હેસિયતથી આવ્યા હતા ત્યાં પણ ઇસ્લામ ફેલાય ગયો. દા.ત. ચીન વગેરે.

વિશ્વ ઈતિહાસમાં પરાજિત કૌમો પર કોઈ વિજયી કૌમના પ્રભાવનું આવું ઉદાહરણ નથી જડતું. તે બધી કૌમોએ, જેમને આરબો સાથે માત્ર થોડાક દિવસોનો સબંધ રહ્યો તેમણે પણ આરબોની સંસ્કૃતિ અપનાવી

લીધી. બલ્કે કેટલીક જીતનારી કૌમો સુધ્ધાં. દા.ત. તુર્કી અને મોગલો, એ મુસ્લિમોને પરાજિત કર્યા પછી માત્ર એમનો ધર્મ અને સંસ્કૃતિ જ નહીં સ્વીકારી લીધી બલ્કે તેના બહુ મોટા હિમાયતી બની ગયા. આજે પણ જ્યારે સદીઓથી અરબી સંસ્કૃતિની આત્મા મરી ચૂકી છે, એટલાન્ટિક સમુદ્રથી લઈ સિંધુ નદી સુધી અને ભૂમધ્ય સમુદ્રથી લઈ આફ્રિકાના રણ સુધી એક ધર્મ અને એક ભાષા પ્રચલિત છે અને તે છે પયગમ્બરે ઈસ્લામનો ધર્મ અને તેમની ભાષા.

મોસિયો લીબાને આગળ લખ્યું છે કે, પશ્ચિમી દેશો ઉપર પણ આરબોનો એટલો જ પ્રભાવ પડ્યો, જેટલો પ્રભાવ પૂર્વના દેશો પર પડ્યો હતો. તેના કારણે પશ્ચિમે સભ્યતા શીખી. માત્ર એટલો તફાવત છે કે, પૂર્વમાં આરબોનો પ્રભાવ તેમના ધર્મ,ભાષા, જ્ઞાન-વિજ્ઞાન, ઉદ્યોગ તથા કારીગરી દરેક વસ્તુ પર પડ્યો અને પશ્ચિમમાં એવું થયું કે, તેમના ધર્મ પર વધારે અસર ન થઈ. ઉદ્યોગ તથા કારીગરી પર પ્રમાણમાં ઓછો અને જ્ઞાન તથા કળા પર બહુ પ્રભાવ પડ્યો.

આરબો વડે એકદેવવાદી-તૌહીદ ધર્મ અને તેના પ્રભાવ હેઠળ જન્મ લેનારી સંસ્કૃતિ દરેક બાજુ ફેલાઈ. તેણે પ્રાચીન વિશ્વના ઘણાખરા ભાગને પ્રભાવિત કર્યો. આવી રીતે તે માહોલ તથા વાતાવરણ સર્જાયું, જેમાં વૈજ્ઞાનિક સંશોધન અને કુદરતી શક્તિઓને અંકુશમાં લેવાનું કામ સ્વતંત્રતા-પૂર્વક થઈ શકે. આ વાસ્તવિક્તાનો સ્વિકાર ઈંગ્લેન્ડના પ્રિન્સ ચાર્લ્સે પોતાના એક મહત્વના પ્રવચનમાં કર્યો છે.

## ઈસ્લામ અને પશ્ચિમ : પ્રિન્સ ચાર્લ્સના પ્રવચનનો સાર

સજ્જનો, સન્નારીઓ, હું સાચા હૃદયથી કહું છું કે, ઈસ્લામ અને પશ્ચિમ વચ્ચે જે સબંધો છે, તે આજે પહેલાં કરતા વધારે મહત્વતા ધારણ કરી ચૂકયા છે. તે છતાં મુસ્લિમ વિશ્વ તથા પશ્ચિમ જગત વચ્ચે જે ગેરસમજો છે, તે આજે પણ અંત્યત વરવા સ્વરૂપે મોજુદ છે. આજે બધી જ કૌમો પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે બીજી કૌમો પર અવલંબે છે. એટલે સહ-

અસ્તિત્વની ભાવનાની આજથી વધારે કયારેય આટલી આવશ્કતા ન હતી. મને આ વિષયની મુશ્કેલીનું પુરેપુરૂ ભાન છે. ખાસ કરીને નવા માણસ માટે, એટલે હું જે કંઈ બોલીશ કદાચ તમે તેનાથી સંમત થશો અથવા તેના પર ટીકા કરશો. આ અવસરે હું એક અરબી કહેવત તરફ આપનું ધ્યાન દોરીશ કે, "જે કાંઈ મોઢાથી બોલાય છે તે કાનો સુધી તો પહોંચી જ જાય છે, પરંતુ જે વાત દિલથી કહેવામાં આવે છે તે દિલ સુધી પહોંચી જાય છે."

વીસમી સદીમાં વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક ક્રાંતિ, સંપર્કની સુવિધા, યાતાયાતની સગવડ, વિશ્વમાં વિવિધ પ્રજા સમૂહો વચ્ચે આદાન-પ્રદાનના કારણે એક બીજા વિશે માહિતીનો ધોધ હોવા છતાં આ એક નિરાશાપ્રેરક હકીકત છે કે, પશ્ચિમી જગતમાં ઈસ્લામ વિશે અનેક પ્રકારની ગેરસમજો પ્રવર્તે છે. અને તેમાં સતત વધારો થઈ રહ્યો છે. જ્યાં સુધી પશ્ચિમી જગતનો સવાલ છે, આ ગેરસમજો અજ્ઞાનતાના કારણે નથી, બલ્કે પૂર્વગ્રહના કારણે છે. કરોડોની સંખ્યામાં મુસ્લિમો વિશ્વમાં મૌજુદ છે. પશ્ચિમમાં એક કરોડ અને ખાસ કરીને બ્રિટનમાં દસ લાખ છે. અને દિન -પ્રતિદિન તેમની સંખ્યા વધતી જાય છે. બ્રિટનમાં લગભગ પાંચસો મસ્જિદો છે. (હાલમાં લગભગ હજારથી પણ વધુ છે.) ઇસ્લામી સંસ્કૃતિ પ્રત્યે લોકોની દિલચસ્પી પણ વધતી જાય છે. આવી સ્થિતિમાં ગેરસમજો ઊભી થવાની શકયતા નહિવત હોય છે. ૧૯૮૬માં ફેસ્ટિવલ ઓફ ઇસ્લામનું ઉદ્‌ઘાટન બ્રિટનની મહારાણીના હસ્તે થયું હતું. તે તમારામાંથી ઘણા લોકોને યાદ હશે, તે છતાં હજુ પણ અવિશ્વાસ બલ્કે ડર બાકી છે.

સજ્જનો તથા સન્નારીઓ ! એક બાજુ તો પશ્ચિમવાસીઓના મનમાં ઈસ્લામ વિશે ગેરસમજો ઊભી થઈ છે. બીજી બાજુ ખુદ પશ્ચિમી સભ્યતા તથા સંસ્કૃતિ ઉપર ઈસ્લામી જગતના જે ઉપકારો છે, તેના વિશે પણ અજ્ઞાનતા પ્રવર્તે છે. ઈતિહાસ એકપક્ષીય લખાયો છે. એટલે આમ થયું છે. મધ્યયુગમાં મધ્ય એશિયાથી લઈને એટલાન્ટિક સુધી ઈસ્લામી જગતમાં વિદ્વાનો તથા કલાકારોનું જાણે રાજ હતું. તે છતાં આપણને એવી ટેવ પડી ગઈ છે કે ઈસ્લામને પશ્ચિમવાસીઓનો શત્રુ, પારકી સંસ્કૃતિ, અજાણ્યો

સમાજ અને સાવકી વિચારવ્યવસ્થા સમજીને અવગણવામાં આવે, અને પશ્ચિમ સાથે તેના કોઈપણ જાતના સબંધનો ઈન્કાર કરવામાં આવે. દા.ત. સ્પેનમાં ઈસ્લામી સભ્યતા તથા સંસ્કૃતિના આઠસો વરસના કાળના મહત્વને આપણે ઓછુ આંકતા થઈ ગયા છીએ. અંધકારયુગમાં સ્પેને પ્રાચીન વિદ્યાઓની સુરક્ષાના જે પ્રબંધો કર્યા અને યુરોપના પુનરૂત્થાનમાં સ્પેને જે મહત્વપૂર્ણ ભૂમિકા અદા કરી, તેને લોકો હવે સમજતા થયા છે, પરંતુ લોકો આજે જેટલું સમજતા થયા છે, સ્પેન તેનાથી વધારે મહત્વપૂર્ણ હતું. તેણે યુનાની વિદ્યાઓને ભવિષ્યમાં ઉભરનારા નૂતન પશ્ચિમ વિશ્વ માટે સંભાળીને રાખી. તેણે યુનાની તથા રોમન સંસ્કૃતિના (જ્ઞાન સબંધી) અવશેષોની માત્ર જાળવણી કરી એવું નથી, બલ્કે તેનુ વિવરણ તથા વિસ્તરણ કરીને તેને એટલા બધા વિકસાવ્યા કે, માનવજાતના વિદ્યા સંબંધી પ્રયત્નોમાં સ્પેનનો મહત્વપૂર્ણ ભાગ છે. પછી તે કોઈપણ શાખા હોય, વિજ્ઞાન હોય કે ખગોળશાસ્ત્ર, ગણિત હોય કે જ્યોમેટ્રી, કાનૂન હોય કે ઈતિહાસ, તબીબશાસ્ત્ર હોય કે ઔષધશાસ્ત્ર, કૃષિશાસ્ત્ર હોય કે સ્થાપત્ય-કળા, શાસ્ત્રાર્થ વિદ્યા હોય કે સુલેખનકળા, બધી જ શાખાઓમાં મુસ્લિમ સ્પેને કાઠું કાઢયુ હતું.

મૂળ યુરોપિયન એવા મુસ્લિમ વિદ્વાન ઈબ્ને રુશ્દ અને ઈબ્ને મુન્ઝિરે પોતાના સમકક્ષ એવા પૂર્વીય વિદ્વાન, ઈબ્ને સીના તથા રાઝીની જેમ તબીબીશાસ્ત્રમાં શોધ-સંશોધન તથા અભ્યાસની એવી રૂપરેખાઓ દોરી બતાવી, જેનાથી યુરોપ સદીઓ સુધી લાભ લેતો રહ્યો. ઈસ્લામે શોધ-સંશોધનને પ્રોત્સાહન આપ્યું. એક હદીષના શબ્દોમાં વિદ્વાન(ના કલમ)ની શાહી શહીદના લોહીથી વધારે પવિત્ર છે. દસમી સદી ઈસ્વીમાં સ્પેનનુ શહેર કાર્દોબા (કુર્તબા) યુરોપનું સૌથી વધારે સુસંસ્કૃત શહેર હતું. જે વખતે રાજા અલ્ફ્રેડ ખતરનાક મૂર્ખતાઓ આચરી રહ્યો હતો, તે વખતે સ્પેનમાં પુસ્તકાલયો ઉભરાતા હતા. કાર્દોબાના ગવર્નરના ખાનગી પુસ્તકાલયમાં ચાર લાખ પુસ્તકો હતા. તે વખતે શેષ યુરોપના જો બધા પુસ્તકો ભેગા કરવામાં આવે તો પણ ચાર લાખ ન હતા. તેનું કારણ એ

હતું કે કાગળ બનાવવાની કળા ઈસ્લામી જગતે બિન ઈસ્લામી જગતથી ચારસો વર્ષ પહેલાં ચીનથી શીખી લીધી હતી. એવા કેટલાય વિચારો તથા આચારો જેના પર યુરોપને ઘમંડ છે, તે તેને મુસ્લિમ સ્પેનથી મળેલા છે. એલચી પદની આચારસંહિતા, સ્વતંત્ર વ્યાપાર-ઉદ્યોગ, સ્વતંત્રતાપૂર્વક આંતરરાષ્ટ્રીય આવાગમન, વૈજ્ઞાનિક સંશોધન પધ્ધતિ, મજલિસની આચાર -સંહિતા, ફેશન, વૈકલ્પિક ઔષધો, હોસ્પીટલો વગેરે. આ બધી જ વસ્તુઓ આપણને મુસ્લિમ જગતથી જ મળી છે. મધ્યયુગનો ઈસ્લામ સહિષ્ણુતા ધરાવતો ધર્મ હતો. જેણે યહૂદી તથા ખ્રિસ્તીઓને પોતાના ધર્મને અનુસર-વાનો અધિકાર આપ્યો હતો. અને આમ કરી એક સુંદર દાખલો બેસાડયો હતો. પરંતુ દુર્ભાગ્યવશ પશ્ચિમે સદીઓ સુધી તેના પર અમલ નથી કર્યો.

સજ્જનો તથા સન્નારીઓ ! આપને જાણીને આશ્ચર્ય થશે કે, ઇસ્લામ (તથા મુસ્લિમો) દિર્ઘકાળથી યુરોપના અંગ રહ્યા છે. પહેલાં સ્પેન દ્વારા, પછી બલ્કાન દ્વારા. તે કાળમાં ઈસ્લામે સભ્યતા તથા સંસ્કૃતિને જે કક્ષાએ પહોંચાડી દીધી હતી તેને આજે આપણે માત્ર પશ્ચિમની દેણ સમજીએ છીએ. (પરંતુ તે મુસ્લિમકાળની દેણ છે.) ઈસ્લામ ભૂતકાળ તથા વર્તમાન કાળમાં પણ માનવીય પુરૂષાર્થમાં આપણો સહભાગી રહ્યો છે. તેણે આધુનિક યુરોપ સર્જવામાં આપણી સહાય કરી છે. તે (ઈસ્લામ) આપણાથી જુદો નથી, બલ્કે તે આપણો જ વારસો છે.

એક વધારાની ખાસિયત ઈસ્લામની એ છે કે, તે આજે પણ આ વિશ્વને સમજવા અને જીવન જીવવાના માર્ગો બતાવી શકે છે. જે ખાસિયત ખ્રિસ્તિમત પાસે નથી.

ઈસ્લામના કેન્દ્રમાં આ સૃષ્ટિ વિશે એક સુવ્યવસ્થિત તથા સંપૂર્ણ જીવન પ્રણાલીની વિગતો સુરક્ષિત છે. ઈસ્લામ માનવી તથા પ્રકૃતિ, ધર્મ અને વિજ્ઞાન, આત્મા અને પદાર્થ વચ્ચે ભેદ પાડવાને સ્વીકાર કરતો નથી, બલ્કે તે માનવજાત તથા શેષ જગતને સમાવી લેતો એક અધિભૌતિક પ્રકારનો સંપૂર્ણ સિધ્ધાંત રજૂ કરે છે. મૂળ ખ્રિસ્તિમતમાં પણ જગત સબંધી

એક સર્વગ્રાહી સિધ્ધાંત તથા સમજ જોવા મળે છે. તદુપરાંત આપણને આપણા આજુબાજુના વાતાવરણની જવાબદારી સુપરત કરવામાં આવી છે. પરંતુ કોપરનિક્સ (Copernicus) અને ડિસ્કાર્ટસ (Descartes) અને તેમના પછી જે વૈજ્ઞાનિક ક્રાંતિ થઈ, તેના પ્રતાપે પશ્ચિમે સૃષ્ટિ સબંધી પેલા સંપૂર્ણ જીવન સિધ્ધાંતને ધીમે ધીમે ત્યજી દીધો છે. હવે તે સર્વગ્રાહી સિધ્ધાંત આપણી આસ્થાનો અંશ નથી રહ્યો. મને એવી ઉંડી પ્રતીતિ (ભાસ) થઈ રહી છે કે, જો આપણે પેલા પ્રાચીન સર્વગ્રાહી દર્શનને ફરી શોધી લઈએ જે આપણને સૃષ્ટિ બાબતે એક સર્વસમાવેશી દ્રષ્ટિબિંદુ પુરો પાડે છે, અને તેના ઊંડા અર્થો ફરી સમજી શકીએ, તો આપણે પશ્ચિમમાં વકરી રહેલા છીછરાપણાંથી છૂટકારો મેળવી શકીએ એમ છે. આ છીછરી વૃત્તિના કારણે આપણે જગતનો અભ્યાસ માત્ર એટલા માટે કરી રહ્યા છીએ કે, તેનાથી ફાયદો ઉઠાવીએ, ઉપભોગ કરીએ. આ છીછરી માનસિકતાનું પરિણામ તો જુઓ કે, આપણે આપણા જ વિશ્વની સુંદરતાને અસુંદરતામાં અને સુવ્યવસ્થાને અવ્યવસ્થામાં ફેરવી રહ્યા છીએ. મારા મતે આ એક ખેદજનક હકીકત છે કે, પાછલા કેટલાક વર્ષોમાં વિવિધ તરીકાઓ વડે આપણે જે માહોલ બનાવ્યો છે, તે આપણા અંતરમનની અવ્યવસ્થિત દશાનુ પ્રતિબિંબ છે. પશ્ચિમી સંસ્કૃતિમાં દિવસે દિવસે નફાખોરી તથા લોભવૃત્તિ વધતી જાય છે. જેના લીધે આપણે આપણા સમાજ પ્રત્યે બેજવાબદાર બની ગયા છીએ. આપણી આજુબાજુના વિશ્વની પવિત્રપૂર્ણ સ્થિતિ અને તેની સાથે એકરૂપ હોવાનો તથા તેની જવાબદારીનો નાજુક અહેસાસ સાચે જ બહુ મહત્વપૂર્ણ છે.

આપણું જીવન ભૌતિક પણ છે અને અધ્યાત્મિક પણ. પરંતુ પશ્ચિમમાં બન્ને વચ્ચે સંતુલન ખોરવાય ગયું છે. આપણે તેને સંતુલિત કરવાનું છે. મારા મતે તે સંતુલન ન હોવાના કારણે એક સમયગાળા પછી આપણે બરબાદ થઈ જઈશું. જો ઈસ્લામની વિચારશૈલી આ શોધમાં આપણને સહાય પૂરી પાડી શકતી હોય, તો આપણે તેની અવગણના કરીને આપણી જ તબાહી નોંતરીશું.

સજ્જનો તથા સન્નારીઓ ! આજે આપણે એક એવા વિશ્વમાં શ્વાસ લઈ રહ્યા છીએ, જેમાં ઝડપથી એકબીજાથી સંપર્ક સાધી શકાય છે. તેના કારણે આખું વિશ્વ એક એવા એકમમાં રૂપાંતરિત થઈ ગયું છે, જેની કલ્પના સુધ્ધાં આપણા પૂર્વજો કરી શકતા ન હતા.

## ઈસ્લામનું વૈચારિક માર્ગદર્શન :

નજીક ભવિષ્યમાં અમે માનવીઓને તેમની આજુબાજુ (ક્ષિતિજ)માં તથા ખુદ તેઓની હસ્તીઓમાં અમારી નિશાનીઓ દેખાડીશું, એટલે સુધી કે તેઓને જાહેર (સ્પષ્ટ)થઈ જશે કે આ (કુર્આન શરીફ તથા ઇસ્લામ) સત્ય જ છે. *(કુર્આન શરીફ : ૪૧/૫૩)*

આજે આપણે કટોકટીના કાળમાંથી પસાર થઈ રહ્યા છીએ. આર્થિક કટોકટી, રાજકીય કટોકટી, લશ્કરી કટોકટી. પરંતુ આ બધામાં મોટી કટોકટી તે છે જેને વૈચારિક કટોકટી કહી શકાય. આજના માનવી પાસે કોઈ એવી વૈચારિક બુનિયાદ નથી જેના પર તે ઉભો થઈ શકે તથા જેના ઉપર તે પોતાના જીવનનો પાયો નાંખી શકે.

પ્રાચીન કાળમાં અંધશ્રધ્ધા તથા વહેમનું ચલણ હતું. તે વખતે શકય હતું કે કોઈ માણસ કપોળ કલ્પનાઓના આધારે જીવન જીવી જાય. આજનો કાળ વિવેકબુધ્ધિ (Reason)નો કાળ છે. આજનો માનવી વિવેકબુધ્ધિપૂર્વક જીવવા માંગે છે. પરંતુ જયારે એમ કરવા ચાહે છે, તો તેને ખબર પડે છે કે તેની પાસે જીવવા માટે કોઈ બૌધ્ધિક ભૂમિકા જ નથી.

બે બાબતો એવી છે, જે માણસને વૈચારિક બુન્યાદ પૂરી પાડી શકે એમ છે, અને તે છે ધર્મ તથા વિજ્ઞાન. પરંતુ આધુનિક માનવી આ બન્ને બુનિયાદો પણ ગુમાવી ચુકયો છે.

આધુનિક યુગમાં જયારે ધર્મોને બુધ્ધિની કસોટીએ ચકાસવામાં આવ્યા તો જાણવા મળ્યુ કે, આ ધર્મો તેની ઉપર ખરા ઉતરતા નથી. દા.ત. બાઈબલમાં એકતરફ તૌહીદ (એકેશ્વરવાદ)ને સાબિત કરતી એક કંડિકા

છે. તો બીજી તરફ બાઈબલમાં શ્રધ્ધા ધરાવતા લોકો બાયબલથી ત્રણ ખુદાઓ (ટ્રિનિટી)ને પણ સાબિત કરે છે.

આ માનવીય બુધ્ધિને સમજમાં નહી આવે એવી વાત છે. કારણ કે ખુદા જો એક છે, તો તે ત્રણ ન હોય શકે. અને જો ખુદા ત્રણ હોય તો તે એક ન હોય શકે.

એવી જ રીતે નવા કરારમાં એક સ્થાને હઝરત ઈસા (અલ.)ને ખુદાના પુત્ર (Son of God) કહેવામાં આવ્યા છે. *(માર્ક ૧:૧)* તેની સાથોસાથ તેમાં આપને દાઉદના પુત્ર (Son of David) પણ લખવામાં આવ્યા છે. *(માથ્થી ૧:૧).* આ પ્રકારના ઘણાં બધા વિરોધાભાસો બાઈબલમાં મોજુદ છે. આ સમસ્યા ખુદાની વાણીમાં માનવીય હસ્તક્ષેપના કારણે ઊભી થઈ છે. આ હસ્તક્ષેપના કારણે બાઈબલ આધુનિક માનવી માટે સ્વીકારવા લાયક નથી રહી. (બાઈબલનો ઉલ્લેખ માત્ર ઉદાહરણ માટે હતો, બાકી કુર્આન શ. સિવાય બીજા ધર્મગ્રંથોની પણ આ જ સ્થિતિ છે.)

આધુનિક વિજ્ઞાનના પ્રારંભ પછી માણસે એમ વિચાર્યુ કે, તે વિજ્ઞાને પૂરી પાડેલ વૈચારિક ભૂમિકા પર ઊભો રહી શકશે. પરંતુ વિજ્ઞાનની પ્રગતિ તેને સંતોષ આપી ન શકી. તેણે તો માત્ર આ વૈચારિક કટોકટીમાં વધારો કર્યો.

વિજ્ઞાને જે સૃષ્ટિ શોધી છે તેમાં સંપૂર્ણ વ્યવસ્થા છે. તે એક અત્યંત અર્થસભર ઘટના છે. માણસ માટે એમ કહેવાય છે કે, તે સમજુતી પ્રિય પ્રાણી છે. એટલે તે સૃષ્ટિની વ્યાખ્યા કરવા માંગે છે. પરંતુ આધુનિક વૈજ્ઞાનિકો ખુદાપાકના વુજૂદ (અસ્તિત્વ) વગર સૃષ્ટિની સમજુતી આપવા માંગે છે. આ કારણોસર જ તેઓ સૃષ્ટિની સમજુતી આપવામાં સંપૂર્ણ નિષ્ફળ નીવડયા છે. આ તે જ અનુભૂતિ છે જેનો સ્વિકાર શ્રોડિંગર (Schrodinger) અને બીજા વૈજ્ઞાનિકોએ અલગ અલગ શબ્દોમાં કર્યો છે.

આ વૈચારિક કટોકટીનો ઉકેલ માત્ર એક જ છે. અને તે સુરક્ષિત ધર્મ (હસ્તક્ષેપ વગરનો ધર્મ) છે, જેને ઈસ્લામ કહેવામાં આવે છે. ઈસ્લામ

હસ્તક્ષેપથી પાક છે. તે પોતાના મૂળ આકાશી રૂપમાં આજે પણ મોજુદ છે. આ કારણે તે જ એવી સ્થિતિમાં છે કે, આધુનિક માનવીને વૈચારિક માર્ગદર્શન પૂરું પાડી શકે. ઈસ્લામ એકબાજુ તે સાચો ધર્મ આપે છે. જે તેની પ્રકૃતિથી બિલકુલ સુસંગત છે. બીજી બાજુ તે એકેશ્વરવાદની એવી માન્યતા આપે છે, જેનાથી તે સૃષ્ટિની વ્યાખ્યા કરી શકે. આજે માનવજાતની સૌથી મોટી સેવા એ છે કે, તેના સમક્ષ ઈસ્લામનો પરિચય કરાવવામાં આવે.

ડો. નિશિકાંત ચટ્ટોપાધ્યાય એક ઉચ્ચ શિક્ષિત વ્યકિત હતા. તેમણે ૧૯૦૪માં ઈસ્લામ અંગીકાર કરી લીધો હતો. તેમણે પોતાના માનસિક સફરનું વર્ણન એક પુસ્તકમાં કર્યુ હતું, જેનું નામ છે : “Why have I accepted Islam ?”

ડો. ચટ્ટોપાધ્યાય લખે છે કે, જયારે હું મોટો થયો, ત્યારે મને મારા કૌટુંબિક ધર્મ પ્રત્યે અસંતોષ ઊભો થયો. એટલે મેં અન્ય ધર્મોનો અભ્યાસ શરૂ કર્યો. પરંતુ દરેક ધર્મ મને બિનઐતિહાસિક દેખાયો. તેમના ગ્રંથો તથા તેમની પૂજય કે પવિત્ર હસ્તીઓમાંથી કોઈ પણ ઈતિહાસના ધોરણ પર પૂરી ઉતરતી ન હતી. છેલ્લે તેમણે ઈસ્લામનો અભ્યાસ કર્યો તો ઈસ્લામ તથા પયગમ્બરે ઇસ્લામ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની એક એક વસ્તુ તેમને ઈતિહાસના પ્રકાશમાં ઝળહળતી દેખાઈ. તેમણે ઈસ્લામ ધર્મ અંગીકાર કરી લીધો. તેનો ઉલ્લેખ કરતા તેમણે પોતાના પુસ્તકમાં આ વાકય લખ્યું છે કે, ‘‘ઓહો ! આ પામવામાં કેટલી રાહત છે, કે માણસ અંતે સાચા અર્થમાં એક ઐતિહાસિક પયગમ્બરને પામી લે, જેના ઉપર તે વિશ્વાસ કરી શકે.’’

ફ્રાંસના એક ઉચ્ચ શિક્ષિત ડો. ગારોડી (Roger Garaudy)ને સત્ય શોધવાની ઈચ્છા થઈ. તેમણે વિવિધ દર્શનશાસ્ત્રો તથા ધર્મોનો અભ્યાસ કર્યો. છેવટે તેમણે ઈસ્લામ પર પસંદગી ઉતારી. અને તેમણે ૧૯૮૨માં ઈસ્લામ સ્વીકારી લીધો. તેમને પૂછવામાં આવ્યું કે, તમે ઈસ્લામ કેમ સ્વીકાર્યો ? તો તેમણે જવાબ આપ્યો : “મેં ઈસ્લામ એટલા માટે સ્વીકાર્યો કે હું મારા જીવનને અર્થસભર બનાવી શકું.”

ઈન્સાઈકલોપિડિયા બ્રિટાનિકામાં ઈજીપ્તના ઈતિહાસ વિશે ચર્ચા કરતાં લખ્યું છે કે, મુસ્લિમોએ ઈ.સ.૬૪૨માં ઘણી જ ઝડપથી ઈજીપ્ત ફતેહ કરી લીધું. પરંતુ ત્યાં ધાર્મિક સહિષ્ણુતા (Religion tolerance) અને આઝાદી પર અમલ કર્યો. ઈજીપ્તવાસીઓને ઇસ્લામ સ્વીકારવા બિલ્કુલ મજબૂર કર્યા નહીં. ત્યાં સુધી કે ઈસ્લામી સરકાર તરફથી કોઈ પણ જાતની લોભ-લાલચ પણ આપવામાં આવી નહીં. આરબ હાકેમોએ આ વાતનો એકરાર કર્યો કે તેઓ ખ્રિસ્તી દેવળોને સુરક્ષિત રાખશે. *(૬/૪૮૭–૮૮)*

પ્રો. ટી.ડબલ્યુ ઓર્નલ્ડે પોતાના પુસ્તક પ્રિચીગ ઓફ ઇસ્લામમાં ઉપરોકત બાબતનો સ્વીકાર કરતાં લખ્યું છે કે, ઈજીપ્તવાસીઓનો સામુહિક ઈસ્લામ સ્વીકાર કરવો કોઈ રાજકીય અથવા ફોજી દબાણ ન હતું.

ઈજીપ્તના ઈતિહાસના પ્રખર અનુભવી સર આર્થર કેથના શબ્દોમાં ઈજીપ્તના ખ્રિસ્તી લોકો તલવારથી ઈસ્લામ નથી લાવ્યા, બલ્કે કુર્આન શરીફ દ્વારા તેમને ફતેહ કરવામાં આવ્યા છે.

આ જ પ્રમાણે બધા જ જીતેલા પ્રદેશોમાં કોઈ પણ ગેરમુસ્લિમ ઉપર કોઈપણ જાતનું દબાણ કરવામાં આવ્યુ નથી. ફકત ઈસ્લામની દઅવતી (પ્રચારિક)તાકાત વડે જ ઘણા થોડા સમયમાં આટલી ઝડપથી ઈસ્લામ પ્રસરી ગયો.

ઇસ્લામી ઇતિહાસમાં ‘સલ્જૂકી’ તુર્કી ખાનદાનના ઘણા કારનામાંઓનું વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ આ તુર્કો કેવી રીતે ઈસ્લામ લાવ્યા તે વિશેની માહિતીથી ઈસ્લામી ઈતિહાસના પૃષ્ઠો ખામોશ છે. ઈસ્લામી ઈતિહાસકારોની આ એક ઘણી મોટી ઉણપ છે કે, તેઓ લડાઈઓ અને રાજકીય વિષયને લગતી બાબતોનું તો ઘણી વિગતવાર વર્ણન કરે છે. પરંતુ મોટી મોટી કૌમો, કબીલાઓ અને ખાનદાનોના મોટા સમૂહો કેવી રીતે સામુહિક ધોરણે ઈસ્લામમાં પ્રવેશ્યા ? ઈસ્લામે કેવી રીતે તે લોકોના દિલો જીતી લીધા ? આ પ્રમાણેની મોટી ઘટનાઓના વર્ણનથી ઈતિહાસ ઘણી જગ્યાએ ચૂપકીદી સેવે છે.

પ્રો. ઓર્નલ્ડ "સલ્જૂકી" જંગલી કબીલાઓના ઈસ્લામ સ્વીકાર વિશે લખે છે કે, પોતાના રાજકીય પતનના યુગમાં ઈસ્લામે અમૂક શાનદાર જીતો પ્રાપ્ત કરી છે. બે મોટા અતિમહત્વના ઐતિહાસિક પ્રસંગો વખતે જંગલી કબીલાઓએ પોતાનો મજબૂત પંજો મુસ્લિમોની ગરદન ઉપર કસી દીધો હતો. અગિયારમી સદીમાં સલ્જૂકી તુર્કોએ અને તેરમી સદીમાં મોંગોલો (તાતારીઓ)એ ઈસ્લામી સલ્તનતના પાયા હચમચાવી મૂકયા હતા. પરંતુ બન્નેવ વખતે વિજેતાઓએ પોતાના પરાજિત લોકોનો ધર્મ (ઈસ્લામ) સહર્ષ સ્વીકારી લીધો.

પ્રો. ફિલિપ હિટ્ટીના શબ્દોમાં "મુસલમાનોના ધર્મ ઈસ્લામે ત્યાં ફતેહ પ્રાપ્ત કરી લીધી, જયાં તેમના શસ્ત્રો અસફળ રહ્યા હતાં. આ જ પ્રમાણે આફ્રિકાના "બર્બર" કબીલાઓમાં પણ ઈસ્લામનો ફેલાવો દઅવતવાળા અમલથી થયો."

સ્પેનની ઈસ્લામી હકૂમતના પતન પછી જે મુસ્લિમોને સ્પેનથી કાઢી મૂકવામાં આવ્યા હતા, તેમણે અલ્જીરીયાના "બર્બર" કબીલાઓમાં ખાનકાહો સ્થાપી ત્યાંના લોકોને ઈસ્લામી તઅલીમથી માહિતગાર કર્યા. અને આ પ્રમાણે આફ્રિકાના "બર્બર" કબીલાઓમાં ઈસ્લામ ઘણી ઝડપથી પ્રસર્યો. પ્રો. ઓર્નલ્ડ લખે છે કે, ઈન્ડોનેશીયા, મલેશીયા વગેરે દેશોમાં ઈસ્લામ ૧૩મી સદી ઈસ્વીમાં વધુ ઝડપથી પ્રસર્યો. આ તે સદી છે, જેમાં મુસ્લિમોનું રાજકીય પતન થયું. આ દેશોનો ઈતિહાસ ઈસ્લામી તારીખમાં ઘણો દિલચસ્પ અને આશ્ચર્યજનક છે કે, અહિંયા ઈસ્લામનો પ્રચાર-પ્રસાર ફકત અને ફકત તબ્લીગી કોશીશોથી જ થયો છે.

૧૩મી સદીમાં સ્પેનથી ઈસ્લામી સલ્તનતનું પતન થાય છે. અને ઈન્ડોનેશીયા, મલેશીયા વગેરે દેશોમાં ઈસ્લામને તબ્લીગી, દઅવતી અને વૈચારિક ફતેહ પ્રાપ્ત થાય છે. ઈ.સ. ૧૨૩૬ માં કાર્ડોબા (સ્પેન)નું પતન થયું. ઈ.સ.૧૨૫૮માં બગદાદની તબાહી સાથે ઇસ્લામી ખિલાફતનું આરઝી પતન થયું. તે જ વર્ષોમાં ઈસ્લામ પૂર્વીય એશિયામાં માનવ દિલો ફતેહ કરી રહ્યો હતો.

ડો. કરાફોર્ડ (Crawford)ના શબ્દોમાં આ અતિ મહત્વનો દિલચસ્પ ઈતિહાસ છે કે, ઈસ્લામ બરાબર તે જ સમયે એશિયામાં પ્રસરી રહ્યો હતો, જયારે તે યૂરોપમાંથી કાઢી મૂકવામાં આવી રહ્યો હતો.

શ્રી વોન લીયર (Van Lear) લખે છે કે, જે માણસ ઈન્ડોનેશીયાનો ઈતિહાસ વાંચે છે, તેને એમ માલૂમ પડે છે કે કોઈ ચમત્કારિક-જાદૂઈ તાકાત છે, જેણે દક્ષિણપૂર્વીય એશિયાના લોકોને ઈસ્લામમાં દાખલ કરી દીધા.

આ સાચી વાત છે કે એક ચમત્કારિક તાકાત ઈસ્લામના ફેલાવા પાછળ કામ કરી રહી હતી. પરંતુ આ જાદુઈ તાકાત બીજી કોઈ તાકાત ન હતી. તે ફકત ઈસ્લામની દઅવતી (પ્રચારકિય) તાકાત જ હતી. આ પ્રદેશોના લોકો મુસ્લિમ વેપારીઓના દઅવતી અખ્લાકથી પ્રભાવિત થઈ ઈસ્લામમાં દાખલ થયા હતા.

માનવ જગતને ઈસ્લામનો પયગામ આપવો સાદી રીતે ઘોષણા કરી દેવા જેટલું સહેલું કામ નથી. આ કાર્ય ઘણી ધીરજ માંગી લે છે. મુસ્લિમોને વર્તમાનકાળમાં જે કૌમોને ઈસ્લામનું આમંત્રણ પાઠવવાનું છે, તે (નિમંત્રિય) કૌમો તરફથી ઘણી તકલીફો પહોંચી છે, પહોંચી રહી છે. તેની પ્રતિક્રિયારૂપે મુસ્લિમો તેઓ પ્રતિ ફરિયાદ તથા રોષની લાગણી ધરાવતા થઈ ગયાછે. આ પ્રકારની નકારાત્મક લાગણી સાથે દઅવતનું કાર્ય કરી શકાય એમ નથી. દઅવત (ઈસ્લામના પ્રચાર)ની જીમ્મેદારીઓ અદા કરવા માટે મુસ્લિમોએ પ્રતિક્રિયાની માનસિકતા છોડવી પડશે. તેમણે નિમંત્રિય (મદઉ) કૌમોએ ઊભી કરેલી મુસીબતોને એક તરફી રીતે સહન કરવી પડશે. આ કુર્બાની પછી જ તેઓ વર્તમાન વિશ્વમાં ઈસ્લામના પ્રચારક (દાઈ) બની શકે છે.

અંતે હું કહીશ કે આધુનિક માનવીનું વૈચારિક કટોકટીમાં સપડાય જવું અને મુસ્લિમો પાસે ઈજારાદારી (મોનોપોલી)ની હદ સુધી આ વૈચારિક કટોકટીનો ઉકેલ હોવો મુસ્લિમોને એ વાતની તક આપી રહ્યો છે કે, તેઓ આજના વિશ્વના વૈચારિક નેતા બની શકે. પરંતુ આ વૈશ્વિક નેતૃત્વ તેઓને માત્ર દઅવત અને ધીરજની ભૂમિકા પર જ મળી શકે છે.

## મુસ્લિમ દેશોથી વિજ્ઞાનને જાકારો :

જ્ઞાનના વિવિધ મેદાનોમાં આ પ્રગતિ ચાલુ હતી કે, પરસ્પરના વિરોધને લીધે અબ્બાસી ખિલાફતની વ્યવસ્થા તૂટી ગઈ અને ઈસ્લામનો ઝંડો ઉસ્માની તુર્કો (૧૫૧૭-૧૯૨૨)એ સંભાળ્યો. એ રીતે ૧૬મી સદીમાં ઈસ્લામનું રાજકીય કેન્દ્ર અરબને બદલે તુર્કી થઈ ગયું. અહિંયાથી ઈતિહાસમાં એક પરિવર્તન આવ્યું. તેણે એક બીજી દિશામાં રૂખ કર્યું.

ઈતિહાસની એક ટ્રેજડી છે કે એક વ્યક્તિ જે પહેલા કોઈ ક્ષેત્રમાં સારી સેવા કરી રહી હતી, તે કોઈ બીજા ક્ષેત્રમાં મુસીબત બની જાય છે. તેનું એક દૃષ્ટાંત ઉમવી શાસક સુલેમાન બિન અબ્દુલમલિકનું છે. તેમને એ સદ્ભાગ્ય પ્રાપ્ત છે કે, તેમણે ખુલફાએ રાશિદીનના લિસ્ટમાં પાંચમા ખલીફા (ઉમર બિન અબ્દુલઅઝીઝ)નો વધારો કર્યો, પરંતુ ઈતિહાસકારો એ શાસકના વર્ણનમાં એક ભૂલ પણ લખે છે કે તેમના શાસનમાં તેમણે સુસજ્જ ફોજી (મુહમ્મદ બિન કાસિમ જેવા) સરદારોને ખતમ કરાવી દીધા. તેનું નુકસાન એ આવ્યું કે, એશિયા અને આફ્રિકામાં ઈસ્લામની વધતી પ્રગતિ અચાનક બંધ થઈ ગઈ.

એવી જ હાલત ઉસ્માની તુર્કોની થઈ. તુર્કોએ તે સમયે ઈસ્લામનો ઝંડો પકડ્યો, જ્યારે કે કમજોર હાથોમાં પહોંચીને તેના પડવાનો ભય હતો. તેઓ વર્ષો સુધી યુરોપની ખ્રિસ્તી શક્તિઓના મુકાબલામાં દીવાલ બનીને રહ્યા હતા. એ કારણે તેમની સેવાઓ ભૂલી શકાય તેમ નથી. તો બીજી બાજુ એ જ તુર્કોને લીધે મુસ્લિમ દેશોમાં થતી વિજ્ઞાનની પ્રગતિ બંધ થઈ ગઈ અને તેનું કેન્દ્ર યુરોપ તરફ જતુ રહ્યું.

તુર્કો ખૂબ જ બહાદુર અને સાહસિક હતા, પરંતુ તેમની કમજોરી એ હતી કે, તેઓ સંશોધનનું મહત્વ સમજતા ન હતા અને સંશોધનને પોતાના માટે એક રાજકીય ખતરો સમજતા હતા. તેમનું માનવું હતું કે, જ્ઞાનમાં વધારો થવાથી પ્રજામાં શાસકો પ્રત્યે વફાદારી ઓછી થઈ જશે અને તેમને કાબૂમાં રાખવા મુશ્કેલ બની જશે. એટલા માટે તેમણે જ્ઞાન પ્રત્યે અણગમો

દાખવ્યો. જ્યારે મુસ્લિમ રાજ્યનું કેન્દ્ર બદલાયું તો તે લોકો જે બગદાદ અને બીજા સ્થળોમાં વિજ્ઞાન પર સંશોધનો કરી રહ્યા હતા, તેઓ સ્થળાંતર કરીને ઈસ્તંબૂલ આવી ગયા. અબ્બાસી શાસકો તે લોકોની ખૂબ જ કદર કરતા હતા. તે શાસકોએ તેમની ઉપર માલ-સંપત્તિની વર્ષા વરસાવી રાખી હતી. પરંતુ તુર્કો તેને પોતાના માટે ખતરો સમજીને તેમનાથી નફરત કરવા લાગ્યા. તેમણે તેમનો ઉત્સાહ એટલે સુધી તોડ્યો કે, તુર્ક શાસનમાં હવે તેમને પોતાનું ભવિષ્ય અંધકારમય નજર આવવા લાગ્યું તેથી તેઓ તુર્કી છોડીને ઈટાલી અને ફ્રાંસ જવા લાગ્યા. વિજ્ઞાનના સંશોધનોનું મુસ્લિમ દેશોથી નીકળીને પશ્ચિમ દેશોમાં સ્થળાંતર થયું. તુર્કોએ જ્ઞાન અને વિદ્વાનોનો જે રીતે નાશ કર્યો, તેની દુઃખદ ઘટના મુહમ્મદ કુર્દ અલીના પુસ્તક "અરબી સંસ્કૃતિની યશકલગીઓ"માં જોઈ શકાય છે.

પશ્ચિમી દેશોમાં વૈજ્ઞાનિકોની ખૂબ જ ખ્યાતિ થઈ. ખ્રિસ્તી ધર્મયુદ્ધો (ઈ.સ.૧૦૯૫-૧૨૭૧)માં મુસલમાનોના મુકાબલામાં યુરોપવાસીઓની હાર એટલે થઈ હતી કે, મુસલમાનો જ્ઞાન અને કારીગરીમાં તેમનાથી શ્રેષ્ઠ હતા. તે યુદ્ધોમાં શરૂઆતમાં ગ્રીક ફોજે ગ્રીક આગ વાપરી, તેનાથી મુસલમાનોને નુકસાન ઉઠાવવું પડ્યું. "ગ્રીક આગ" એક પ્રકારની પિચકારી હતી, તેમાં આગને ભરીને દુશ્મન તરફ ફેંકવામાં આવતી હતી. મુસ્લિમ વૈજ્ઞાનિકોએ તેની સામે એક વસ્તુ શોધી. તેમાં કુદરતી તેલ વાપરવામાં આવ્યું હતું. તેની માર વધારે હતી અને નુકસાન પણ ગ્રીક આગથી વધારે થતું હતું.

યુરોપના ખ્રિસ્તીઓ કુદરતી રીતે મુસલમાનોના મુકાબલામાં પોતાની અજ્ઞાનતા દૂર કરવા તત્પર હતા. હવે જ્યારે મુસ્લિમ દેશોના વિદ્વાનો તેમને ત્યાં પહોંચતા, તો તેઓ તેમની ભરપૂર સહાય કરતા. તેથી યુરોપમાં સંશોધનનું કાર્ય વધારે ગતિશીલ બન્યું. જે તેનાથી પહેલા મુસ્લિમ દેશોમાં થતું હતું. ઈસુની ૧૬મી સદીથી લઈને ૧૯મી સદી સુધી લગભગ ૩૦૦ વર્ષના પરિણામે યુરોપમાં એ પરિવર્તન આવ્યું કે જેને વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક ક્રાંતિ કહી શકાય છે. પશ્ચિમની વૈજ્ઞાનિક પ્રગતિમાં મુસલમાનોના

ફાળા વિશે વિસ્તૃત માહિતી પ્રૉ.બ્રિફાલ્ટના પુસ્તક "માનવતાનું નિર્માણ" (Making of Humanity)માં જોઈ શકાય છે.

## વિજ્ઞાનની પ્રગતિ મુસ્લિમ દેશોથી યુરોપ તરફ :

૧૬મી સદીમાં એક નવી ક્રાંતિ આવી. મુસલમાનોમાં ભેદભાવને લીધે એક બાજુ બગદાદમાં અબ્બાસી હુકૂમત તૂટી પડી અને બીજી બાજુ તેમનામાં પરસ્પરના સંઘર્ષને કારણે સ્પેનમાં મુસ્લિમ સત્તા ખતમ થઈ ગઈ. ત્યાર પછી મુસ્લિમ દેશોમાં તેમનું નેતૃત્વ કરનાર કોઈ સંસ્થા ન રહી. માટે વિદ્વાનો અને વિચારકોની મોટી સંખ્યા ધીરે ધીરે ઈટાલી અને ફ્રાંસમાં જવા લાગી. ખાસ કારણોને લીધે યુરોપમાં એ લોકોને મંજુરી મળી ગઈ. જ્ઞાન-વિજ્ઞાનની પ્રગતિ જે પહેલા મુસ્લિમ દેશોમાં થઈ રહી હતી, તે હવે યુરોપમાં થવા લાગી. તેમ છતાં યુરોપ પહોંચીને તેમની અંદર એક પરિવર્તન આવી ગયું. મુસ્લિમ દેશોમાં આ કાર્ય ઈસ્લામના તાબા હેઠળ થઈ રહ્યું હતું. યુરોપને ઈસ્લામથી કોઈ સબંધ ન હતો. યુરોપે વિજ્ઞાનને ઈસ્લામથી અલગ કરીને માત્ર જ્ઞાનની દૃષ્ટિએ વિક્સાવવાનું શરૂ કર્યું. જો કે મુસ્લિમ જ્ઞાન અને અરબી ભાષાના આ સ્થળાંતરથી યુરોપના ખ્રિસ્તી વિચારો (શિર્ક-અનેકેશ્વરવાદ) પર પણ અસર પડી. ત્યાં સુધી કે માર્ટિન લ્યુથર (ઈ.સ.૧૪૮૩-૧૫૪૬) પ્રત્યક્ષ રીતે યુરોપ પર ઈસ્લામના અસરથી પ્રભાવિત હતા. જો કે વૈજ્ઞાનિક અને વૈચારિક પ્રગતિ યુરોપમાં સ્વતંત્ર ધર્મનિરપેક્ષ રીતે થઈ, ન કે ધર્મ આધારિત. આધુનિક પશ્ચિમના વિજ્ઞાન અને લોકોમાં પરિવર્તન બધું ઈસ્લામી પરિવર્તનને આધારે છે. અલબત્ત પશ્ચિમે તેને ધર્મથી અલગ કરીને બિન-સાંપ્રદાયિકતાનું નામ આપી દીધું.

## ફ્રાંસના શાસક લૂઈ નવમાનું વસિયતનામુ :

ફ્રાંસના શાસક લૂઈ નવમા (ઈ.સ.૧૨૭૦) જેની ધર્મયુદ્ધના કારણે મિસરમાં ધરપકડ પછી ટ્યૂનિસ પર હુમલામાં નિષ્ફળતા મળી. તેણે મરતી વખતે વસિયતનામુ લખ્યું કે, અમે લાંબી મુદતથી મુસલમાનોને અંકુશિત કરવામાં લાગેલા છીએ. ધર્મયુદ્ધો લાંબા સમયથી ચાલુ છે, પરંતુ અમારો

અંકુશ સ્થાપી શકાયો નથી. તેનું કારણ એ છે કે, હુમલા વખતે મુસલમાનોમાં એવી ભાવના જન્મે છે, જેનો મુકાબલો મુશ્કેલ છે. હવે તેને રોકવા માટે બીજી પદ્ધતિ અપનાવવી જોઈએ. અને તે માટે માત્ર એક જ યુક્તિ છે કે, તેમના વિચારોને પ્રભાવિત કરી દો.

આ વસિયતનામુ આજે પણ પેરીસમાં મૌજુદ છે. તેમાં ચાર જરૂરી પ્રોગ્રામ રજૂ કરવામાં આવ્યા :

(૧) મુસલમાન લિડરોમાં પરસ્પર ફૂટ પેદા કરવી અને જ્યાં સુધી શક્ય હોય તે વિભાગોને પણ નાના-નાના ભાગોમાં અને ટુકડીઓમાં વહેંચી દેવા. જેથી તેમની શક્તિ વિખરાય જાય.

(૨) ઈસ્લામી દેશોમાં હુકૂમતની વ્યવસ્થા વેરવિખેર કરી નાંખવી અને તેમાં લાંચ-રુશ્વત અને નિર્લજ્જતાને એવી સામાન્ય કરી નાંખવી કે તેમનું લક્ષ્ય હટી જાય.

(૩) કોઈ એવા લશ્કર કે જમાઅત (સંગઠન)ને એકત્ર ન થવા દેવી, જે પોતાની અંદર સંપૂર્ણ ઈમાન રાખતી હોય અને પોતાના દેશ પ્રત્યે લાગણી અને પોતાની ફરજ સમજતી હોય અને ધર્મ માટે દરેક પ્રકારનું બલિદાન આપવા તૈયાર હોય.

(૪) એવું યુરોપિયન સામ્રાજ્ય જે દક્ષિણમાં ગાઝાથી લઈને ઉત્તરે તુર્કી સુધી વિસ્તરેલું હોય અને પછી પૂર્વમાં તેની સરહદો એવી વિશાળ હોય કે તે યુરોપ સુધી પહોંચી જાય.

*(વૈચારિક યુદ્ધ : ૨૯,૩૦ સંપાદક : ડૉ.ઈસ્માઈલ અલી મુહમ્મદ)*

તેમના પછી થોડી મુદ્દતમાં રેમન લુલ (Raman Lull ઈ.સ.૧૨૩૨-૧૩૧૦) અને રોજર બેકન (Roger Bacon ઈ.સ.૧૨૧૪-૧૨૯૪)એ પોપથી મળીને તેમનાથી ઈસ્લામી જ્ઞાન મેળવવાની પરવાનગી માંગી. પોપને તેમાં શંકા હતી, પરંતુ જ્યારે તેને બતાવ્યું કે મારો હેતુ ખ્રિસ્તી મતની સેવા છે અને તેના લીધે મુસલમાનોના વિચારોને પ્રભાવિત કરવામાં સહાય મળશે અને તેમની ઉપર પ્રભાવ પાડી શકાશે, તો પાદરીએ તેની પરવાનગી

આપી દીધી. તે પહેલાં છૂપી રીતે યુરોપના લોકો સ્પેનમાં શિક્ષણ પ્રાપ્ત કરતા હતા. કેટલાક ઈસ્લામી પુસ્તકોના અનુવાદો પણ થયા હતા. પોપની પરવાનગીથી આ કાર્ય ઝડપથી શરૂ થયું. જો કે બાદમાં ચર્ચ તેનું વિરોધી બની ગયું.

રોજર બેકન અને રેમન લુલની સલાહથી પોપે ઈસ્લામી શિક્ષણનો હુકમ આપ્યો અને યુરોપની અનેક સંસ્થાઓમાં ઈસ્લામી જ્ઞાનની તાલીમ શરૂ થઈ.

## વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખ્રિસ્તીમત અને ઈસ્લામ દરમિયાન તફાવત :

વૈજ્ઞાનિક સંશોધનનું કાર્ય જ્યારે મુસ્લિમ સ્પેનથી નીકળીને ઈટાલી, ફ્રાંસ અને બ્રિટનમાં પહોંચ્યું અને ત્યાં તેના માટે કામ થવા લાગ્યું તો તરત જ એક ત્રીજુ જૂથ તેમની વચ્ચે વિઘ્નરૂપ બની ગયું, જે તે પહેલાં ન થયું હતું. એ ખ્રિસ્તી ચર્ચ હતું. ખ્રિસ્તીયત જ્યારે પેલેસ્ટાઈન અને સિરીયાથી નીકળીને યુરોપમાં દાખલ થઈ તો તેનો સબંધ એરિસ્ટોટલના વિચારોથી થયો. ચર્ચે તેનો મુકાબલો કરવાને બદલે તેના વિચારોને તેના તત્વચિંતન પર નાંખી દીધા. અહીંયા સુધી કે વર્ષો વિતી ગયા પછી પણ એરિસ્ટોટલ તેમને ત્યાં આદરપાત્ર બની ગયો. બાદમાં જ્યારે વૈજ્ઞાનિક સંશોધનોએ બતાવ્યું કે, એરિસ્ટોટલ પ્લૂટોના વિચારો માત્ર તર્ક આધારિત હતા, તેનો વાસ્તવિક્તાથી કોઈ સબંધ નથી. તો ચર્ચે અનુભવ્યું કે, જો આ દૃષ્ટિ પ્રચલિત બની ગઈ તો તેમના અકીદાની વ્યવસ્થા શંકાસ્પદ બની જશે. ચર્ચે પોતાની ભૂલને સ્વીકારવાને બદલે શક્તિનો ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો. તે સમયમાં ચર્ચને યુરોપમાં જબરદસ્ત નેતૃત્વ પ્રાપ્ત હતું. તેથી તેણે પોતાના બળે આધુનિક વિજ્ઞાનને દબાવવાનો પ્રયત્ન શરૂ કર્યો. જો કે ભયંકર અત્યાચારો છતાં ચર્ચને તેમાં સફળતા મળી નહીં.

૧૫મી સદી પહેલાં વિજ્ઞાનની પ્રગતિ-સમૃદ્ધિ મુસ્લિમ દેશોમાં થઈ. તે સમયે સ્પેન અને બીજા મુસ્લિમ સ્થળો વિજ્ઞાનના સંશોધન કેન્દ્રો હતા. તે સમયમાં વિજ્ઞાન અને ધર્મ વચ્ચે કોઈ ટકરાવ ન થયો. કારણ કે સત્ય ધર્મ

અને સત્ય જ્ઞાનમાં કોઈ ટકરાવ નથી. જે ખુદાએ ધર્મ વહી (દિવ્ય વાણી) ઉતારી છે, તેણે જ સૃષ્ટિનું સર્જન કર્યું છે. જેનું સંશોધન વિજ્ઞાન કરે છે. પછી દિવ્ય વાણી (કુર્આન શરીફ) અને જ્ઞાનમાં ટકરાવ કેમ થઈ શકે ? પછી વિજ્ઞાનની સમૃદ્ધિ યુરોપમાં થઈ. અહીંયાં ધર્મનું પ્રતિનિધિત્વ કરવા માટે ખ્રિસ્તીયત હતી, જે લેખન અને આકાશી ગ્રંથોમાં વાસ્તવિકતા ગુમાવી બેઠી હતી. ઈસ્લામ અને વિજ્ઞાન વચ્ચે ટકરાવ ન થવો અને ખ્રિસ્તીયત અને વિજ્ઞાન વચ્ચે જબરદસ્તી ટકરાવ થવો, બંને ધર્મો વચ્ચેના તફાવતનું પરિણામ છે.

એરિસ્ટોટલનો પૃથ્વીનો સિદ્ધાંત ખ્રિસ્તીઓમાં ખૂબ જ પ્રિય થયો. એ સિદ્ધાંતમાં પૃથ્વીને ખૂબ જ અગત્યતા પ્રાપ્ત હતી. અને જો કે તેમણે હઝ. ઈસા (અલૈ.)ને ખુદા સમકક્ષ બનાવ્યા હતા. તેથી તેમને આ વાત વધારે સત્ય લાગી કે, પૃથ્વી સૂર્યનું કેન્દ્ર બને જ્યાં (નઉઝૂબિલ્લાહ) ખુદા મસીહ પેદા થયા. કોપરનિક્સ (ઈ.સ.૧૪૭૩-૧૫૪૩)એ જ્યારે ચંદ્રનો સિદ્ધાંત રજૂ કર્યો, તો યુરોપમાં ખ્રિસ્તી આગેવાનોનું વર્ચસ્વ હતું. તેમણે પોતાના અકીદાની રક્ષા માટે કોપરનિક્સને ચૂપ કરી દીધા. ખુદા મસીહની જન્મભૂમિને કોઈની આધિન સમજવી એક એવો ગુનોહ હતો, જેને ખ્રિસ્તીયત વેઠી શકતી ન હતી.

પરંતુ આ સમસ્યા બગડેલી ખ્રિસ્તીયતની હતી, ન કે સત્ય ખુદાઈ ધર્મની. તેથી મુસલમાન આ અકીદામાં સંડોવાયેલા ન હતા કે તેઓ પયગમ્બરને ખુદા સમજે.

પ્રૉફેસર બર્ન્સ લખે છે : "મુસલમાનો ખગોળવિદ્યા, ગણિતશાસ્ત્ર, શરીરવિજ્ઞાન, કીમિયા અને તિબ્બમાં ખૂબ જ નિપૂણ હતા. એરિસ્ટોટલના આદર છતાં તેમણે તેમાં આશંકા ન કરી કે, તેઓ આ સિદ્ધાંતની ટીકા કરે કે પૃથ્વી કેન્દ્રબિંદુ છે અને સૂર્ય તેની આસપાસ ફરે છે. તેમણે આ શક્યતાને માની કે પૃથ્વી પોતાની ધરી પર ફરી સૂર્યની આસપાસ ફરે છે.

## યુનાની તત્વજ્ઞાનની ખ્રિસ્તીયત - બાઈબલમાં મિલાવટ :

ખ્રિસ્તીયત જ્યારે સીરિયા અને પેલેસ્ટાઈનથી નીકળીને યુરોપમાં દાખલ

થઈ, તો ત્યાં યુનાની વિચારોનું વર્ચસ્વ હતું. તેમણે ખ્રિસ્તીયતને લોકોમાં પ્રિય બનાવવા માટે પરંપરાગત રૂઢિ પ્રમાણે ઢાળવાનું શરૂ કર્યું. તે સમયે ઝિયસ (Zeus) યુનાનીઓનો સૌથી મોટો દેવતા હતો, જેને તેઓ ખુદાનો એક માત્ર પુત્ર સમજતા હતા. તેની નકલ કરીને તેઓ પણ હઝરત મસીહને ખુદાપાકના એક માત્ર પુત્ર કહેવા લાગ્યા. એવી રીતે તે સમયના ભૂગોળ અને શરીર રચનાના સિદ્ધાંતને પણ પવિત્ર પુસ્તકની સમજૂતિમાં સમાવિષ્ટ કરી લીધા અને તેને પોતાના ધાર્મિક ગ્રંથોમાં એવી રીતે સમાવ્યા જેમકે તે આકાશથી ઉતર્યા હોય.

ખ્રિસ્તીઓનું સૌભાગ્ય કે તે સમયે રોમન બાદશાહ કોન્સ્ટેન્ટાઈને ખ્રિસ્તી ધર્મ સ્વીકારી લીધો. તે ઈ.સ.૩૦૬ થી ૩૩૭ સુધી વિશાળ સામ્રાજ્યનો બાદશાહ રહ્યો. તેણે પોતાના શાહી દબદબાથી યુરોપમાં ખ્રિસ્તીયત ફેલાવી દીધી. એ લોકો જેમણે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો હતો, તેમણે વૈચારિક ક્રાંતિને લીધે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો ન હતો, બલ્કે માત્ર હુકૂમતના અત્યાચારથી સ્વીકાર્યો હતો. તેમનું વાસ્તવિક શાળપણ હજુ પણ તે રહ્યું, જે પહેલાં હતું. માટે તેમણે ખ્રિસ્તીયતને પોતાના પહેલા વિચારો પર ઢાળવાનું શરૂ કર્યું. આ રીતે છેવટે એ સ્થિતિ પહોંચી કે, ખ્રિસ્તીયતના નામથી એક એવો ધર્મ ઉભો થયો, જેનો હઝરત મસીહ (અલૈ.)ની બાઈબલથી ઘણો ઓછો સબંધ હતો. એ રૂમી અને યુનાની ધર્મ હતો. જેને ખ્રિસ્તીયત નામ આપીને અપનાવ્યો હતો. અડોલ્ફ હોર્મુકે સત્ય કહ્યું છે કે, ચોથી સદી સુધી બાઈબલ યુનાની તત્વજ્ઞાનમાં રંગાઈ ચૂકી હતી.

ધર્મમાં જ્યારે કોઈ વસ્તુ લાંબા સમય સુધી ચાલુ રહે તો તે પવિત્ર બની જાય છે. માટે આ બદલાયેલી ખ્રિસ્તીયત થોડા વર્ષોમાં પવિત્ર બની ગઈ. જે વસ્તુ શરૂઆતમાં મસ્લિહતને કારણે અપનાવેલી હતી, તે ખ્રિસ્તીયતનો ખાસ ભાગ સમજાવવા લાગી. અહિંયાં સુધી કે યુનાનીઓ (ગ્રીકો)નું બેબુનિયાદ જ્ઞાન ખ્રિસ્તી જ્ઞાન તરીકે ઓળખાવા લાગ્યું. દા.ત. ખ્રિસ્તી ભૂગોળ વગેરે.

## પાદરીઓ અને વૈજ્ઞાનિકોના દષ્ટિકોણમાં ટકરાવ :

મુસલમાનોની પડતી પછી જ્યારે યુરોપમાં નવું સંશોધનનું કાર્ય શરૂ થયું, તો ''ખ્રિસ્તી જ્ઞાન''માં ભૂલ સ્પષ્ટ દેખાવા લાગી. આધુનિક વિદ્વાનોએ ખગોળવિદ્યા, ભૂગોળ અને શરીરશાસ્ત્ર વિશે સંશોધનો કરી લોકો સમક્ષ રજૂ કર્યા, તો ધાર્મિક ક્ષેત્રમાં ખળભરાટ મચી ગયો. ચર્ચે તે વિદ્વાનો પર અધર્મીના ફતવા આપ્યા. જ્યારે તેનાથી લોકો ચૂપ ન થયા, તો પોપના હુકમથી ખાસ અદાલતી પંચની નિમણૂંક કરવામાં આવી. આ ખાસ અદાલતમાં લગભગ ત્રણ લાખ વ્યક્તિઓને હાજર કરવામાં આવ્યા. તેમને સખત સજા આપવામાં આવી. લગભગ ૩૦ હજાર વ્યક્તિઓને જીવતા સળગાવવામાં આવ્યા. તે સજા ભોગવનારાઓમાં ગેલિલિયો અને બ્રુનો (Brunoe) પણ હતા.

તેના પરિણામે ચર્ચ અને વિજ્ઞાન વચ્ચે યુદ્ધ શરૂ થયું. જે અંતે ધર્મ અને જ્ઞાન વચ્ચેનું યુદ્ધ બની ગયું. ઝોર-જબરદસ્તીથી અકીદા પર પાબંદીને કારણે લોકો ધર્મ અને વિજ્ઞાનને એકબીજાના વિરોધી સમજવા લાગ્યા. એકની પ્રગતિ બીજા માટે મૃત્યુ સમાન બની ગઈ. કુર્આને કરીમ પ્રમાણે જ્ઞાન અલ્લાહ તઆલાની નજદીક કરે છે. *(સૂ.ફાતિર : ૨૮)* પરંતુ ખ્રિસ્તી ગ્રંથોમાં ફેરફારને કારણે તે જ્ઞાન અલ્લાહપાકથી દૂર કરનાર બની ગયું.

વિજ્ઞાન અને ખ્રિસ્તી ધર્મ વચ્ચેનું યુદ્ધ લગભગ ૨૦૦ વર્ષ સુધી ચાલ્યું. અહિંયાં સુધી કે ઈ.સ.૧૮૫૯ માં ચાર્લ્સ ડાર્વિને પોતાનું પુસ્તક "Origin of Species" પ્રકાશિત કર્યું. ચર્ચે તેનો સખત વિરોધ કર્યો, પરંતુ હવે તેનો પ્રભાવ ઓછો થઈ ગયો હતો. તેથી છેવટે બંને વચ્ચે ધર્મનિરપેક્ષતા પર સમજૂતિ થઈ. ધર્મ અને વિજ્ઞાનના ક્ષેત્રો અલગ-અલગ નક્કી કરવામાં આવ્યા. ધર્મને વ્યક્તિગત વર્તુળમાં રાખીને બાકી બીજા ક્ષેત્રોમાં લોકોને આઝાદી આપવામાં આવી કે તે જે ઈચ્છે તે કરે.

## પાદરીઓ અને વૈજ્ઞાનિકોમાં સમજૂતિ :

આ વિભાજન માત્ર જ્ઞાન-વિજ્ઞાન અને ધર્મનું જ ન હતું, બલ્કે આ

જીવન અને ધર્મનું વિભાજન હતું. ચર્ચે એ ન કર્યું કે જે માન્યતાઓ આકાશી જ્ઞાનની વિરૂદ્ધ છે, તેને ધર્મથી કાઢી મૂકે. બલ્કે તેમની ગેરલાયકાત છતાં તેમને ધર્મનો એક ભાગ બનાવી રાખ્યો. એવી પરિસ્થિતિમાં ધર્મને વ્યક્તિગત વર્તુળમાં જગ્યા મળવી પણ મુશ્કેલ હતી. કારણ કે માનવી એક વિચારશીલ સર્જન છે. જે ચીજની હકીકત માનવી સમક્ષ સ્પષ્ટ ન હોય તેને તે વ્યક્તિગત રીતે જીવનનો ભાગ બનાવી શક્તો નથી. આ વિભાજનનું પરિણામ એ હતું કે, ધર્મ જીવનનો એક ઔપચારિક ભાગ બની જાય, તે કોઈના જીવનમાં હકીકી-વાસ્તવિક રીતે ન આવી શકે.

કુર્‌આને કરીમમાં ઈર્શાદ છે : "અલ્લાહ તઆલાએ કોઈ વ્યક્તિની છાતીમાં બે હૃદય બનાવ્યા નથી." *(સૂ.અહઝાબ : ૪)* એટલે એ તેના સ્વભાવની વિરૂદ્ધ છે કે, બે અલગ-અલગ વિચારો તેના મગજમાં એકત્ર થાય. જે ચીજ વૈચારિક અને જ્ઞાનની દૃષ્ટિએ પૂરી ન ઉતરે, તે કોઈ વ્યક્તિના જીવનનો એક બિનઅસરકારક ભાગ તો બની શકે છે, પરંતુ તે જીવનના મુખ્ય અંગ તરીકે તેના જીવનમાં ક્યારેય ન દાખલ થઈ શકે. ધર્મને વ્યક્તિગત રીતે બાકી રાખવા માટે તે પ્રમાણે બુદ્ધિ હોવી જરૂરી છે. જે ધર્મ બુદ્ધિ પ્રમાણે ન હોય તે વ્યક્તિગત રીતે પણ પોતાના અસ્તિત્વને બાકી રાખવામાં સફળ નહીં થાય.

## આજના સમયમાં વૈજ્ઞાનિકોની ભૂલ (ખુદાથી અંતર) :

આજના પશ્ચિમ વૈજ્ઞાનિકો સૃષ્ટિને તેના સર્જનહારના ગુણોની જાણકારી વગર પોતાના અનુભવોથી સમજવા માંગે છે અને પોતાના સંશોધનોમાં એ વાતથી અજાણ બને છે કે, તેનો કોઈ પેદા કરનાર છે. અને તેના ગુણો સર્જવું અને પાળવું દરેક વસ્તુની હકીકતને બયાન કરે છે. તેઓ સમજતા નથી કે ખુદાના ગુણો સૃષ્ટિથી અલગ કરવા પછી વિજ્ઞાનની હકીકત શક્ય જ નથી. તેઓ જાણતા નથી કે, કપડાનો જે સબંધ કપડાના તાર (રેસા) અને છોડથી છે, તે જ સૃષ્ટિનો સબંધ ખુદાના ગુણોથી છે.

આજનો મુસલમાન પણ તેમનું જ અનુકરણ કરી રહ્યો છે. તેને પણ

પોતાના પશ્ચિમી ગુરૂના માર્ગદર્શન હેઠળ કુદરતના સર્જનમાં (જે વૈજ્ઞાનિકોનું મુખ્ય કાર્યક્ષેત્ર છે) ખુદાનું અસ્તિત્વ દેખાતું નથી. હાલાંકે તેને બતાવવામાં આવ્યું છે કે, કુદરતના સર્જનમાં ખુદાપાકના ગુણો છૂપાયેલા છે. અને કુદરતના સર્જનનું કોઈ મહત્વ છે, તો તે ખુદાપાકની નિશાનીઓ છે. તેની શરૂઆત અને અંત ખુદા જ છે. તેનું આંતરિક અને બાહ્ય ખુદા જ છે.

## ખુદાપાકથી અંતર-જુદાઈ જ બધી મુસીબતોનું કારણ :

પશ્ચિમના ખ્રિસ્તી વૈજ્ઞાનિકોનો ખુદાના અકીદાને વિજ્ઞાનથી અલગ કરવો માનવો માટે ખૂબ જ દુઃખદ ઘટના છે. જે વસ્તુ દેખાવમાં શાંત, સલામત અને નુકસાન વગરની હતી. પરંતુ માનવીની અનેક પ્રાચીન અને આધુનિક મુસીબતો એવી છે કે, જો તેના કારણો જોવામાં આવે તો તેના મૂળમાં આ જ ઘટના છે. એટલા માટે જ માનવો અનેક વિભાગોમાં વહેંચાય ગયા અને દરેક વિભાગે પોતાના વંશીય, સંસ્કૃતિક અને ભૌગોલિક બૂત બનાવી લીધા. એટલા માટે કૌમોનું જીવન સક્રિય વિરોધી બની ગયું છે. એટલે જ સામ્રાજ્યવાદની બુરાઈઓ લોકો પર છવાઈ ગઈ. તેથી જ માનવી બે વિશ્વયુદ્ધોની ભયાનકતા જોઈ ચૂક્યો છે અને ત્રીજા વિશ્વયુદ્ધના ખતરાથી પસાર થઈ રહ્યો છે. તેને કારણે જ સામ્યવાદનો ખતરનાક ફિત્નો ઉભો થયો હતો. તેને લીધે જ વિશ્વમાં નિર્લજ્જતા અને છોકરા-છોકરીઓમાં ગુનાઓની સંખ્યા વધી રહી છે. તેને લીધે જ વિશ્વમાં આત્મહત્યા કરનારાઓ અને માનસિક રોગોના ઉપચાર માટે હોસ્પિટલોમાં સંખ્યા વધી રહી છે. તેણે જ્ઞાનની પવિત્રતાને ખતમ કરીને માત્ર ભૌતિક ફાયદાઓ ઉઠાવવાનું સાધન બનાવી દીધું છે. તેને લીધે જ વિદ્યાર્થીઓના હૃદયમાંથી શિક્ષકો અને પ્રૉફેસરોનો આદર ખતમ થઈ ગયો છે. અને શૈક્ષણિક સંકુલોની વ્યવસ્થા ખોરવાઈ ગઈ છે. એટલા માટે જ ભૌતિક, વનસ્પતિ અને પ્રાણીઓ પર વિજ્ઞાનની પ્રગતિ વધતી ગઈ અને મન તેમજ માનવીની પ્રગતિ લાંબી મુદતથી બંધ પડેલી છે અને તેને કારણે જ ધર્મો વચ્ચેનું અંતર ઘટવાને બદલે વધી રહ્યું છે.

## પશ્ચિમી સંસ્કૃતિના હુમલાઓ અને તેનો મુકાબલો :

દુનિયાની ચડતી-પડતીનો ઈતિહાસ બતાવે છે કે, જે કૌમોએ પ્રગતિ કરી, તે કૌમની સંસ્કૃતિ અને વિચારોની છાપ બીજી હારેલી કૌમો પર પડી. તે કૌમો તેમનાથી પ્રભાવિત થયા વગર ન રહી. જ્યાં સુધી મુસ્લિમ કૌમ પ્રગતિશીલ સમજવામાં આવતી હતી, ત્યાં સુધી દુનિયા પર ઈસ્લામી સંસ્કૃતિનો પ્રભાવ બાકી રહ્યો અને જ્યારે આ દાવ ખ્રિસ્તીઓ પાસે જતો રહ્યો અને છેલ્લે યહુદીઓ તેમના મદદનીશ બની ગયા, તો વિશ્વ પર આજે તે જ સંસ્કૃતિનો પ્રભાવ જોવા મળે છે.

## યુનાની અને રોમન સંસ્કૃતિની ચાર મહત્વની ખામીઓ :

સંસ્કૃતિ અને સભ્યતા આ બંને શબ્દો સામાન્ય રીતે એક સાથે બોલાય છે અને મોટેભાગે તેને પર્યાયવાચી સમજવામાં આવે છે. પરંતુ વિદ્વાનોના મતે સંસ્કૃતિ એટલે જ્ઞાનનો સિદ્ધાંત, વિચારો અને કલ્પનાનું નામ છે. જ્યારે તે સિદ્ધાંતોના કાર્યક્ષેત્ર અને તેની પ્રગતિને સભ્યતા કહે છે. સંસ્કૃતિનું નિર્માણ સમકાલીન વિજ્ઞાન, તેના દ્રષ્ટિકોણ અને વિચારોથી થાય છે. તે તાતણાંમાંથી માનવી પસાર થાય છે અને જે અનુભવો તેની સામે આવે છે, તેને સભ્યતા કહે છે. સામાન્ય રીતે તેના ચાર મુખ્ય ભાગો વર્ણન કરવામાં આવે છે : આર્થિક, રાજકીય, શૈક્ષણિક અને અખ્લાકી (નૈતિક). સભ્યતાનો ઈતિહાસ ત્યારથી શરૂ થયો, જ્યારથી પૃથ્વી પર માનવીનું સર્જન થયું. સભ્યતાના છેડા એકબીજા સાથે જોડાયેલા છે અને દરેક યુગમાં આધુનિક પેઢી નવી પેઢીને સંસ્કૃતિ અને સભ્યતામાં ઉમેરો કરીને આપે છે.

## યુનાની અને રોમન સંસ્કૃતિ તથા સભ્યતા :

સભ્યતા અને જ્ઞાન-વિજ્ઞાનના ઈતિહાસમાં યુનાન (ગ્રિક)નું વર્ણન સ્પષ્ટ રીતે થયેલું છે. જ્ઞાન-વિજ્ઞાન, તત્વજ્ઞાન, સાહિત્ય, શાયરી, સંસ્કૃતિ અને સભ્યતામાં તેણે દુનિયામાં પોતાનું વર્ચસ્વ જમાવી દીધું હતું. પરંતુ આ યુનાન (ગ્રીસ) સભ્યતાની બુનિયાદ ભૌતિકતા પર હતી. યુરોપના ઈતિહાસ-કારો તેનો સ્વીકાર કરે છે અને તેમની ધાર્મિક કમજોરી, ધાર્મિક અમલોની

ઉણપ અને રમત-ગમત તેમજ હરવા-ફરવામાં ધ્યાનનું વર્ણન કર્યું છે.

હઝરત મવલાના સૈયદ અબૂલ હસન અલી નદવી (રહ.)એ તેમની મુખ્ય ચાર વિશેષતાઓ વર્ણવી છે :

(૧) જે નજરે ન જોઈ શકાય અથવા તેની અનુભૂતિ ન થાય તેમાં શંકા કરતા. (અહીંયાં સુધી કે તેઓ અલ્લાહપાકના ગુણો અને તેની ઝાતના ખ્યાલને દેવતાઓના રૂપ વગર ન માની શક્યા.)
(૨) વિનય, નમ્રતા અને રૂહાનિયતની ઉણપ.
(૩) પ્રાકૃતિક તત્વોની પૂજા અને દુનિયાના લાભોથી મસ્ત.
(૪) દેશપ્રેમમાં ખોટો અતિરેક.

આગળ તેમનું કથન છે કે, જો આપણે તેમના માટે માત્ર એક જ શબ્દ કહીએ તો 'ભૌતિકવાદ' પૂરતો છે.

યુનાનીઓના આ વિચારે તેમના સમાજને બગાડી દીધો. મનેચ્છાપૂર્ણ જીવનથી વધુમાં વધુ ફાયદો ઉઠાવવાને, તેઓ સ્વતંત્ર વિચારોની નિશાની સમજવા લાગ્યા.

યુનાનીઓ પછી રોમનવાસીઓએ તેમની પાછળ ચાલવાનું શરૂ કર્યું. તેમની સભ્યતા-સંસ્કૃતિ પણ યુનાની સભ્યતાની નવી આવૃત્તિ કહી શકાય છે. જો કે તેઓ લશ્કરી તાકાત અને દેશની સરહદોમાં યુનાનીઓથી આગળ વધી ગયા હતા, એટલા માટે કે તેમને ત્યાં શક્તિના આદરને પ્રાર્થના અને ઈબાદત સમાન ગણવામાં આવતો હતો.

તેમણે પ્રારંભથી જ નક્કી કર્યું હતું કે, દેવતાઓને રાજકારણ અને શાસનથી દૂર રાખવામાં આવે. અમુક રીતરિવાજો ઉજવીને તેઓ સંતોષ અનુભવતા હતા.

## ઈસ્લામી સભ્યતાની વિશેષતાઓ :

આગળ એ વાત આવી ગઈ છે કે, સભ્યતાની બુનિયાદ ચાર બાબતો પર હતી. આર્થિક, રાજકીય, શૈક્ષણિક અને અખ્લાકી. હુઝૂરે અકરમ

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન પછી સૌપ્રથમ બગડેલા અખ્લાકને સુધારવામાં આવ્યા. તેને લગતા નિયમો બન્યા, નિઃસહાયોને તેમના અધિકારો મળ્યા, સ્ત્રીઓને તેમના અધિકારો મળ્યા અને જીવનની ગાડી પાટા પરથી ઉતરી ગઈ હતી તેને ત્યાં મૂકવામાં આવી. હઝરત જઅફર (રદી.)એ નજ્જાશી બાદશાહના દરબારમાં જે પ્રવચન આપ્યું, તે સદ્‌વર્તાવ વિશે જ હતું. જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે માનવીને અર્પણ કર્યું હતું.

જ્ઞાન-વિજ્ઞાનની પ્રગતિની ચાવી તો કુર્આને કરીમની પહેલી આયત છે. તેનાથી દિવ્યવાણીની શરૂઆત થઈ. સૌપ્રથમ તેમાં વાંચવાનો હુકમ છે અને કલમ (લખવાના સાધન)નું વર્ણન કરવામાં આવ્યું છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે લેખન-વાંચનનું ખૂબ જ મહત્વ દર્શાવ્યું છે. બદરના કેદીઓનો ફિદયો-બદલો જે નક્કી કરવામાં આવ્યો, તેમાં જે શિક્ષિત હોય તેઓ બાળકોને શિક્ષણ આપે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કેટલાક સહાબા (રદી.)ને ઈબ્રાની (યહુદીઓની ભાષા) અને બીજી ભાષાઓ શિખવાનો હુકમ આપ્યો. બધા ધર્મોમાં ઈસ્લામે જ્ઞાનની અગત્યતા જે રીતે વર્ણવી છે અને તેને શક્તિ અર્પણ કરી છે. વિશ્વનો કોઈ પણ ધર્મ તે રજૂ કરી શકતો નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સમયથી જ શૈક્ષણિક પ્રગતિની શરૂઆત થઈ હતી અને આપે જે પાયો નાંખ્યો તેની ઉપર મોટી મોટી ઈમારતો અને મહેલો બન્યા. ઈસ્લામે જે રીતે વિશ્વને જ્ઞાનથી પૂર્ણ કર્યું, તેના ઉદાહરણો કોઈ બીજા ધર્મમાં મળવા અશક્ય છે. ઈસ્લામની એક વિશેષતા એ પણ છે કે, તેણે સત્ય બુનિયાદ પર જ્ઞાનને આગળ વધાર્યું અને તેની સાથે પરવરદિગારને પણ જોડી દીધો. પહેલી વહી (દિવ્યવાણી)માં ઈકરઅ્ (વાંચ)ની સાથે બિસ્મિ રબ્બિ-ક (પોતાના પાલનહારના નામથી)ની શરત લગાવી દીધી. જેથી માનવી આઝાદ ન થઈ જાય અને જ્ઞાનનો ઉપયોગ નિરર્થક ન બની જાય.

જ્યાં સુધી રાજકીય બાબતોનો સબંધ છે, તો એ પણ એક ઐતિહાસિક હકીકત છે કે, મદીનાની હિજરત પછી જે ઈસ્લામી શાસનની સ્થાપના થઈ તે એવા મજબૂત સિદ્ધાંતો અને નિયમો પર કાયમ હતી કે, તેને વિશ્વની

મોટી મોટી મહાસત્તાઓ જે અંદરથી ખોખલી બની ગઈ હતી અને માનવતા ગુમાવી ચૂકી હતી, તેને માત્ર હલાવીને જ નહીં, બલ્કે નષ્ટ કરીને મૂકી દીધી. અને પછી ૨૦૦ વર્ષની અંદર અંદર એ હુકૂમતમાં એવી વિશાળતા આવી કે, ખલીફા હારૂન રશીદે વાદળના એક ટુકડાને જોઈને કહ્યું : "તુ જ્યાં ઈચ્છે વરસ, તારો ટેક્ષ-મહેસુલ મારી પાસે જ આવશે."

ઈસ્લામી હુકૂમતની વિશાળતાની સાથે સાથે ઈસ્લામની આર્થિક વ્યવસ્થા પણ મજબૂત બની ગઈ. તેની વાસ્તવિક્તા તેમાં ઝકાત અને સદકાની વ્યવસ્થા છે. જે આર્થિક પાસામાં કરોડરજ્જુ સમાન છે. એક વખત એવો પણ આવ્યો કે, આટલી વિશાળ હુકૂમતમાં જે લગભગ અર્ધી દુનિયામાં હતી, પરંતુ અહીંયાં કોઈ કંગાળ-ગરીબ શોધવાથી પણ ન મળતો. શાંતિ અને સલામતીની સ્થિતિ એવી હતી કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ભવિષ્યવાણી શબ્દે શબ્દ સાચી પડી. એક વૃદ્ધા એક શહેરથી બીજા શહેરમાં શાંતિથી જઈ શકતી હતી, તેને કોઈ રોકનાર ન હતું.

પ્રારંભથી જ ધાર્મિક શિક્ષણની સાથે બીજા જ્ઞાનો જે માનવીને ઉપયોગી અને લાભકારક હતા, તે તરફ મુસલમાનોએ ધ્યાન કેન્દ્રિત કર્યું. યુનાની જ્ઞાનનો મોટો ખજાનો અરબી ભાષામાં ફેરવવામાં આવ્યો અને તેના નુકસાન-કારક ભાગને છોડીને બીજા ભાગોથી ફાયદો ઉઠાવવામાં આવ્યો. આ સબંધે મુસલમાન આલિમો ન પક્ષપાતી વલણ દાખવતા અને ન તેઓ આળસનો શિકાર બન્યા. બલ્કે સંપૂર્ણ હોશિયારી સાથે તેમણે તે જ્ઞાનથી ફાયદો ઉઠાવ્યો. શૈક્ષણિક સંકુલો સ્થાપ્યા, દવાખાના બનાવ્યા અને નવા નવા સંશોધનો કર્યા. સત્ય હકીકત એ છે કે, આધુનિક વિજ્ઞાનનો પાયો જ મુસલમાનોએ નાંખ્યો અને ઘણા એવા નિયમો બનાવ્યા, જેનાથી વિજ્ઞાનની પ્રગતિ શક્ય બની.

પરંતુ આ બધું ત્યાં સુધી શક્ય બન્યું, જ્યાં સુધી મુસલમાનોએ ઈસ્લામના સિદ્ધાંતોને સામે રાખ્યા. દીન અને દુનિયાને અલગ ન કરી અને જ્ઞાન-વિજ્ઞાનની પ્રગતિ દીનના વર્તુળમાં થતી રહી. પછી તે સમય પણ આવ્યો કે, દુનિયાનું જ્ઞાન મુસલમાનોના હાથમાંથી નીકળી ગયું. દીનના સિદ્ધાંતોમાં પણ આળસાઈ થવા લાગી અને ધીરે ધીરે દુનિયા પર મુસલમાનોની પકડ

ઢીલી થઈ ગઈ. પછી ઈતિહાસે પાસુ પલટ્યું અને ઇસ્લામી શક્તિઓ વિખેરાઈ ગઈ.

## પશ્ચિમી સંસ્કૃતિની વંશાવળી :

આ સંસ્કૃતિની વંશાવળીનું વર્ણન કરતાં હઝરત મવલાના સૈયદ અબુલ હસન અલી નદવી (રહ.) ફરમાવે છે : "૨૦મી સદીની પશ્ચિમી સંસ્કૃતિ કોઈ નવી સંસ્કૃતિ નથી કે તેનો જન્મ પાછલી સદીમાં થયો હોય. હકીકતમાં તેનો ઈતિહાસ પ્રાચીનકાળથી છે. તેનો સબંધ રોમન અને યુનાની સંસ્કૃતિથી છે. તે બંને સંસ્કૃતિઓએ વારસામાં જે રાજકીય વ્યવસ્થા, તત્વજ્ઞાન, જ્ઞાન-વિજ્ઞાનનો ખજાનો છોડ્યો હતો, તે બધુ પશ્ચિમી સંસ્કૃતિના વારસામાં આવ્યું. તેના બધા વિચારો અને બધી વિશેષતાઓ પેઢી દર પેઢી તેમાં ઉતરી ગઈ.

પશ્ચિમી વિદ્વાનોના લખાણોથી હઝરત મવલાનાએ સાબિત કર્યું કે, સ્વયં તેમને ભૌતિકવાદના વર્ચસ્વનો સ્વીકાર છે. પછી હઝરત મવલાનાએ તેના કારણો વર્ણવ્યા છે.

"પરંતુ આ વાસ્તવિક્તા પર આશ્ચર્ય નથી. પશ્ચિમના ભૌતિકવાદીઓ અને તેનાથી ટેવાયેલા તેમજ તે સિવાય યુનાની જ્ઞાન-વિજ્ઞાન, તત્વજ્ઞાન અને તેના સિદ્ધાંતોની બનાવટ કંઈક એવી હતી કે, તેનાથી ખુદાપાકની ઓળખ પેદા જ ન થતી હતી. ખુદાપાકના બધા ગુણો, તેનું વર્ચસ્વ, તેનું કાર્ય, તેના સર્જન અને આજ્ઞાનો નકાર અને તેને ગુણહિન સમજવો અને આ સૃષ્ટિની વ્યવસ્થાને સ્વયં ચાલતી સમજવી, આ બધાનું પરિણામ હોઈ શકે છે કે જીવનમાં ખુદાની કોઈ જરૂરત નથી, ન તેનાથી કોઈ આશા હોય અને ન તેનો કોઈ ભય હોય, ન દિલમાં તેનો કોઈ પ્રભાવ હોય અને ન કોઈ લગાવ અને ન જરૂરત વખતે તેનાથી પ્રાર્થના (દુઆ) હોય. એટલા માટે કે તેમના નજીક તે એક નિરર્થક અને પદભ્રષ્ટ કરેલ વ્યક્તિ છે. જેને વિશ્વમાં ન કોઈ અધિકાર છે, ન કોઈ શક્તિ. એક વખતે સૃષ્ટિનું સર્જન કરીને તેણે તેનાથી સબંધ છોડી દીધો. એટલા માટે આવા અકીદાને માનનારા-ઓનું જીવન એવી રીતે પસાર થાય છે કે, ખુદા-પરમાત્મા જ નથી.

આ ખ્યાલોનું જે પરિણામ આવવાનું હતું તે આવ્યું. અખ્લાકી પડતી અને માનવતા એક સડેલી લાશ બનીને રહી ગઈ. કોઈ પણ પ્રકારના અખ્લાકી સિદ્ધાંત બાકી રહ્યા નહીં અને જીવન મોજશોખ, લાલચ અને ફાયદો ઉઠાવવાનું નામ બની ગયું.

ઈસુની ચોથી સદીની શરૂઆતમાં ખ્રિસ્તીયતે રોમન હુકૂમત પર પોતાની જાળ ફેંકી અને કોન્સ્ટેન્ટાઈન તખ્તનશીન થયો. તેણે ખ્રિસ્તીયત સ્વીકારી લીધી હતી, પરંતુ સ્વયં પોતે તે જાળમાં ફસાય ગયો. તેની ખ્રિસ્તીયત લોકોને માર્ગદર્શન પુરૂ પાડતી તેને બદલે તે જાતે જ તેના વર્ચસ્વ હેઠળ આવી ગઈ. સેન્ટ પોલના ફેરફાર પછી જે લખાણ બચ્યું હતું, તે કોન્સ્ટેન્ટાઈનના ભૌતિકવાદમાં વહી ગયું. થોડી મુદતમાં આ ભૌતિકવાદથી કંટાળીને કેટલાક ધર્મપ્રેમીઓએ સન્યાસની દઅવત આપી અને પછી એક જૂથ પર એવું પાગલપણું સવાર થયું કે, સ્ત્રીનું મોઢુ જોવું પણ પાપ હતું. સ્ત્રીઓ મમતા માટે તરસવા લાગી. તેની વિરૂદ્ધ બીજુ જૂથ અય્યાશી અને મોજશોખમાં હદ વટાવી ચૂક્યું હતું. અંતે આ સન્યાસી પાગલપણાંને કારણે ચર્ચ એવા લોકોના હાથમાં આવી ગયું, જેઓ માત્ર ભૌતિકવાદના દીવાના હતા. માલ-મિલ્કત અને વર્ચસ્વ માટે તેઓ બધુ કરવા તૈયાર હતા. તેમણે સામાન્ય પ્રજામાં પોતાની પ્રતિષ્ઠા બાકી રાખવા વહેમો અને અંધશ્રદ્ધામાં નાંખી દીધા. જ્ઞાનપ્રાપ્તિને પાપ સમજવા લાગ્યા અને એક મુદત સુધી સમગ્ર યુરોપ અંધકારમાં ડૂબેલું રહ્યું.

## યુરોપીય સંસ્કૃતિનો પાયો - ધાર્મિક દુશ્મની :

ઈસ્લામના આગમન પછી જ્યારે ઈસ્લામી સંસ્કૃતિનું વર્ચસ્વ સ્થપાયું તો સ્પેનના માર્ગે તેનો પ્રકાશ યુરોપમાં પણ પ્રવેશ્યો. પ્રારંભમાં જ્ઞાનનો શોખ જે લોકોમાં હતો, તેઓ છૂપી રીતે સ્પેનમાં જ્ઞાન મેળવતા હતા. યુરોપના ચર્ચો દ્વારા તેમનો વિરોધ થતો. ધીમે ધીમે આ વિરોધ વધતો ગયો. અહીંયાં સુધી કે ૧૩મી સદીમાં આ વિરોધ સર્વવ્યાપી બની ગયો. ચર્ચની જ્ઞાન દુશ્મનીને કારણે ધર્મ અને બુદ્ધિવાદ વચ્ચે સંઘર્ષ શરૂ થયો. એક મુદ્દત સુધી આ સંઘર્ષ ચાલુ રહ્યો. છેવટે ચર્ચની હાર થઈ અને માત્ર ભૌતિકવાદી

સંસ્કૃતિને વેગ મળ્યો. યુરોપ લાંબી નિંદ્રામાંથી જાગૃત થયું હતું, એટલે તેની ભરપાઈ કરવાના પ્રયત્નો શરૂ કર્યા. પરંતુ ચર્ચ અને ધર્મ વચ્ચેના સંઘર્ષ પછી તેને સફળતા મળી હતી એટલે એ સંસ્કૃતિ અને સભ્યતાનો પાયો ધર્મ દુશ્મની પર નંખાયો હતો.

હઝરત મવલાનાએ પ્રમાણભૂત દલીલો સાથે તેની રજૂઆત કરી છે : "તે આધુનિક વિચારકોમાં એટલું ધૈર્ય, વાંચન, સમજશક્તિ અને બુદ્ધિ ન હતી કે તેઓ સત્ય ધર્મ અને તેના અનુયાયીનો દાવો કરનારાઓ વચ્ચે ભેદ કરી શકે. અજ્ઞાનતા, અત્યાચાર અને જૂઠા અનુયાયીઓ તેના જવાબદાર છે. અને જ્યારે બીજી વાત છે, તો દીનને તેની સજા આપવી અને તેનાથી સબંધ તોડવો ક્યાં સુધી યોગ્ય છે ? પરંતુ ગુસ્સો અને ધર્મના અનુયાયીઓની દુશ્મની અને ઉતાવળીયા પગલાંને કારણે તેમને વિચાર કરવાનો મોકો જ ન આપ્યો. અને જેમકે વિશ્વમાં સામાન્ય રીતે સંઘર્ષ અને યુદ્ધના સમયે થાય છે, તેમણે ધર્મ સાથે કોઈ ઉદારતા અને સમજૂતિ પસંદ ન કરી."

તેમનામાં એટલી ઈચ્છા અને પોતાની કૌમની હમદર્દી, ઉદારતા પણ ન હતી કે તેઓ ઈસ્લામનું વાંચન કરતા, જે તેમની ઘણી સમકાલીન કૌમોનો ધર્મ હતો અને તે ખૂબ જ આસાની સાથે આ વિકટ પરિસ્થિતિથી મુક્તિ અપાવતો. જે સત્ય અને યોગ્ય કાર્યોનો હુકમ કરતો અને અપ્રિય (ખરાબ) કાર્યોથી રોકતો હતો. દુનિયાની પવિત્ર ચીજોથી ફાયદો ઉઠાવવાની પરવાનગી આપે છે, નુકસાનકારક અને અપ્રિય વસ્તુઓથી રોકે અને નિરર્થક બંધનોને તોડી નાંખે છે, જે તેમના જૂઠા અનુયાયીઓએ અને શાસકોએ તેમના હૃદયમાં નાંખી હતી.

અલ્લાહ તઆલા કુર્આને કરીમમાં ફરમાવે છે : (અર્થ) : "(મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તેઓને નેકીનો હુકમ કરે છે અને બુરાઈથી રોકે છે તથા તેઓને માટે સૌ પવિત્ર વસ્તુઓને હલાલ બતાવે છે અને તેઓ પર નાપાક વસ્તુઓને હરામ કરે છે તેમજ તેઓના ઉપર (આગલી શરીઅતોના) જે બોજ તથા બંધનો હતા તેને તેઓથી દૂર કરે છે."

*(સૂ.અઅ્રાફ : ૧૫૭)*

પરંતુ કૌમી પક્ષપાત અને તે દીવાલોને કારણે જે ખ્રિસ્તી યુદ્ધોએ ખ્રિસ્તી પશ્ચિમ અને ઈસ્લામી પૂર્વ વચ્ચે અને ચર્ચના આક્ષેપોએ ઈસ્લામ અને પયગમ્બરે ઈસ્લામ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિરૂદ્ધ ઉભી કરી હતી. ઉપરાંત લેખન, વાંચન અને સંશોધનની મહેનત ન કરવી અને મૃત્યુ પછીનું જીવન તેમજ પરલોકથી આઝાદ વિચારોને કારણે તેમણે ઈસ્લામ તરફ કોઈ ધ્યાન ન આપ્યું.

## સંપૂર્ણ ભૌતિકવાદ તરફ :

ટૂંકમાં યુરોપ એવી કપરી પરિસ્થિતિમાં ઈસ્લામના માર્ગદર્શનથી વંચિત રહ્યું. અંતે જે ખતરો હતો તે સામે આવી ગયો અને યુરોપનું સંપૂર્ણ ધ્યાન ભૌતિક સમૃદ્ધિ તરફ જતું રહ્યું. અઅ્માલ, અખ્લાક, રહેણી-કરણી, રીત-રિવાજ, વિચાર, શાસન ટૂંકમાં જીવનના દરેક ક્ષેત્રમાં ભૌતિકવાદનું વર્ચસ્વ સ્થપાઈ ગયું. જો કે આ કાર્ય ધીમી ગતિએ થયું હતું, પરંતુ મક્કમ મનોબળ સાથે યુરોપે ભૌતિકવાદ તરફ આગળ વધવાનું શરૂ કર્યું.

*(ઈન્સાની દુનિયા પર મુસલમાનો કે ઉરૂજ વ ઝવાલકા અસર : ૧૯૭ થી ૨૨૪)*

તે સમયમાં યુરોપના દરેક ક્ષેત્રમાં મોટી સંખ્યામાં એવા રાજકીય લવાદો, સાહિત્યકારો અને શિક્ષકો પેદા થયા, જેમણે ભૌતિકવાદની ફૂંક મારી અને દેશવાસીઓના હૃદયમાં ભૌતિકવાદના બીજ વાવ્યા. વિદ્વાનો અખ્લાકનો ખોટો અર્થ કાઢતા હતા. ક્યારેક વિજ્ઞાનના ફાયદા માટે પ્રચાર કરતા. Machiavelli જેવા રાજકારણીઓએ ધર્મ અને રાજકારણમાં પહેલાંથી જ ભેદ કરી નાંખ્યો હતો. અને અખ્લાકના બે પ્રકાર પાડી દીધા હતા. એક ખાનગી અને બીજો જાહેર. અને નક્કી કરી દીધું હતું કે, જો ધર્મની જરૂરત છે તો તે વ્યક્તિનો વ્યક્તિગત પ્રશ્ન છે. તેણે રાજકીય બાબતોમાં હસ્તક્ષેપ કરવો જોઈએ નહીં. હુકૂમતનું સ્થાન દરેક વસ્તુથી ઉચ્ચ છે.

## યુનાની (ગ્રિક) અને રોમન સંસ્કૃતિનું નવું સ્વરૂપ :

૧૯મી અને ૨૦મી સદીમાં પશ્ચિમનું જીવન મૂર્તિપૂજક યુનાન અને ત્યાંના અજ્ઞાન જેવું બની ગયું હતું. એ જાણે તેનું નવું સ્વરૂપ હતું, જે ૧૯મી

સદીમાં ખાસ તૈયાર કરવામાં આવ્યું હતું. યુનાન અને રૉમનની ખોટી છાપ પશ્ચિમના ખ્રિસ્તીઓએ દેખાડી હતી. તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી. આધુનિક પશ્ચિમી સંસ્કૃતિ અને પ્રાચીન યુનાની અને રૉમન સંસ્કૃતિમાં સમાનતા જોવા મળે છે. યુરોપનું આધુનિક ધાર્મિક જીવન પણ રૂહાનિયત અને આંતરિક સ્થિતિથી એવી રીતે ખુલ્લું છે, જેમકે યુનાનીઓની ધાર્મિકતા હતી. ધાર્મિક ખામીઓ, ધાર્મિક ગંભીરતાની ઉણપ, જીવનમાં રમતગમતની ઘેલછા વગેરેની તે જ હાલત હતી, જે યુનાનમાં હતી. આ પરિણામ તેનું છે કે, શરીરશાસ્ત્ર અને સંશોધનના નિષ્ણાંતોએ યુરોપમાં લોકપ્રિયતા પ્રાપ્ત કરી લીધી અને ધર્મનું સંપૂર્ણ સ્થાન કબ્જે કરી લીધું. એવી રીતે જીવનની મનેચ્છા, આનંદ-પ્રમોદ અને મોજશોખની પણ એ જ સ્થિતિ છે, જે સોક્રેટિસે પોતાના સમયના નવયુવાનની વર્ણવી છે. તદુપરાંત ધર્મમાં શંકા અને ધાર્મિક કાર્યો પ્રત્યે ઉદાસીનતામાં પણ યુરોપ, યુનાન અને રૉમનથી પાછળ ન હતા.

વાસ્તવમાં યુરોપના આધુનિક ધર્મ જેના હૃદય અને આત્મામાં હુકૂમત છે તે ખ્રિસ્તીયત નથી, બલ્કે ભૌતિકવાદ છે. પશ્ચિમી મનોવિજ્ઞાન અને પશ્ચિમનું જીવન તેનું દષ્ટાંત પુરૂ પાડે છે.

પશ્ચિમી શાસનની ભૌતિક વિચારસરણી પર પ્રકાશ નાંખતા હઝરત મવલાના સૈયદ અબુલહસન અલી નદવી (રહ.) લખે છે :

“હુકૂમતો વાસ્તવિક રીતે એક પ્રગતિશીલ અને આયોજનબદ્ધ વેપારી કોઠીઓ છે. તે લાભ પહોંચાડવા માટે નહીં, લાભ મેળવવા માટે સ્થાપવામાં આવે છે. તે બુનિયાદી રીતે કોઈ સુધારાત્મક હેતુ ધરાવતી નથી, તે સામાન્ય રીતે સદાચાર અને ધર્મના સિદ્ધાંતોની ઉપેક્ષા કરતી અને સદાચારની શિક્ષાને પીઠ પાછળ નાંખતી હતી. દરેક સમસ્યામાં તેમનું ધ્યાન અર્થતંત્ર પર રહેતું હતું. દરેક પ્રકારની બૂરાઈ અને નિર્લજ્જતા તેમની દષ્ટિએ કાનૂનના ડાયરામાં હોય તો તે યોગ્ય છે.”

*(ઈન્સાની દુનિયા પર મુસલમાનોંકે ઉરૂજો ઝવાલકા અસર : ૨૫૦)*

રાજકીય શૈલીનું વર્ણન કરતાં લખે છે : “આ રાજકીય શૈલીનું પરિણામ એ છે કે, દેશના લોકોના અખ્લાક રોજ-બરોજ બગડતા જાય અને એક

ભયાનક અખ્લાકી પડતી સામે આવે અને આખા સમાજમાં અને દરેક વર્ગમાં વેપારી વિચાર અને નફો મેળવવાની ઈચ્છા પેદા થઈ જાય.''

## ભૌતિકવાદ અને નૈતિકતા સદાચારમાં અસમતોલન :

સદાચારની પડતીને કારણે યુરોપની પ્રગતિ અને સંશોધનો માનવો માટે રાહતને બદલે નુકસાનનું કારણ છે. તેનું કારણ માત્ર શક્તિ અને સદાચારનું અસમતોલન છે.

યુરોપમાં સદાચાર, ધર્મ અને નૈતિકતાની સમતુલા વર્ષોથી બગડેલી છે. પુરૂત્થાન પછી ભૌતિક શક્તિ અને દુનિયાનું જ્ઞાન ખૂબ જ ઝડપથી વધી રહ્યું છે અને ધર્મ તેમજ નૈતિકતા સદાચારમાં પડતી આવી ગઈ. થોડી મુદ્દત પછી એ બંનેમાં કોઈ સબંધ બાકી રહ્યો નહીં. ત્યાં એક નવી પેઢી જન્મી, તેનો એક ભાગ આકાશથી વાતો કરતો હતો, તો બીજો ભાગ સાત જમીન નીચે હતો. પ્રોફેસર જૂદે કહ્યું છે કે, શરીરશાસ્ત્રે અમને એ શક્તિ આપી, જે દેવતાઓને ઉચિત હતી. પરંતુ આપણે તેને બાળકો અને ગામડિયાઓની બુદ્ધિની જેમ વાપરીએ છીએ.

*(ઈન્સાની દુનિયા પર મુસલમાનોંકે ઉરૂજ વ ઝવાલકા અસર : ૨૬૪)*

યુરોપની આજે સૌથી મોટી ખામી એ છે કે, તેની પાસે સાધન-સામગ્રી ઘણી છે, પરંતુ સારી નિય્યત અને સારી ઈચ્છાઓની ઉણપ છે. તે એક બાજુ સાધન-સામગ્રીમાં કારૂન જેવી છે, તો બીજી બાજુ સારા હેતુઓમાં કંગાળ અને ગરીબ. તેણે સૃષ્ટિના ભેદો ખોલી નાંખ્યા અને શારીરિક શક્તિઓને પોતાની ગુલામ બનાવી દીધી. તેણે સમુદ્રોમાં અને બ્રહ્માંડ (યુનિવર્સલ)માં પોતાનો અંકુશ જમાવી દીધો, પરંતુ તે પોતાના શરીર પર અને પોતાની મનેચ્છા ઉપર કાબૂ ન મેળવી શક્યો. તેણે સૃષ્ટિનું રહસ્ય શોધી કાઢ્યું, તેણે પૃથ્વીના વિખરાયેલા પદાર્થોને એકત્ર કરી નાંખ્યા, પરંતુ પોતાના જીવનની અરાજકતાને દૂર ન કરી શક્યો.

**જિસને સૂરજકી શુઆઓંકો ગિરિફ્તાર કિયા**
**જિંદગીકી શબે તારીક સહર કર ન સકા**

**ઢૂંઢનેવાલા સિતારોંકી ગુઝરગાહોંકા**
**અપને અફકારકી દુનિયામેં સફર કર ન સકા**
*(મકામે ઈન્સાનિયત : ૩૮-૩૯)*

## સંસ્કાર સદાચારના નામ પર છેતરપીંડી :

સદાચારના પણ તેમણે બે પ્રકાર કરી નાંખ્યા છે : બતાવવાનો અલગ અને વર્તવાનો અલગ. હઝરત મવલાના તેની ઉપર પ્રકાશ નાંખતા લખે છે કે, "યુરોપના સદાચારમાં ભિન્નતા છે. તેનું ઉદાહરણ છે કે, 'ગોળ ખાવો અને મીઠાઈથી પરેજી કરવી.' વ્યક્તિઓના નાના-નાના વ્યવહારોમાં તેઓ ખૂબ જ ઈમાનદારીથી કામ લે છે, પરંતુ જ્યારે પોતાના સમાજનો પ્રશ્ન હોય છે, તો આવા ઈમાનદાર લોકો અન્ય સમાજોને ગળી જાય છે. વ્યક્તિગત જીવનમાં તેમની સ્થિતિ એવી છે કે, જો નવ વાગ્યેને ૧૨ મિનિટે આવવાનો વાયદો કરે તો બરાબર એ જ સમયે પહોંચે, પરંતુ સામાજિક વ્યવહારોમાં બીજી કૌમને ધોકો આપવામાં જરા પણ વિચાર ન કરે.

*(મઅરિક-એ-ઈમાન વ માદ્દિયત : ૧૧૯)*

## યુરોપવાસીઓનું મુસલમાનોથી વિજ્ઞાન અને અરબી ભાષા શીખવી :

ઈસુની ૧૩મી સદીમાં જ્યારે કે મુસલમાનો રાજકીય, શૈક્ષણિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે વિશ્વની બધી કૌમોથી આગળ હતા, યુરોપવાસીઓએ નક્કી કર્યું કે, તેમને અરબી ભાષા શીખવી છે અને મુસલમાનોનું શિક્ષણ પ્રાપ્ત કરવું છે. આ નિર્ણય હતો જે ૧૬મી સદીની એક મહત્વની ઘટના હતી. જેને વિશ્વ યુરોપની નવચેતના તરીકે ઓળખે છે. મુસલમાનોથી જ્ઞાન મેળવીને અને તેમાં વધારો કરીને અંતે યુરોપ એટલું શક્તિશાળી બની ગયું કે ન માત્ર મુસલમાનો પર બલ્કે સમગ્ર વિશ્વ પર પોતાનું વર્ચસ્વ જમાવી દીધું.

આ બનાવના ૪૦૦ વર્ષ પછી એ જ સ્થિતિ મુસલમાનોની હતી. તેમણે જોયું કે યુરોપ રાજકીય, શૈક્ષણિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે સૌથી આગળ છે, તેથી તેમને યુરોપની ભાષા શિખવાનું મન થયું, પરંતુ પરિણામ ઉલ્ટુ

આવ્યું. યુરોપીયન જ્ઞાને મુસલમાનોને યુરોપના ગુલામ બનાવી દીધા. આપણે પોતાના અલગ કલ્ચરને ભૂલીને યુરોપના રંગે રંગાય ગયા.

એક જેવા બે બનાવોના પરિણામો અલગ અલગ કેમ ? તેનો જવાબ વિચારો અને હેતુઓમાં ભિન્નતા છે. યુરોપે આપણાં જ્ઞાનને એટલા માટે શીખ્યું કે તેઓ આપણાં હથિયારોથી આપણને પરાજય આપે. તેની વિરૂદ્ધ આપણે યુરોપીયન જ્ઞાન તરફ એટલા માટે આગળ વધ્યા કે આપણે તેનું અનુકરણ કરીએ અને તેમને પ્રિય બની જઈએ. અને જ્યાં વિચારોમાં ભિન્નતા હોય ત્યાં પરિણામ પણ ભિન્ન જ આવવાનું છે.

મુસલમાનોને ૧૦૦૦ વર્ષ સુધી વિશ્વમાં એ જ ઈજ્જત પ્રાપ્ત હતી, જે આજે અમેરિકાને પ્રાપ્ત છે. તે સમયે યુરોપમાં અંધકાર યુગ હતો. આરબ મુસલમાનો એક શ્રેષ્ઠ સંસ્કૃતિનું નિર્માણ કરી ચૂક્યા હતા અને પોતાના સંશોધનો તેમજ યુનાની અને બીજા જ્ઞાનોની મદદથી વિજ્ઞાન અને તત્વ-જ્ઞાનમાં વિશ્વને નેતૃત્વ પુરૂ પાડી રહ્યા હતા. તે વખતે વિશ્વમાં મુસલમાનો માત્ર સંસ્કૃતિ અને સભ્યતાના માલિક હતા. અરબી ભાષા વિશ્વની એકમાત્ર સાહિત્યિક ભાષા હતી અને વિશ્વના લોકો જ્ઞાન-વિજ્ઞાન માટે પરિશ્રમ કરીને મુસ્લિમ શૈક્ષણિક સંકુલો (દમાસ્કસ, બગદાદ, કુર્તબા, ગરનાતા, કાર્ડોબા-ગ્રેનેડા)નો એવી રીતે સફર કરતા હતા, જેવી રીતે આજે લોકો જ્ઞાન-વિજ્ઞાન માટે યુરોપ અને અમેરિકાનો સફર કરે છે.

૧૨મી અને ૧૩મી સદીમાં જ્યારે કે મુસલમાનોની જ્ઞાન-વિજ્ઞાન તથા લશ્કરી શક્તિ ઉચ્ચ સ્થાને હતી અને તે અરબથી વધીને ફ્રાંસ સુધી પહોંચી ગઈ હતી, તે સમયે યુરોપે મુસલમાનોની વિરૂદ્ધ યુદ્ધ છેડી દીધું અને ૧૧મી સદીના અંત (ઈ.સ.૧૯૦૬) થી ૧૩મી સદીના અંત સુધી લગભગ ૨૦૦ વર્ષ સમગ્ર યુરોપ મુસલમાનોની વિરૂદ્ધ ભયાનક યુદ્ધ કરતુ રહ્યું. આ લડાઈઓ ધર્મયુદ્ધો (સલીબી-ક્રુડેઝ)ના નામે ઓળખાય છે. અંતે આ યુદ્ધો યુરોપની નિષ્ફળતા સાથે સમાપ્ત થયા.

પરંતુ યુરોપે હિંમત ન હારી. હવે તેમણે ધ્યાન બીજી બાજુ વાળ્યું.

ધર્મયુદ્ધોથી યુરોપવાસીઓને અનુભવ થઈ ગયો હતો કે, મુસલમાનો જ્ઞાન-વિજ્ઞાનમાં તેમનાથી ઘણા આગળ છે. તે સમયનો વિચાર કરો, જ્યારે મિસરના લશ્કરે ગલોલ (ગોફણ) દ્વારા ફ્રાંસના લશ્કર પર આગ વરસાવવાની શરૂઆત કરી. આ ગલોલ દ્વારા ફેંકાતી આગ દુશ્મન તરફ એવી રીતે આવતી, જેમકે હવામાં ઉડી રહેલા સાંપ. તે સમયે ફ્રાંસવાસીઓ પાસે જુના શસ્ત્રો સિવાય કંઈ ન હતું. તે લોકો માટે આ ગલોલ એવી ભયાનક હતી, જેમકે કોઈ અલ્પવિક્સિત અને શસ્ત્રહિન દેશ સામે આધુનિક રૉકેટ દ્વારા આક્રમણ કરવામાં આવે. એવી રીતે મુસલમાનો સંસ્કૃતિ અને સભ્યતામાં યુરોપવાસીઓથી ખૂબ જ આગળ હતા. તેથી ધર્મયુદ્ધોની નિષ્ફળતા પછી યુરોપે નિર્ણય કર્યો કે, મુસલમાનોને પરાજિત કરવા માટે હવે કોઈ બીજી રીત અપનાવવી જોઈએ અને તેને માટે મુસલમાનોના હુન્નર-ઉદ્યોગ શિખીને તેમના શસ્ત્રો દ્વારા તેમને પરાજિત કરવામાં આવે.

હવે એક બાજુ યુરોપના ધાર્મિક વડાઓએ ધર્મયુદ્ધોનો નારો બુલંદ કર્યો, તેનો હેતુ એ હતો કે મુસલમાનોના ધાર્મિક શિક્ષણને શિખવામાં આવે અને મુસલમાનોના ઈતિહાસ અને તેમની શ્રદ્ધાને એવી રીતે બગાડીને રજૂ કરવામાં આવે કે, મુસલમાનો પોતાના ધર્મથી નફરત કરવા લાગે અને ખ્રિસ્તી ધર્મ સ્વીકારી લે. તેથી તે કૌમ જેને યુદ્ધના મેદાનમાં પરાજિત ન કરી શકાય, પરંતુ તેમને ધાર્મિક રીતે કમજોર કરીને વૈચારિક દૃષ્ટિએ તેમને પરાજિત કરી શકાય. ખ્રિસ્તી મિશનરીઓની ચળવળ પ્રથમ વખત ધર્મયુદ્ધના સમયમાં શરૂ થઈ. પ્રથમ વ્યક્તિ જેણે ઈ.સ.૧૧૫૪માં માઉન્ટ પર મિશનરી પ્રણાલી સ્થાપી, તે એક ખ્રિસ્તી જ હતો. પછી ફ્રાંસે (ઈ.સ.૧૨૧૯)માં તેનું અનુકરણ કર્યું. આ મિશનરીઓની ચળવળ આજે આખા વિશ્વમાં ખૂબ જ જોરશોરથી ચાલી રહી છે. તેના પ્રયત્નો એટલા સફળ થયા કે, સમગ્ર વિશ્વનું સાહિત્ય ઈસ્લામ અને મુસલમાનો વિશે ખોટી વાતોથી લખાય ગયું.

બીજી બાજુ મુસલમાનોમાં જ્ઞાન-વિજ્ઞાન શિખવાની ચળવળે જોર પકડ્યું. યુરોપના શૈક્ષણિક સંકુલોમાં અરબી ભાષા શિખવવાની વ્યવસ્થા કરવામાં આવી. મુસલમાનોના ગ્રંથો યુરોપની બીજી ભાષાઓમાં ભાષાંતર

થવા લાગ્યા. યુરોપના વિદ્યાર્થીઓ મુસ્લિમ શહેરોમાં જ્ઞાન પ્રાપ્તિ માટે જવા લાગ્યા.

આ નવી પદ્ધતિ અપનાવવાને કારણે યુરોપને આંતરિક વિરોધનો સામનો કરવો પડ્યો. તે સમયે પ્રાચીન ધાર્મિક-રાજકીય વિચારકોમાં અરબી ભાષા શિખવાને કારણે અપ્રિયતા હતી. તેમને એ ભય હતો કે, અરબી ભાષા શિખવાને કારણે ખ્રિસ્તીઓમાં ઈસ્લામી વિચારો ફેલાય જશે. દા.ત. ફ્રાન્સિસી ઈસાઈ પાદરી રોજર બેકન (ઈ.સ.૧૨૧૪-૯૪) જે પોતાના સમયના પ્રખ્યાત વિદ્વાન હતા. તેમણે જ્યારે અરબી ભાષા પર ભાર મૂક્યો તો ઑક્સફર્ડના વિદ્વાનોએ શોર મચાવ્યો કે, "બેકન મુસલમાન થઈ ગયો."

તેમ છતાં મુસલમાનોની ભાષા અને તેમનું જ્ઞાન શિખવાનો શોખ વધતો ગયો. મુસ્લિમ સંશોધકોના સાહિત્યમાં યુરોપે પોતાના તરફથી વધારો કરીને એટલી પ્રગતિ કરી કે ઈતિહાસમાં પહેલી વખત શક્તિનો માપદંડ બદલી નાંખ્યો અને અંતે મુસલમાનોને દરેક ક્ષેત્રમાં પરાજય આપીને જ્ઞાનમાં સમગ્ર વિશ્વના માલિક બની ગયા. આધુનિક ઈતિહાસકારોએ સર્વાનુમતે સ્વીકાર કર્યો છે કે, યુરોપની પ્રગતિનો ભેદ તે જ્ઞાન હતું, જે મુસલમાનો દ્વારા યુરોપ સુધી પહોંચ્યું હતું. *(વેસ્ટર્ન સિવિલાઈઝેશન, ઍડવર્ડ મેકનાલ બર્ની)*

## સર સૈયદ અહમદ અને અતાતુર્કની ભૂલ (પ્રગતિ અને અનુકરણનો તફાવત) :

તેના પાંચસો વર્ષ પછી ઈતિહાસ બીજુ દ્રશ્ય જુએ છે. યુરોપની પ્રગતિથી પ્રભાવિત થઈને મુસલમાનોની અંદર એ જાગૃતિ આવી કે તેઓ યુરોપનું જ્ઞાન શીખે. પરંતુ અહીંયાં એ ઉત્સાહ તેનાથી બિલ્કુલ વિરૂદ્ધ હતો, જે આપણને યુરોપના ઈતિહાસમાં જોવા મળે છે. સર સૈયદ અહમદખાન (ઈ.સ.૧૮૧૭-૯૮) જે પ્રૉફેસર ગબના શબ્દોમાં ઈસ્લામની પહેલી આધુનિક સંસ્થાના સ્થાપક હતા. તેમણે ઈ.સ.૧૮૭૫માં અલીગઢ યુનિવર્સિટીની સ્થાપના કરી અને ઈ.સ.૧૯૨૦માં તે યુનિવર્સિટી બની ગઈ. તેઓ યુરોપીયન શિક્ષણના આગ્રહી હતા. તેમનો હેતુ આ શિક્ષણથી શું હતો તેનું વર્ણન

કરતાં તેમના મિત્ર મવલાના હાલી કહે છે :

**"હાલી અબ આવો પેરવીએ મગરિબ કરેં"**

સર સૈયદે જ્યારે ઈંગ્લેન્ડથી પરત ફરીને ડિસેમ્બર ૧૮૭૦માં તહઝીબુલ અખ્લાક કાઢ્યું તો તેમણે તેની શરૂઆતમાં લખ્યું : "આ છાપાનો હેતુ એ છે કે, ભારતના મુસલમાનોને પરિપૂર્ણ દરજ્જાની સભ્યતા અપનાવવા પ્રેરણા આપવામાં આવે, જેથી જે ધૃણાથી સભ્ય કૌમો તેને જુએ છે તે દૂર થાય અને મુસલમાન પણ વિશ્વમાં સભ્ય કૌમ તરીકે ઓળખાય."

સર સૈયદ જ્યારે પ્રગતિનો વિચાર કરતા તો તેમના મગજમાં પ્રતિભા ધરાવતા કર્નલ અને મેજર બનેલા મુસ્લિમ યુવાનો હતા. તેમનો હેતુ એવું શિક્ષણ હતું, જે મુસલમાનોને ઉચ્ચ હોદ્દાઓ પર પહોંચાડે. સર સૈયદની વિચારસરણીને "એંગ્લો મોહમેડન કલ્ચર" નામ આપ્યું છે.

કમાલ અતાતુર્ક (ઈ.સ.૧૮૮૧-૧૯૩૮) જે તે વિચારસરણીનું બીજું નામ છે. તેઓ આ મામલામાં સર સૈયદથી પણ આગળ હતા. તુર્કીમાં પશ્ચિમી શિક્ષણ અને સંસ્કૃતિના પ્રચારથી કમાલ અતાતુર્કનો હેતુ ક્યો હતો, તેનો અંદાજો આનાથી થાય છે. કમાલ અતાતુર્ક અને તેમના સાથીઓની નજીક "યુરોપિય દિશામાં પ્રવાસ" હતો. યુરોપિય દિશામાં સફરનું કાર્ય એટલું અગત્યનું હતું કે, માત્ર રોમન શૈલી પ્રચલિત કરવા અને તુર્કી પ્રજાને હેટ (ગોરા લોકોનો ટોપો) પહેરાવવા હજારો લોકોને એવી રીતે મારવામાં આવ્યા, જેમકે તેઓ દેશના ગદ્દાર હોય.

આ અનુકરણીય વિચારનું પરિણામ એ હતું કે, આપણા એ બધા વિદ્વાનોનું ધ્યાન માત્ર યુરોપની સંસ્કૃતિ અને સભ્યતા તેમજ તેની ભાષા તરફ લાગેલું રહ્યું. વિજ્ઞાન અને ટેકનોલોજી પશ્ચિમી કૌમોની પ્રગતિનું અસલ રહસ્ય છે. અતાતુર્કે મુસલમાનો માટે વિજ્ઞાન અને ટેકનોલોજીના ફેલાવા માટે વધારે પ્રયત્નો ન કર્યા. સર સૈયદે તો સ્પષ્ટ રીતે મુસલમાનો માટે ટેકનિકલ શિક્ષણનો વિરોધ કર્યો હતો અને ઉચ્ચ પ્રકારના વૈચારિક જ્ઞાનને સૌથી વધારે મહત્વ આપ્યું. આ તે સમયના આધુનિક શિક્ષણના

સમર્થકોની દૃષ્ટિ હતી. તે લોકોએ પોતાનું ધ્યાન તેની ઉપર લગાવ્યું કે, પશ્ચિમી સભ્યતા અને યુરોપની સંસ્કૃતિ અપનાવતું એક જૂથ તૈયાર થઈ જાય. કમાલ અતાતુર્કના પરિવર્તન અને રશિયન સામ્યવાદ પરિવર્તનમાં થોડાક જ વર્ષોનું અંતર છે. પરંતુ આશ્ચર્યની વાત છે કે, રશિયા આજે પ્રગતિના પંથે પહોંચી ગયું છે અને તુર્કી હજુ સુધી પૃથ્વી પર સ્થિરતાથી સ્થાન પ્રાપ્ત કરી શક્યું ન હતું. (હાલમાં જે ઝડપી પ્રગતિ થઈ તે આ યુરોપના આંધળા અનુકરણથી છૂટકારો અને ઇસ્લામી જીવનશૈલી અપનાવતી તૈયબ અરદગાનની નિતીઓને લઈને છે.)

યુરોપ જે દૃષ્ટિએ આપણા જ્ઞાન તરફ વધ્યું તે એ હતું કે, મુસલમાનોથી તેમનું જ્ઞાન અને કળા મેળવીને તેના દ્વારા તેમને જ પરાજય આપવો. એ વસ્તુઓને તેણે સમયની શક્તિ સમજી અને તેને પોતાના દુશ્મનથી મુકાબલો કરવામાં વાપરી. યુરોપે પોતાની આ ચળવળને 'પૂર્વનું અનુકરણ' અથવા 'મુસ્લિમોનું અનુકરણ' એવું નામ ન આપ્યું, બલ્કે તેને ધર્મયુદ્ધ કહ્યું. તેનો ભાવાર્થ એ હતો કે, મુસ્લિમો સાથેની લડાઈમાં પરાજય પછી હવે નવી યુક્તિથી સફળ થાય અને જ્યારે તેઓ નવી યુક્તિથી પરિવર્તન લાવવામાં સફળ થઈ ગયા તો તેમણે કહ્યું કે, તેમની ખોવાયેલી પૂંજી ફરી તેમને મળી છે. તેથી યુરોપે આ પરિવર્તનને પુનર્જીવન (Renaissnce) એવું નામ આપ્યું. આ ફ્રાંસી શબ્દ છે. તેનો અર્થ છે નવજીવન (Rebirth) એટલે આ કોઈ અન્યથી પ્રાપ્ત કરેલ વસ્તુ નથી, બલ્કે આ યુરોપની પોતાની જ પૂંજી છે, જે તેણે બીજી વખત પ્રાપ્ત કરી છે. યુરોપે લેતી વખતે ભલે તે જ્ઞાન મુસલમાનો પાસેથી મેળવ્યું, પરંતુ તેણે હાલની કડીને છોડીને તેનો સબંધ ભૂતકાળ સાથે જોડી દીધો અને તેને પશ્ચિમના એક દેશ યુનાનની વસ્તુ કહીને નવજીવન નામ આપ્યું. તેની વિરૂદ્ધ મુસલમાનોએ એવું ન કર્યું. યુરોપ જે વસ્તુ મુસલમાનોને આપી રહ્યું હતું, તે વધારા સાથે તે જ હતું જે મુસલમાનોએ યુરોપને આપ્યું હતું. મુસલમાનો પશ્ચિમી જ્ઞાન તરફ અનુકરણના વિચાર સાથે આગળ વધ્યા. તેમનું આ કાર્ય સર સૈયદના

શબ્દોમાં "યુરોપનું અનુકરણ" અને અતાતુર્કના શબ્દોમાં "યુરોપિય દિશામાં પ્રવાસ"ના સામ્ય અર્થો હતા. વૈચારિક તફાવતનું આ પરિણામ આવવાનું હતું કે, યુરોપ આપણાંથી જ્ઞાન પ્રાપ્ત કરીને આપણને પરાજય આપે અને તેની વિરૂદ્ધ આપણે પશ્ચિમથી જ્ઞાન શિખીને માત્ર યુરોપના ભૂંડા અનુકરણ કરનારા સાબિત થઈએ.

મુસ્તફા કમાલની ચળવળનું અંતિમ ધ્યેય એ હતું કે, તુર્ક પ્રજા હેટ (ગોરા લોકોનો ટોપો) અને પાટલૂન પહેરવા લાગે અને સર સૈયદનું ધ્યેય એ હતું કે, મુસ્લિમ યુવાનો પશ્ચિમના સાહિત્યમાં નિપુણ-નિષ્ણાંત બને. સ્પષ્ટ છે કે, આ રીતે પશ્ચિમ તરફ આગળ વધવાનું પરિણામ જે આવવાનું હતું, તે આવીને જ રહ્યું.

આ ઈતિહાસ જ્યાં એક બાજુ આપણી ભૂલ બતાવે છે, હવે આપણે શું કરવું જોઈએ. આપણે તે કરવું જોઈએ, જે પશ્ચિમ કૌમોએ આપણી સાથે કર્યું. પશ્ચિમી જ્ઞાનને એટલા માટે શીખે કે તેના દ્વારા પશ્ચિમની સંસ્કૃતિને પરાજિત કરીને ઈસ્લામને વિજયી બનાવવામાં આવે. જો આપણી અંદર આ વિચાર પેદા થઈ જશે, તો તે પરિણામ જાહેર થશે, જે પશ્ચિમી કૌમો માટે આપણા મુકાબલામાં જાહેર થયું હતું.

## વિજ્ઞાનની હકીકત-સચ્ચાઈ :

જ્ઞાનના જે ક્ષેત્રને આપણે વિજ્ઞાન કહીએ છીએ, તેનું બીજુ નામ સૃષ્ટિનું જ્ઞાન છે. તેમાં માનવીનું જ્ઞાન પણ દાખલ છે. વિજ્ઞાનની ચાવી સૃષ્ટિના કુદરતી હાલાત અને પ્રસંગોના અથવા બીજા શબ્દોમાં કુદરતના દર્શનના અનુભવો છે. જે આપણી પાંચ ઈન્દ્રિઓથી અમલમાં આવે છે. વૈજ્ઞાનિકો સૃષ્ટિથી કેટલાક પરિણામો કાઢે છે, પછી એ પરિણામોને એક વ્યવસ્થિત સંસ્થા એકત્રિત કરે છે. દરેક યોગ્ય વૈજ્ઞાનિક પરિણામને આપણે એક જ્ઞાનની હકીકત અથવા કુદરતનો કાનૂન સમજીએ છે. અનુભવોને કારણે આવનારા પરિણામો અથવા સંશોધનોને જ્યારે વ્યવસ્થિત રીતે તૈયાર કરવામાં આવે તો આપણે તેને વિજ્ઞાન કહીએ છીએ.

## વૈજ્ઞાનિક સંશોધનના ચાર તબક્કા :

કેટલીક વખતે વૈજ્ઞાનિકો સૃષ્ટિના હાલાત અને બનાવોનો અનુભવ પરોક્ષ રીતે તેમની કુદરતી પરિસ્થિતિમાં કરે છે અને આ હેતુ માટે તેનું સંશોધન કરે છે અને જાતે તેની નજીક જાય છે. પરંતુ કેટલીક વખતે તેઓ પોતાની પ્રયોગશાળાઓમાં સૃષ્ટિની સ્થિતિ અને બનાવોને પ્રાકૃતિક રીતે પેદા કરીને તેનો અનુભવ કરે છે. જાણે તેને પોતાની નજીક લાવે છે. પરંતુ ભલે વૈજ્ઞાનિકો સૃષ્ટિના સર્જનની નજીક જાય અથવા તેને પોતાની નજીક લાવે, બંને પરિસ્થિતિમાં તે સૃષ્ટિના અનુભવો અને સંશોધનો માટે પોતે સહુલતો પેદા કરે છે. વૈજ્ઞાનિકોના આ પ્રયત્નોને અનુભવનું નામ આપવામાં આવે છે. અનુભવોનો હેતુ વિચાર-વિમર્શ પછી પરિણામ કાઢવું. કેટલીક વખતે ઘણી વૈજ્ઞાનિક વાસ્તવિક્તાઓ મળીને એક એવી હકીકત તરફ નિર્દેશ કરે છે, જે પ્રત્યક્ષ અનુભવોથી સાબિત થતા નથી. જો કે તે છતાં તે કેટલીક સાબિતીઓને વ્યવસ્થિત કરે છે. તેથી વૈજ્ઞાનિકો તેને પોતાની વૈજ્ઞાનિક હકીકતોમાં દાખલ કરે છે. તેનું કારણ એ છે કે, એમ કર્યા વગર તેની અલગ-અલગ વૈજ્ઞાનિક વાસ્તવિક્તાઓ સમજી શકાતી નથી અને તેમાં કોઈ બૌદ્ધિક સંગઠન અથવા એકતા પેદા થતી નથી. પરંતુ આ દૃષ્ટિ પણ ત્યાં સુધી કે વૈજ્ઞાનિક વાસ્તવિક્તાઓ તેને ખોટી સાબિત ન કરે. એક વૈજ્ઞાનિક હકીકતનું મહત્વ રાખે છે. કારણ કે તે પણ આપણા અનુભવોના પરિણામમાં દાખલ છે.

વૈજ્ઞાનિકોના સંશોધનનો હેતુ સૃષ્ટિનો અભ્યાસ અને તેનું નિરીક્ષણ છે. તેને વૈજ્ઞાનિક સંશોધનો (Scientific Method) કહે છે. આવા વૈજ્ઞાનિકોના સંશોધનોના ચાર તબક્કા છે :

(૧) પ્રયોગ કરવો (Experiment)
(૨) નિરીક્ષણ (Observation)
(૩) અનુમાન (Inference)
(૪) પદ્ધતિસરનું અનુમાન (Systemalization of Inferences)

## વિજ્ઞાનના ત્રણ પ્રકાર (પ્રાકૃતિક, જીવવિજ્ઞાન અને મનોવિજ્ઞાન)

સૃષ્ટિના ત્રણ વિભાગો છે : (૧) મૂળભૂત તત્વ, જેમાંથી કોઈ વસ્તુ બનાવી શકાય. (૨) સજીવો અને (૩) માનવીનું મન. તેની તુલનામાં વિજ્ઞાનના પણ ત્રણ મોટા વિભાગો છે :

(૧) શારીરિક (ભૌતિક) જ્ઞાન (Physical Sciences)
(૨) જીવવિજ્ઞાન (Biological Sciences)
(૩) મનોવિજ્ઞાન (Psychological Sciences)

## શારીરિક (ભૌતિક) વિજ્ઞાન (Physical Sciences) :

આ સૃષ્ટિમાં પૃથ્વી અને આકાશની વિવિધ વસ્તુનો સંગ્રહ છે. પ્રાકૃતિક સબંધિત બધું જ્ઞાન તેના સંદર્ભે આવે છે. પ્રાકૃતિક વિજ્ઞાનમાં ભૌતિકશાસ્ત્ર (Physics), ખગોળવિદ્યા (Astronamy), સૃષ્ટિ રચના (Cosmology), ભૂગોળ (Geography), રસાયણશાસ્ત્ર (Chemistry), પુરાત્વવિદ્યા (Archaeology), ભૂસ્તરશાસ્ત્ર (Geology), હવામાનશાસ્ત્ર (Meteorology), ભૂમિતિ (Geometry), વાસ્તુવિદ્યા (Architectonics), ઈલેક્ટ્રોનિક વિજ્ઞાન (Electronics) અને કમ્પ્યુટર જ્ઞાન વગેરે આવે છે. આ જ્ઞાનનું ક્ષેત્ર પોતાના વર્તુળમાં સિમિત છે.

## જીવવિજ્ઞાન (Biological Sciences) :

વિજ્ઞાનમાં જીવવિજ્ઞાનને એક મહત્વનું સ્થાન પ્રાપ્ત છે. આ ક્ષેત્રમાં જીવન અને તેની વૃદ્ધિ વિશેનો ખ્યાલ સ્પષ્ટ કર્યો છે. તેમાં બધા પ્રકારના સજીવો આવી જાય છે. માનવી અને પ્રાણી, જીવજંતુઓ, દરિયાઈ જીવો અને વનસ્પતિ વગેરે તેના મુખ્ય વિષયો છે. જીવવિજ્ઞાન (Biology), ગર્ભ વિજ્ઞાન (Embryology), પ્રાણીશાસ્ત્ર (Zodogy), શરીરવિદ્યા (Anatomy), શસ્ત્રક્રિયાનું જ્ઞાન (Surgery), વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન (Botany) વગેરે તેમાં આવે છે. ધ્યાન રહે કે આ વિજ્ઞાન માત્ર દુનિયાના જીવન ઉપર ચર્ચા કરે છે. એટલે કે શરીરના વિવિધ ભાગો ઉપર સંશોધન કરે છે. પરંતુ માનવીના

આત્મીય જીવન પર કોઈ ચર્ચા થતી નથી. તેને માનવીના પહેલા અને મૃત્યુ પછીના જીવન સાથે કોઈ સબંધ નથી. આ ચર્ચા આ ક્ષેત્રનો વિષય નથી.

## મનોવિજ્ઞાન (Psychological Sciences) :

તેને સામાજિક વિજ્ઞાન તરીકે પણ ઓળખાવી શકાય. તે માનવીના વર્તનની ખાસિયત-પ્રણાલિકા ઉપર ચર્ચા કરે છે અને તેના ખ્યાલ અને દૃષ્ટિ વિશે ચર્ચા કરે છે. મનોવિજ્ઞાનના વિવિધ વિભાગો છે. દા.ત. ફિલોસોફી (Philosophy), નીતિશાસ્ત્ર (Ethics), મનોવિજ્ઞાન (Psychology), કાનૂન (Law), પત્રકારિત્વ (Journalism), શિક્ષણ (Education), સાહિત્ય (Literature), રાજનીતિશાસ્ત્ર (Political Science), આર્થિક (Economics), ઈતિહાસ લેખન (Histiography), સમાજશાસ્ત્ર (Sociology) અને બધા રમુજી જ્ઞાન (Finearts) તેમાં આવે છ. અહીંયાં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે, આ બધી વિદ્યા અને કળા માનવી ઉપર અને તેના કાર્ય ઉપર અસર પહોંચાડીને તેના વ્યક્તિત્વને મેલુ અથવા સ્વચ્છ બનાવે છે. જો કે ધાર્મિક બાબતોમાં આવનાર અપ્રાકૃતિક વિદ્યા સુધી પહોંચવા માટે આ જ્ઞાન જરૂરી નથી.

## ઈસ્લામ અને વિજ્ઞાનમાં પરસ્પર વિરોધના કારણો :

વિજ્ઞાન અને ઈસ્લામમાં વિરોધ કેમ છે ? જ્યારે કે ઈસ્લામ સ્વયં વિજ્ઞાનની પ્રેરણા આપે છે. એટલા માટે કે ઈસ્લામી જ્ઞાન પૂર્ણ છે અને વિજ્ઞાન માત્ર તેનો એક ભાગ. પૂર્ણ વસ્તુ અને તેના ભાગમાં સંઘર્ષ (Conflict) અશક્ય છે. ધર્મ અને વિજ્ઞાન પર પોતે પોતાની રીતે સંશોધન કરનારાઓ માટે એક પડકાર છે કે, ધર્મ અને વિજ્ઞાન વચ્ચે કોઈ વિરોધ નથી. જો કોઈ એવું સમજે કે ધર્મ અને વિજ્ઞાનમાં વિરોધ છે, તો તેમાં બેમાંથી એક વાત નક્કી હશે. એક સંભાવના તો એ છે કે, તે ધર્મની સહીહ સમજ ધરાવતો નથી અથવા તે વિજ્ઞાનને બરાબર સમજ્યો નથી. બીજું એ પણ શક્ય છે કે, તેણે જે દૃષ્ટિથી જોયું, વાંચનના અભાવે તે તેને સ્પષ્ટ ન કરી શક્યો. જો કોઈ મામલાને સત્ય રીતે દરેક બાજુથી જોઈ સમજવામાં આવે તો ધર્મ અને વિજ્ઞાનમાં કોઈ

વિરોધાભાસ નથી. કારણ કે ઈસ્લામની દૃષ્ટિએ ધર્મ અને વિજ્ઞાન બંને સત્ય ધર્મના ભાગ છે.

વિજ્ઞાનનું કાર્યક્ષેત્ર અનુભવો પર આધારિત છે, જ્યારે ધર્મ નીતિમત્તા અને અંતરાત્મા સાથે સબંધ ધરાવે છે. અમે ધર્મ અને વિજ્ઞાનમાં વિરોધ પર મુખ્ય ત્રણ બાબતો વર્ણવીએ છીએ :

## ૧. પાયાનો તફાવત :

ધર્મ અને વિજ્ઞાનમાં વિરોધનું અગત્યનું કારણ એ છે કે, બંનેના હેતુઓ અલગ-અલગ છે. હકીકતમાં વિજ્ઞાનનો વિષય 'જ્ઞાન' છે, જ્યારે ધર્મનો વિષય 'ઈમાન' છે. જ્ઞાન એક કાલ્પનિક છે. એટલા માટે તેમાં ભૂલ થવાની વધુ શક્યતાઓ છે. બલ્કે વિજ્ઞાનની પ્રગતિ જ ભૂલની લાંબી દાસ્તાન છે. જ્યારે બીજી બાજુ ઈમાનની બુનિયાદ કલ્પનાને બદલે વિશ્વાસ પર છે. એટલા માટે તેમાં ભૂલ થવાની કોઈ શક્યતા નથી.

ઈમાનના સંદર્ભમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : "જેઓ ગૈબની (અદૃશ્ય અને જાહેરમાં અસંભવિત લાગતી) વસ્તુઓ પર યકીન રાખે છે."

*(સૂરહ બકરહ : ૩)*

એટલે ઈમાન ધર્મનો પાયો છે, અનુભવોનો નહીં. બલ્કે અવલોકનો વગર પ્રાપ્ત થાય છે. ઈમાન એ સત્ય હકીકતોનો સ્વીકાર કરવાનું નામ છે, જે પ્રયોગોમાં નથી આવતું અને અદૃશ્ય રહે છે. તે આપણને આપણા નિર્માણ કરેલા જ્ઞાનથી પ્રાપ્ત થઈ શકતું નથી, બલ્કે અનુભવો અને અવલોકનો વગર માત્ર અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.)ના બતાવવાથી સમજમાં આવે છે. તેની વિરૂદ્ધમાં આપણને જે ચીજો દેખાય છે તથા જેના વિશે હકીકતો અને અનુભવો આપણા જીવનમાં આવે છે, તેનું નામ વિજ્ઞાન છે. માટે વિજ્ઞાન માનવીના અનુભવો દ્વારા સંપાદિત થયેલ જ્ઞાન છે. જ્યારે ધર્મ અલ્લાહ તઆલા તરફથી મળેલ જ્ઞાન છે. એટલા માટે વિજ્ઞાનનું જ્ઞાન શક્યતાઓ પર આધારિત છે, જ્યારે ધર્મમાં કોઈ શક્યતાઓ નથી, બલ્કે તે સત્ય નિર્ણયો પર આધારિત છે. ધર્મની બધી વાસ્તવિક્તાઓ દૃઢતા અંત પર આધારિત

છે. એટલે ધર્મની દરેક વાત મજબૂત અને જરૂરી છે. જ્યારે વિજ્ઞાનનો પાયો અને તેની શરૂઆત અનુમાન અને ધારણા ઉપર છે. એટલા માટે વિજ્ઞાનમાં સંભાવનાઓ વધારે હોય છે. અનુમાન, અવલોકનો અને અનુભવોના વિવિધ માર્ગથી પસાર થઈ કોઈ ચીજ કાનૂન બને છે. અને આગળ જઈને તે જ્ઞાન હકીકત બને છે. વિજ્ઞાનની વાસ્ત-વિક્તાની સ્થિતિ એવી છે કે, જે હકીકતોને આપણે વારંવાર બુદ્ધિ દ્વારા પારખીએ છીએ અને ત્યાર પછી તેને કાનૂનનો દરજો આપીએ છીએ, તેમાં પણ ઘણી વખતે ફેરફાર કરવામાં આવે છે. માટે આ મોટા તફાવતને કારણે ધર્મ અને ઈસ્લામમાં ટકરાવ પેદા થાય છે.

## ૨. પદ્ધતિઓમાં તફાવત :

ધર્મ અને વિજ્ઞાનમાં કોઈ પણ પ્રકારનો વિરોધાભાસ ન હોવાનું બીજું કારણ બંનેની પદ્ધતિઓ અલગ-અલગ છે. તેને કારણે બંનેમાં ટકરાવ પેદા થવાની કોઈ શક્યતા જ નથી. તેનું ઉદાહરણ એવું સમજો કે એક જ સડક પર ચાલનારી બે કારો સામ-સામે આવી રહી હોય તો તે બંને ટકરાઈ શકે છે. એવી રીતે શક્ય છે કે સ્ટેશન માસ્તરની ભૂલથી બે રેલગાડીઓ ટકરાઈ જાય, પરંતુ એ શક્ય નથી કે કાર અને હવાઈ-જહાઝ અથવા કાર અને સમુદ્રી જહાઝ ટકરાઈ જાય. એટલા માટે અશક્ય છે કે, બંનેના માર્ગો અલગ-અલગ છે. કારને સડક પર ચાલવાનું છે અને સમુદ્રી જહાઝને સમુદ્રમાં અને હવાઈજહાઝને હવામાં. જેવી રીતે સમુદ્ર અને સડક પર ચાલનારા વાહનો ટકરાઈ શકતા નથી, એવી રીતે ધર્મ અને વિજ્ઞાનમાં કોઈ ટકરાવ શક્ય નથી. કારણ કે વિજ્ઞાનનો સબંધ ભૌતિકતાથી છે, જ્યારે ધર્મનો સબંધ મૃત્યુ પછીના જીવન સાથે છે. બીજા શબ્દોમાં સમજીએ તો વિજ્ઞાન પ્રકૃતિ ઉપર ચર્ચા કરે છે, જ્યારે ધર્મની ચર્ચા આખિરત (પરલોક)ની છે. માટે આ બંને વચ્ચે કોઈ પણ સંજોગોમાં ટકરાવ શક્ય નથી.

## 3. પ્રગતિ અને ભૂલમાં તફાવત :

ત્રીજી દલીલ પણ ખૂબ જ અગત્યની છે. અને એ કે, પાક પરવરદિગાર

સર્જનહારે દુનિયામાં અનેક વ્યવસ્થા ગોઠવી છે. જે પોતપોતાની રીતે કાર્યશીલ છે. દા.ત. માનવી, પ્રાણીઓ, વનસ્પતિ, વાતાવરણ, મોસમ અને આકાશ વગેરે. આ બધા ક્ષેત્રોમાં સંશોધન કરવું વિજ્ઞાનનું કાર્યક્ષેત્ર છે. બીજી બાજુ ધર્મ એ બતાવે છે કે, આ બધું સર્જન અલ્લાહપાકનું છે, માટે વિજ્ઞાનની જવાબદારી છે કે અલ્લાહ તઆલાના સર્જનને સમજે અને તેની ઉપર સંશોધન કરે તથા સૃષ્ટિમાં છૂપાયેલી વાસ્ત-વિક્તાને લોકો સમક્ષ લાવે, જેથી લોકો અલ્લાહપાકને ઓળખે.

અલ્લાહપાકની બનાવેલ આ સૃષ્ટિમાં સંશોધન દરમ્યાન વૈજ્ઞાનિકોને વારંવાર પ્રગતિ અને ભૂલો (Trial & Error)થી પસાર થવું પડે છે. એક વસ્તુના પ્રથમ સંશોધન પછી તેને વાસ્તવિક્તાનું સ્વરૂપ આપવામાં આવે છે. અને વધુ સંશોધન પછી પહેલા સંશોધનમાં ભૂલ માલૂમ પડે છે. અને તેને રદ્દ કરવામાં આવે છે. એટલા જ માટે વિજ્ઞાનમાં કોઈ દૃષ્ટિકોણને હંમેશા માટે યકીની અને ચોક્કસ હોતો નથી. ફેરફારની શક્યતાઓ હંમેશા રહે છે. જ્યારે ધર્મ (ઇસ્લામ) પ્રગતિ અને ભૂલથી સંપૂર્ણ સુરક્ષિત છે. કારણ કે તે અલ્લાહ તરફથી અર્પણ કરેલ જ્ઞાન છે, જે સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર ઝાત છે.

ધર્મ આખિરતની સાથે સાથે આ દુનિયા વિશે પણ ઘણી માહિતી પૂરી પાડે છે. આપણે વિજ્ઞાનથી આ સૃષ્ટિને ધર્મની રોશનીમાં આપણા માટે ઉપયોગી બનાવી શકીએ છીએ. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : "અને (એવી જ રીતે) જે કંઈ આકાશોમાં છે તથા જે કંઈ પૃથ્વીમાં છે, તે સૌને પોતાના તરફથી તમારા માટે કામે લગાડ્યા. બેશક, એમાં તે લોકો માટે નિશાનીઓ છે, જેઓ લક્ષ આપે છે." *(સૂ.જાષિયહ : ૧૩)*

જ્યાં સુધી ધર્મનો સબંધ હતો, તેને માનવીએ એ વાસ્તવિક્તાથી જાણકારી અપાવી કે, પૃથ્વી અને આકાશ વચ્ચે જેટલી વસ્તુઓ ફેલાયેલી છે, બધી માનવી માટે ફેલાવવામાં આવી છે. હવે માનવીનું કાર્ય છે કે તે વિજ્ઞાનને કારણે સૃષ્ટિની દરેક વસ્તુને પોતાની સફળતા માટે ઉપયોગી બનાવે.

પશ્ચિમની સંસ્કૃતિએ માનવીને શું આપ્યું ? અને ઇસ્લામ શું આપે છે?

કહેવાય છે કે, આધુનિક સંસ્કૃતિએ ધર્મને પ્રાચીન અને બિનજરૂરી સાબિત કરી દીધો છે.

તે કઈ બાબત છે, જે પશ્ચિમની સંસ્કૃતિએ માનવીને આપી છે ? તે છે આધુનિક યુગની સવારીઓ, નવા પ્રકારના મકાનો, નવા સાધનો દ્વારા મિલન, નવા પ્રકારનો પોશાક. ટૂંકમાં દુનિયામાં જીવન વિતાવવા માટે નવા પ્રકારના સાધનો જે પહેલાના મુકાબલામાં વધારે આરામદાયક, વધારે સુંદર અને વધારે સ્ફૂર્તિલા કાર્યો છે. પ્રશ્ન એ છે કે, આ પ્રકારના સાધનોથી ખુદા અને ધર્મ પર અકીદો રાખવા અને ન રાખવાનો શું સબંધ છે ?

શું કોઈની પાસે આધુનિક પ્રકારનું મકાન અને વાહન હોવાનો અર્થ એ છે કે, તેના માટે ખુદાનું અસ્તિત્વ બાકી રહેતું નથી. શું તાર-ટેલિફોન દ્વારા સંદેશા મોકલવાથી વહી અને દિવ્ય પ્રેરણાના અકીદાનું ખંડન થઈ જાય છે ? શું હવાઈજહાઝ અને રૉકેટથી વાતાવરણમાં ઉડવાનો અર્થ એ છે કે આખિરતનું અસ્તિત્વ નથી ? શું સ્વાદિષ્ટ ભોજન, સુંદર પોશાક અને આધુનિક ફર્નિચરથી સ્વર્ગ અને નર્કને માનવાની જરૂરત બાકી રહેતી નથી? શું એસેમ્બલી અને પાર્લામેન્ટની શાનદાર ઈમારતોમાં બેસીને કેટલાક લોકોનું કાનૂન ઘડવું એ સાબિત કરે છે કે, શરીઅતના કાનૂન નિરર્થક બની ગયા ?

નવા સાધનો અને આધુનિક ચીજ-વસ્તુઓની અગત્યતાનો સ્વીકાર કરીને આપણે એ સમજવાથી લાચાર છીએ તેમનો ધર્મની સચ્ચાઈના સ્વિકાર અથવા અસ્વિકારથી શું સબંધ છે ?

## ધર્મનો સબંધ વેલ્યુ-મૂલ્યોથી છે, ન કે સંસ્કૃતિના પ્રદર્શનથી :

સંસ્કૃતિના પ્રદર્શનો બદલાતા રહે છે, પરંતુ જીવનના મૂલ્યમાં ક્યારેય ફેરફાર થતો નથી. આધુનિક સમયની ઝડપી સવારીઓ (વાહનવ્યવહાર)એ પ્રાચીન સમયની ધીમી ગતિની સવારીઓને પ્રાચીન બનાવી દીધી છે. પરંતુ તેની અગત્યતા પોતાની જગ્યાએ બાકી છે કે, માનવી વાહનો બનાવવામાં અને ઉપયોગ કરવામાં ક્યા નીતિ-નિયમોનો ખ્યાલ રાખે. આધુનિક સંદેશા વ્યવહારના સાધનોએ પ્રાચીન સમયના સંદેશા વ્યવહારના સાધનોને નિરર્થક

સાબિત કરી દીધા છે, પરંતુ આ પ્રશ્નની અગત્યતામાં આજે પણ કોઈ તફાવત નથી કે, એ સંદેશાના સાધનો જૂઠને ફેલાવવા માટે વપરાય છે અથવા સત્યને ફેલાવવા માટે.

પાર્લામેન્ટના સભ્યો જાતે ચાલીને સંસદ ભવનમાં પહોંચે અથવા હવાઈજહાઝમાં ઉડીને આવે, તેમના સિદ્ધાંતની અગત્યતા આજે પણ બાકી રહેશે કે, તેમના કાનૂન ઘડવાનું કાર્ય શરીઅત પ્રમાણે જ થવું જોઈએ. કોર્ટો ભલે પતરાની હોય અથવા આલિશાન હોય, એમનું કાર્ય સમાન રીતે બાકી રહેશે કે, અદાલતોએ એવી રીતે કાર્ય કરવું જોઈએ કે કોઈ વ્યક્તિ પોતાના અધિકારથી વંચિત ન રહે અને ન કોઈ વ્યક્તિ પોતાના પાપની સજા મેળવ્યા વગર રહે.

નિઃશંક, વિજ્ઞાને આપણને ઘણી નવી વાતો બતાવી છે, પરંતુ ધર્મ જે પ્રશ્નનો જવાબ છે, તેનો આ શોધોથી કોઈ સબંધ નથી. આ પ્રકારની શોધો જો આધુનિક સમયના મુકાબલામાં અરબો-ખર્વો ગણી વધી જાય, તો પણ ધર્મની આવશ્યક્તા બાકી રહેશે. કારણ કે આ શોધો માત્ર થનારી ઘટનાઓની જાણકારી આપે છે. આ ઘટનાઓ કેમ બને છે અને તેનો અંત શું છે તેનો જવાબ આ શોધોમાં નથી. આ બધી જ શોધો માત્ર વચ્ચેની સમજૂતી-છણાવટ છે. જ્યારે ધર્મની જગ્યા લેવા માટે જરૂરી છે કે, તે અંતિમ અને બધી સર્વગ્રહી સમજુતીઓ મેળવે.

તેનો દાખલો એવો થયો કે કોઈ યંત્ર ઉપર ઢાંકણ હોય તો આપણે માત્ર એટલું જ જાણતા હોઈએ છીએ કે તે ચાલી રહ્યું છે. જો ઢાંકણ ઉપાડી લેવામાં આવે તો આપણે જોઈ શકીશું કે બહારનું ચક્ર કેવી રીતે એકબીજા ચક્ર દ્વારા ફરી રહ્યું છે. અને તે ચક્ર કેવી રીતે બીજા ઘણા બધા સ્પેરપાર્ટસથી મળી ગતિમાન છે. અહીં સુધી થઈ શકે છે કે, આપણે તેના દરેક સ્પેરપાર્ટસ અને તેના સંપૂર્ણ ચલનથી વાકેફ થઈ જઈએ. પરંતુ શું આ જ્ઞાનનો અર્થ એ છે કે આપણે યંત્રના સર્જક તથા તેની ગતિના રહસ્યથી પણ વાકેફ થઈ ગયા. શું કોઈ મશીનની કાર્યપદ્ધતિ જાણી લેવાથી એ પુરવાર થઈ જાય છે કે તે આપોઆપ સર્જાઈ છે ? અને તે આપોઆપ કાર્ય કરી રહી છે ? જો

એવું નથી તો સૃષ્ટિની કાર્યપદ્ધતિની કેટલીક ઝલકો જોઈ લેવાથી આ કેવી રીતે પુરવાર થઈ ગયું કે સમગ્ર કારખાનું સ્વયંભૂ છે અને સ્વયંસંચાલિત છે.

હેરીઝે (A. Harris) આ જ વાત કહી હતી, જ્યારે તેણે ડાર્વિનિઝમ ઉપર ટિકા કરતાં કહ્યું : “Nature selection may explain the survival of the fittest, but cannot explain the arrival of the fittest.” *(Revolt against reason by A. Lunn, p.133)*

અર્થાત્ પ્રકૃતિની પસંદગી (નો સિદ્ધાંત) સર્વોત્તમ જીવો ટકી રહ્યા તેની વ્યાખ્યા કરી શકે છે, પરંતુ (આ) સર્વોત્તમ જીવો કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા તેની વ્યાખ્યા આપી નથી શકતો.

આધુનિક વિચારોની એક કમજોરી છે કે, તે સામાન્ય ઘટનાથી ઘણી મોટી અસામાન્ય વાત સાબિત કરે છે. હાલાંકે તર્ક પ્રમાણે આ વાત સાબિત કરવા માટે તેમની પાસે કોઈ વજનદાર અને પ્રભાવશાળી દલીલ નથી હોતી.

## બુધ્ધિશાળીઓની આધાર વગરની બકવાસ :

વાસ્તવિક્તા એ છે કે, ધર્મની સચ્ચાઈની સાબિતી એ છે કે, તેને છોડ્યા પછી બુદ્ધિશાળીઓ પર આધાર વગરની વાત કહેવા લાગે છે. ત્યાર પછી વ્યક્તિ પાસે સમસ્યાઓ પર વિચાર કરવાનો સમય બાકી રહેતો નથી. ધર્મ વિરોધીઓની યાદીમાં જેમના નામો છે, તેમાંથી ઘણા ખૂબ જ વિદ્વાન અને બુદ્ધિશાળી છે. અપડેટ મગજ, સમયને અનુરૂપ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરીને આવ્યા છે. પરંતુ એ બુદ્ધિશાળીઓએ એવી અર્થહીન વાતો લખી છે કે સમજમાં નથી આવતું કે તે લખતી વખતે એમનું મગજ ક્યાં જતું રહ્યું હતું. એ બધુ સાહિત્ય અવિશ્વસનીય, વિરોધી અને બકવાસ છે. સ્પષ્ટ વાસ્તવિક્તાની ઉપેક્ષા કરવી અને સામાન્ય તણખલાને સહારે પુલ બનાવવો એ તેમનું કાર્ય છે. આ પરિસ્થિતિ એ વાતને સાબિત કરે છે કે, તેમની દલીલની જમીન અને ભૂમિકા સત્ય નથી. કારણ કે વર્ણન અને દલીલોની આ ખરાબીઓ માત્ર ગલત દલીલોની વિશેષતા છે. સત્ય દલીલોમાં આ વસ્તુ ક્યારેય જોવા મળતી નથી.

ધર્મની સચ્ચાઈ અને ધર્મ વિરોધીઓની દૃષ્ટિબિંદુની ભૂલ તેનાથી પણ સ્પષ્ટ છે કે, ધર્મનો સ્વીકાર કરીને જીવન અને સૃષ્ટિનો જે નકશો તૈયાર થાય છે, તે એક સુંદર નકશો છે. તે માનવીના ઉચ્ચ વિચારોથી એવી રીતે સબંધ રાખે છે, જેવી રીતે ભૌતિકતા. તેની વિરૂદ્ધ ધર્મ વિરોધી વિજ્ઞાન દ્વારા જે નકશો બને છે, તે માનવીના મગજથી બિલ્કુલ સબંધિત નથી.

## વૈજ્ઞાનિકોનો પક્ષપાત, નુબૂવ્વતના સ્વીકારથી સ્વતંત્રતા છીનવાઈ જવાનો ડર :

જેમ્સ જિન્સે પોતાના પુસ્તક "રહસ્યમય બ્રહ્માંડ'માં છેલ્લે ખૂબ જ સાચું લખ્યું છે : "આપણા આધુનિક વિચારો ઘટનાઓની ભૌતિક સમજૂતિ આપી એક પ્રકારનું પક્ષપાતી વલણ રાખે છે." *(The Evidence of God : P.179)*

વિટ્ટેકર ચેમ્બર્સ (Whittaker Chambers)એ પોતાના પુસ્તક (Witness)માં એક પ્રસંગ વર્ણવ્યો છે. જે તેના જીવન માટે ટર્નિંગ પોઈન્ટ બની શકતો હતો. તે પોતાની નાની બાળકી તરફ જોઈ રહ્યો હતો કે તેની નજર બાળકીના કાન ઉપર પડી અને એકાએક તે તેની બનાવટ ઉપર વિચારવા લાગ્યો. તેણે પોતાના મનમાં વિચાર્યુ : "આ કેવી અશક્ય વસ્તુ છે કે, આવી જટિલ અને નાજુક ચીજ માત્ર સાંયોગિક (અચાનક) બની જાય. ખરેખર આ પહેલા વિચારીને નકશા દ્વારા જ શક્ય બની હશે, પરંતુ તેણે એ વિચારને ખૂબ જ જલ્દી પોતાના મગજમાંથી કાઢી નાંખ્યો. કારણ કે તેને અનુભૂતિ થઈ કે જો તે એને એક આયોજન માને તો તેનું લોજિકલ (તાર્કિક) પરિણામ એ હશે કે તેણે એ આયોજક (ખુદા)ને પણ માનવો પડશે અને આ એક એવો વિચાર હતો કે તે કબૂલ કરવા માટે તૈયાર ન હતો.

આ પ્રસંગનું વર્ણન કરતાં થોમસ ડેવિડ પાર્કસ (Thomas David Parks) લખે છે : "હું મારા પ્રોફેસરો અને રિસર્ચ સબંધિત મારા સાથીઓ-માંથી ઘણા વૈજ્ઞાનિકો વિશે જાણું છું કે કીમિયા (કેમેસ્ટ્રી) અને ભૌતિકશાસ્ત્રના વાંચન અને અનુભવો દરમિયાન તેમણે અનેક વખતે આવા અનુભવો કરવા પડ્યા હતા."

The Evidence of God in an Expanding Vunverse edited by John Clover Monsma. *(Newyork : 1958, P. 73-74)*

વિકાસ (ઉત્ક્રાંતિ)ની સચ્ચાઈ પર આધુનિક વૈજ્ઞાનિકો એકમત થઈ ગયા છે. ઉત્ક્રાંતિનો વિચાર એક બાજુ બધી શૈક્ષણિક સંસ્થાઓ પર છવાઈ રહ્યો છે. દરેક તે સમસ્યા જેને સમજવા માટે ખુદાની જરૂરત હતી. તેની જગ્યાએ અનૌપચારિક વિકાસનો એક ખૂબસુરત બુત બનાવીને મૂકી દીધો. પરંતુ બીજી બાજુ ઓર્ગેનીક (કાર્બનિક) ઉત્ક્રાંતિનો વિચાર જેનાથી બધી ઉત્ક્રાંતિના વિચારો શોધવામાં આવ્યા. હમણાં સુધી દલીલ વગર છે. અહીં સુધી કે કેટલાક વૈજ્ઞાનિકોએ સ્પષ્ટ રીતે કહી દીધું કે, આ વિચારને અમે માત્ર એટલા માટે માનીએ છીએ કે, તેનો કોઈ વિકલ્પ અમારી પાસે નથી.

સર આર્થર કૈથે ઈ.સ.૧૯૫૩માં કહ્યું હતું : “Evolution is unproved and unprovable. We believe it only because the only alternative is special creation and that is unthinkable.”

*(Islamic Thought, Dec.1961)*

એટલે વિકાસ-ઉત્ક્રાંતિ એક સાબિતી વગરનો વિચાર છે. અને તે સાબિત પણ કરી શકાય નહીં. અમે તેની ઉપર માત્ર એટલા માટે વિશ્વાસ કરીએ છીએ કે, તેનો એક માત્ર વિકલ્પ સૃષ્ટિના સર્જનનો અકીદો છે. જે વિજ્ઞાનની દ્રષ્ટિએ સમજ બહારનો છે. વૈજ્ઞાનિકો વૃદ્ધિ અને વિકાસના ખ્યાલને એટલા માટે માને છે કે, જો તેઓ તેને છોડી દેશે તો તેમને ખુદાના ખ્યાલ પર વિશ્વાસ કરવો પડશે.

સ્પષ્ટ છે કે, જે લોકો આ પ્રકારનું પક્ષપાતી વલણ અપનાવે છે તો તેઓ જગજાહેર ઘટનાઓથી પણ કોઈ બોધ ગ્રહણ કરતા નથી. આ પક્ષપાતનું પણ એક ખાસ કારણ છે. અહીંયાં હું એક અમેરિકન ભૌતિકશાસ્ત્રી વિદ્વાન (George Herbert Blount)ના શબ્દો નકલ કરીશ :

“ઈશ્વરીય કાયદાનું વાજબીપણું અને ખુદાના નકારની કમઝોર દલીલ સ્વયં એક વ્યક્તિ માટે ખુદાને અપનાવવાનું કારણ નથી બનતું. લોકોના

હૃદયમાં એ શંકા દબાયેલી છે કે, ખુદાને માનવા પછી સ્વતંત્રતાનો અંત આવી જશે. તે વિદ્વાનો જેઓ બૌદ્ધિક સ્વતંત્રતા (Intellectual Liberty)ને હૃદયથી પસંદ કરે છે. સ્વતંત્રતાની મર્યાદાઓનો કોઈ પણ ખ્યાલ તેમના માટે ખતરનાક છે.'' *(The Evidence of God : P.130)*

માટે જુલિયન હકસલીએ નુબૂવ્વતના ખ્યાલને અસહ્ય ગણ્યો છે. કારણ કે કોઈ નબીને માનવાનો અર્થ એ છે કે, તેની વાત ખુદાની વાત છે અને ફરજિયાત છે કે, નબી જે કંઈ કહે તે તમામ લોકો કબૂલ કરી લે.



# આધુનિક તત્વજ્ઞાન (ફિલોસોફી)ના આક્ષેપો-જવાબો

## વાસ્તવિક્તાઓ જાણવા માટેનો એક જ વિકલ્પ (અનુભવો અને અવલોકનો) :

ધર્મ (ઇસ્લામ)ની વિરૂદ્ધ આધુનિક યુગમાં જે મુકદમો છે, તે અસલમાં પુરાવાનો મુકદમો છે. એટલે તેનો અર્થ એ છે કે, વૈજ્ઞાનિક પ્રગતિએ વસ્તુઓની વાસ્તવિક્તા જાણવા માટે જે પધ્ધતિ અપનાવી છે, ધર્મના દાવા અને અકીદા તેની ઉપર બંધબેસતા નથી. આધુનિક પધ્ધતિમાં અનુભવો અને અવલોકનો દ્વારા વાસ્તવિક્તા જાણવાની જે પધ્ધતિ છે, તે ધર્મના અકીદા સાથે સબંધિત નથી. એટલે તેની કોઈ હકીકત અને કોઈ જ્ઞાની હેસીયત નથી.

દા.ત. અલ્લાહપાકના એકરાર માટે આપણે એ નથી કરતા કે સ્વયં અલ્લાહ તઆલાને કોઈ દૂરબીનથી બતાવવામાં આવે. બલ્કે એ રીતે સાબિત કરીએ છીએ કે, સૃષ્ટિનું સર્જન અને તેની વ્યવસ્થા એ વાતની દલીલ છે કે, તેની પાછળ અલ્લાહ તઆલાની કુદરત કામ કરે છે. એ રીતે આપણી દલીલ પ્રત્યક્ષ રીતે અલ્લાહને સાબિત કરી શકતી નથી, બલ્કે એક એવા વિચારને સાબિત કરે છે, જેને કારણે અલ્લાહપાકને માનવો પડે.

પરંતુ આ વૈજ્ઞાનિક દાવો સ્વયં સત્ય નથી. આધુનિક સંશોધનોનો અર્થ એ નથી કે, માત્ર એ જ ચીજ પોતાનું અસ્તિત્વ ધરાવે છે. જે પ્રત્યક્ષ રીતે આપણાં અનુભવમાં આવી હોય, બલ્કે પ્રત્યક્ષ અનુભવોમાં આવનારી ચીજોની બુનિયાદ પર જે અનુમાન કરવામાં આવે છે, તે પણ એવી જ

હકીકત છે જેમકે કોઈ પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું હોય. પ્રત્યક્ષ જ્ઞાન માત્ર અનુભવોને કારણે સત્ય છે અને અપ્રત્યક્ષ જ્ઞાન માત્ર અનુમાનને કારણે ગલત છે. આ વાત સો ટકા સાચી નથી, બલ્કે દરેકમાં સત્ય અને અસત્ય હોવાની શક્યતા છે.

આધુનિક યુગમાં બેશક ઘણા સાધનો અને યંત્રો શોધાય ગયા છે. તેનાથી આપણે અનુભવો અને અવલોકનો કરી શકીએ છીએ. પરંતુ આ સાધનો જે વસ્તુઓના આપણને અનુભવો કરાવે છે, તે માત્ર ઉપરથી અને બિનજરૂરી ચીજો હોય છે. ત્યાર પછી તે અનુભવો દ્વારા જે સિદ્ધાંતો સ્થાપવામાં આવે છે, તે બધા જોઈ શકાતા નથી. સિદ્ધાંતોની દૃષ્ટિએ જોવામાં આવે તો સમગ્ર વિજ્ઞાન અમુક દલીલોનું નામ છે. એટલે સ્વયં સિદ્ધાંતો એ નથી જે આપણા અનુભવમાં આવ્યા હોય. બલ્કે અનુભવોએ તો વૈજ્ઞાનિકોને એ માનવા પર મજબૂર કર્યા છે કે, અહીંયાં ફલાણી હકીકત છે. જો કે તે જાતે અનુભવમાં ન આવી હોય. કોઈ વૈજ્ઞાનિક અથવા ભૌતિકશાસ્ત્રી એનર્જી, નેચર, કુદરતી વગેરે શબ્દો વાપર્યા સિવાય એક ડગલું પણ આગળ વધી શકતા નથી. પરંતુ કોઈ પણ વૈજ્ઞાનિક એ નથી જાણતા કે, શક્તિ અથવા નેચર શું છે. તેમણે માત્ર અમુક શબ્દો નક્કી કરી લીધા છે. જેની વાસ્તવિક્તાથી વૈજ્ઞાનિકો પણ એવી રીતે અજાણ છે, જેવી રીતે ધાર્મિક શ્રદ્ધાળુઓ અલ્લાહપાકની સમજુતી અને તેની ખૂબી (વિશેષતા)થી. બંને પોતાની જગ્યાએ એક અજ્ઞાન કારણથી દુનિયા પર ગેબી વિશ્વાસ રાખે છે.

## વૈજ્ઞાનિક કથનુસાર અનુભવો અને દૃષ્ટિપાત જરૂરી નથી :

વિજ્ઞાન એ દાવો નથી કરતું અને ન કરી શકે કે, હકીકત માટે દૃષ્ટિપાત જ જરૂરી છે. જેમકે પાણી એક પ્રવાહી છે. તેને આપણે નરી આંખે જોઈ શકીએ છીએ, પરંતુ પાણીમાં હાઈડ્રોજનના બે એટમ અને ઑક્સિજનનો એક એટમ છે. એ આપણે આંખથી કે દૂરબીનથી જોઈ શકતા નથી, પરંતુ માત્ર તર્કથી જાણી શકાય છે. અને વિજ્ઞાન એ બંનેની હાજરી સ્વીકારે છે. તેમની સામે જેવી રીતે પાણી એક હકીકત છે, જે નજરે જોઈ શકાય છે, એવી રીતે તેના વિશ્લેષણમાં પણ એક હકીકત છે. જે બિલ્કુલ નજરે જોઈ

શકાતું નથી, માત્ર તર્ક દ્વારા માલુમ કરી શકાય છે. એ જ સ્થિતિ બીજી વસ્તુઓની છે.

## તર્કથી બહાર આવીને જ વાસ્તવિક્તા માલુમ કરવાનો સત્ય તરીકો (વિજ્ઞાનનો સ્વીકાર) :

એ.ઈ.મેન્ડર (A. E. Mander) લખે છે : ''જે વાસ્તવિક્તાઓ આપણને પ્રત્યક્ષ રીતે માલુમ થાય તે દેખીતી વાસ્તવિક્તાઓ છે, પરંતુ જે વાસ્તવિક્તાઓને આપણે જાણી શકીએ છીએ તે માત્ર દેખીતી વાસ્તવિક્તાઓ છે, એવું પણ નથી. તે સિવાય પણ ઘણી વાસ્તવિક્તાઓ છે. જેનું જ્ઞાન ભલે આપણે કરી શકતા નથી, છતાં આપણે તેના વિશે જાણી શકીએ છીએ. તે જ્ઞાનનું કારણ સમજ છે. એવી રીતે જે વાસ્તવિક્તાઓ માલુમ થાય તેને સમજ આધારિત કહી શકાય. અહીંયાં એક વાત સમજી લેવી જોઈએ કે બંનેમાં અસલ તફાવત તેની વાસ્તવિક્તા પર નથી, બલ્કે એક સ્થિતિમાં આપણે તેને જાણીએ છીએ અને બીજી સ્થિતિમાં તે વિશે જ્ઞાન મેળવીએ છીએ. વાસ્તવિક્તા તો વાસ્તવિક્તા જ છે. ભલે તેને પ્રત્યક્ષ જાણી અને માત્ર સમજથી જાણી શકીએ.'' *(Clearer Thinking, London 1994, P.49)*

એટલે તર્ક આધારિત દલીલોથી વાસ્તવિક્તા માલુમ કરવાનો તરીકો જ સહીહ અને યોગ્ય છે. કારણ કે દુનિયા (બ્રહ્માંડ)માં ઘણું તર્ક આધારિત છે. વિશ્વની બધી હકીકતો એકબીજા સાથે સમાનતા રાખે છે. અને તેમની વચ્ચે ખૂબ જ તરતીબ (વ્યવસ્થા) જોવા મળે છે. એટલા માટે ચિંતનનો કોઈ એવો તરીકો જે વિશ્વમાં સુમેળ અને સમતોલપણાંને આપણા ઉપર સ્પષ્ટ ન કરે, તે યોગ્ય અને સહીહ આધાર નથી થઈ શકતો.

મેન્ડર એ જણાવતાં લખે છે : ''સામે દેખાતા બનાવો માત્ર વિશ્વની હકીકતના અમુક ભાગો છે. તે બધુ જે આપણે આપણી ઈન્દ્રિયો વડે જાણીએ છીએ, તે માત્ર આંશિક અને એકબીજાથી અસબંધિત બનાવો હોય છે. જો અલગથી માત્ર તેમને જ જોવામાં આવે તો તે નિરર્થક માલુમ થશે. પ્રત્યક્ષ અનુભૂતિવાળા બનાવોની સાથે બીજા ઘણા બિનઅનુભૂતિવાળા

બનાવોને મેળવીને જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે આપણે તેનો હેતુ સમજીએ છીએ.''

વિજ્ઞાનના મતે જે 'તથ્યો'ને (દૃશ્ય, હકીકતો) જોયેલા તથ્યો (Observed Facts) કહેવામાં આવે છે. તે વાસ્તવમાં નરી આંખે જોયેલા નથી હોતા, બલ્કે જોયેલી હકીકતોના નામ પાડેલાં હોય છે, તેનું અર્થઘટન હોય છે. હવે માનવીય આંખને પરિપૂર્ણતા કહી શકાય જ નહીં, એટલે આ અર્થઘટનો પણ બધાને બધા જ ગૌણ છે. અને દૃષ્ટિ સંપન્નતામાં પ્રગતિ થવાથી તબ્દીલ થઈ શકે છે. J. W. N. Sullivan વૈજ્ઞાનિક દૃષ્ટિકોણો વિશે ટિપ્પણી કર્યા પછી લખે છે :

''વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુઓનું આ અવલોકન પૂરવાર કરે છે કે, એક સાચો વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુનો અર્થ એ છે કે, તે એક કામિયાબ વ્યવહારૂ પ્રકલ્પના (Successfull working Hypothesis) છે. તદ્દન શક્ય છે કે, વિજ્ઞાનનાં તમામ દૃષ્ટિબિંદુઓ મૂળે જ ખોટા હોય. જે દૃષ્ટિકોણો આજે આપણે અપનાવ્યા છે, તે આપણી નિરીક્ષણની સીમાઓ જોતાં તથ્ય લાગે છે. બાકી અંતિમ સત્ય આજે પણ વિજ્ઞાન વિશ્વમાં એક શાસ્ત્રીય તથા ઉપયોગી બાબત (Pragmatic Affair) છે.''

*(The limitations of Science, p.158)*

તેમ છતાં વૈજ્ઞાનિક એક પ્રકલ્પનાને જે તેણે જોયેલી ઘટનાઓની બુદ્ધિગમ્ય છણાવટ કરતી હોય, જોયેલી ઘટનાઓથી ઓછી આંકતો નથી. તે પેલી પ્રકલ્પનાને પણ એક વૈજ્ઞાનિક હકીકત જ સમજે છે. તે એવું નથી કહી શકતો કે નરી આંખે જોઈ શકાય તે હકીકતો તો વિજ્ઞાન છે, પરંતુ તે દૃષ્ટિબિંદુ જે તે હકીકતોની વ્યાખ્યા આપે છે તે વિજ્ઞાન નથી. આનું જ નામ બિલિફ ઈન અનસીન અર્થાત્ અદ્રશ્યમાં આસ્થા ધરાવવું છે. અદ્રશ્યમાં શ્રદ્ધા એ પ્રત્યક્ષ હકીકતોથી જુદી કોઈ વસ્તુ નથી. તે માત્ર અંધશ્રદ્ધા નથી, બલ્કે તે પ્રત્યક્ષ હકીકતોની એવી વ્યાખ્યા છે, જે અત્યંત સાચી હોય છે. જેવી રીતે ન્યુટન દ્વારા પ્રતિપાદિત પ્રકાશ કણવાદ (Corpuscular Theory

of Light)ને ૨૦મી સદીના વૈજ્ઞાનિકોએ એ કારણસર ખોટો ઠેરવ્યો કે, તે પ્રકાશનાં વિવિધ સ્વરૂપોની બરાબર સમજૂતિ આપી નથી શક્યો. તેમાં તે વિફળ રહ્યો. એવી જ રીતે અમે નિરિશ્વરવાદી-વિવેકબુદ્ધિવાદી વિચારકોનાં સૃષ્ટિ વિષયક દષ્ટિબિંદુને એ કારણસર ખોટો ઠેરવીએ છીએ કે તે જીવન તથા સૃષ્ટિના વિવિધ સ્વરૂપોની છણાવટમાં નિષ્ફળ ગયો છે. ધર્મ સબંધે અમારી શ્રદ્ધાનો સ્રોત તે જ છે, જે કોઈ વૈજ્ઞાનિક માટે વૈજ્ઞાનિક દષ્ટિબિંદુ માટે હોય છે. અમે પ્રત્યક્ષ હકીકતોનાં અભ્યાસથી જ એ પરિણામ સુધી પહોંચ્યા છીએ કે, ધર્મની તમામ સ્પષ્ટતાઓ સાક્ષાત સત્ય છે. અને એ દરજ્જાનું સત્ય છે કે હજારો વર્ષ વહી ગયા છતાં તેની સત્યતાને કોઈ હાનિ પહોંચી નથી. ઘણાં માનવીય દષ્ટિબિંદુઓ જે થોડીક સદીઓ પૂર્વે ઘડવામાં આવ્યા તે આધુનિક નિરીક્ષણો તથા પ્રયોગો જાહેર થયા પછી શંકાસ્પદ બની ગયા. તથા તેને રદબાતલ કરી દેવામાં આવ્યા. તેની વિરૂદ્ધ ધર્મ એવી સચ્ચાઈ છે, જે પ્રત્યેક સંશોધન પછી વધારે નીખરતી જાય છે. પ્રત્યેક સાચી શોધ તેના માટે પુષ્ઠિનું સાધન બની જવા પામે છે.

## ઉત્ક્રાંતિવાદ પણ તર્કસંગત દલીલથી જ સાબિત છે :

ઉત્ક્રાંતનો નિયમ આજે એક એવો પ્રખ્યાત જાણ્યો-માન્યો વિજ્ઞાનનો નિયમ છે. તેને પહેલી વખતે ન્યુટને રજૂ કર્યો, પરંતુ માત્ર અનુભવોની દષ્ટિએ તેની શી હકીકત છે તે ન્યુટનથી સાંભળીએ. ન્યુટને બન્ટલીને એક પત્ર લખ્યો હતો, જે આ શબ્દોમાં નકલ કરેલ છે :

“આ સમજમાં આવી શકતું નથી કે નિર્જીવ અને જડ વસ્તુ કોઈ માધ્યમ વગર બીજા પર અસર કરે છે. હાલાંકે બંને વચ્ચે કોઈ સબંધ હોતો નથી.” *(Works of W.Bently III P.221)*

એક એવી બિનઅનુભવી અને સમજમાં ન આવે એવી વસ્તુને આજે મતભેદ વગર વિજ્ઞાનની સિદ્ધિ સમજવામાં આવે છે. શા માટે ? માત્ર એટલા માટે કે જો આપણે તેને માની લઈએ તો આપણા કેટલાક અવલોકનોની તેનાથી સ્પષ્ટતા થાય છે. એટલે કોઈ વસ્તુની હકીકત હોવા માટે એ જરૂરી

નથી કે તે પ્રત્યક્ષ રીતે આપણા અનુભવમાં આવતી હોય, બલ્કે ન જોયેલી વસ્તુની પણ એક હકીકત છે. તેનાથી આપણે વિભિન્ન અનુભવોને આપણાં મગજમાં લાવી શકીએ છીએ.

ઈન્સાયક્લોપિડિયા ઑફ બ્રિટાનિકા (ઈ.સ.૧૯૫૮)ના લેખમાં પ્રાણીઓના વિકાસને એક હકીકત માની છે અને કહ્યું છે કે, ડાર્વિન પછી આ દૃષ્ટિને વૈજ્ઞાનિકો અને શિક્ષિતોએ કબૂલ કરી છે.

"ડાર્વિન પછી આ દૃષ્ટિ દિન-પ્રતિદિન વધારે વિશ્વાસુ બનતી ગઈ. અહીંયાં સુધી કે હવે વિચાર-વિમર્શ કરનારા લોકોમાં એ વિશે કોઈ શંકા બાકી રહી નથી કે તે જ માત્ર તર્ક આધારિત પદ્ધતિ છે. જેના કારણે સૃષ્ટિનું સર્જન થાય છે અને તે સમજમાં પણ આવે છે." *(Organic Evolution, P.15)*

આ દૃષ્ટિ જેની સત્યતા પર વૈજ્ઞાનિકો એટલા સહમત થઈ ગયા, શું તેને કોઈએ જોયું છે અથવા તેનો અનુભવ કર્યો છે ? સ્પષ્ટ છે કે એવું નથી અને એવું થઈ પણ ન શકે. સમૃદ્ધિ અને વિકાસનો અમલ એટલો જટિલ છે અને એટલા દૂર (ભૂતકાળ)થી સબંધ ધરાવે છે કે, તેને જોવા અથવા અનુભવ કરવાનો પ્રશ્ન જ પેદા થતો નથી. લુલ (R. S. Lull)ના કથન પ્રમાણે "આ એક તાર્કિક પદ્ધતિ છે." તેનાથી ઉત્પત્તિને સમજી શકાય છે, ન કે અનુભવોથી. માટે સર આર્થર કેથ જેઓ પોતે ઉત્પત્તિ (ઉત્ક્રાંતિ)ના સમર્થક છે, તેમણે ઉત્પત્તિને અનુભવો અથવા અવલોકનોને બદલે એક શ્રદ્ધા માની છે. તેમનું કથન છે : "Evolution is a basic dogma of rationalism." *(Revolt Against Reason, P.112)*

એટલે ઉત્પત્તિ અને વિકાસનો સિદ્ધાંત સમજવૃત્તિનો એક બુન્યાદી સિદ્ધાંત છે. માટે એક વૈજ્ઞાનિકે ઈન્સાયક્લોપિડિયામાં ડાર્વિનિઝમને એક એવો સિદ્ધાંત કહ્યો છે, જેનો પાયો બિનઅનુભવો પર કાયમ છે.

એવી બિનઅનુભવી અને અવલોકન વગરની વસ્તુને વૈજ્ઞાનિક હકીકત કેમ સમજવામાં આવે છે. તેના કારણો એ.ઈ.મેન્ડર (A. E. Mander)ના શબ્દોમાં આ છે :

(૧) આ સિદ્ધાંત બધી હકીકતો સાથે સુસંગત છે.

(૨) આ સિદ્ધાંતમાં એ બધી ઘટનાઓની સ્પષ્ટતા મળી આવે છે, જે તેના વગર સમજમાં આવી શકતી નથી.

(૩) બીજો કોઈ સિદ્ધાંત હજુ સુધી સામે આવ્યો નથી, જે ઘટનાઓ સાથે આ રીતે સુસંગત થઈ શકે.

જો આ તર્ક હકીકત સ્થાપિત કરવામાં પૂરતો છે, તો એ જ તર્ક સૌથી વધારે તિવ્રતા સાથે ધર્મમાં પણ છે. એવી સ્થિતિમાં સમૃદ્ધિ અને વિકાસને વૈજ્ઞાનિક વાસ્તવિક્તા માનવી અને ધર્મનો વૈજ્ઞાનિક સિદ્ધાંત માટે અસ્વીકાર કરવો માત્ર તેનું કારણ છે કે, તમારો હેતુ 'તર્કની પદ્ધતિઓ' નથી, બલ્કે તે પરિણામલક્ષી છે. એક જ તર્કથી જો કોઈ શારીરિક અથવા ભૌતિક રચનાની ઘટના સાબિત થાય તો તમે તરત જ તેને સ્વીકારી લેશો અને જો કોઈ ખુદાઈ કુદરતની વસ્તુ સાબિત થાય તો તમે તેનો અસ્વીકાર કરી દેશો. કારણ કે એ તમને પસંદ નથી.

## ધર્મ અને વિજ્ઞાન બંને અદૃશ્યતા પર કાર્ય કરે છે :

ઉપરની ચર્ચા પરથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે, એ કહેવું સહીહ નથી કે ધર્મ ઈમાન બિલ ગૈબ (અદ્રશ્યતા પર શ્રદ્ધા)નું નામ છે. અને વિજ્ઞાન અનુભવોનું નામ છે. વાસ્તવિક્તા એ છે કે, ધર્મ અને વિજ્ઞાન બંને અદ્રશ્યતા ઉપર કાર્ય કરે છે. ધર્મનું અસલ કામ હકીકી અને અંતિમ ક્ષેત્ર નક્કી કરવાનું છે. વિજ્ઞાન ત્યાં સુધી અનુભવોનું જ્ઞાન છે, જ્યાં સુધી તે પ્રાથમિક અને બાહ્ય ક્ષેત્રમાં કાર્ય કરે અને તે તેનાથી આગળ વધીને અંતિમ અને હકીકી હેસીયત નક્કી કરવાના ક્ષેત્રમાં પ્રવેશે છે, જે ધર્મનું હકીકી ક્ષેત્ર છે. તો તે પણ એ જ રીતે અદ્રશ્યતા પર વિશ્વાસની રીત અપનાવી લે છે. જેનો આક્ષેપ ધર્મ પર કરવામાં આવે છે. કારણ કે આ મેદાનમાં તેના સિવાય છૂટકારો નથી. સર આર્થર એડિંગ્ટન (Sir Arthur Eddington) આધુનિક વૈજ્ઞાનિક છે. તેમનું કથન છે : વૈજ્ઞાનિકો માટે આજે બે ક્ષેત્રો છે. એક ક્ષેત્ર જેમાં હંમેશાથી તે લોકો કાર્ય કરે છે અને તેને જોવું અને સ્પર્શવું

શક્ય છે. બીજું મેદાન વૈજ્ઞાનિક છે. તેનો મોટો ભાગ ખાલી છે. એવી રીતે દરેક વસ્તુની નકલ (ડુપ્લીકેટ) છે, જેમાંથી એક તો જોઈ શકાય છે અને બીજી માત્ર વિચારમાં લાવી શકાય છે. તેને કોઈ પણ દૂરબીનથી જોઈ શકાતું નથી. *(Nature of the Physical world, P.7-8)*

એટલે વૈજ્ઞાનિક એક અદશ્ય વસ્તુની હાજરી પર તેના પરિણામોને કારણે વિશ્વાસ કરી લે છે. દરેક તે હકીકત જેની ઉપર આપણે વિશ્વાસ કરીએ છીએ, પ્રારંભમાં એક કલ્પના જ હતી, પછી જેમ જેમ નવા સંશોધનોથી એ કલ્પનાઓને સમર્થન મળે છે, તે કલ્પનાની સચ્ચાઈ જાહેર થાય છે. અહીંયાં સુધી કે તેની ઉપર આપણું વિશ્વ સત્ય સમજી હકીકતના દરજ્જા સુધી પહોંચી જાય છે. જો સ્પષ્ટ થનારી હકીકતો એ કલ્પનાઓનું સમર્થન ન કરે તો આપણે એ કલ્પનાઓને ખોટી સમજીને છોડી દઈએ છે. એ જ પ્રકારની એક નકારી ન શકાય એવી હકીકતના એક ઉદાહરણ પર વૈજ્ઞાનિકો વિશ્વાસ રાખે છે, તે 'એટમ' છે. એટમને આજ સુધી હકારાત્મક અર્થમાં જોવામાં નથી આવ્યો, તેમ છતાં આધુનિક વિજ્ઞાનની સૌથી મોટી સ્વીકાર્ય હકીકત છે. એટલા માટે એક વિદ્વાને વૈજ્ઞાનિક દૃષ્ટિની પ્રશંશા આ શબ્દોમાં કરી છે : "Theories and mental pictures that explain known laws." દૃષ્ટિબિંદુ હકીકતમાં વૈચારિક પ્લાન છે, જે જાણેલા નિયમોનો ખુલાસો કરે છે.

વૈજ્ઞાનિક ક્ષેત્રમાં જે વાસ્તવિક્તાઓને અવલોકન (આંખે દેખી) હકીકતો કહે છે, તે હકીકતમાં અવલોકનીય હકીકતો નથી, બલ્કે અમુક અવલોકનોની વ્યાખ્યા છે. અને માનવીના અવલોકનોને પૂર્ણ ન કહી શકાય એટલે એ વ્યાખ્યાઓ પણ બધી સાપેક્ષની છે. અને તેમાં અવલોકનોના વિકાસથી પરિવર્તન થઈ શકે છે.

વૈજ્ઞાનિકો એક કલ્પનાને જે તેમના અનુભવોનું સમર્થન કરે છે. તેને વાસ્તવિક્તાથી ઓછો દરજ્જો આપતા નથી. તેઓ એ નથી કહી શકતા કે આ અનુભવો તો વિજ્ઞાન છે, પરંતુ એ દૃષ્ટિ જે તેની સમજૂતિ આપે છે, તે વિજ્ઞાન નથી. તેનું જ નામ ઈમાન બિલ્ ગૈબ (અદશ્ય વસ્તુ પર

શ્રદ્ધા). ઈમાન બિલ્ ગૈબ વાસ્તવિક્તાથી કોઈ અલગ નથી. તે માત્ર આંધળુ અનુકરણ નથી, બલ્કે એ વાસ્તવિક્તાની ખરી સ્પષ્ટતા છે. જેવી રીતે ન્યુટનના પ્રકાશની થિયરીના સિદ્ધાંતને ૨૦મી સદીના વૈજ્ઞાનિકોએ એટલા માટે નકારી કાઢ્યો કે, તે પ્રકાશની પ્રગટ થવાની સમજૂતિમાં નિષ્ફળ રહ્યો. એવી રીતે અમે નાસ્તિક વિદ્વાનોના સિદ્ધાંતોને એટલા માટે નકારીએ છીએ કે, તેઓ જીવન અને સૃષ્ટિના દર્શનની સમજૂતિમાં નિષ્ફળ છે. ધર્મ વિશે અમારી શ્રદ્ધાનું મૂળ એ જ વસ્તુ છે, જે એક વૈજ્ઞાનિક માટે કોઈ વૈજ્ઞાનિક સિદ્ધાંત વિશે હોય છે. અમે વાસ્તવિક્તાઓના વાંચનથી જ એ પરિણામ પર પહોંચ્યા છીએ કે, ધર્મની સમજૂતિ બિલ્કુલ સત્ય છે અને એટલી વિશ્વાસુ છે કે, હજારો વર્ષ પસાર થયા પછી પણ તેની સત્યતામાં કોઈ તફાવત આવ્યો નથી. દરેક માનવીય સિદ્ધાંત જે આજથી અમુક વર્ષો પહેલાં બન્યો હતો, તે નવા સંશોધનોને કારણે શંકાસ્પદ અથવા અસ્વીકાર-પાત્ર બની ગયો છે. તેની વિરૂદ્ધ ધર્મ (ઇસ્લામ) એક એવી હકીકત છે, જે નવા સંશોધનોને કારણે વધારે ચમકે છે. દરેક ઘટના તેની સચ્ચાઈની સાબિતી આપે છે.

## વિજ્ઞાન સચ્ચાઈનું માત્ર અમુક હદ સુધીનું જ જ્ઞાન આપે છે :

હકીકત એ છે કે, વિજ્ઞાને ૨૦મી સદીમાં પહોંચીને પોતાના ભૂતકાળનો વિશ્વાસ ખોઈ નાંખ્યો છે. આજે જ્યારે ન્યુટનની જગ્યા આઈન્સ્ટાઈને લીધી છે, મેક્સ પ્લાન્ક અને હૈઝનબર્ગે આવી લાપલાસની વિચારધારાને રદ કરી છે. હવે ધર્મ વિરોધીઓ માટે જ્ઞાન આધારિત આ પ્રકારનો દાવો કરવાનો અવકાશ ન રહ્યો. સાપેક્ષતા અને ક્વોન્ટમ થિયરીએ વૈજ્ઞાનિકોને આ પરિણામ પર પહોંચાડ્યા કે, તેઓ એ વાતને માની લે કે એ અશક્ય છે કે વિજ્ઞાનમાં અવલોકન કરનાર (Observer)ને અવલોકનથી અલગ કરવામાં આવે. એટલે કે આપણે કોઈ વસ્તુના અમુક બાહ્ય ભાગો જ જોઈ શકીએ છીએ, તેની અસલ હકીકતનો અનુભવ કરી શકતા નથી. ૨૦મી સદીમાં વિજ્ઞાનમાં જે પરિવર્તનો થયા છે, તેણે સ્વયં વૈજ્ઞાનિક વિચારધારાથી ધર્મની અગત્યતા સાબિત કરી છે.

વિજ્ઞાનમાં જે આધુનિક કહેવામાં આવે છે, તેમાં ન્યુટનની વિચારધારા પણ શામેલ છે, જે ૨૦૦ વર્ષ સુધી સફળ સમજવામાં આવી. હવે આધુનિક અભ્યાસ પછી તે અપૂર્ણ સમજવામાં આવી. ભલે ભૂતકાળના વિચારની જગ્યાએ હજુ સુધી કોઈ પૂર્ણ વિચાર આવ્યો નથી, પરંતુ એ સ્પષ્ટ છે કે, નવા વલણો તેની બિલ્કુલ વિરૂદ્ધ છે જે ભૂતકાળમાં હતા. હવે એ દાવો ન રહ્યો કે વૈજ્ઞાનિક તરીકાથી સંશોધનો જ જાણકારી પ્રાપ્ત કરવાનો એક સત્ય માર્ગ છે. વિજ્ઞાનની પ્રતિષ્ઠાપાત્ર વ્યક્તિઓ આ આશ્ચર્ય પર અનુરોધ કરે છે.

"Science gives us but a Partial knowledge of reality."
વિજ્ઞાન આપણને માત્ર આંશિક સત્યતાનું જ્ઞાન આપે છે.

વિજ્ઞાનના વલણોમાં આ પરિવર્તન અચાનક આવ્યું છે. લગભગ ૧૦૦ વર્ષ થયા હશે જ્યારે ટિન્ડોલે (Tyndall) પોતાના પ્રવચન (Belfast Address)માં જાહેરાત કરી હતી કે, માત્ર વિજ્ઞાન માનવીના બધા અગત્યના વ્યવહારોથી વાદવિવાદ કરવા માટે પૂરતું છે. આ પ્રકારના ખ્યાલો એ કલ્પનાઓની શ્રદ્ધા પર કરવામાં આવ્યા હતા કે, હકીકત બધી માત્ર પ્રદાર્થ અને ગતિ (Matter and Motion) પર આધારિત છે. પરંતુ કુદરતના પદાર્થો અને ગતિને શબ્દોમાં રજૂ કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ સાબિત થયા. ૧૮મી સદીના અંતમાં આ પ્રયત્નો ઉન્નતિ પર હતા, જ્યારે લાપલાસે (Laplace) એ કહેવાની હિંમત કરી કે, એક મહાન ખગોળશાસ્ત્રી તથા ભૂમિતિ જે શરૂઆતમાં નિહારિકા (આકાશમાં ફરતા હવામય તેજ સમૂહો)માં કણોના ફેલાવાને જાણે છે, તે દુનિયાના ભવિષ્યના ઈતિહાસને પહેલા બનાવી શકતો હતો. તે સમયે એ વિશ્વાસ કરવામાં આવ્યો હતો કે, ન્યુટનની વિચારધારા બધા જ્ઞાનની ચાવી છે. ત્યાર પછી કોઈ બીજી વસ્તુની જરૂરત નથી.

ન્યુટનની વિચારધારાની ભૂલ પહેલી વખતે ત્યારે સ્પષ્ટ થઈ, જ્યારે વિદ્વાનોએ પ્રકાશનો ભૌતિક ભાવાર્થ કરવાની કોશિશ કરી. આ કોશિશ તેમને ઈથર (Ether)ના સિદ્ધાંતો સુધી લઈ ગઈ, જે બિલ્કુલ અજ્ઞાન અને વર્ણન ન થઈ શકે એવા મૂળ તત્વો હતા. કેટલીક પેઢીઓ સુધી આ સિદ્ધાંત

ચાલતો રહ્યો. પ્રકાશના અર્થઘટનમાં ઘણા ચમત્કારો બતાવવામાં આવ્યા. મેક્સવેલના અનુભવોના પ્રકાશન પછી તે મુશ્કેલ દેખાય છે. કારણ કે તેનાથી સ્પષ્ટ થાય છે કે, લાઈટ (પ્રકાશ) ઈલેક્ટ્રો મેગ્નેટિક ઘટના છે. એ અંતર વધતું ગયું. અહીંયાં સુધી કે તે દિવસ આવ્યો, જ્યારે વૈજ્ઞાનિકો પર એ સ્પષ્ટ થઈ ગયું કે ન્યુટનની થિયરીમાં કોઈ તથ્ય નથી. ઘણા દિવસોના વિચાર અને વિજળીને યાંત્રિક સાબિત કરવાના પ્રયત્નો પછી અંતે વિજળીને એક ફેરફાર ન થઈ શકનાર ઘટક તરીકે સમાવવામાં આવ્યું.

આ એક સામાન્ય વાત હતી, પરંતુ હકીકતમાં એક અર્થપૂર્ણ નિર્ણય હતો. ન્યુટનના વિચારમાં આપણને બધુ સારી રીતે માલૂમ હતું. આ રીતે વિશ્વાસ કરી લેવામાં આવ્યો હતો કે, અમે તેની પ્રકૃતિને જાણીએ છીએ, જેના વિશે ચર્ચા થઈ રહી છે. પરંતુ વિજળીના અભ્યાસ પરથી જાણવા મળ્યું કે, તેની પ્રકૃતિ એવી છે જેના વિશે આપણે કંઈ જાણી શકતા નથી. તેને જાણવાની બધી રીતો નિષ્ફળ નિવડી. જે આપણે વિજળી વિશે જાણીએ છીએ, તે માત્ર આપણા માપણીના સાધનોને અસર કરે છે. હવે આપણે સમજી શકીએ છીએ કે, એ વાત કેટલી અગત્યની છે. તેનો અર્થ એ છે કે, એક એવા અસ્તિત્વને ફિઝિક્સમાં માની લેવામાં આવ્યો, જેના વિશે આપણે મેથેમેટિકલ માળખા સિવાય કંઈ જાણતા નથી.

## બ્રહ્માંડની હકીકત પદાર્થો નહીં, બલ્કે શ્રેષ્ઠ મન (અલ્લાહ તઆલા) છે :

એ સત્ય છે કે, વિજ્ઞાન માત્ર ઢાંચાને જાણી શકે છે. તેનો અર્થ એ છે કે, પ્રદાર્થોની સંપૂર્ણ માહિતી હજુ સુધી મેળવી શકાઈ નથી. આપણી ધાર્મિક અને એસ્થેટિક (સૌંદર્યલક્ષી) લાગણીઓ માત્ર ભ્રામક ઘટનાઓ ન રહી, જેમકે પહેલાં સમજવામાં આવતું હતું. આધુનિક વૈજ્ઞાનિક જગતમાં ધર્મની વાતો પણ એક વાસ્તવિક્તા સ્વરૂપે રહી શકે છે.

*(The Limitations of Science, P.138-142)*

વૈજ્ઞાનિક જ્ઞાને નવા સંશોધનો શરૂ કરી દીધા. મોર્ટન વાઈટના શબ્દોમાં

"૨૦મી સદીમાં ફિલસૂફ વિચાર ધરાવનારાઓએ એક નવું યુદ્ધ શરૂ કરી દીધું. તેમાં વાઈટ હેડ, ઈડીંગ્ટન અને જિન્સના નામો મુખ્ય છે." આ વિદ્વાનોનો ખ્યાલ સ્પષ્ટ રીતે બ્રહ્માંડના શારીરિક અર્થઘટનનો નકાર કરે છે. તેમની વિશેષ્ઠતા એ છે કે, તેમણે જાતે આધુનિક ભૌતિકશાસ્ત્ર અને ગણિત-ભૂમિતિના અનુભવોના આધારે પોતાનો વિચાર રજૂ કર્યો છે.

અંગ્રેજ તત્વચિંતન વાઈટ હેડ (૧૮૬૧-૧૯૪૭)ના મતે આધુનિક માહિતી એ સાબિત કરે છે કે, પ્રકૃતિ જીવંત છે, ફક્ત નિર્જીવ પ્રદાર્થ નથી.

અંગ્રેજ ખગોળશાસ્ત્રી સર આર્થર ઈડીંગ્ટન (૧૮૮૨-૧૯૪૪)ના આધુનિક વિજ્ઞાનના સંશોધનથી એ પરિણામ આવ્યું : "બ્રહ્માંડના પ્રદાર્થો એ મગજની બાબત છે."

અંગ્રેજ મનોવૈજ્ઞાનિક સર જેમ્સ જિન્સ (૧૮૭૭-૧૯૪૬) આધુનિક સંશોધનોનું અર્થઘટન આ રીતે કરે છે : "વિશ્વ એ ફક્ત પ્રદાર્થ નથી, બલ્કે એ વિચારનું વિશ્વ છે."

આ ખૂબ જ વિશ્વાસુ વૈજ્ઞાનિકોના વિચારો છે. જેનો સારાંશ જે. ડબલ્યુ એન. સોલ્યુનના શબ્દોમાં એ છે કે, "વિશ્વની અંતિમ હકીકત એ માનસિક અને વૈચારિક છે."

આ એક મહાન પરિવર્તન છે, જે પાછલા ૫૦ વર્ષો દરમિયાન વિજ્ઞાનમાં આવ્યું હતું. એ પરિવર્તનની મહત્વની બાબત જે. ડબલ્યુ એન. સોલ્યુનના શબ્દોમાં : એ નહીં કે સાંસ્કૃતિક વિકાસ માટે વધારે શક્તિ પ્રાપ્ત થઈ ગઈ છે, પરંતુ પરિવર્તન આ છે કે, તેનો આધ્યાત્મિક બુનિયાદોમાં ફેરફાર થયો છે.

વૈજ્ઞાનિક પરિવર્તન છતાં તેમનો ખુદાપાકથી ઈન્કારમાં કોઈ ફર્ક ન પડ્યો, બલ્કે તેની વિરૂદ્ધ ખુદાપાકના નકારની નવી નવી દલીલો રજુ કરવા લાગ્યા. તેનું કારણ વૈજ્ઞાનિક શોધ નથી, બલ્કે માત્ર પક્ષપાત છે. ઈતિહાસમાં અનેક ઉદાહરણ છે કે, હકીકત સામે આવી ગયા પછી પણ માનવીએ તેનો સ્વીકાર કર્યો નહીં, કારણ કે પક્ષપાતી વલણ તેની છૂટ આપતું નથી.

## ક્વોન્ટમ થિયરી સિદ્ધાંતોના અર્થઘટનને સંપૂર્ણ નકારે છે :

કુર્આને કરીમમાં ઈર્શાદ છે : ખુદાપાક આ સૃષ્ટિનો સર્જક છે. જે પોતાના ઈરાદાથી તેને ચલાવે છે. પાછલા હજારો વર્ષોથી ખુદાપાકનો આ ખ્યાલ લોકોમાં સ્વીકારપાત્ર છે. માનવી તેને વિવાદ વગર માનતો હતો.

પરંતુ આજના પ્રગતિના યુગમાં માનવી એ સ્વીકારવા લાગ્યો કે, ભૌતિક સાધન-સામગ્રી સિવાય અન્ય કોઈ શક્તિ નથી. બધી ઘટનાઓ તેને લીધે જ બને છે.

કહેવાય છે કે, ન્યુટન (ઈ.સ.૧૬૪૨-૧૭૨૭) પોતાના બગીચામાં હતો, તેણે સફરજનના એક વૃક્ષ પરથી સફરજનને નીચે પડતાં જોયું. "સફરજન ડાળી પરથી નીચે કેમ આવ્યું ? તે ઉપર કેમ ન ગયું ?" તેણે વિચાર્યું અને આ નિર્ણય પર પહોંચ્યો કે, જમીનમાં આકર્ષણ છે. તે દરેક વસ્તુને પોતાની તરફ ખેંચે છે. એટલા માટે ફળ વૃક્ષ પરથી પડીને નીચે આવે છે, ઉપર જતું નથી.

પરંતુ આ અધૂરી વાસ્તવિક્તા હતી. ન્યુટને એ વિચારવું જોઈતું હતું કે, ફળ ઉપરથી નીચે આવે છે અને તે વૃક્ષનું થડ નીચેથી ઉપર તરફ કેમ જાય છે ? એક જ વૃક્ષ છે, તેના મૂળિયા જમીનમાં નીચે જાય છે, તેનું ફળ તૂટીને નીચે આવે છે, પરંતુ એ વૃક્ષનું થડ અને તેની ડાળીઓ નીચેથી ઉપર તરફ જાય છે.

વૃક્ષની આ કાર્યપદ્ધતિ ન્યુટનની પૂર્વ ધારણાનો નકાર કરી રહી હતી. તેણે એક બાજુનો સ્વીકાર કરી બીજાને છોડી દીધો. પછી એક તારણ ઉપર આવ્યો કે, બધામાં એક પ્રકારનું ખાસ આકર્ષણ હોય છે. આ આકર્ષણ સૂર્ય અને તેની આજુબાજુ ફરતા ગ્રહો-ઉપગ્રહોને ખેંચી રાખે છે અને ખૂબી સાથે ગતિશીલ રાખે છે.

આ સિદ્ધાંત આગળ વધ્યો. અહીંયાં સુધી કે આઈન્સ્ટાઈને (૧૮૭૯-૧૯૫૫) તેના ઉપર વધારે ભાર મૂક્યો. આઈન્સ્ટાઈનના સંશોધનો જો કે ન્યુટનની બધી થિયરીને કબૂલ કરતા નથી. પરંતુ સૂર્યમંડળ વિશે તેની

થિયરી એ જ સિદ્ધાંત પર હતી.

Einstein's theory of relativity declares that gravity controls the behaviour of planets, galaxies and the universe itself and does it in a predictable manner.

આઈન્સ્ટાઈનની સાપેક્ષવાદી થિયરી પ્રમાણે ગ્રહોનું ગુરૂત્વાકર્ષણબળ, આકાશગંગા અને સ્વયં સૃષ્ટિના કાર્યોને કંટ્રોલ કરે છે. આ ક્રિયા એ રીતે થાય છે કે, તેની ભવિષ્યવાણી કરી શકાય છે.

આ વૈજ્ઞાનિક શોધને હ્યુમ (૧૭૧૧-૧૭૭૬) અને બીજા વિચારકોએ તત્વજ્ઞાન બનાવ્યું. તેમણે કહ્યું કે, સૃષ્ટિની આખી વ્યવસ્થા કાર્યકારણ સબંધના સિદ્ધાંત (Principle of Causation) ઉપર કાર્ય કરી રહી છે. જ્યાં સુધી આટલા સંશોધનો ન થયા હતા. માનવી એ સમજતો રહ્યો કે, બ્રહ્માંડને કંટ્રોલ કરનાર એક ખુદા છે. પરંતુ હવે આપણને તેના કારણોનું જ્ઞાન થઈ ગયું છે. હવે આપણે એ દાવો કરી શકીએ છીએ કે, કાર્યકારણ (Principle of Causation) સબંધનો ભૌતિક સિદ્ધાંત બ્રહ્માંડને ગતિમાન રાખે છે, ન કે કોઈ કાલ્પનિક ખુદા.

પરંતુ પછીના સંશોધનોએ આ કલ્પનાને ખતમ કરી દીધી. પછી ડેરોક, હેઝનબર્ગ અને બીજા વૈજ્ઞાનિકોએ અણુઓ પર અભ્યાસ કર્યો. તેમણે અનુભવ્યું કે, અણુઓની વ્યવસ્થા આ સિદ્ધાંતને નકારે છે, જે સૂર્યમંડળના અભ્યાસ પર આધારિત હતી. આ બીજી થિયરીને "ક્વોન્ટમ થિયરી" કહે છે. અને તે ઉપર દર્શાવેલ કાર્યકારણ થિયરીનો સદંતર ઈન્કાર કરે છે.

ક્વોન્ટમ મિકેનિક્સની થિયરી એ કહે છે કે, અણુ સપાટી પર પદાર્થો અસંપાદિત-વેરવિખેર અવસ્થામાં કાર્યરત્ છે. ન્યુટનની થિયરીનો એક મુદ્દો એ હતો કે, જો કોઈ વસ્તુની વર્તમાન પરિસ્થિતિની જાણ હોય તો તેની ગત અથવા આગામી પરિસ્થિતિ પણ જાણી શકાય છે. મિકેનિક્સનો આ જ મુદ્દો હતો, જે ભૌતિકવાદીઓ માટે અફર હુકમની જેમ આજ્ઞાનું કામ આપતો હતો અને તેને કારણે તેઓ કોઈ સર્જકના ખ્યાલને બિનજરૂરી

સમજતા હતા. કારણ કે તેમની નજીક વિશ્વની દરેક સ્થિતિ, દરેક ઘડી નિશ્ચિત છે અને તે પ્રમાણે તે કાર્ય કરે છે.

૧૭મી સદીમાં કુદરતના નિયમની હેસિયતથી આ કૌસેશન કાર્યકારણ (Causation) સિદ્ધાંત માની લેવામાં આવ્યો. આ સદી ગેલિલિયો (૧૫૬૪-૧૬૪૨) અને ન્યુટન (૧૬૪૨-૧૭૨૭)ની સદી કહેવાય છે. તે પહેલા ધૂમકેતુઓ (Comets)ના દેખાવને સત્તાનો અંત અથવા કોઈ મહાન વ્યક્તિના મૃત્યુનો સંકેત સમજવામાં આવતો હતો. પરંતુ આ સદીમાં ગુરૂત્વાકર્ષણબળને આકાશી નિયમો સમજી લેવામાં આવ્યા અને ન્યુટને લખ્યું : "આ રીતે કુદરતની બીજી ઘટનાઓ પણ યાંત્રિક (Mechanical Principles)ના આધારે સિદ્ધાંતો જાણી શકાય છે."

આ રીતે એક જબરદસ્ત ચળવળ શરૂ થઈ ગઈ. તેનો હેતુ વિશ્વને એક મશીન સાબિત કરવાનો હતો. આ ચળવળ ૧૯મી સદીના મધ્યભાગમાં બુલંદી (અંતિમ હદ) પર પહોંચી ગઈ હતી. જ્યારે હૈલમ હોલ્ટઝ (૧૮૨૧-૧૮૯૪)એ કહ્યું કે, બધા કુદરતી જ્ઞાનનો અંતિમ હેતુ મિકેનિક્સમાં ફેરવવાનો છે. લૉર્ડ કેલ્વિન (૧૮૨૪-૧૯૦૭)એ એકરાર કર્યો કે, જ્યાં સુધી હું કોઈ વસ્તુનું મેકેનિકલ મૉડેલ ન બનાવું ત્યાં સુધી હું તે સમજી શકતો નથી. વૉટરસ્ટન મેક્સવીલ (૧૮૩૧-૧૮૭૯) અને બીજા વૈજ્ઞાનિકોએ ખૂબ જ સફળતાપૂર્વક ગેસની યાંત્રિક સમજૂતિ રજૂ કરી. તેમના મતે ગેસ ખૂબ જ નાના નાના કણોનો સમૂહ છે. જે આસપાસ પતંગિયાઓની જેમ ઉડતા રહે છે. એવી રીતે પ્રવાહી વસ્તુઓ, પ્રકાશ અને આકર્ષણ વગેરેની વ્યાખ્યા કરવામાં આવી. જો કે તેમને તેમાં વધારે સફળતા ન મળી, પરંતુ તેમને વિશ્વાસ હતો કે, એક દિવસે સમગ્ર વિશ્વ યાંત્રિક અર્થઘટનોનો સ્વીકાર કરી લેશે.

જ્યારે સમગ્ર વિશ્વ યાંત્રિક અર્થઘટનોમાં જોડાયેલ છે, તો માનવી તેનાથી અલગ કેમ હોઈ શકે ? આ પ્રશ્ને માનવીને અહીંયાં સુધી પહોંચાડ્યો કે સ્વયં માનવી પણ એક યંત્ર બની ગયો. તેનાથી ૧૭મી અને ૧૮મી સદીમાં યાંત્રિક ફિલસૂફીઓ જન્મી. જ્યારે ખબર પડી કે જીવંત વસ્તુઓ

પણ એ જ કેમિકલ એટમથી બની છે, તો એ દાવો કરવામાં આવ્યો કે જીવન સ્વયં એક યંત્ર છે. ન્યુટન અથવા માઈકલ એન્જેલોના વિચારો માત્ર જટિલતામાં જ ભિન્ન હતા. નહીં તો બંનેમાં કોઈ ખાસ તફાવત ન હતો.

પરંતુ ૧૯મી સદીના અંતમાં જ્યારે તત્વજ્ઞાનીઓ આ ચર્ચામાં વ્યસ્ત હતા કે શું એવું મશીન બનાવી શકાય છે, જે ન્યુટનના વિચારોનો પુનરોચ્ચાર કરી શકે. કુદરતના કિરણોત્સર્ગ અને ગુરૂત્વાકર્ષણની મિકેનીકી સમજૂતિના બધા પ્રયત્નો નિષ્ફળ સાબિત થતા હતા. વૈજ્ઞાનિકો ઝડપથી આ વિશ્વાસ સુધી પહોંચી રહ્યા હતા કે, કોઈ યંત્ર બલ્બના પ્રકાશ અથવા સફરજનને નીચે આવવાનું પુનરાવર્તન નથી કરી શકતું. અહીંયાં સુધી કે ૧૯મી સદીના અંતમાં પ્રોફેસર મેક્સ પ્લાન્ક (૧૮૫૮-૧૯૪૭)એ કિરણો વિશે એવા વિચારો રજૂ કર્યા, જે કોઈ પણ રીતે મિકેનીકી સમજૂતિને સ્વીકાર્ય ન હતા. માટે પ્રારંભમાં તેની ટીકા કરવામાં આવી અને તેની મજાક ઉડાવવામાં આવી. પરંતુ અંતે તેની થિયરી ક્વોન્ટમ થિયરીના રૂપમાં આધુનિક ભૌતિક-શાસ્ત્રના સૂત્રોમાં ઉમેરાઈ ગઈ. એટલું જ નહીં, તેણે યાંત્રિક યુગનો અંત આણી નવા યુગની શરૂઆત કરી.

પ્લાન્ક થિયરી પ્રારંભમાં માત્ર એ અર્થ રાખતી હતી કે, કુદરત કૂદકા અને આંચકા સ્વરૂપે યાત્રા કરે છે. જેમકે ઘડિયાળની સોય. પરંતુ આઈન્સ્ટાઈને ૧૯૧૭માં બતાવ્યું કે, પ્લાન્કની થિયરી અનિર્ધારિતતાથી (Discontinivty) વધારે ક્રાંતિકારી છે. આ કાર્યકારણતાના સિદ્ધાંતનો અંત લાવી રહ્યો હતો. જેને કુદરતી વ્યવસ્થાનો ભૌતિક માર્ગદર્શક સમજી લેવામાં આવ્યો હતો. પ્રાચીન વિજ્ઞાને દાવો કર્યો હતો કે, કુદરત માત્ર એક જ માર્ગ અપનાવી શકે છે. જે પોતાના કાર્યકારણ અને અસરમાં પ્રથમ દિવસથી જ નિશ્ચિત થઈ ગયુ હતું. પરંતુ હવે તેની ઉપર વિશ્વાસ કરવો અશક્ય બની ગયો છે.

એક ઉદાહરણ સમજીએ : રેડિયમ અને બીજા રેડિયો તત્વો (Radio-active elements)ના અણુઓ તૂટતા રહે છે. અને એ રીતે સમયની સાથે એ તત્વો સીસા અને હિલિયમમાં ફેરવાય જાય છે. આ અણુઓ કેમ તૂટે

છે, તે વિશેના કાર્યકારણના સઘળા અર્થઘટનો ખોટા સાબિત થયા છે. આજે મેકલિનાન અને અન્યોએ કોસ્મિક કિરણોની શોધ કરી તો સમજવામાં આવ્યું કે આ જ કિરણો છે, જે રેડિયોઈ તત્વોમાં અંધાધૂંધીનું કારણ છે. પરંતુ અનુભવથી એ ખોટું સાબિત થયું.

સામાન્ય કિરણો કોઈ પદાર્થમાં એક ઈંચથી પણ ઓછા પ્રવેશે છે. એક્સ-રેના કિરણો તેનાથી અનેકગણી શક્તિ ધરાવે છે. તે આપણા શરીરને ઓળંગી જાય છે. જો કે એક સિક્કા બરાબર મેટલનો ટુકડો તેના પ્રભાવને રોકી દે છે. પરંતુ કોસ્મિક કિરણો સીસા અને બીજી અન્ય ધાતુઓમાં છેક નીચે સુધી ઉતરી જાય છે. એટલે એ અનુમાન ઘણું આસાન હતું કે, રેડિયોની અંધાધૂંધીનું કારણ આ જ કિરણો છે. પરંતુ આ અનુમાન સામાન્ય અનુભવથી ખોટું સાબિત થયું. રેડિયાઈ તત્વોના એક ટુકડાને કોલસાની ખાણમાં નીચે લઈ જવામાં આવ્યો. હવે તે કોસ્મિક કિરણોના હુમ્લાથી બિલ્કુલ સલામત હતો, પરંતુ તેની અંદર તૂટવાનો ગુણ એ જ રીતે બાકી હતો.

બ્રહ્માંડના આ ન સમજાય એવા બનાવોનું વર્ણન કરતાં એક વૈજ્ઞાનિક લખે છે : બ્રહ્માંડનું ભવિષ્ય એ રીતે અપરિવર્તનશીલ ભૂતકાળ સાથે બંધાયેલું નથી, જેમકે આપણે સમજી લીધું છે. એવું લાગે છે કે આ મામલો ખુદાઓ સાથેનો છે, ભલે તે કોઈ પણ ખુદા હોય.

બીજું સંશોધન પણ એ પ્રકારનું માર્ગદર્શન આપે છે. દા.ત. પ્રોફેસર હેઝનબર્ગે ઈ.સ. ૧૯૨૭માં બતાવ્યું કે, ક્વોન્ટમ થિયરી એક બીજા પરિણામ સુધી પહોંચાડે છે. તેમાં કુદરત એક નિશ્ચિત રૂટ પર કાર્ય કરે છે. પરંતુ હેઝનબર્ગે જણાવ્યું કે, કુદરત સૌથી વધારે આ ધારણાને નકારે છે. માટે આજે ભૌતિકશાસ્ત્રનો માન્ય કાનૂન છે કે, માત્ર બ્રહ્માંડ બલ્કે તેના કોઈ એક કણનું ભવિષ્ય પણ ચોક્કસ રીતે નિશ્ચિત નથી. તે અનેક પરિસ્થિતિઓ-માંથી કોઈ એક સ્થિતિને ધારણ કરી શકે છે. આ રીતે કુદરતનો કાનૂન નિશ્ચિત નથી.

૧૯મી સદીમાં ભૌતિકશાસ્ત્રમાં પદાર્થો અને એનર્જી એકબીજાના

વિરોધી સમજવામાં આવતા હતા. પદાર્થો વિશે સમજવામાં આવતું હતું કે, તે એક શારીરિક રચના છે. તેનું વજન હોય છે, જેને ઓછા-વત્તા પ્રમાણમાં અથવા લુપ્ત ન કરી શકાય. જ્યારે કોઈ પદાર્થ હલનચલન કરે છે, તો તે એક જ રેખામાં એક કણની જેમ હલનચલન કરે છે. અવાજ અથવા પ્રકાશના મોજાઓની જેમ સમગ્ર વાતાવરણમાં ફેલાય જતો નથી. તેની વિરૂદ્ધ પ્રકાશ અને એનર્જી વિશે એ ખ્યાલ હતો કે, ન કોઈ શારીરિક વસ્તુ છે અને ન કોઈ મર્યાદિત જગ્યાને ઘેરે છે. તેનું કોઈ વજન હોતું નથી અને તે કણોની જેમ હલનચલન કરતા નથી. બલ્કે મોજાઓના રૂપમાં આગળ વધે છે. આ વિરોધાભાસ (ડબલ વાતો)એ લોકોને મોકો આપ્યો કે તે આ દાવો કરે કે બ્રહ્માંડનું મૂળ પદાર્થ છે. એનર્જી એ પદાર્થનો વધારો છે. તેનું કોઈ અલગથી સ્વરૂપ નથી.

આધુનિક ભૌતિકશાસ્ત્રમાં પદાર્થ અને એનર્જીનો વિરોધાભાસ ખતમ થઈ ગયો અને અનુભવોથી એ સાબિત થઈ ગયું કે, બંને એકબીજાથી ભિન્ન બાબતો છે. ક્યારેક પદાર્થ એનર્જીમાં પરિવર્તન પામે છે, તો ક્યારેક એનર્જી પદાર્થમાં. કોઈ પદાર્થનો જથ્થો કાયમી નથી. બલ્કે તેના હલનચલન પર આધાર રાખે છે અને ગતિ સાથે વધારો-ઘટાડો થાય છે. પદાર્થના એનર્જીમાં પરિવર્તન થવાનો આ જ સિદ્ધાંત છે. તેને લીધે એટમ બૉમ્બ બનાવવામાં આવ્યો.

ઈ.સ.૧૯૦૦માં પ્લાન્કે ક્વોન્ટમ થિયરીમાં બતાવ્યું કે, એનર્જી અને ભૌતિક વ્યવસ્થાની સ્થિતિમાં પરિવર્તન લગાતાર નથી, બલ્કે એક ખાસ પ્રમાણસર હોય છે. આ ઘટસ્ફોટ પછી પ્રાચીન સમયથી બ્રહ્માંડમાં ફેરફારોના લગાતાર અને ધીમી ગતિના જે ખ્યાલો હતા તે ખતમ થઈ ગયા અને તેને લીધે ન્યુટનની મિકાનિક્સમાં એક સામાન્ય પરિવર્તન આવી ગયું.

## એટમનું ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોનમાં વિભાજન :

એટમ વિશે ઈ.સ.૧૮૯૫ સુધી એ સમજવામાં આવતું હતું કે, તે સૌથી નાનો કણ છે, તેનું વિભાજન શક્ય નથી. પરંતુ બાદમાં એ જાણવા

મળ્યું કે, દરેક એટમમાં બીજા નાના નાના કણો પણ છે, જેને ઈલેક્ટ્રોન, પ્રોટોન, ન્યુટ્રોન વગેરે કહે છે. કોઈ એટમનો સ્રાવ સતત ફેલાયેલો હોતો નથી, બલ્કે એ કણો તેની અંદર સૂર્યમંડળની જેમ હોય છે અને અમુક ભ્રમણકક્ષા પર ફરતા રહે છે. એટમના વિવિધ કણોમાં એવી જ જગ્યા છે. જેમકે સૂર્ય અને તેના ગ્રહો વચ્ચે, તેના કેન્દ્રમાં, જેને ન્યુક્લિયસ કહે છે. તેના બધા પદાર્થો કેન્દ્રિત હોય છે અને તેની હાર અને પતનથી એટમની શક્તિ પણ બદલાય જાય છે. અને એટમની એનર્જી પણ પ્રાપ્ત થાય છે. હવે તો એવા અનેક અણુઓ શોધાયા છે, જે બે અણુઓ અથવા એક અણુ અને રેડિયેશનના અસરથી જીવંત દેખાય છે.

એવી રીતે ભૌતિકશાસ્ત્રમાં એક પરિવર્તન આવ્યું. પદાર્થ અને એનર્જી, કણ અને તરંગ, કિમતી પથ્થરો અને તત્વો, સમય અને સ્થળ, કારણ અને અસર જેવા પાયાના ખ્યાલો જ બદલાય ગયા અને સ્વયં કુદરતી નિયમોનો પણ નવો અર્થ સમજમાં લેવાયો. આ તે પરિવર્તનો હતા, જેમણે ન્યુટન અને મેકસવેલના ભૌતિકશાસ્ત્રની રચના કરી. અને તેનો જ પાયો ક્વોન્ટમ અને સાપેક્ષતાની થિયરી પર કાયમ છે.

બર્ટ્રાન્ડ રસેલ (૧૮૭૨-૧૯૭૦)ના મતે આજે ભૌતિકશાસ્ત્રીઓ આપણને શ્રદ્ધા અપાવે છે કે, પદાર્થ જેવી કોઈ વસ્તુ પ્રારંભથી જ અસ્તિત્વમાં નથી. બીજી બાજુ મનોવૈજ્ઞાનિકો માને છે કે, મન જેવી કોઈ વસ્તુ નથી. તેઓ આગળ લખે છે : આજનો ભૌતિકવાદી પોતાને વિચિત્ર મૂંઝવણમાં જુએ છે. કારણ કે જ્યાં એક બાજુ એક ખાસ મર્યાદા સુધી મનને શરીર સાથે કાર્યરત્ સાબિત કરે છે, ત્યાં બીજી બાજુ આનાથી છૂટકારો નથી પામતો કે શરીર સ્વયં માનવમનનો શોધેલ એક સરળતાવાળો વિચાર છે.

સામાન્ય માનવી ભૌતિક સામગ્રી (પ્રદાર્થો)ના અસ્તિત્વને ચોક્કસ સમજે છે. કારણ કે તે ઈન્દ્રિયો માટે બિલ્કુલ સાહજિક હોય છે. અને જે પણ શંકા હોય, એટલી યકીની છે કે જે વસ્તુને તમે ધક્કો મારી દૂર કરો છો, અથવા જેનાથી ટકરાવો છો, તે વાસ્તવિક જ હોવી જોઈએ. પરંતુ હકીકત શું છે ?

ભૌતિકશાસ્ત્રીઓ સાબિત કરે છે કે, તમે ક્યારેય કોઈ વસ્તુથી બિલ્કુલ અથડાતા નથી. અહીંયાં સુધી કે જ્યારે તમારૂં માથુ પથ્થર કે દીવાલ સાથે અથડાય છે, તો હકીકતમાં તમારૂં શરીર તેનાથી સ્પર્શ થતું નથી. માત્ર એટલું થાય છે કે, કેટલાક ઈલેક્ટ્રોન અને પ્રોટોન જે તમારા શરીરમાં છે, તેમાં અને એ વસ્તુના ઈલેક્ટ્રોન અને પ્રોટોન વચ્ચે સ્પર્શ અને પાછા હટવાનું કાર્ય થાય છે. પરંતુ એ કાર્યમાં બે શરીરો વચ્ચે સ્પર્શ થતો નથી. માત્ર એટલું થાય છે કે, તમારા શરીરના ઈલેક્ટ્રોન અને પ્રોટોનથી જ્યારે બીજા શરીરના ઈલેક્ટ્રોન અને પ્રોટોન નજીક આવે છે, તો તેમની વચ્ચે રોમાંચ પેદા થાય છે. આ જ રોમાંચ અને ડિસઑર્ડર તમારા અંગો દ્વારા મગજ સુધી પહોંચે છે. બસ, આ જ માનસિક અસર સ્પર્શ અથવા જોડાણની અનુભૂતિ માટે જરૂરી હોય છે.

આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ એ સાબિત કરવું અત્યંત મુશ્કેલ બન્યું છે કે, આપણા મગજની બહાર કોઈ ભૌતિક વસ્તુનું કોઈ અસ્તિત્વ છે. રસેલના શબ્દોમાં "અહીંયાં માત્ર ઈલેક્ટ્રોનનો પાગલ ડાન્સ (Mad Dance) જોવા મળે છે અને તેમાં આપણા સ્પર્શ વગેરેથી ડાયરેક્ટ અનુભૂતિ અથવા વસ્તુમાં કોઈ સમાનતા નામ માત્રની હોય છે." સર આર્થર ઈડીંગ્ટનના મતે ભૌતિકશાસ્ત્રીઓનું એ એલાન અને સ્વિકાર છે કે, ભૌતિકશાસ્ત્ર પોતાનાથી બાહ્ય અધિકૃતતા અથવા તેના કોઈ ભાગનું કોઈ જ્ઞાન પ્રાપ્ત કરાવી શકતું નથી. આ થિયરીની ખાતરી છે કે, ફિઝીક્સ પદ્ધતિથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે બધું વિચારલક્ષી (Subjective) હોય છે.

## હિરોશિમા (જાપાન)નો વિનાશ પ્રદાર્થોના વિનાશનું પરિણામ હતું

પાછલી સદી સુધી પ્રદાર્થો સૌથી મોટી હકીકત હતા. પ્રોફેસર ટાયેટ (Tiet)એ ભૌતિકશાસ્ત્રની અમુક પ્રગતિઓ વિશે પ્રવચન આપતાં ઈ.સ. ૧૮૭૬માં કહ્યું હતું : "પ્રદાર્થોની વાસ્તવિક્તા અથવા તેના બાહ્ય (Objective) અસ્તિત્વની સૌથી મોટી સાબિતી એ છે કે, માનવી પાસે કોઈ શક્તિ એવી નથી, જે તેને પેદા અથવા નષ્ટ કરી શકે."

પરંતુ હવે આ પ્રદાર્થ તૂટી ચૂક્યો છે. હિરોશિમાની બરબાદી પ્રદાર્થના વિનાશનું જ પરિણામ હતું.

આધુનિક એટમી વિજ્ઞાનનો પાયો મોટેભાગે એ જ સિદ્ધાંત ઉપર કાયમ છે કે, પદાર્થના અંતિમ સંયુક્ત યુનિટ એટમને તોડી શકાય છે. વિજ્ઞાનના આ પરિવર્તનનું પરિણામ એ આવ્યું જે રસેલના કથન પ્રમાણે : આજે ભાગ્યે જ તમે કોઈ મેગેઝીન અથવા પુસ્તક જોશો, જેમાં અમારા વિજ્ઞાનના સામાન્ય વિચારો પર વાદવિવાદ હોય અને તેને આ પ્રકારની વિગતોનો સામનો ન કરવો પડ્યો હોય કે, 'ગેલેલીયોના યુગનો અંત', 'વિજ્ઞાનની આત્માથી દુશ્મનીનો અંત', 'યાંત્રિક ભૌતિકશાસ્ત્રની નિષ્ફળતા', 'ધર્મ અને વિજ્ઞાનમાં સમાધાન' વગેરે.

*(Bertrand Russell, Modern Science and Philosophy)*

અહીંયાં સુધી કે બર્નહાર્ડે (Bernhard Bawind) આધુનિક ભૌતિક-શાસ્ત્ર પર પોતાના પુસ્તકનું નામ જ રાખી દીધું છે "વિજ્ઞાન ધર્મના માર્ગે." (Modern Science on the Path of Religion)

ઈડીંગ્ટનના કથન પ્રમાણે "બ્રહ્માંડની એ થિયરી જે આકર્ષણ જેવા ન જોયેલા નિયમોને માને છે. શું તેનાથી વધુ વૈજ્ઞાનિક હોઈ શકે છે, જે રીતે એક અભણ બર્બર માનવી તે વસ્તુને જેને તે અસરકારક સમજે છે, ન જોયેલા દેવી-દેવતા તરફ જોડે છે."*(The Nature of Physical World, p.309)*

૧૯મી સદીના અંતમાં એ સમજવામાં આવતું હતું કે, દરેક વસ્તુની અંતિમ હકીકત એટમ છે અને એટમ નાના નાના કણો છે, જેને જોઈ શકાય છે પરંતુ એટમના તૂટવા પછી એટમ અવલોકનની દુનિયામાં વિશ્લેષણ બની ગયું. હવે વિજ્ઞાનમાં સામાન્ય રીતે માન્ય ગણવામાં આવ્યું કે અંતિમ હકીકત એક એવી વસ્તુ છે, જે જોઈ શકાતી નથી. તેથી હવે બ્રહ્માંડની સમજૂતિ કોઈ એ રીતે કરે છે કે, એ સંભવિત તરંગો છે. કોઈ કહે છે કે એ પ્રચલિત અર્થમાં કોઈ વસ્તુ નથી, બલ્કે ઘટનાઓની એક શ્રેણી છે. કોઈ તેને બ્રહ્માંડનો વિચાર કહે છે, કોઈ તેને ભૂત સાથે સરખાવે છે, કોઈ તેને એક સ્થાપત્ય બતાવે છે, કોઈ તેને પડછાયાઓની દુનિયા કહે છે.

બર્ટરેન્ડ રસેલે એ બધા પર એક વ્યંગ કથન કર્યું : "પદાર્થ એક એવું ભૂત બની ગયું, જે મનને હંકારવા માટે એક દંડો ન બની શકે." તેઓ આગળ લખે છે : "તે વસ્તુ જેને આપણે આજ સુધી આપણું શરીર કહેતા રહ્યા, તે હકીકતમાં એક આયોજન સાથે બનાવેલ વૈજ્ઞાનિક સંયોજન છે. તેની કોઈ શારીરિક હકીકત નથી."

**સારાંશ :** બર્નહાર્ડનું એ કહેવું કે, "વિજ્ઞાન ધર્મના માર્ગે ચાલી રહ્યું છે" તે ઉપરની ચર્ચા ઉપરથી સ્પષ્ટ થઈ ગયું. વાસ્તવિક્તા એ છે કે, જ્ઞાનનું ઝરણું બીજી વખત ત્યાં પહોંચી ગયું, જ્યાંથી તેણે ધર્મને છોડ્યો હતો.

ઉપરાંત વિશ્વમાં જે કારણો કાર્ય કરે છે, તે સંભવિત રીતે ઘણા વિરોધાભાસ (ઓપોઝિટ) કારણો સુધી પહોંચી શકે છે. પરંતુ બ્રહ્માંડની સિસ્ટમની ઘટનાઓને અયોગ્ય પરિણામોથી રોકે છે અને તેને માત્ર યોગ્ય પરિણામો સુધી લઈ જાય છે. બ્રહ્માંડની આ પરિણામરૂપી ભૌતિકતા (ટેલીઓલોજિકલ) એ સાબિત કરે છે કે, વિશ્વમાં બનતી ઘટનાઓ પાછળ કોઈનો ઈરાદો કામ કરી રહ્યો છે.

બ્રહ્માંડના આયોજનનું વ્યવસ્થિત હોવું અને સતત કાયમ રહેવું એ સાબિત કરે છે કે, તેને માર્ગદર્શન પુરૂ પાડવામાં આવે છે. સર આર્થર ઈડીંગ્ટને નિર્દેશ કર્યો છે કે, આધુનિક ક્વોન્ટમ થિયરીનું આ પાસુ ખૂબ જ આશ્ચર્યજનક છે. કારણ કે એ પ્રેરણા ધાર્મિક સિદ્ધાંતોનું વૈજ્ઞાનિક સમર્થન કરે છે.

## બ્રહ્માંડને નિયંત્રણ કરનારી ૪ (ચાર) શક્તિઓ (વિજ્ઞાન તૌહીદ તરફ) :

ભૌતિકશાસ્ત્રમાં ન્યુટન પછી એ સમજવામાં આવ્યું કે, ચાર પ્રકારના નિયમો અથવા શક્તિઓ છે, જે પ્રકૃતિને નિયંત્રણ કરે છે : (૧) ગુરૂત્વાકર્ષણ બળ (૨) ઈલેક્ટ્રોમેગ્નેટિક બળ (૩) શક્તિશાળી ન્યુક્લિયર બળ અને (૪) નિર્બળ ન્યુક્લિયર (પરમાણુ) બળ.

ગુરૂત્વાકર્ષણનો નિયમ એક બનાવ પ્રમાણે ન્યુટને એ વખતે માલૂમ કર્યો, જ્યારે કે તેણે સફરજનના વૃક્ષ પરથી સફરજનને નીચે પડતાં જોયું.

"સફરજન ઉપરની તરફ કેમ ન ગયું, નીચે જમીન પર કેમ આવ્યું." આ પ્રશ્નના જવાબ સુધી તેને પહોંચાડ્યો કે જમીનમાં અને એવી રીતે બધા કાર્યક્ષેત્રમાં ગુરૂત્વાકર્ષણ હોય છે. ત્યાર પછી આઈન્સ્ટાઈને તેમાં કેટલાક ટેકનિકલ સુધારા કર્યા. જો કે મુખ્ય સિદ્ધાંત આજે પણ વિજ્ઞાનમાં મનાય છે. ઈલેક્ટ્રીકલ આકર્ષણનો અનુભવ પ્રથમ વખતે ફેરે ૧૮૨૧માં કર્યો. તેણે જણાવ્યું કે વિજળીની શક્તિ અને મેગ્નેટની શક્તિ એકબીજા સાથે નિકટનો સબંધ રાખે છે.

શરૂઆતના ૫૦ વર્ષો સુધી બધી કુદરતી ઘટનાઓની સમજૂતિ માટે ઉપરોક્ત નિયમો પૂરતા સમજવામાં આવતા હતા. પરંતુ આધુનિક સમયમાં જ્યારે એટમના આંતરિક માળખા વિશે જાણકારીમાં વધારો થયો અને એ જાણ્યું કે એટમ કરતાં પણ નાના કણો છે, જે એટમની અંદર કામ કરી રહ્યા છે, તો શારીરિક સિદ્ધાંતોમાં પરિવર્તન શરૂ થઈ ગયું. અહીંયાંથી શક્તિશાળી પરમાણુઓ અને નિર્બળ પરમાણુઓની થિયરી જન્મી. એટમનું આંતરિક કેન્દ્ર (ન્યુક્લિયસ) અલ્ટ્રોનથી ઘેરાયેલું છે, જે પ્રોટોન નામના કણોથી ઘણા નાના અને હલ્કા છે. પરંતુ સંશોધન એ બતાવે છે કે, દરેક અલ્ટ્રોન એ જ ચાર્જ રાખે છે, જે ભારે પ્રોટોન રાખે છે. અલબત્ત બંને એકબીજાના વિરોધી છે. અલ્ટ્રોનમાં નકારાત્મક વિદ્યુત હોય છે, જ્યારે પ્રોટોનમાં હકારાત્મક વિદ્યુત. અલ્ટ્રોન એટમની બાહ્ય દિશામાં એવી રીતે ફરે છે કે, તેમાં અને એટમના કેન્દ્ર (ન્યુક્લિયસ) વચ્ચે ઘણી જગ્યા હોય છે. પરંતુ નકારાત્મક અને હકારાત્મક બંનેમાં બરાબર હોય છે. અને તેને લીધે એટમ એકંદરે પરમાણુ શક્તિ અનુસાર તટસ્થ અને સ્થિર રહે છે.

હવે પ્રશ્ન એ થાય છે કે, એટમનું કેન્દ્ર સ્થિર કેમ રહે છે. અલ્ટ્રોન અને પ્રોટોન અલગ અલગ થઈને વિખેરાઈ જતા કેમ નથી ? સ્થિર રહેવાનું એક કારણ એ બતાવવામાં આવે છે કે, પ્રોટોન અને ન્યુટ્રોનની નજીક એક આકર્ષણ હોય છે. આ શક્તિ એક પ્રકારના કણોથી નીકળે છે, જેને મેસન્સ કહે છે. એટમમાં પ્રોટોન અને ન્યુટ્રોનના કણોને સામાન્ય્ રીતે સમાન સમજવામાં આવે છે. લોહચુંબકના બે ટુકડાઓને લો અને બંનેને એક જ

દિશામાં (દક્ષિણ દિશાને દક્ષિણ દિશા સાથે અથવા પૂર્વ દિશાને પૂર્વ દિશા સાથે) મેળવો, તો એકબીજાને દૂર ફેંકશે. આ નિયમ પ્રમાણે પ્રોટોન અને ન્યુટ્રોનને એકબીજાથી દૂર થવું જોઈએ, પરંતુ એવું થતું નથી. કારણ કે પ્રોટોન અને ન્યુટ્રોન દરેક ક્ષણે બદલાયા કરે છે. અને એ ફેરફાર વચ્ચે મેસન્સના રૂપમાં શક્તિ નષ્ટ કરે છે, જે તેમને જોડે છે. તેનું નામ શક્તિશાળી ન્યુક્લિયર ફોર્સ છે. એવી રીતે કેટલાક વૈજ્ઞાનિકોએ જોયું કે કેટલાક એટમના અમુક કણો (ન્યુટ્રોન, મેસન) અચાનક તૂટી જાય છે. આવું રેડિયમમાં બને છે. એટમના કણોનું આ રીતે અચાનક તૂટવું ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંત વિરૂદ્ધનું છે. કારણ કે એ જાણી શકાતું નથી કે એટમના કણોમાંથી પ્રથમ ક્યો તૂટશે. તેનો આધાર સંયોગ પર છે. આ સમજૂતિ માટે એટમમાં જે રહસ્યમય શક્તિ હોય છે, તેનું નામ નિર્બળ ન્યુક્લિયર ફોર્સ છે. વૈજ્ઞાનિકોનું કહેવું છે કે, આ ચાર શક્તિઓના અસરથી બ્રહ્માંડમાં બધી ઘટનાઓ બને છે. પરંતુ વિજ્ઞાન પોતાના સ્વભાવ પ્રમાણે હંમેશા એકની શોધમાં રહે છે. બ્રહ્માંડનો વૈજ્ઞાનિક અનુભવ બતાવે છે કે, સમગ્ર સૃષ્ટિ સુસંગત બનીને ચાલી રહી છે. આ સુસંગતતા નિર્દેશ કરે છે કે, કોઈ કાનૂન છે, જે સૃષ્ટિની વ્યવસ્થાને ચલાવે છે. માટે ભૌતિકશાસ્ત્ર કાયમી રીતે એક યુનાઈટેડ નિયમની શોધમાં છે. વિજ્ઞાનની અંતરાત્મા સતત એ પ્રયત્નોમાં રહે છે કે, તે પ્રકૃતિના કાયદાની સંખ્યાને ઘટાડે અને કોઈ એક એવો કુદરતનો સિદ્ધાંત શોધે, જે બધી ઘટનાઓની સમજૂતિ આપે.

## એટમના સ્તર અને સૂર્યમંડળના સ્તર પર પદાર્થોના કાર્યમાં વિરોધાભાસ :

વિજ્ઞાનમાં કોઈ 'સિદ્ધાંત'નો અર્થ એ થાય છે કે, તે સમગ્ર વિશ્વમાં સમાન રીતે કાર્ય કરે છે. જો એક કેસ પણ એવો હોય, જેની ઉપર તે વળગેલો ન હોય તો તેનો માન્ય સિદ્ધાંત શંકાશીલ બની જાય છે. માટે જ્યારે એ જાણમાં આવ્યું કે, એટમના સ્તર પર પદાર્થો એવી રીતે કાર્ય નથી કરતા, જેવી રીતે સૂર્યમંડળના પદાર્થોનો અનુભવ કર્યો છે, તો અર્થઘટન પ્રમાણે વિજ્ઞાનનો સિદ્ધાંત રદ થઈ ગયો.

આઈન્સ્ટાઈનને આ વાત સમજમાં ન આવી. કારણ કે આ રીતે બ્રહ્માંડ ભૌતિક કરિશ્માને બદલે નિર્ણયી (ખુદાપાક તરફથી) કરિશ્મા છે. તેણે આ સમસ્યા પર સંશોધન શરૂ કર્યું. પોતાના જીવનના છેલ્લા ૩૦ વર્ષો તેણે એ પ્રયત્નમાં વિતાવ્યા કે પ્રકૃતિની વ્યવસ્થામાં આ વિરોધાભાસને દૂર કરે. સૂર્યમંડળ અને એટમી વ્યવસ્થાના કાર્યને એક કાનૂન હેઠળ લાવી શકે, પરંતુ એ તેમાં સફળ ન થઈ શક્યો અને તેનું મૃત્યુ થઈ ગયું.

આઈન્સ્ટાઈને વર્ણવેલ કાનૂનોમાંથી પહેલા બે કાનૂનો ગુરૂત્વાકર્ષણ અને ઈલેક્ટ્રીકલ આકર્ષણના એકીકરણના પ્રયત્નો કર્યા અને તેમાં ૨૫ વર્ષથી વધારે મુદ્દત પસાર કરી. પરંતુ તે સફળ ન થઈ શક્યો. કહેવાય છે કે તેણે પોતાના પુત્રને પોતાના મૃત્યુ પહેલાં કહ્યું હતું કે, મારી ઈચ્છા હતી કે હું હજુ વધારે મેથેમેટિકલ જાણતો, જેથી આ સમસ્યાનું નિવારણ કરતો. ડૉક્ટર અબ્દુસ્સલામ (જન્મ : ૧૯૨૬) અને બીજા બે અમેરિકન વૈજ્ઞાનિકો (ગ્લાસગો અને વેનબર્ગ)ને ૧૯૭૯ માં ભૌતિકશાસ્ત્રનું જે સંયુક્ત નોબેલ ઈનામ મળ્યું છે, એ તેમના આ પ્રકારના સંશોધનો પર છે. તેમણે વર્ણન કરેલ પ્રકૃતિના કાનૂનમાંથી અંતિમ બે કાનૂન (શક્તિશાળી અને નિર્બળ ન્યુક્લિયર ફોર્સ)ને એક ગણિતિક યોજનામાં એકત્ર કરી દીધા. આ થિયરીનું નામ G.S.W. Theory રાખવામાં આવ્યું છે. તેના દ્વારા તેમણે એ સાબિત કર્યું છે કે, બંને કાનૂનો અસલમાં એક છે. એ રીતે તેમણે ચારને ઘટાડીને ત્રણ કરી દીધા. કહેવાય છે કે, આ શોધનું અસલ સન્માન ડૉ. અબ્દુસ્સલામના શિરે છે, પરંતુ તેમને એકલાને ઈનામ ન મળ્યું. તેનું કારણ છે કે, તેઓ પછાત દેશ પાકિસ્તાનના વતની હતા. જે પોતાની પાસે આવા સંશોધનોના સાધનો નથી રાખતા. આવી શોધ એવી સંસ્થાઓમાં થઈ શકે છે, જેમની પાસે અરબો રૂપિયા હોય, અત્યંત આધુનિક યંત્રો હોય અને કોઈ સંશોધન માટે અસંખ્ય વૈજ્ઞાનિકોની સેવા પ્રાપ્ત કરતું હોય. એવી સંસ્થાઓ અમેરિકા, જાપાન અથવા યુરોપમાં જ હોય છે. આ બાબત મુસ્લિમ દેશોના શાસકોએ વિચારવા જેવું છે.

વિજ્ઞાન ભલે પોતાને 'શું છે' ના પ્રશ્ન સુધી સિમિત રાખે છે. તે 'કેમ

છે' ના પ્રશ્ન સુધી જવાના પ્રયત્નો કરતું નથી. પરંતુ તે છતાં આ એક હકીકત છે કે, વિજ્ઞાને જે વિશ્વની શોધ કરી છે, તે એટલી આશ્ચર્યજનક છે કે, તેને જાણ્યા પછી કોઈ વ્યક્તિ 'કેમ છે' ના પ્રશ્નથી પીડાયા વગર રહી શકતો નથી. મેક્સવેલ (૧૮૩૧-૭૯) જેમણે ઈલેક્ટ્રીકલ આકર્ષણની ક્રિયા-પ્રતિક્રિયાના કાનૂનોને ગણિતિક સમાનતામાં ખૂબ જ સફળતા સાથે રજૂ કર્યા. માનવીથી બહાર પ્રકૃતિનું જે આયોજન છે, તેને જોઈને બોલ્ટઝમન બોલી ઉઠ્યા : તે કોણ ખુદા હતા, જેમણે આ નિશાનીઓ મૂકી દીધી ? "Who was the God who wrote these signs ?"

એવું લાગે છે કે, કુર્આને કરીમના વર્ણને બ્રહ્માંડને પકડેલું છે. સૂર્ય-મંડળના સ્તરના હલનચલનનો અભ્યાસ કરી માનવીએ ૧૮મી અને ૧૯મી સદીમાં આ માની લીધું કે, તેનું હલનચલન પદાર્થોને કારણે થાય છે. એ જાણે ખુદાના કુર્આની ખ્યાલનો નકાર હતો, પરંતુ જ્યારે જ્ઞાનનો સમુદ્ર આગળ વધ્યો તો બીજી વખતે કુર્આનની વાત વિજયી બની. ૨૦મી સદીમાં એટમી વ્યવસ્થાના અભ્યાસે બતાવ્યું કે, એટમના સ્તર પર તેના કણોના હલનચલનના કોઈ કાનૂનની માનવીને કાયદેસર ખબર નથી. એ ફક્ત અલ્લાહપાકના હુકમનુસાર જ હલનચલન કરી અલ્લાહપાકના ચાહેલ પરિણામો અસ્તિત્વમાં લાવે છે.

## માનવી જેને વિજ્ઞાન શોધી ન શક્યું :

આધુનિક વિદ્વાનો લાંબા અનુભવો પછી એ પરિણામ પર આવ્યા છે કે, જે રીતે આપણે નિર્જીવ પદાર્થોના અભ્યાસમાં સફળ થયા છીએ, એવી રીતે આપણે માનવી વિશે હકીકતો શોધી શક્યા નહીં. સ્થિર સામગ્રી (ભૌતિક પદાર્થો)નું જ્ઞાન અને પ્રાણીઓ તેમજ વનસ્પતિના જ્ઞાન વચ્ચે એ તફાવત છે કે, સ્થિર પદાર્થો એક નક્કી કાયદાના પાબંદ છે, જ્યારે કે પ્રાણીઓ અને વનસ્પતિઓ પોતાની જગ્યાએ હંમેશા પોતાનું સ્વરૂપ બદલ્યા કરે છે. જો કે ભૌતિક દુનિયાનું જ્ઞાન પણ હમણાં સુધી માત્ર વિશિષ્ટ વિજ્ઞાન (Descriptive Science)ના સ્થાન સુધી પહોંચ્યું છે. જે હકીકતમાં

વિજ્ઞાનનું જ એક નાનું સ્વરૂપ છે. કારણ કે એ જ્ઞાન વસ્તુઓની અસલ વિશિષ્ટતાને આપણા ઉપર જાહેર કરતું નથી, બલ્કે તેની અમુક વિશિષ્ટતાઓ દા.ત. વજન, અવકાશીય પરિણામો વગેરેનું વર્ણન કરે છે. જો કે આ વિજ્ઞાનથી એ થયું કે, આપણામાં એટલી શક્તિ પેદા થઈ ગઈ કે આગામી આવનારી ઘટનાઓ વિશે આગાહી કરી શકીએ. પદાર્થોનું સંશ્લેષણ અને તેના લક્ષણો જાણી લીધા પછી આપણે આપણાં શરીર સિવાય લગભગ દરેક પર કાબૂ મેળવી શક્યા છીએ.

હું એલેક્સિસ કેરલનુ અવતરણ રજુ કરૂં છું : "માનવી એક જટિલ અને અવિભાજ્ય અંગ છે. કોઈ પણ સરળતાથી તેનું પ્રતિનિધિત્વ કરી શકતું નથી. કોઈ એવી પદ્ધતિ નથી કે તેના દ્વારા એક સાથે તેના આખા શરીરના સમગ્ર અંગોને અને બાહ્ય વિશ્વ સાથે તેના સબંધોને સમજી શકીએ. પોતાના શરીરના વિશ્લેષણ માટે આપણને વિવિધ ટેકનિકલ કુશળતાની મદદ લેવી પડે છે."

માનવી તેની સાથે જ એક લાશ (ડેડ) છે. તેને નિષ્ણાંતો વાઢકાપ કરે છે, તે એક ચેતના છે, તે એક વ્યક્તિત્વ (અંગત લાક્ષણિકતા) છે. તેમાં જોવાથી એ વાતની જાણ જાય છે કે તે તેના શરીરના ઉંડાણમાં છૂપાયેલ છે. તે એક કેમિકલ પણ છે. તેનાથી શરીરમાં ધાતુ બને છે. તે સેલ અને ખોરાક માટેનો એક ભંડાર છે. તેના શારીરિક કાનૂનનો અભ્યાસ શરીરવિજ્ઞાન કરે છે. તે એક ઘરેલુ અર્થશાસ્ત્રનો વાહક છે. તેનું કાર્ય ઉત્પાદિત થયેલ વસ્તુઓને વાપરવી છે. જેથી મશીન કે જેનો તે ગુલામ બની ગયો છે. બરાબર કામ કરતું રહે, પરંતુ તેની સાથે તે એક શાયર, બહાદુર અને નેક વ્યક્તિ પણ છે. તે ન માત્ર એક જટિલ અસ્તિત્વ છે, જેનું સંશોધન વિજ્ઞાન દ્વારા કરવામાં આવી રહ્યું છે, બલ્કે તે માનવતાના વલણો, અનુમાનો અને આશાઓનું કેન્દ્ર છે. નિઃશંક, માનવીએ પોતાની વાસ્તવિક્તાને જાણવા માટે ખૂબ જ પ્રયત્નો કર્યા છે. આપણી પાસે બધા યુગોના વૈજ્ઞાનિકો, શાયરો અને સૂફીઓના અનુભવોનો એક પહાડ છે. પરંતુ આપણે આપણા શરીરની માત્ર અમુક બાબતોને જ શોધી શક્યા છે. આપણે માનવીને તેની

સામાન્ય સ્થિતિથી હજુ બરાબર સમજી શક્યા નથી. આપણે તેની અલગ-અલગ રચના સમજીએ છીએ અને એ ભાગો પણ આપણા જ બનાવેલા છે. આપણામાંથી દરેક વ્યક્તિ એક કાલ્પનિક આકૃતિ છે, જેની અંદરથી એક અજ્ઞાત હકીકત ટપકે છે.

હકીકતમાં આપણી અજ્ઞાનતા ખૂબ જ છે. તે લોકો જે મહાન વિભૂતિ-ઓનો અભ્યાસ કરે છે. તેઓ પોતાનાથી જ એવા પ્રશ્નો કરે છે, જેનો કોઈ જવાબ નથી. આપણી આંતરિકતા હજુ સુધી અજ્ઞાત છે. સેલના જટિલ અને બાહ્ય અવયવોના બંધારણ માટે કેવી રીતે કેમિકલ્સ મોલેક્યુલ પરસ્પર મળે છે. તાજા ઈંડાના ગર્ભમાં સજીવ બચ્ચુ કેવી રીતે તૈયાર થાય છે. જેવી રીતે સેલ પોતાના પ્રયત્નોથી અંગોમાં વ્યવસ્થિત થઈ જાય છે, કીડીઓ અને મધમાખીઓની જેમ એ સેલને ખબર પડી જાય છે કે પોતાના જૂથોને જીવિત રાખવા તેમણે શું કામ કરવાનું છે. અને ગુપ્ત બનાવટો દ્વારા એક એવી શારીરિક રચના બનાવવા સક્ષમ બની જાય છે, જે સામાન્ય અને જટિલ બંને હોય છે.

આપણે જાણીએ છીએ કે આપણે અંગો અને ચેતનાથી આયોજિત છીએ, પરંતુ ચેતના અને મગજ વચ્ચેના સબંધો હજુ સુધી રહસ્યમય છે. આપણને ચેતાકોષોના હાજર હોવાનું પુરૂ જ્ઞાન નથી. પ્રતિબદ્ધતા કેટલીક હદે ભૌતિક સિસ્ટમોમાં પરિવર્તન લાવે છે. કેવી રીતે મગજ અંગોની પરિસ્થિતિથી અસર લે છે.

## ભૌતિકતાને કંટ્રોલ કરનારા માનવીથી વિજ્ઞાન તદ્દન અજાણ છે

આપણે એ પણ જાણતા નથી કે હાડપિંજર, સ્નાયુઓ, અંગો અને માનસિક તેમજ આધ્યાત્મિક પ્રવૃત્તિઓ વચ્ચે ક્યા પ્રકારના સબંધો છે ? આપણે તે વિશે અજાણ છીએ, જેને કારણે જ્ઞાનતંતુઓનું સંતુલન, થાક અને બીમારીઓથી બચાવ થાય છે. આપણે જાણતા નથી કે નૈતિક લાગણીઓ, નિર્ણય અને હિંમતને કેવી રીતે વધારી શકાય છે. નૈતિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓની અગત્યતા શું છે, એસ્થેટિક અને આધ્યાત્મિક

પ્રવૃત્તિઓની શી જરૂરત છે, ક્યા પ્રકારની શક્તિથી ઈરેડિયેશન (રૂહાની-ચમત્કારિક) સબંધો જાહેર થાય છે ? તેમાં કોઈ શંકા નથી કે અમુક કાર્યો અને માનસિક કારણો ખુશી અથવા તકલીફ, સફળતા અને નિષ્ફળતાનું પરિણામ હોય છે. પરંતુ આપણે તે જાણતા નથી કે એ કારણો ક્યા છે ? કોઈ વ્યક્તિમાં આપણે કૃત્રિમ ખુશી પેદા કરી શકતા નથી. હજુ સુધી આપણે એ જાણી શક્યા નથી કે, સંસ્કારી વ્યક્તિની આશામાં વધારો કરવા કેવા માહોલની જરૂરત છે. શું આપણી ફિઝિયોલોજી અને આધ્યાત્મિક માળખાથી વિરોધાભાસ, મહેનત અને તકલીફને દૂર કરવી શક્ય છે. વર્તમાન સંસ્કૃતિમાં આપણે માનવીને પડતીથી કઈ રીતે રોકી શકીએ છીએ ? આ બાબતો વિશે જે આપણો રસ છે, તેમાં ઘણા પ્રશ્નો કરી શકાય છે. તેમના કોઈ જવાબ આપી શકાતા નથી. એ સ્પષ્ટ છે કે માનવી વિશે બધુ જ્ઞાન પણ અપૂર્ણ છે અને એ કે પોતાના વિશે આપણું જ્ઞાન હજુ સુધી પ્રારંભિક સ્થિતિમાં છે.

*(Man the Unknown : P.16-19)*

ઉપરોક્ત અવતરણ એ સ્પષ્ટ કરવા માટે અપૂરતુ છે કે, 'માનવી'નું જ્ઞાન હજુ સુધી માનવીને પ્રાપ્ત થયું નથી. માનવીના જાહેરી અંગો વિશે તો આપણે ઘણું જાણીએ છીએ, પરંતુ તે માનવી જે આ ભૌતિક સંશાધનોને કંટ્રોલ કરે છે, તેનાથી આપણે અજાણ છીએ. અને એક કારણ એ છે કે આપણું જીવન હજુ સુધી આપણા માટે સિક્રેટ છે. અને જ્યાં સુધી એ ભેદ ન ખૂલે ત્યાં સુધી જીવનની રૂપરેખા શક્ય નથી. એલેક્સસ કરેલનું પુસ્તક એ જ 'અજ્ઞાત માનવી'નું સંશોધન કરવા માટે એક વૈજ્ઞાનિક કોશિશ છે. એવા પ્રકારના પ્રયત્નો વર્તમાન સમયમાં મોટા પાયા પર થઈ રહ્યા છે. પરંતુ હજુ સુધીનું પરિણામ શૂન્ય સિવાય બીજુ કંઈ નથી.

ફિલોસૂફી એન્ડ મૉર્ડન સાયન્સના પાન નં.૪૩૩ પર છે : "માનવીની અજીબ રચના છે. કેટલો અનોખો ! બધી વસ્તુઓ પર નિર્ણય જારી કરનાર (જજ), પૃથ્વીનો એક તુચ્છ જંતુ, સત્યનો હવાલદાર, અનિશ્ચિતતા અને ખામીઓની ગંદી નાળી !, બ્રહ્માંડની પ્રતિષ્ઠા પણ અને પ્રશ્ન પણ."

ફ્રાંસના એક નોબેલપ્રાઈઝ ડૉક્ટર કરેલે (Dr. Alexs Carrel) એક આખું પુસ્તક 'અજાણ માનવી' (Man the unknown) નામે લખ્યું. માનવીએ ભલે અનેક વિષયો પર પુસ્તકાલયો ભરી દીધા છે, પરંતુ પોતે અથવા તેની માનવતા શું છે ? તેનાથી અજ્ઞાન જ થતો જાય છે. તેમનો એક નાનો લેખ આ પ્રમાણે છે :

"અમારી પાસે વિશ્વભરના વિદ્વાનો વિજ્ઞાન, તત્વજ્ઞાન અને રહસ્યના જ્ઞાનો અને અનુભવોનો એક મોટો ભંડાર એકત્ર થઈ ગયો છે. જો કે આપણો સ્વયં પોતાની જાત અને વાસ્તવિક્તાના ક્ષેત્રમાં અમુક જ ભાગ જાણી શકાય છે. સંપૂર્ણ રીતે માનવીને આપણે નથી જાણી શક્યા. બસ વેરવિખેર રીતે અલગ અલગ ભાગોને એક પેસ્ટની શકલ સમજી રાખી છે અને આ ભાગો પણ આપણા પોતાના સમજેલા છે."

એવી રીતે એક મોટા વૈજ્ઞાનિકે એક પુસ્તક 'સાયન્સના જટિલ અણ-ઉકલેલ પ્રશ્નો' લખ્યું છે. તેમાં પણ વિજ્ઞાનની સૌથી અણઉકલેલ સમસ્યા-ઓમાં માનવીને ગણાવ્યો છે.

વૈજ્ઞાનિક કોઈ સમસ્યામાં તેનાથી વધારે અસમર્થ અને અસહાય નથી, જેટલો પોતાના મામલામાં. તે અણુઓને તોડી શકે છે, દૂરથી દૂરના તારાઓના પ્રકાશને ખેંચી શકે છે. તે વિજળીને ગુલામ બનાવી શકે છે. પરંતુ એ જ વૈજ્ઞાનિક જ્યારે જીવનની હકીકત અને તેનાથી આગળ પોતાની અથવા માનવતાની હકીકત સમજવા માંગે છે, તો અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. ન જીવન નિયંત્રણ હેઠળ અનુભવને વેઠનાર છે, અને ન માનવી. *(Unsolved Problems : A. W. Haslet)*

એક બાજુ એ સ્વીકારવામાં આવે છે કે તે અસમર્થ છે, બીજી બાજુ વિજ્ઞાનનું નામ લઈને ઉત્ક્રાંતિથી માનવીને એક પ્રગતિશીલ અને શ્રેષ્ઠ પ્રાણી અને વાંદરાઓનો પિતરાઈ ભાઈ હોવો એક માન્ય ઘટના બની ગઈ છે. આમ તો માનવીનો સબંધ વાંદરાઓથી તો શું, પૃથ્વી અને આકાશની બધી સજીવ અને નિર્જીવ વસ્તુઓથી મેળવી શકાય છે.

## માનવી પ્રોટો પ્લાઝમ (જીવદ્રવ્યો) કોષો પર આધારિત છે :

જેને આપણે માનવી કહીએ છીએ, તે પ્રોટો પ્લાઝમના બનેલા કરોડો કોષો પર આધારિત એક શરીર છે. પ્રોટો પ્લાઝમ શું છે ? તે નિર્જીવ વસ્તુઓનો એક નાનો એકમ છે, જેમાં સજીવ થવાની અસામાન્ય લાયકાત છે. સાદા શબ્દોમાં તે જીવનનો એકમ છે. પરંતુ એ એક વાસ્તવિક્તા છે કે જેવી રીતે આપણે ભૌતિક વિશ્વને સમજવા માટે તેનો અભ્યાસ કરીએ છીએ, ઠીક એવી રીતે આપણે પ્રોટો પ્લાઝમનો અભ્યાસ કરી શકતા નથી.

તે બધું જેને આપણે નરી આંખે જોઈએ છીએ, તે કેટલીક ચીજોની રચના જ હોય છે. જો સાધન પર્યાપ્ત હોય તો આપણે આ બધી રચનાઓને અસ્તિત્વમાં લાવી શકીએ છીએ અને તેને ખતમ પણ કરી શકીએ છીએ. તેના આધારે જર્મન ફિલોસોફર કાન્ટે (ઈ.સ.૧૭૫૫માં) કહ્યું હતું : "મને સાધનો પર્યાપ્ત કરો અને હું તમને બતાવીશ કે વિશ્વ આ મૂળતત્વોથી કેવી રીતે બનાવવામાં આવે છે." હાઈકેલ (Heackel)એ દાવો કર્યો કે, "પાણી, કેમિકલ્સ અને સમય મળે તો તે એક માનવીનું સર્જન કરી શકે છે."

દા.ત. પાણી વિશે સંશોધન થઈ ચૂક્યું કે તેનો એક મોલેકુલ (Molecale) ઑક્સિજનના એક એટમ અને હાઈડ્રોજનના બે એટમથી બનેલ હોય છે. આ આપણા કંટ્રોલમાં છે કે આપણે એ ગેસોને તેના પ્રમાણમાં મેળવીને પાણીનું સ્વરૂપ આપી શકીએ અથવા પાણીના પરમાણુઓને તોડીને બીજી વખત ઑક્સિજન અને હાઈડ્રોજનમાં ફેરવી શકીએ. પરંતુ માનવીનો મામલો તેની વિરૂદ્ધ છે. વિજ્ઞાને તે ભાગો જાણી લીધા છે, જે પ્રોટો પ્લાઝમમાં હોય છે. અને તેના ચોક્કસ ગુણોત્તર પણ જાણી લીધા છે. પરંતુ માનવી એ કહી શકતો નથી કે આ અંશોને આ ચોક્કસ માત્રામાં મેળવીને જીવન અર્પી શકે. પ્રોટો પ્લાઝમના ભાગોમાં જે ચોક્કસ ગુણોત્તર છે, ઠીક એ જ માત્રાથી એ અંશો મેળવાય છે. પરંતુ તે પ્રોટો પ્લાઝમ નથી બનતો, જે સજીવ હોય. હાલાંકે બીજા કેમિકલ્સ તેની માત્રામાં મેળવવાથી બની જાય છે. વાસ્તવિક્તા એ છે કે, આપણે જેવી રીતે ભૌતિક ચીજોને વાપરીને ભૌતિક ઘટનાઓ

અસ્તિત્વમાં લાવીએ છીએ, ઠીક એવી રીતે આપણે માનવી પર અધિકાર જમાવવાની કુદરત ધરાવતા નથી.

## મૃત માનવી પર અભ્યાસ શક્ય છે, ન કે જીવિત માનવી પર :

આ આપણી પહેલી અસમર્થતા છે, જેનો એકરાર કરવા આપણે મજબૂર છીએ. બીજી તેનાથી મોટી બાબત એ છે કે, માનવી સબંધી આપણી બધી શારીરિક શોધ મૃત માનવી વિશેનો અભ્યાસ છે. જીવિત માનવી પર અભ્યાસ કરવાની આપણી ક્ષમતા નથી. વિજ્ઞાને તે ભાગો શોધી લીધા છે, જે પ્રોટો પ્લાઝમમાં છે. અને તેનો ખાસ ગુણોત્તર પણ જાણી લીધો છે. પરંતુ એ જાણી શકાયું નથી કે તેમની વચ્ચે તે કઈ ખાસ તરતીબ છે, જેને કારણે પ્રોટો પ્લાઝમ આત્માવાળો બન્યો રહે છે અને જ્યાં આ તરતીબ (ક્રમ) બગડી જાય છે કે તરત સજીવ પ્રોટો પ્લાઝમ નિર્જીવ બની જાય છે. અસલમાં તે ખાસ ક્રમ જ છે, જે પ્રોટો પ્લાઝમમાં આત્માને હાજર રાખે છે, પરંતુ મુશ્કેલી એ છે કે, આ ખાસ ક્રમને બાકી રાખવા માટે પ્રોટો પ્લાઝમનું વિશ્લેષણ કરવા માટે આવશ્યકપણે તેના કેમિકલ્સને તોડવા પડે છે અને જ્યારે આપણે એવું કરીએ છીએ તો તેના અંદરથી જીવન ખતમ થઈ જાય છે. પરિણામ એ આવે છે કે, જ્યારે પણ પ્રોટો પ્લાઝમના કેમિકલ્સનું વિશ્લેષણ કરવામાં આવે છે, તો તે સમયે તેની અંદરથી આત્મા નીકળી જાય છે. એવું ક્યારેય ન થયું કે કેમિકલ્સનું વિશ્લેષણ થઈ રહ્યું હોય અને પ્રોટો પ્લાઝમમાં આત્મા હાજર હોય. અને સ્પષ્ટ છે કે જ્યાં સુધી એવું ન થશે એટલે કે આત્માની હાજરી (જીવિત અવસ્થા)માં વિશ્લેષણ નહીં થાય, જીવનની વાસ્તવિક્તા જાણવામાં વિજ્ઞાન હંમેશા અંધારામાં રહેશે.

પરંતુ આપણી તકલીફ અહીંયાં ખતમ થતી નથી. તે આનાથી ઘણી આગળ જાય છે. માની લો કે એક વ્યક્તિ પોતાના શિરે એ કામ લે છે કે તે માનવતાની હકીકત માલૂમ કરશે અને માનવીઓને બતાવશે કે જીવનનો કાનૂન ક્યો છે ? આ હેતુ માટે તે માનવ વસાહતોથી પોતાનો અભ્યાસ શરૂ કરે છે. લાંબી મુદ્દત પછી વિવિધ સમાજોની તપાસ કર્યા પછી તેને ફિલીંગ

થાય છે કે સમાજ તો માનવીઓનો બનેલો સમૂહ છે. એટલા માટે જ્યાં સુધી આપણે માનવીને નહીં સમજીએ, સમાજને કેવી રીતે સમજી શકાય. હવે તે સમાજને છોડીને માનવી પર અભ્યાસ શરૂ કરે છે. તે માટે તે સૌપ્રથમ મનોવિજ્ઞાન તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે. અહીંયાં તેને લાગે છે કે તેનો કોઈ એક દૃષ્ટિકોણ નથી, બલ્કે તેની ઘણી શાખાઓ છે અને બધાના પરિણામો અલગ અલગ છે. મનોવિજ્ઞાનની એક શાખાનો દાવો છે કે, માનવીના બધા કાર્યોનું કેન્દ્ર તેની અનુભૂતિ છે. કોઈનું કહેવું છે કે, માનવી બાહ્ય દુનિયાથી સભાનપણે અથવા બેભાનપણે જે અસર કબૂલ કરે છે, તેનું દરેક કાર્ય તેનું રિએક્શન છે. કોઈ જાતિય ઈચ્છાને તેના બધા કાર્યોનો પ્રેરક બતાવે છે. કોઈ અંતરાત્માને અસલ માને છે અને તેના અનુસંધાનમાં માનવીની પૂરી ઝિંદગીનું અર્થઘટન કરે છે અને કોઈ કહે છે કે, બુદ્ધિ અને મન કોઈ વસ્તુ નથી. માનવીના વિવિધ અંગોની લગામ કોઈ એક કેન્દ્રિય શક્તિ પાસે નથી, બલ્કે માનવી પોતાના શરીરના જે અંગ તરફ વધારે ધ્યાન આપે છે, તે વિકાસ પામે છે. તેના પરિણામે કોઈ સારો ડાન્સર્સ બની જાય છે, તો કોઈ સારો વિચારક. મનોવિજ્ઞાનનો આ વિરોધાભાસ એટલો વધી ગયો છે કે કેટલાક લોકો શરૂઆતથી જ આ ઘટનાનો ઈન્કાર કરે છે. અને એમ કહે છે કે, આ નામનું કોઈ જ્ઞાન હકીકતમાં અસ્તિત્વ ધરાવતું જ નથી.

વિચારોના આ જંગલને જોઈને તે વિચારે છે કે, માનવીના અસ્તિત્વના બીજા ભાગ જીવવિજ્ઞાનનો અભ્યાસ કરે, જેથી બંનેના પરિણામોને મેળવીને કોઈ અભિપ્રાય આપી શકાય. જ્યારે માનવીને તે એ સ્થિતિથી જુએ છે, તો તેને નજર આવે છે કે, માનવી પાચનતંત્ર, શ્વાસોચ્છવાસની વ્યવસ્થા, રુધિરાભિસરણ તંત્ર વગેરેનું કલેકશન છે. આ વ્યવસ્થાનો પાયો કેટલાક કેમિકલ્સના પરિવર્તન પર આધારિત છે, જે અમુક કેમિકલ્સ અને તેમના પરસ્પરના કાર્ય અને રિએક્શનથી પેદા થાય છે. એવું લાગે છે કે, શરીરનું આખું તંત્ર રાસાયણિક વિશ્લેષણો (Metabolism)ની જ એક આકૃતિ છે.

હવે તે વિચાર કરે છે તો એ પરિણામ પર પહોંચે છે કે, જ્યારે

માનવીના શરીરનું અસ્તિત્વ અને તેની વૃદ્ધિ કેમિકલ્સના ફેરફારથી છે, તો પહેલાં કેમિકલ્સના ફેરફારોના સિદ્ધાંતોને જ સારી રીતે સમજી લેવા જોઈએ. તે સિવાય માનવી વિશે સંતોષકારક જ્ઞાન પ્રાપ્ત થઈ શકે નહીં. એટલા માટે હવે તે કેમિકલ અને ભૌતિકશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગે છે અને તેમાં પોતાનું જીવન પસાર કરી દે છે.

કેમિકલ અને ભૌતિકશાસ્ત્રનો અભ્યાસ તેને પરમાણુ અને એટમના અભ્યાસ સુધી લઈ જાય છે. પછી તે તેના પેટા વિભાગો ઈલેક્ટ્રોન અને પ્રોટોન વગેરેનો અભ્યાસ શરૂ કરી દે છે. ત્યાર પછી તેને ખબર પડે છે કે, સમગ્ર વિશ્વ ઈલેક્ટ્રો મેગ્નેટિક મોજાઓ સિવાય કંઈ નથી. એ રીતે અભ્યાસ કરતાં કરતાં છેવટે તે આધુનિક વિજ્ઞાનના અંતિમ સેક્ટર 'ન્યુક્લિયર સાયન્સ'માં દાખલ થઈ જાય છે. એ રીતે સંશોધનો છતાં તે કોઈ નક્કર પરિણામ ઉપર પહોંચતો નથી. અને જે વ્યક્તિ માનવીની હકીકત જાણવા માટે અને તેના માટે કાનૂનો ઘડવા ગયો હતો, તે એક એવી દુનિયામાં ગુમ થઈ જાય છે, જે નજર આવવા છતાં નજર આવતી નથી.

જીવનના રહસ્યોને ભૌતિક જ્ઞાનમાં સંશોધન કરવાનો આ બોધદાયક અંજામ બતાવે છે કે, જીવનનો ભેદ માનવી માટે અશક્ય છે. હવે જેવી રીતે એક બીમાર વ્યક્તિની એ અસામર્થ્યતા છે કે, તે જાતે પોતાનો ઈલાજ કરી શકતો નથી. તેને એ માનવા પર મજબૂર કરે છે કે, તેણે એક ડૉક્ટર પાસે જવું જોઈએ. એવી રીતે કુદરતી સિસ્ટમમાં માનવીનું એક ચીજ માટે જરૂરતમંદ હોવું અને પછી એ જરૂરતની પૂર્ણતા માટે યોગ્ય ક્ષમતા ન હોવી એ વાતનો ઈશારો છે કે તે તેના માટે ખુદાપાકનો મોહતાજ છે, જેણે તેને વર્તમાન દેખાવ-શકલમાં બનાવ્યો છે. જેવી રીતે ખુદાએ તેને ઓક્સિજનનો જરૂરતમંદ-મોહતાજ બનાવ્યો અને પછી ઓક્સિજનને અગણિત પ્રમાણમાં સમગ્ર ધરતી પર ફેલાવી દીધો. એવી રીતે માનવીને જીવનની હકીકત જાણવાનો મોહતાજ બનાવ્યો અને પછી પોતાના નબીઓ-પયગમ્બરો દ્વારા ઝિંદગીની હકીકત સ્પષ્ટ કરી.

# સૃષ્ટિ અલ્લાહપાકની સાક્ષી આપી રહી છે

અલ્લાહપાકના અસ્તિત્વનો સૌથી મોટો પૂરાવો તેનું તે સર્જન છે, જે આપણી નજરો સમક્ષ પથરાયેલું છે. આ એક સર્વવિદિત સત્ય છે. પ્રકૃતિ વિષયક આપણું વિશિષ્ટ જ્ઞાન પોકારી રહ્યું છે કે, નિઃશંક આ વિશ્વનો કોઈ સર્જક તથા સંચાલક છે. તેના સિવાય આપણે સૃષ્ટિ તો શું ખુદ પોતાની જાતને પણ સમજી નથી શકતા.

સૃષ્ટિનું અસ્તિત્વ, તેની હેરતભરી સુવ્યવસ્થા, તેની અનંત અર્થ-સભરતાની તેના સિવાય કોઈ વ્યાખ્યા નહીં હોય શકે કે, તેનું કોઈકે સર્જન કર્યું છે. અને આ સર્જક એક અસીમ ચેતના છે, કોઈ આંધળા પરિબળો નહીં.

જ્યારે આપણે માનીએ છીએ કે સૃષ્ટિ છે, તો અનિવાર્યપણે તેનો કોઈક સર્જક પણ હોવો જોઈએ. આ તો બિલ્કુલ વાહિયાત વાત કહેવાય કે આપણે સર્જનના અસ્તિત્વને સ્વીકારીએ અને સર્જકના અસ્તિત્વને નહીં સ્વીકારીએ. અમને તો એવી કોઈ પણ વસ્તુની જાણ નથી, જે સર્જ્યા વગર અસ્તિત્વમાં આવી ગઈ હોય. પ્રત્યેક નાની-મોટી વસ્તુ પોતાનું એક કારણ ધરાવે છે. તો પછી આટલા વિરાટ વિશ્વ સબંધે કેવી રીતે આપણે વિશ્વાસ રાખી શકીએ કે તે એમ જ અસ્તિત્વમાં આવી ગયો, તેનો કોઈ સર્જક નથી, બલ્કે અકસ્માતે સર્જાયો છે.

આ વિવેકબુદ્ધિવાદીઓની બહુ જૂની દલીલ છે કે, સૃષ્ટિનો કોઈ સર્જક માનીશું તો તે સર્જકને અનિવાર્યપણે અનાદિ માનવો પડશે. જ્યારે ખુદા તઆલાને અનાદિ માનવું છે, તો શા માટે સૃષ્ટિને જ અનાદિ માની ન લઈએ ? જો કે આ એક વાહિયાત મુદ્દો છે. કારણ કે સૃષ્ટિનો કોઈ એવો ગુણ આપણી જાણમાં આવ્યો નથી, જેના આધારે તેને ખુદ પોતાનો સર્જક

કલ્પી શકાય. તે છતાં પણ ૧૯મી સદી સુધી આ દલીલમાં એક ફરેબી ચળકાટ જરૂર દેખાતો હતો. પરંતુ હવે ઉષ્માગતિ શાસ્ત્રના દ્વિતિય નિયમ (Second Law of Thermodynamics)ના ઘટસ્ફોટ પછી તો આ દલીલ તદ્દન પાયાવિહિન સાબિત થઈ ચૂકી છે.

ઍડવર્ડ લ્યુથર કેસલ એક અમેરિકી પ્રાણીશાસ્ત્ર આ નવા સંશોધનનો હવાલો આપતાં લખે છે : "આ નિયમ જેને નકામો થઈ જવાનો નિયમ (Law of entropy) કહેવામાં આવે છે, પુરવાર કરે છે કે સૃષ્ટિ અનંત-કાળથી અસ્તિત્વ ધરાવતી હોય એ શક્ય નથી. આ નિયમ દર્શાવે છે કે, ગરમ પિંડોથી ઉષ્મા નીકળીને ઠંડા પિંડોમાં સ્થળાંતર કરી રહી છે. આ ઘટના એટલી અફર છે કે તેનું ચક્ર ઉંધી દિશામાં ફેરવવું શક્ય નથી કે આ ગરમી ઠંડા પદાર્થથી નીકળીને આપોઆપ ગરમ પદાર્થમાં સ્થળાંતર કરવા લાગે. નકામાપણું, પ્રાપ્ય ઉર્જા (Available energy) અને અપ્રાપ્ય ઉર્જા (Unavailable energy) વચ્ચે સપ્રમાણતાનું નામ છે. અને એ આધારે કહી શકાય કે આ સૃષ્ટિનું નકામાપણું સતત વધી રહ્યું છે. સૃષ્ટિના ભાગ્યમાં એક ક્ષણ એવી લખાઈ ચૂકી છે. જ્યારે વૈશ્વિક સ્તરે પ્રત્યેક વસ્તુનું તાપમાન સરખું થઈ જશે અને કોઈ ઉપયોગી ઉર્જા બાકી નહીં રહેશે."

પરિણામતઃ ભૌતિક તથા રસાયણિક પ્રક્રિયા થંભી જશે અને તેની સાથોસાથ જીવનનો પણ અંત આવી જશે. પરંતુ આ હકીકતને આપણે જો ધ્યાનમાં લઈએ કે હાલ સુધી તો ભૌતિક તથા રસાયણિક પ્રક્રિયા ચાલુ છે, અને જીવનની દોડધામ જારી છે, તો આ વાત ચોક્કસ પુરવાર થઈ જાય છે કે આ સૃષ્ટિ અનાદિકાળથી અસ્તિત્વમાં નથી. નહીંતર ગરમી નિકળવાના અફર નિયમ મુજબ તેની ઉર્જા ક્યારની નષ્ટ (ખતમ) થઈ ચૂકી હોત અને અહીં જીવનની આછીપાતળી આશા પણ બાકી બચી ન હોત. આમ અનાયાસે વિજ્ઞાનના સંશોધનોથી પુરવાર થઈ ગયું કે સૃષ્ટિની એક શરૂઆત (Begining) છે. અને આમ આ સંશોધને અલ્લાહપાકની સત્યતા સાબિત કરી દીધી છે. કારણ કે જે વસ્તુ પોતાની એક શરૂઆત ધરાવતી હોય તે આપોઆપ શરૂ નથી થઈ શકતી. ચોક્કસપણે તે કોઈ પ્રથમ પ્રેરક (Prime Mover), કોઈ

સર્જક, કોઈ ખુદાપાકની મોહતાજ છે. *(The evidence of God, p.51)*

આ જ વાત સર જેમ્સ જીન્ઝે આ શબ્દોમાં કહી છે : “આધુનિક વિજ્ઞાન માને છે કે, સૃષ્ટિમાં એન્ટ્રપી-નકામાપણાંની પ્રક્રિયા હંમેશ ચાલુ રહેશે. અહીં સુધી કે તેની ઉર્જા તદ્દન ખત્મ થઈ જશે. આ એન્ટ્રપી તેની અંતિમ કક્ષાએ હજુ સુધી પહોંચી નથી. જો એવું થઈ ગયું હોતે તો આપણે તેના વિશે વિચારવા માટે હયાત ન હોતે. આ નકામાપણું આ ક્ષણે પણ ઝડપથી વધી રહ્યું છે. અને એ આધારે કહી શકાય કે આ સૃષ્ટિનું કોઈ આરંભ જરૂરી બની જાય છે. સૃષ્ટિમાં ચોક્કસપણે એવી કોઈ પ્રક્રિયા થઈ છે, જેને આપણે કોઈ વિશેષ સમયે સર્જન (Creation at a Time) કહી શકીએ. સૃષ્ટિ અનાદિકાળથી અસ્તિત્વ ધરાવે છે તેવું કહેવાની સ્થિતિમાં આપણે નથી.” *(Mysterious universe, p.133)*

આ પ્રકારના બીજા પણ ભૌતિક નિરીક્ષણો છે, જે પુરવાર કરે છે કે, સૃષ્ટિ અનાદિકાળથી અસ્તિત્વ નથી ધરાવતી, બલ્કે તે એક સીમિત ઉંમર ધરાવે છે. દા.ત. ખગોળશાસ્ત્રીય અભ્યાસ મુજબ સૃષ્ટિનું સતત વિસ્તરણ થઈ રહ્યું છે. તમે જુઓ તો તમને ખબર પડશે કે આકાશગંગાઓ અને અન્ય અવકાશી પિંડો અત્યંત ઝડપથી એકબીજાથી દૂર ભાગી રહ્યા છે. જ્યારે આપણે એક પ્રારંભિક કાળ માની લઈએ છીએ, જેમાં આ તમામ અવકાશી પિંડો એક કેન્દ્રિત અવસ્થામાં હતા. અને ત્યાર પછી તેમાં ગતિ તથા ઉર્જા ઉત્પન્ન થઈ તો આ વિસ્તરણ સ્થિતિની અત્યંત બુધ્ધિગમ્ય વ્યાખ્યા મળી જાય છે. આ પ્રકારના વિવિધ સંકેતોના આધારે સામાન્યપણે એવો અંદાજો છે કે લગભગ પાંચ અબજ વર્ષ પહેલાં એક અસામાન્ય વિસ્ફોટ થયો, તેના પરિણામે આ સમગ્ર સૃષ્ટિ અસ્તિત્વમાં આવી. હવે વિજ્ઞાનની આ શોધને સ્વીકારવી કે, “સૃષ્ટિની ઉંમર સીમિત છે” અને તેના સર્જકનો અસ્વીકાર કરવો એવું જ છે કે કોઈ વ્યક્તિ એ તો સ્વીકારે કે તાજમહાલ અનાદિ નથી, બલ્કે ૧૭મી સદીના મધ્યમાં તે બંધાયો. તેમ છતાં તેના કોઈ સર્જક તથા વ્યવસ્થાપકનો સ્વીકાર નહીં કરે. અને કહે કે, “તે આપમેળે એક વિશેષ તારીખે બનીને ઉભો થઈ ગયો છે બસ.”

## ખુદાપાકના ઈન્કારથી ખુદાપાકના ઈકરાર સુધી :

વિજ્ઞાન અને ખ્રિસ્તી ધર્મ દરમ્યાન વૈમનસ્ય અને લડાઈ ખાસ કરીને ૧૮મી અને ૧૯મી સદીમાં છેલ્લે તબક્કે પહોંચી. આ તે યુગ છે, જેમાં મોર્ડન સાયન્સની નવી નવી શોધખોળોથી લોકો એમ સમજવા લાગ્યા કે, હવે ખુદા તઆલાને માનવાની કોઈ જરૂર નથી. પહેલાં ખુદા તઆલાને માનવાનું કારણ એ હતું કે, તેને માનવા સિવાય સૃષ્ટિનું કોઈ સ્પષ્ટીકરણ થતુ ન હતું. મોર્ડન સાયન્સે પ્રારંભમાં દાવો કર્યો કે, વિજ્ઞાને સૃષ્ટિનું સ્પષ્ટીકરણ શોધી લીધું છે. અને તેના માટે કોઈ ખુદાઈ શક્તિ માનવું જરૂરી નથી. જ્યારે આ દાવો કરવામાં આવ્યો ત્યારે પણ તે કમઝોર હતો. અને ત્યાર બાદ તો વૈજ્ઞાનિકોએ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રીતે આ વાતનો સ્વિકાર કર્યો કે, તેમની પાસે ઉપરોક્ત દાવા માટે સંતોષકારક દલીલો નથી.

મોર્ડન વિજ્ઞાને અમુક પ્રયોગો કરી વસ્તુઓની વાસ્તવિક્તા અને તેના વિશ્લેષણ પછી તેના કારણો જાણ્યા. ન્યુટનને અનુભવ થયો કે, તારાઓ અને ગ્રહો અમુક ચોક્કસ અટલ નિયમોથી જકડાઈને ભ્રમણ કરે છે. ડાર્વિને સર્વેક્ષણ કર્યું કે, માનવી કોઈ અલગ પ્રાણી નથી, બલ્કે કીડા-મકોડાથી પ્રગતિ કરીને ભૌતિક નિયમોનુસાર એક જમાનામાં તે આ મોડલ સુધી પહોંચ્યો. આ પ્રકારના પ્રયોગો અને રિસર્ચ પછી વૈજ્ઞાનિકોએ તારણ કાઢ્યું કે, ધરતીથી લઈ આકાશ સુધીની બધી જ વસ્તુઓ સામાન્ય નિયમ અનુસાર પોતાના કામમાં લાગેલી છે. જેને પ્રાકૃતિક નિયમો (Law of Nature)નું નામ આપવામાં આવ્યું. વૈજ્ઞાનિકોએ દાવો કર્યો કે, હમો પણ સૃષ્ટિ બનાવી શકીએ છીએ. હૈકલે (Haeckel) દાવો કર્યો કે, પાણી અને રસાયણના મિશ્રણથી તે "માનવી"ની રચના કરી શકે છે.

દૂરબીનના અસ્તિત્વ અને ગણિત વિદ્યાની પ્રગતિ પહેલાં સૂર્યના ઉગવા અને આથમવા વિશે માણસ અજ્ઞાન હતો. માટે ખુદાઈ તાકાત માની હતી, હવે ખગોળશાસ્ત્રના બહોળા પ્રયોગોથી સાબિત થઈ ગયું કે, આકર્ષણ શક્તિની અદ્‌ભૂત વ્યવસ્થા દ્વારા સૂર્ય, ચંદ્ર, તારા અને ગ્રહો ભ્રમણ કરી રહ્યા છે.

ઉપરોક્ત દાવાઓ એવા છે, જેમકે કોઈ રેલ્વે એન્જીનના પૈંડાનું ફરવું અને પાટા ઉપર દોડવાનું જોઈ એમ સમજે કે, બધી મશીનરીના હલનચલનને લઈ પૈંડા ફરી રહ્યા છે, તો શું આ વાત સાચી માની લઈશું કે, એન્જીન પોતાની બધી મશીનરી અને પાર્ટ સાથે ડ્રાયવર અને એન્જીનીયરની મદદ વિના જ હલનચલન કરી રહ્યું છે. આ જ પ્રમાણે વૈજ્ઞાનિકોએ અમુક કારણો અને નિયમો જાણવાથી વસ્તુઓની વાસ્તવિક્તાથી સંપૂર્ણ માહિતગાર થયા વિના પોકળ દાવાઓ કર્યા છે. એક યુરોપિયન વિદ્વાનના કથનુસાર પ્રકૃતિ એ સૃષ્ટિનું સ્પષ્ટીકરણ નથી, બલ્કે તેને પોતાને માટે એક સ્પષ્ટીકરણની જરૂર છે. “Nature does not explain, She is herself in need of an explanation.” પ્રકૃતિના નિયમો તો સૃષ્ટિના બનાવો છે, તેનું સ્પષ્ટી-કરણ અને સર્જક નથી. “Nature is a fact, not an explanation.”

મરઘીનું બચ્ચુ મજબૂત ઈંડાને તોડી એકવીસ દિવસ પછી બહાર આવે છે. વિજ્ઞાને દૂરબીનથી જોઈ તેનું કારણ દર્શાવ્યું કે, તે વખતે ઈંડાની અંદર બચ્ચાની ચાંચ પાસે નાનો મજબૂત શીંગડા જેવો આકાર નીકળી આવે છે. અને તેની મદદથી ઈંડુ તોડી બહાર આવે છે. પરંતુ આટલી વાત સમગ્ર પ્રકરણનો અંત નથી લાવતી. હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે, તે ક્યા કારણો છે, જેને લઈ બચ્ચાની ચાંચ ઉપર શીંગડુ પ્રગટ થાય છે ? પહેલાં સવાલ એ હતો કે, ઈંડાનું છાણુ કેવી રીતે ફાટે છે ? હવે સવાલ એ ઉપસ્થિત થયો કે, શીંગડુ કેવી રીતે બને છે ?

એક અમેરિકી જીવશાસ્ત્રી “Cecil Boyce Human”ના શબ્દોમાં ખોરાકની પાચન પ્રક્રિયા તથા શરીરનું એક અંગ બનવાની હેરતભરી પ્રક્રિયાને પહેલાં અલ્લાહપાકનું કાર્ય ગણવામાં આવતું હતું. હવે આધુનિક વિજ્ઞાને તેને રસાયણિક પ્રતિક્રિયાનું પરિણામ કહ્યુ છે. પરંતુ શું તેનાથી અલ્લાહપાકના અસ્તિત્વની બાદબાકી થઈ ગઈ છે ? અલ્લાહપાક છે કે નહીં, એનું માપદંડ ફક્ત શું જીવશાસ્ત્રમાં ઘટતી ઘટનાઓ ઉપર આધાર રાખે છે ? શું આ એક માત્ર દંડ છે ? આખરે એ કઈ શક્તિ છે, જેણે રસાયણિક તત્વને મજબૂર કર્યો કે તે આવી હિતકારી પ્રતિક્રિયા દર્શાવે ? ખોરાક માનવીના શરીરમાં

દાખલ થયા પછી એક વિચિત્ર સ્વયંસંચાલિત વ્યવસ્થા હેઠળ જેમ વિવિધ તબક્કાઓમાંથી પસાર થાય છે, તેને જોયા પછી આ વાત ચર્ચાથી તદ્દન બહાર થઈ જાય છે કે, આ હેરતભરી વ્યવસ્થા માત્ર અકસ્માતે સર્જાઈ હોય. વાસ્તવિક્તા તો એ છે કે, આ નિરીક્ષણ પછી તો ઓર વધારે જરૂરી થઈ ગયું છે કે, આપણે એ માની લઈએ કે અલ્લાહપાક પોતાના તે મહાન નિયમો દ્વારા કાર્ય કરે છે, જેના હેઠળ તેણે આ જીવનને અસ્તિત્વ અર્પણ કર્યું છે. *(The evidence of God in an expanding Universe, P.221)*

આ (દાખલા)થી આપણે આધુનિક શોધોની હકીકત સમજી શકીએ છીએ. એ ખરી વાત છે કે, વિજ્ઞાને સૃષ્ટિ વિશે માનવીના નિરીક્ષણને બેહદ વિસ્તારી નાંખ્યું છે. તેણે દર્શાવી આપ્યું છે કે, તે ક્યા પ્રાકૃતિક નિયમો છે, જેમાં આ સૃષ્ટિ બંધાયેલી છે. અને જેના મુજબ તે ગતિમાન છે. દા.ત. પહેલાં માણસને માત્ર એટલી જાણ હતી કે, વર્ષા વરસે છે, પરંતુ હવે સમુદ્રની વરાળ ચઢવાથી લઈ વર્ષાના ટીપાંઓ વરસવા સુધીની આખી પ્રક્રિયા માણસને ખબર પડી ગઈ છે. જેના મુજબ વર્ષાની ઘટના આકાર પામે છે. પરંતુ આ બધી શોધો માત્ર ઘટનાના ચિત્રો છે. તે ઘટનાની સમજૂતી નથી. વિજ્ઞાન એ નથી દર્શાવતું કે પ્રકૃતિના નિયમો, નિયમો કેવી રીતે બની ગયા. તે કેવી રીતે આટલી ઉપયોગી સ્થિતિમાં નિરંતર આકાશ તથા ભૂમિમાં કાર્યરત્ છે. અને એટલી ચોકસાઈથી કાર્યરત્ છે કે, તેના આધારે વિજ્ઞાનમાં નિયમો ઘડવામાં આવે છે. વાસ્તવિક્તા એ છે કે, તે કુદરત જેને જાણવાના કારણે માણસ એવો દાવો કરવા લાગ્યો કે, તેણે સૃષ્ટિની સમજૂતી મેળવી લીધી છે. તે માત્ર એક ભ્રમ છે. આ વચલી કડીને અંતિમ કડી ઠરાવવા સમાન છે. અહીં આપણે ફરી ઉપરોક્ત વિદ્વાનના શબ્દો દોહરાવીશું : “Nature does not explain, she herself is need of an explanation.” અર્થાત્ કુદરત સૃષ્ટિની સમજૂતી નથી આપતી. તે સ્વયં પોતાના માટે એક સમજૂતીની માંગણી કરી રહી છે.

દરિયા (સમુદ્ર)માં આવનાર ભરતીના કારણમાં વૈજ્ઞાનિકો ચાંદનું આકર્ષણ (Gravity pull of the Moon) અને દરીયા તથા કિનારાના સૂકા

ભાગની ભૌગોલિક રચના (Geographical Configuration)ને માને છે. ધર્મ તેને રદ નથી કરતો, પરંતુ સવાલ એ છે કે, આકર્ષણ, ગુરૂત્વાકર્ષણ, ભૌગોલિક કારણો વગેરે પણ શું છે ? અને તે આ પરિણામો કેવી રીતે સર્જી શકે છે ? તેના શું કારણો છે ? છેવટે તો તે પણ સૃષ્ટિ જ છે. અને સર્જકની જરૂરત નકારી નથી શકતા, બલ્કે તેનું આટલુ વ્યવસ્થિત રીતે પરિણામ સર્જવું જ સર્જકની દલીલ છે.

ખગોળશાસ્ત્રનો અભ્યાસ દર્શાવે છે કે, વિશ્વના તમામ સમુદ્રોના તટે રેતીના જેટલા કણો હશે, કદાચ એટલી જ માત્રામાં આકાશમાં તારાઓની સંખ્યા હશે. અમુક તારાઓ પૃથ્વીથી થોડાક મોટા છે, પરંતુ ઘણાખરા તારાઓ એટલા વિશાળ છે કે, તેની અંદર લાખો પૃથ્વીઓ સમાય શકે છે. અને કેટલાક તારાઓ તો એટલા મહાકાય છે કે, તેમાં કરોડો પૃથ્વીઓ મૂકી શકાય એમ છે. આ સૃષ્ટિ એટલી વિશાળ છે કે, એક અત્યંત આધુનિક અવકાશયાન જેની ઝડપ પ્રકાશની ઝડપ (એક લાખ છ્યાસી હજાર માઈલ પ્રતિ સેકંડ) જેવી હોય, તે સૃષ્ટિની આસપાસ એક ચક્કર મારે, તો આ અવકાશયાનને તેની પ્રદક્ષિણા પૂરી કરવામાં દસ બિલિયન વર્ષ લાગશે. પછી આટલી વિશાળતા હોવા છતાં આ સૃષ્ટિ સ્થિર નથી, બલ્કે તે પ્રત્યેક ક્ષણે ચારેકોર ફેલાઈ રહી છે. આ વિસ્તરણની રફતાર એટલી ઝડપી છે કે, એડિંગ્ટન (સર આર્થર એડિંગ્ટન (૧૮૮૨-૧૯૪૪) વિખ્યાત બ્રિટીશ ભૌતિક તથા ભૂગોળશાસ્ત્રી)ના અંદાજ મુજબ પ્રત્યેક ૧૩૦ કરોડ વર્ષ પછી સૃષ્ટિના તમામ અંતરો બમણા થઈ જાય છે. આવી રીતે આપણા તે કાલ્પનિક અવકાશયાન પણ સૃષ્ટિની પ્રદક્ષિણા ક્યારેય પૂરી નહીં કરી શકશે. ભલેને તે પ્રકાશની ઝડપથી ઉડે તે છતાં પણ તે વિસ્તરતી જતી સૃષ્ટિના રસ્તામાં જ રહેશે. સૃષ્ટિની આ વિશાળતાનો અંદાજો આઈન્સટાઈનના સાપેક્ષવાદના આધારે બાંધવામાં આવ્યો છે. આ તો માત્ર એક ગણિતજ્ઞનો કયાસ છે. સાચું પૂછો તો મનુષ્ય હજુ સુધી સૃષ્ટિની વાસ્તવિક વિશાળતાનો પણ ભાગ મેળવી શક્યો નથી.

માનવી પોતાના શરીરની રચના અને માથાથી પગ સુધીના બધા

અવયવોની કાર્યપધ્ધતિ ઉપર વિચાર કરશે, તો એને અલ્લાહ તઆલાની કુદરતની આશ્ચર્યજનક નિશાનીઓ માલૂમ પડશે. સાથે પોતાની લાચારી અને મોહતાજીનો પણ એહસાસ થશે.

અત્રે હમો **રીડર ડાયજેસ્ટના હવાલાથી** માનવીના આંતરિક શરીર તથા પૃથ્વી અને સૂર્યમંડળની રચના વિશે થોડીક માહિતી આપીએ છીએ. જેથી અલ્લાહ તઆલાની રહમતો અને નેઅમતોનો ખ્યાલ કરી ઈન્સાન અલ્લાહ તઆલા તરફ લાગી જાય.

માણસના શરીરમાં અલ્લાહ તઆલાએ સંદેશાના આપ-લેની એક ઉત્તમ વ્યવસ્થા કરેલી છે, જેને (Nervous System) જ્ઞાનતંતુ કહેવામાં આવે છે. આ પ્રોગ્રામ હેઠળ દિવસ-રાતમાં કરોડો સંદેશાની આવન-જાવન થાય છે, જેમાં હ્દયના ધબકારાથી લઈ શરીરના દરેક નાના-મોટા અવયવને વિભિન્ન પ્રકારના આદેશો અપાય છે.

આ વ્યવસ્થાનું કેન્દ્ર માણસનું મગજ છે. જેમાં લગભગ એક હજાર મીલીયન (Nerve Cells) જ્ઞાનકોષો છે, દરેક કોષમાંથી ઘણાં જ બારીક તાર નીકળી પૂરા શરીરમાં ફેલાયેલા છે. જેને (Nerve fibers) જ્ઞાનતંતુ કહે છે. આ બારીક તંતુ ઉપર ખબર લાવવા-લઈ જવાની એક વ્યવસ્થા છે. જે લગભગ એક કલાકના ૭૦ માઈલની ઝડપે દોડતી રહે છે. આ મજ્જાતંતુ (સ્નાયુઓ) વડે આપણે ચાખીએ, સાંભળીએ તથા જોઈએ (નિહાળીએ) છીએ. આપણી જીભમાં ત્રણ હજાર સ્વાદની કણિકાઓ (Teste Buds) છે. જેમાંથી દરેક અલગ બારીક તાર વડે દિગામથી સંકળાયેલો છે. એના વડે જ આપણે દરેક પ્રકારના સ્વાદની મજા માણીએ છીએ. કાનમાં એક લાખ શ્રવણખાના છે. તે ખાનાઓ દ્વારા એક અત્યંત સૂક્ષ્મ કાર્ય વડે આપણા દિમાગ સુધી અવાજ જાય છે, અને દિમાગ સાંભળે છે. દરેક આંખમાં ૧૩૦ મિલિયન (Light receptors) પ્રકાશગ્રહણ કક્ષા-બિંદુઓ હોય છે, જે પહોંચાડે છે. આપણા શરીરની બધી જ ચામડીઓમાં ચેતનતંતુઓની એક જાળ પથરાયેલી છે. જ્યારે કોઈ ગરમ વસ્તુ ચામડી

સમક્ષ લાવવામાં આવે છે, ત્યારે લગભગ ત્રીસ હજાર ગરમ ખાનાઓ તેને મેહસૂસ કરી તરત જ દિમાગને તેની ખબર આપે છે. એ જ પ્રમાણે ચામડીમાં બે લાખ પચાસ હજાર ખાનાઓ ઠંડી મેહસૂસ કરે છે, અને જ્યારે કોઈ ઠંડી વસ્તુ શરીર સાથે સ્પર્શ થાય છે, તો દિમાગ અઢી લાખ ખાનાઓની ખબરોથી ભરાઈ જાય છે. અને તરત જ દિમાગ તેને લઈ પૂરા શરીરને ધ્રુજારી આપે છે. શરીરની નસો ફેલાઈ જાય છે, તરત જ વધારાનું લોહી તે નસોમાં દોડીને આવી જાય છે. જેથી શરીરને વધારે ગરમી મળે. જો આપણે અસહ્ય ગરમીથી પિડાતા હોઈએ તો ગરમીનું જાસૂસી તંત્ર તરત જ દિમાગને તેની ખબર આપે છે. અને ત્રણ મિલિયન પસીનાની ગ્રંથિઓ (Glands) ઠંડો રસ પસીના મારફતે બહાર કાઢવાનું શરૂ કરી આપે છે.

આપણી પૃથ્વી પોતાની ધરી ઉપર એક કલાકના હજાર માઈલની ઝડપથી ચોવીસ કલાકમાં એક ચક્કર પુરો કરે છે. થોડીવાર માટે કલ્પના કરો કે જો તેની ઝડપ કલાકના બસો (૨૦૦) માઈલ થઈ જાય, તો આપણા દિવસ-રાત (હાલના ૨૪ કલાકથી વધીને) ૨૪૦ કલાકના એટલે કે દસ ઘણા લાંબા થઈ જાય, અને તેને લઈ ઉનાળામાં દરેક પ્રકારની શાકભાજી અને વનસ્પતિ સૂર્યની ૧૨૦ કલાકની લગાતાર ગરમીને લઈ બળીને ભસ્મ થઈ જાય. અને જે બચી જાય તે શિયાળાની કડકડતી ઠંડીના ૧૨૦ કલાકમાં હિમવર્ષાથી બળી જાય.

સૂર્ય પૃથ્વીથી નવ કરોડ ત્રીસ માઈલ દૂર છે. આ અંતર ઘણુ જ મહત્વનું છે. કારણ કે આ અંતર અડધુ થઈ જાય અને સૂર્ય પૃથ્વીથી નજીક થઈ જાય, તો પૃથ્વી ઉપર એટલી ગરમી વધી જાય કે તેનાથી પેપરો, કાગળો વગેરે બારીક વસ્તુઓ સળગવા માંડે. અને જો આ અંતર ડબલ થઈ સૂર્ય ૧૮ કરોડ ૬૦ લાખ માઈલ દૂર થઈ જાય, તો આપણા વાતાવરણમાં એટલી ઠંડી પ્રસરી ઉઠે કે જીવન જીવવું અસહ્ય થઈ જાય.

પૃથ્વી ૨૩ ડીગ્રીનો વ્યાસ બનાવી વાતાવરણમાં થોડી નમેલી-જુકેલી

છે. આ નમાવ આપણને શિયાળો, ઉનાળો અને ચોમાસાની ઋતુઓ આપે છે. એના કારણે પૃથ્વીનો વધુ ભાગ આબાદ છે, અને ખેતીવાડી થાય છે. જો પૃથ્વી આ પ્રમાણે નમેલી ન હોત તો ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર હંમેશા અંધારુ છવાયેલુ રહેત. મહાસાગરોની બાફ અને ધુમાડા ઉત્તર અને દક્ષિણ તરફ થઈ પૃથ્વી ઉપર ફકત બરફ બજાવત અથવા તો રેતીના રણ ઉત્પન્ન કરત. આ પ્રમાણે ઘણા વિકટ પ્રશ્નો ઉપસ્થિત થઈ પૃથ્વી ઉપર આપણુ જીવન અશકય બનાવી આપત.

પૃથ્વીનું ઉપરી પડ ફકત ૧૦ ફૂટ મોટું હોય, તો વાતાવરણમાં ઓકસીજનનું પ્રમાણ શૂન્ય થઈ સજીવ વસ્તુઓના જીવનને અશકય બનાવી આપત. આ જ પ્રમાણે મહાસાગરો અમુક ફૂટ ઊંડા હોત, તો તે કાર્બન ડાયોકસાઈડ અને ઓકસીજનને વાતાવરણમાંથી ખેંચી પોતાના અંદર લઈ લેતે, જેથી પૃથ્વીની ઉપર કોઈ ઝાડ-ફૂલ અને વનસ્પતિ સજીવ ન રહેત.

પૃથ્વી ઉપરના વાતાવરણમાં છ પ્રકારની ગેસો છે. જેમાં નાઈટ્રોજન લગભગ ૭૮ ટકા, ઓકસીજન ૨૧ ટકા અને બાકીની ગેસ ઘણા ઓછા પ્રમાણમાં છે. આ દરેકનું અલગ-અલગ અને વિભિન્ન પ્રકારે મળી રહેવુ આપણા અસ્તિત્વ માટે અત્યંત જરૂરી છે. કોઈ એક પણ ઓછી વત્તી થવાથી પૃથ્વીના બધા જ સજીવોના અસ્તિત્વ માટે ગંભીર ખતરા પેદા કરી શકે છે.

ખગોળશાસ્ત્રીઓના અંદાજા મુજબ બ્રહ્માંડમાં પાંચસો મિલિયન આકાશ -ગંગાઓ અસ્તિત્વ ધરાવે છે. અને પ્રત્યેક ગેલેક્ષીમાં એક લાખ અથવા તેનાથી ઓછા વધારે તારાઓ મોજુદ હોય છે. આપણી નજીકની આકાશ-ગંગા જેના એક ભાગને રાત્રે આપણે સફેદ ધાર સ્વરૂપે જોઈએ છીએ તેનું પરિઘ એક લાખ પ્રકાશ વર્ષ છે. અને આપણે પૃથ્વીવાસીઓ તે આકાશ-ગંગાના કેન્દ્રથી ત્રીસ હજાર પ્રકાશ વર્ષ જેટલા દૂર છીએ. પછી આ ગેલેક્ષી બીજી એક મોટી ગેલેક્ષીનો અંશ છે, જેમાં આ પ્રકારની સત્તર ગેલેક્ષીઝ ગતિમાન છે. આ સમગ્ર મેળાવડાનો વ્યાસ વીસ લાખ પ્રકાશ વર્ષ છે.

આ તમામ પ્રદક્ષિણાઓ સાથે એક બીજુ હલનચલન ચાલુ છે. અને તે એ કે સમગ્ર બ્રહ્માંડ ફુગ્ગાની માફક ચારેકોર ફેલાઈ રહ્યું છે. આપણો સૂર્ય ખોફનાક ગતિથી ચકરાવો લેતા બાર માઈલ પ્રતિ ક્ષણની ઝડપથી પોતાની ગેલેક્ષીના બાહરી હાંસિયા (Margin) તરફ સતત દોડી રહ્યો છે. અને પોતાના મંડળના તમામ આધિન ગ્રહોને પણ લેતો જઈ રહ્યો છે. આમ, તમામ તારાઓ પોતાનું ભ્રમણ યથાવત રાખીને કોઈ ન કોઈ દિશામાં ભાગી રહ્યા છે. કોઈની ઝડપ ૮ માઈલ પ્રતિ સેકન્ડ છે, કોઈની ૩૩ માઈલ પ્રતિ સેકન્ડ, કોઈની ૮૪ માઈલ પ્રતિ સેકન્ડ. આમ જ તમામ તારાઓ અત્યંત ઝડપથી દૂર ભાગતા જઈ રહ્યા છે.

આ સમગ્ર ચલન હેરતભરી રીતે અત્યંત વ્યવસ્થાપૂર્ણ અને કાયદા સહિત થઈ રહ્યું છે. ન તો તેમની વચ્ચે અથડામણ થાય છે, ન તેમની ઝડપમાં કોઈ ફરક નોંધાય છે. સૂર્યની આસપાસ પૃથ્વીનું ભ્રમણ અત્યંત વ્યવસ્થિત છે. તેમજ તેની ભ્રમણકક્ષામાં તેનું ભ્રમણ એટલું ચોક્કસ છે કે સદીઓ વિતી ગઈ છતાં તેમાં એક સેકન્ડનો ફેરફાર નહીં નોંધાયો. પૃથ્વીનો ગ્રહ જેને ચંદ્ર કહેવામાં આવે છે, તેની પ્રદક્ષિણા પણ નિર્ધારિત છે. એમાં જે થોડોક ફેરફાર નોંધાય છે, તે પણ પ્રત્યેક સાડા અઢાર વર્ષ પછી અત્યંત ચોક્સાઈપૂર્વક સરભર કરી દેવામાં આવે છે. આવી જ સ્થિતિ તમામ અવકાશી પિંડોની છે કે તેમની પ્રત્યેક સ્થિતિ અત્યંત વિવેકયુક્ત હોય છે.

ખગોળશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે ઘણી વખત એવું બને છે કે, અવકાશી ભ્રમણ દરમિયાન એક આખી આકાશગંગા જેમાં લાખો કરોડો ગતિમાન તારાઓ હોય છે, બીજી આકાશગંગામાં દાખલ થાય છે અને પછી તેમાંથી સુપેરે પસાર થઈ જાય છે. પરંતુ અંદરોઅંદર કોઈ પ્રકારની અથડામણ નથી થતી. આ મહાન અને હેરતભરી વ્યવસ્થા જોઈને વિવેકયુક્ત બુધ્ધિએ સ્વીકાર કરવું પડે છે કે, આ બધું આપમેળે ચાલતું હોય એવું ન હોય શકે. જરૂર કોઈ અસામાન્ય શક્તિ છે, જેણે આ અસીમ વ્યવસ્થાને જાળવી રાખી છે.

જે અલ્લાહ તઆલા આપણા શરીરથી લઈ બ્રહ્માંડની આટલી વિશાળ

મંડળને આટલી ચોકસાઈ અને બારીકીથી વ્યવસ્થિત રીતે સંભાળી રહ્યા છે. જેમાં રજમાત્ર ફર્ક પડવાથી સજીવોનું જીવન અસ્તવ્યસ્ત થઈ શકે છે, તે કેટલા મહાન શકિતમાન હશે ! તેમનું દરેક કામ કેટલું હિકમત, ભેદ અને મર્મવાળુ હશે, તેને માનવી પોતાની મર્યાદિત બુધ્ધિથી સમજી શકતો નથી. છતાં અલ્લાહ તઆલાની આ વિશાળ વ્યવસ્થા ઉપર આંગળી ચીંધી પોતાની બુધ્ધિનું પ્રદર્શન કરી રહ્યો છે.

વિશાળ વિશ્વમાં જે આયોજન તથા સુવ્યવસ્થા જોવા મળે છે, તેવું જ આયોજન તથા સુવ્યવસ્થા સુક્ષ્મ વિશ્વમાં પણ જોવા મળે છે. આજ સુધીની માહિતી મુજબ અણુ સૌથી સુક્ષ્મતમ વિશ્વ ધરાવે છે. અણુ એટલો સુક્ષ્મ હોય છે કે, કોઈ પણ દર્શકયંત્રથી એ દેખાતો નથી. ભલેને આધુનિક સુક્ષ્મ-દર્શક યંત્રો કોઈ વસ્તુને હજારો-લાખો ગણો વધારીને દેખાડી શકતો હોય. જ્યાં સુધી માનવીની દ્રષ્ટિ શક્તિનો સવાલ છે, ત્યાં સુધી અણુ તેના માટે અસ્તિત્વવિહિન છે. પરંતુ આટલા સુક્ષ્મ કણમાં પણ આશ્ચર્યજનક રીતે (Bohr Theory મુજબ) આપણા સૌર મંડળની જેમ એક જબ્બર પરિક્રમણ વ્યવસ્થા અસ્તિત્વ ધરાવે છે.

ડાલ્ટન નામના વૈજ્ઞાનિકે શોધી કાઢ્યું કે, દરેક પદાર્થ અત્યંત નાના-નાના અવિભાજિત કણોનો બનેલો છે. જેને પરમાણુ કહેવામાં આવે છે. અંગ્રેજીમાં તેને એટમ (તોડી ન શકાય એવો) કહે છે. આ પરમાણુ એટલો સુક્ષ્મ હોય છે કે, જો ભારતના દરેક નાગરિકનું કદ પરમાણુ સમાન માની લેવામાં આવે તો ભારતની આ અધધધ વસ્તીને માત્ર એક ટાંકળીના માથા પર સમાવી શકાય !

પરંતુ આશ્ચર્ય તો ત્યારે સર્જાયું, જ્યારે નીલ બોહર નામના વૈજ્ઞાનિકે સાબિત કર્યું કે, પરમાણુ એ કોઈ સૌથી નાનો કણ નથી, પણ એ તો એનાથી પણ નાના કણોની બનેલી એક પ્રણાલી છે. જેના કેન્દ્ર (ન્યુક્લિયસ)-માં ઘન વિજભારિત પ્રોટોન અને વિજભાર રહિત ન્યુટ્રોન હોય છે. અને કેન્દ્રની ફરતે અવકાશમાં અત્યંત ઝડપે પ્રદક્ષિણા ઋણ વિજભારિત ઈલેક્ટ્રોન

હોય છે. (જેમ સૂર્યની આસપાસ ગ્રહો પ્રદક્ષિણા કરે છે.) આ ઈલેક્ટ્રોનની ફરવાની ઝડપ એટલી હોય છે કે, તે એક સેકંડમાં એક હજાર અબજ વખત પ્રદક્ષિણા કરે છે. પરમાણુના મોટા ભાગમાં અવકાશ હોય છે. પરમાણુના કદને જો તમે ફૂટબોલના મેદાન સાથે સરખાવો તો પરમાણુના કેન્દ્રનું કદ ફૂટબોલ જેટલું થાય !

જુદા જુદા પદાર્થોના જુદા જુદા ગુણધર્મો હોવાનું કારણ તેના પરમાણુ-ઓમાં રહેલ પ્રોટોન, ઈલેક્ટ્રોનની સંખ્યા છે. (યુરેનિયમના પરમાણુમાં ૯૨ પ્રોટોન, ૧૪૩ ન્યુટ્રોન અને ૯૨ ઈલેક્ટ્રોન છે.) અહીં પ્રોટોન અને ઈલેક્ટ્રોન વચ્ચે આકર્ષણબળ હોય છે. જ્યારે પ્રોટોન-પ્રોટોન અને ઈલેક્ટ્રોન-ઈલેક્ટ્રોન વચ્ચે અપાકર્ષણ બળ હોય છે, છતાં કેન્દ્રમાં બધા પ્રોટોન જકડાઈને રહે છે. કારણ કે તેમની વચ્ચે વળી ત્રીજા પ્રકારનું આકર્ષણ બળ હોય છે ! વળી, આ ત્રણ મૂળભૂત કણો ઉપરાંત વૈજ્ઞાનિકોએ પોઝિટ્રોન, ન્યુટ્રીનો જેવા બીજા આઠ-દસ કણો શોધી કાઢ્યા છે. પરમાણુમાં આટલા બધા રહસ્યમય બળો ધરાવતી અત્યંત સુક્ષ્મ અને અત્યંત જટિલ પ્રણાલી હોવા છતાં એટલું સુંદર અને સુવ્યવસ્થિત આયોજન જોવા મળે છે, તો શું આ કોઈ પરમજ્ઞાની, પરમશક્તિમાન આયોજક અલ્લાહ તઆલા વિના શક્ય છે ?

ન્યુટનની વિચારાધારા જે બસો વર્ષ સુધી સફળ સમજવામાં આવી, તેને બીજા વૈજ્ઞાનિક આઈન સ્ટાઈને રદ કરી. એ પ્રમાણે મેકસ પ્લાન્ક (Max Planck) અને હૈઝનબર્ગે આવી લાપલાસ (Laplace)ની વિચારધારાને રદ કરી દીધી. ચાર્લ્સ ડારવીને માનવ પ્રગતિ વિકાસ વિચારધારા (ઉત્ક્રાંત-વાદ)નો જન્મ આપ્યો. તેમાં વિકાસની ગતિને લઈ ઘણા વૈજ્ઞાનિક અવરોધો ઉપસ્થિત થયા. કારણ કે પૃથ્વીની ઉંમરનો અંદાજો અને વિકાસગતિ બન્નેવમાં વિરોધાભાસ પેદા થઈ ગયો. પૃથ્વીની જે ઉંમર વૈજ્ઞાનિકોએ માની તેના કરતાં વિકાસની ગતિ ઘણી જ ધીમી માનવામાં આવી. જેથી વિચારધારામાં ફેરફાર થઈ ગયો. છેવટે તેનો ઉકેલ લાવવા માટે નવી વિચારધારા અપનાવી, જેને “Panspermia” કહેવામાં આવે છે. તેનો ભાવાર્થ એ હતો કે, જીવનનો પ્રારંભ ધરતી સિવાય બીજા અંતરિક્ષમાં કોઈ અનિશ્ચિત જગ્યાએ થયો.

અને ત્યાંથી સફર કરી તે ધરતી ઉપર આવી. પરંતુ આ વિચારધારા માનવામાં ઘણા જ મોટા બુન્યાદી સવાલો ઉપસ્થિત થયા, જેનો કોઈ હલ વિજ્ઞાન પાસે નથી. કારણ કે વૈજ્ઞાનિકોના મંતવ્ય અનુસાર પૃથ્વી સિવાય બીજા કોઈ પણ ગ્રહ કે ખંડમાં જીવનની બુન્યાદી જરૂરી વસ્તુઓ ઉપલબ્ધ નથી. જેમકે પાણી, જે જીવનની અત્યંત જરૂરી વસ્તુ છે. પરંતુ આજ સુધીની જાણકારી પ્રમાણે પૃથ્વી સિવાય અંતરીક્ષના કોઈ પણ ખંડમાં તેનું અસ્તિત્વ નથી.

એટલા જ માટે મહાન વૈજ્ઞાનિકો કબૂલ કરે છે કે, વિજ્ઞાન આપણને સત્યતા અને યથાર્થનું આંશિક જ્ઞાન અર્પે છે. “Science gives us but a partial knowledge of reality.”

પ્રો. ઈડીંગ્ટન (Eddington)ના મંતવ્ય પ્રમાણે વિજ્ઞાન આપણને ફક્ત પ્રદાર્થ વિજ્ઞાનના બાહ્ય સ્વરૂપની જાણકારી આપી શકે છે. તેથી વધુ પ્રદાર્થ વિજ્ઞાનના આંતરિક વિવરણ ઉપર વિજ્ઞાન પ્રકાશ નથી પાડી શકતી.

મોર્ડન વિજ્ઞાનીક જગતમાં ધર્મ પણ એક વાસ્તવિકતા સ્વરૂપે રહી શકે છે. *(The Limitations of Science : P.138-42)*

વીસમી સદીમાં એવા વૈજ્ઞાનિકો પેદા થયા, જેમણે સૃષ્ટિના ભૌતિક વિવરણનો સ્પષ્ટ શબ્દોમાં ઈન્કાર કર્યો. મોર્ટન વાઈટ (Morton White) વાઈટ હૈદ વિશે લખે છે કે, તે ઘણો હિંમતવાન વૈજ્ઞાનિક છે, જેણે ભૌતિક-વાદના વાઘોને તેમના ઘર આંગણે લલકાર્યા છે. આ જ પ્રમાણે વાતો ઈડીંગ્ટન તથા જે.ડબ્લ્યુ વગેરેએ પોતાના પુસ્તકોમાં કરી છે.

*(The Limitation of Science : P.38-50)*

કુર્આને જે દાવો ૧૪૦૦ વર્ષ પહેલાં કર્યો કે, સૃષ્ટિનો એક સર્જક છે, જે પોતાના ઈરાદાથી તેને ચલાવે છે. ત્યાર બાદ વૈજ્ઞાનિકોએ તેને રદ કરી કહ્યું કે, સૃષ્ટિ ફક્ત એક ભૌતિક મશીનરી છે, જે પોતે જ હરકત કરે છે. બસો વર્ષ બાદ તે ‘Sir James Jeans’એ રદ કર્યો અને કહ્યું કે, સૃષ્ટિ ભૌતિક નથી, બલ્કે વૈચારિક છે. જે.ડબ્લ્યુના શબ્દોમાં સૃષ્ટિનું છેલ્લુ સ્વરૂપ હરકત કરનાર સર્જક છે.

લંડનથી એક પુસ્તક છપાયું છે, જેનું નામ ''અભણતા-અજ્ઞાનતાની ડીક્ષનરી.'' જેમાં સાઈઠ પ્રખ્યાત વૈજ્ઞાનિકોએ વિભિન્ન શૈક્ષણિક શાખાઓનું વિશ્લેષણ કરતાં બતાવ્યું કે, માનવી કેટલી વસ્તુઓ વિશે હજુ સુધી અભણ છે. સન્ડે ટાઈમ્સ લંડન, ૪ ડિસેમ્બર ૧૯૭૭ના પેજ-૧૩ ઉપર શિર્ષક લગાવ્યું છે : "The Top Ten Secrets of Science."

જીમ્સ જેનીસે કહ્યું કે, હવે અમે જાણી લીધું છે કે, સૃષ્ટિ એક એવા સર્જક (Designing controlling Power)ના અસ્તિત્વને સાબિત કરે છે, જે અમારી વ્યક્તિગત બુધ્ધિથી મળતાપણું દર્શાવે છે.

અર્વાચિન યુગમાં પાણીને ફક્ત પ્યાસ બુજાવવાના સ્વરૂપમાં જોવાતું હતું. પરંતુ ઓગણીસમી સદીમાં જ્યારે સુક્ષ્મદર્શક યંત્ર દ્વારા જોવામાં આવ્યું તો પાણીમાં અસંખ્ય બેક્ટેરીયા દેખાયા. એ જ પ્રમાણે આકાશમાં જે તારાઓ દેખાતા હતા, તેટલાનું જ અસ્તિત્વ સમજવામાં આવતું હતું, પરંતુ દૂરબીનની શોધખોળ પછી તેની સંખ્યા ઘણી વધારે લાગી. આ જ પ્રમાણે ઘણી વસ્તુઓ છે, જે સમય વિતતા માનવીની સમજમાં આવી.

એટલા જ માટે વૈજ્ઞાનિકોએ સ્વીકાર કર્યો છે કે, જ્ઞાન બે પ્રકારના છે. એક તો વસ્તુઓનું જ્ઞાન અને બીજું સચ્ચાઈનું જ્ઞાન. વસ્તુઓને તો આપણે ડાયરેક જોઈ રહ્યા છે, પરંતુ અમુક વાસ્તવિક્તા અને સચ્ચાઈઓ છે, જેને આપણે જોઈ શકતા નથી, પરંતુ માનવી પડે છે. જેમકે અજવાળુ (Light), આકર્ષણ (Gravity), લોહચુંબકિય શક્તિ (Magnetism), ન્યુક્લીયર (Nuclear energy) વગેરે સૃષ્ટિના સ્વિકાર્ય તથ્યો છે. પરંતુ આપણે તેને જોઈ શકતા નથી. આનાથી સાબિત થયું કે, Direct Argument જેટલુ વેલ્યુ ધરાવે છે, તેટલુ જ વેલ્યુ Inferential Argument ધરાવે છે.

## ધર્મ તરફ પાછા ફરવુ (A Return to Religion) :

અઢારમી અને ઓગણીસમી સદીના વૈજ્ઞાનિકો એમ સમજતા હતા કે, વીસમી સદીમાં માનવી પોતાની બુધ્ધિ અને દિમાગથી એવા એવા ગુંચવડ-ભર્યા પ્રશ્નો હલ કરી લેશે કે, તેને પછી ધર્મની કોઈ જરૂરત નહીં રહેશે.

પરંતુ એમની આગાહી ખોટી પડી અને હવે ઉપર દર્શાવેલ શિર્ષકોની વિગતવાર રિપોર્ટો છપાઈ રહી છે, જેમાં દર્શાવવામાં આવ્યું છે કે, માનવીના પોતાની ટેકનોલોજીથી બધા પ્રશ્નો હલ થવાની જગ્યાએ નવા નવા પ્રશ્નો ઉપસ્થિત થઈ રહ્યા છે, જેના હલનો કોઈ માર્ગ ન મળતાં તે કંટાળી ગયો છે. કરોડપતિઓ જીવનની માયાજાળથી કંટાળી આપઘાત કરવા માંડ્યા.

## સૂર્યનો ગોળો - ઈમાનમાં વધારો :

સૂર્ય પૃથ્વીથી નવ કરોડ ત્રીસ લાખ માઈલ દૂર છે. સૂર્ય પૃથ્વીથી તેર લાખ ગણો મોટો છે. સૂર્ય પૃથ્વીની જેમ નક્કર નથી, બલ્કે તે આખોને આખો એક વિરાટ ધગધગતો અગનગોળો છે. તેની ગરમી લગભગ દસ હજાર ડિગ્રી ફેરનહિટ છે. આ ગરમી એટલી વધારે છે કે અત્યંત સખત પદાર્થ પણ તેમાં ઓગળ્યા વગર નહીં રહી શકે. પૃથ્વી જો એની નજીક ચાલી જાય તો એક સેકંડથી પણ ઓછા સમયમાં ઓગળીને ગેસ બની જશે.

સૂર્ય કેવી રીતે ચમકે છે, અને કેવી રીતે તે આટલી વિપુલ માત્રામાં પ્રકાશ તથા ગરમી આપી રહયો છે ? પહેલાં એવી થિયરી હતી કે, સૂર્ય સતત બળી રહયો છે, જેમકે કોઈ લાકડું કે કોલસો બળે છે. પરંતુ હવે ખગોળશાસ્ત્રી સંશોધનથી જાણવા મળ્યું છે કે, સૂર્ય હજ્જારો મિલિયન વર્ષથી આવી જ રીતે રોશન છે. તો આ થિયરી ખોટી પૂરવાર થઈ. સૂર્યમાં કોઈ પદાર્થ બળતો હોતે તો હમણાં સુધી સૂર્ય બુઝાઈ ગયો હોતે. કારણ કે કોઈ વસ્તુ આટલી લાંબી મુદ્દત સુધી બળતી હાલતમાં ન રહી શકે.

હવે વૈજ્ઞાનિકોની થિયરી એ છે કે, સૂર્યની ગરમી એવી જ પ્રક્રિયાનું પરિણામ છે, જે એટમ બોમ્બમાં ચાલે છે. અર્થાત્ તે પદાર્થને ઊર્જામાં પરિવર્તિત કરે છે. આ ક્રિયા સળગવાથી જુદી છે. બળવા કે સળગવાના કારણે પદાર્થ એક સ્વરૂપથી બીજા સ્વરૂપમાં તબદીલ થાય છે. પરંતુ પદાર્થને જ્યારે ઊર્જામાં ફેરવવામાં આવે તો ઘણી બધી ઊર્જા માત્ર થોડાક પદાર્થથી જ પ્રાપ્ત કરી શકાય છે. પદાર્થનો એક ઔંસ એટલી બધી ઊર્જા ઉત્પન્ન કરી શકે છે, જે એક મિલિયન ટનથી મોટા ખડકને પીગળાવી દે.

સૃષ્ટિમાં આ પ્રકારની અસંખ્ય નિશાનીઓ હોય છે. આ ચિહ્નો દર્શાવે છે કે, સૃષ્ટિ પાછળ એક મહાન સર્જકની હસ્તી કાર્ય કરી રહી છે. મહાન સર્જક વગર કતયારેય આ પ્રકારનું મહાન સર્જન અસ્તિત્વમાં આવી જ ન શકે. કુર્આન શરીફમાં વારંવાર સૃષ્ટિની નિશાનીઓ પર ચિંતનમનન કરવા માટે કહેવામાં આવ્યું છે. આ ચિંતનમનન એક શુધ્ધ દીની અમલ છે. તે મુઅમિનના ઈમાનમાં અસામાન્ય વૃધ્ધિનું નિમિત્ત બને છે, તેમજ મુઅમિનના વિશ્વાસને અસીમ હદ સુધી વિસ્તારી નાંખે છે.

## અલ્લાહપાકની સર્વોચ્ચ સત્તાની નિશાની - ગ્રહણ :

ગ્રહણ એક ખગોળીય ઘટના છે. એકલિપ્સનો શબ્દ પ્રાચીન ગ્રીક ભાષાના શબ્દ (Ekleipsis)થી બનેલો છે. અવકાશમાં ગ્રહણની વિવિધ ઘટનાઓ બનતી રહે છે. પરંતુ પ્રચલિત અર્થમાં બે પ્રકારના ગ્રહણને ગ્રહણ કહેવામાં આવે છે. એક સૂર્યગ્રહણ અને બીજુ ચંદ્રગ્રહણ. સામાન્યપણે સૂર્યગ્રહણ વર્ષમાં બે કે ત્રણ વખત થાય છે, અને ચંદ્રગ્રહણ વર્ષમાં બે વખત થાય છે. ચંદ્રગ્રહણ થોડાક કલાક સુધી રહે છે, જ્યારે સંપૂર્ણ સૂર્યગ્રહણ માત્ર થોડીક મિનીટ સુધી રહે છે.

ગ્રહણની આ ઘટના અફર ખગોળીય નિયમ મુજબ ઘટે છે. અહીં સુધી કે ઘણા સમય પૂર્વે તેની ચોક્કસ ભવિષ્યવાણી કરી શકાય છે. દા.ત. ૨૦૧૦માં ૧૫મી જાન્યુ. એ સૂર્યગ્રહણ થયું. ખગોળવિદોના પૂર્વ કથન અનુસાર પહેલાંથી લોકોને આ ગ્રહણ વિશે માહિતી હતી.

ગ્રહણ એ શું છે ? વાસ્તવમાં ગ્રહણ પડછાયો પડવાનું બીજુ નામ છે. પરિભ્રમણ દરમિયાન જ્યારે ચંદ્ર, પૃથ્વી તથા સૂર્યની વચ્ચે આવી જાય છે, તો સૂર્ય આ આડશના લીધે આંશિક કે પૂર્ણપણે નહીં દેખાશે. આનું જ નામ સૂર્યગ્રહણ છે. અને જ્યારે પૃથ્વી, ચંદ્ર તથા સૂર્યની વચ્ચે આવી જાય છે, ત્યારે ચંદ્ર પર આંશિક કે પૂર્ણપણે પૃથ્વીનો પડછાયો પડી જશે. આનું નામ ચંદ્રગ્રહણ છે.

પ્રાચીનકાળમાં ગ્રહણ વિશે ચિત્રવિચિત્ર વહેમો તથા માન્યતાઓ હતી.

દા.ત. કેટલાક લોકો એમ સમજતા હતા કે, આકાશમાં એક અજગર છે. તે ક્યારેક ક્રોધિત થઈ ચંદ્રને પોતાના ભરડામાં લઈ લે છે, ત્યારે ચંદ્રગ્રહણ થાય છે. એવી જ રીતે અમુક લોકો એમ સમજતા હતા કે, દુન્યામાં જ્યારે કોઈ રાજા અથવા મોટા માણસનું મૃત્યુ થાય છે, તો તેના લીધે સૂર્ય પર અંધકાર છવાય જાય છે. આનું જ નામ સૂર્યગ્રહણ છે.

આ પ્રકારના વહેમભર્યા વિચારો હજારો વર્ષ સુધી વિશ્વભરની કૌમોમાં પ્રચલિત હતા. અહીં સુધી કે દૂરબીનની શોધ થઈ. ગેલિલિયોએ પહેલી વખત ઈ.સ. ૧૬૦૯માં દૂરબીન વડે ગ્રહ સબંધી વ્યવસ્થાનું નિરીક્ષણ કર્યું. ત્યાર પછી દૂરબીનનો વિકાસ થયો. અને વધારે શક્તિશાળી દૂરબીનો બનાવવામાં આવી. જેનાથી નિરીક્ષણક્ષેત્ર વિસ્તર્યું તથા સ્પષ્ટ પણ થયું. અહીં સુધી કે એ જાણવા મળ્યું કે, સૂર્યગ્રહણ તથા ચંદ્રગ્રહણનો સબંધ ઉક્ત પ્રકારની કોઈ અંધશ્રધ્ધા સાથે નથી. એ સંપૂર્ણપણે એક ખગોળીય ઘટના છે. તે માત્ર એ કારણે ઘટે છે કે, બે અવકાશી પિંડોની વચ્ચે એક ત્રીજુ પીંડ આવી જાય છે, તેના લીધે ત્યાં એક આડશ ઉભી થઈ જાય છે. તે જ આડશના લીધે સર્જાયેલી ઘટનાનું નામ ગ્રહણ છે.

પ્રાચીનકાળમાં ગ્રહણને માત્ર એક વહેમજનક ઘટના તરીકે મૂલવવામાં આવતી હતી. ૧૯મી સદીમાં વૈજ્ઞાનિક નિરીક્ષણ દ્વારા જાણવા મળ્યું કે, તે એક સાદી અવકાશીય ઘટના છે. તેમાં કોઈ રહસ્ય નથી. ગ્રહણના વિષય પર વર્તમાનકાળમાં મોટી સંખ્યામાં પુસ્તકો પ્રગટ થયા છે. કેટલાક પુસ્તકોના નામ આ પ્રમાણે છે :

Eclips of the Sun & Moon (1937) by Sir F. W. Pyson
Eclips Phenomena in Astronomy (1969) by F. Link.
Eclips in the Second Millennium B C (1954) by G. Van Bergh.

ગ્રહણના ઈતિહાસનો પહેલો કાળ એ છે, જ્યારે તેમાં અંધશ્રધ્ધાયુક્ત માન્યતાઓ પ્રચલિત હતી. ગ્રહણનો ત્રીજો કાળ વર્તમાનકાળમાં દૂરબીનની શોધ (૧૬૦૮) પછી શરૂ થયો. ગ્રહણના ઈતિહાસનો બીજો કાળ તે છે, જે ઇસ્લામ પછી માનવીની જાણમાં આવ્યો. તે એ કે ગ્રહણનો સબંધ ન

અંધશ્રધ્ધા સાથે છે, ન તે માત્ર એક ભૌતિક પ્રકારની અવકાશી ઘટના છે. બલ્કે તે સૃષ્ટિના સર્જકની અર્થપૂર્ણ સર્જન વ્યવસ્થાનો એક ભાગ છે. તે અલ્લાહ તઆલાની સર્વોચ્ચ સત્તાનું પ્રાગટ્ય છે. તે માનવી માટે જગતના નાથનો એક પરિચય છે. ગ્રહણ ખામોશ ભાષામાં અલ્લાહપાકના અર્થપૂર્ણ સર્જનની ઘોષણા કરી રહ્યું છે.

હિજરત પછીની ઘટના છે : ઈસ્લામી પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ના સુપુત્ર હઝરત ઈબ્રાહીમ (રદી.) મદીનામાં જન્મ્યા. અને દોઢ વર્ષની નાની વયે શવ્વાલ ૧૦ હિ.માં (૬૩૨ ઈ.સ.) તેમનો ઈન્તિકાલ થઈ ગયો. જે દિવસે આપની વફાત થઈ, યોગાનુયોગે તે જ દિવસે સૂર્યગ્રહણ થયું. પ્રાચીન અંધશ્રધ્ધાયુક્ત રિવાજ મુજબ મદીનાના અમુક લોકો કહેવા લાગ્યા કે, આ સૂર્યગ્રહણ પયગમ્બર (સલ.)ના પુત્રના અવસાનના કારણે થયું છે. અલ્લાહ પાકના રસૂલ (સલ.)ને આ વાત બહુ નાપસંદ પડી. આપ (સલ.)એ લોકોને ભેગા કરીને પ્રવચન આપ્યું. આપ (સલ.)એ ફરમાવ્યું કે, "સૂર્ય તથા ચંદ્રને કોઈ માણસના મૃત્યુના કારણે ગ્રહણ નથી લાગતું, બલ્કે તે બન્ને અલ્લાહ તઆલાની નિશાનીઓ છે. જ્યારે તમે ગ્રહણ થતું જુઓ તો નમાઝ પઢો."

ચંદ્રગ્રહણ તથા સૂર્યગ્રહણ ખુદાપાકની નિશાનીઓ પૈકીની બે નિશાનીઓ છે. આ કોઈ સાદી વાત નથી. તે વાસ્તવમાં આ મામલાના ખરા અર્થપૂર્ણ પાસાં પ્રતિ નિર્દેશ છે. તેનો મતલબ એ છે કે, ચંદ્રગ્રહણ તથા સૂર્યગ્રહણ જેવી રીતે થાય છે, તેના ઉપર ઉંડાણપૂર્વક વિચાર કરવામાં આવે તો તે માનવી માટે ખુદાપાકને પામવાનું નિમિત્ત બની જશે. તે સાદી રીતે અવકાશી ઘટના (ચિહ્ન)ના બદલે વધારે ઉંડા અર્થમાં ખુદાઈ ઘટના સાબિત થશે.

ચંદ્રગ્રહણ કે સૂર્યગ્રહણ એક અનોખો ચમત્કાર છે. તેની પાછળ સૃષ્ટિના સર્જકની ચમત્કારિક કારીગરી જોવા મળે છે. આગળ કહ્યું તેમ ગ્રહણ ત્યારે આકાર પામે છે, જ્યારે ત્રણ અવકાશી પીંડો એકબીજાની બિલ્કુલ સામસામે આવી જાય. ત્રણેયના કદમાં બહુ મોટો ફર્ક છે. ચંદ્રને જો સરસવના દાણા સમાન ગણવામાં આવે તો તેની તુલનામાં પૃથ્વી ફૂટબોલ જેટલી મોટી હશે

અને સૂર્ય વળી તે બન્નેના મુકાબલે હિમાલય પર્વતથી પણ મોટો હશે.

આ ત્રણેય જુદા જુદા કદના પિંડો ચાલતા ચાલતા એવા પ્રમાણથી એક સીધમાં આવી જાય છે કે, પૃથ્વીથી જોવાવાળાને તે સમાન કદના દેખાય. જ્યારે ત્રણેયની વચ્ચે ચંદ્ર હશે, તો સૂર્યને ગ્રહણ લાગશે. અને જો વચ્ચે પૃથ્વી આવી જશે, તો ચંદ્રને ગ્રહણ લાગશે. આ વિશાળ અવકાશમાં એક અત્યંત અનોખી સ્થિતિનો મામલો છે.

આ એક અત્યંત આશ્ચર્યકારક ઘટના હોય છે. ઈન્સાયક્લોપીડિયા બ્રિટાનિકાના લેખકે લખ્યું છે કે, એક અત્યંત અસામાન્ય યોગાનુયોગના લીધે સૂર્ય તથા ચંદ્ર વચ્ચે એટલું અંતર થઈ જાય છે કે, પૃથ્વીથી નિરીક્ષણ કરનારને એવું લાગે છે કે, તે બન્ને સરખા છે. *(EPB 6/189)*

ગ્રહણની આ આશ્ચર્યજનક ઘટનાને નિબંધ લેખકે માત્ર યોગાનુયોગ ઠરાવ્યો છે. પરંતુ આ તદ્દન અતાર્કિક વાત છે. આ પ્રકારનો અનોખો યોગાનુયોગ સર્વપ્રથમ તો શક્ય નથી. અને જો માની લો કે આ યોગાનુયોગ છે, તો તે બહુ મુશ્કેલીથી એક વખત થઈ શકે છે. પરંતુ ખગોળ ઈતિહાસ દર્શાવે છે કે, ગ્રહણરૂપી આ ઘટના લાખો વર્ષથી આમ જ નિયમિતપણે દર વર્ષે ઘટી રહી છે. આ પ્રકારનું સંપૂર્ણ નિયમન હરગિજ યોગાનુયોગ નહીં હોય શકે. સાચે જ તે એક સર્વસત્તાધીશ હસ્તીની સાતત્યપૂર્વકની કામગીરીના કારણે જ શક્ય છે. યોગાનુયોગનો શબ્દ આ આશ્ચર્યકારક ઘટનાની સમજૂતી માટે તદ્દન અપૂરતો છે.

ગ્રહણ વિશાળ શૂન્યાવકાશમાં સર્જાતાં તે અગણિત ચમત્કારિક ઘટનાઓ પૈકી એક ઘટના છે. જેના વિશે કુર્આનમાં આ શબ્દો આવ્યા છે કે, આ બધી એક જબરદસ્ત જાણકાર ખુદાપાકની ગોઠવણ છે.

વિશાળ શૂન્યાવકાશમાં અસંખ્ય પિંડો છે. આ તમામ પિંડો સંપૂર્ણપણે ખુદાપાકના કંટ્રોલમાં છે. ગ્રહો તથા તારાઓનું સંચાલન ખુદાપાકે નક્કી કરેલા નિયમ મુજબ જ થાય છે. સૂર્યમાળા તેનો જ એક નમૂનો છે. જેની અંદર આપણી પૃથ્વી પણ આવેલી છે. આ વ્યવસ્થા પોતાની ખામોશ

વાણીમાં એ ઘોષણા કરી રહી છે કે, આ સૃષ્ટિનો એક સર્વસત્તાધીશ ખુદા તઆલા છે, જે વિશાળ અવકાશમાં તેમના પર સંપૂર્ણ અંકુશ ધરાવે છે.

તે જ ચમત્કારિક ઘટનાઓ પૈકી એક ગ્રહણની ઘટના છે. સૂર્યગ્રહણ તથા ચંદ્રગ્રહણ આપની નજીકની ઘટનાઓ છે. લોકો તેને એક વિચિત્ર ઘટના તરીકે અથવા બહુ તો એક ખગોળીય ઘટના તરીકે લે છે. પરંતુ વાસ્તવિકતા એ છે કે, પયગમ્બરે ઈસ્લામ (સલ.)ના શબ્દોમાં તે ખુદાપાકનું બહુ મોટું ચિહ્ન છે. એટલે જ ઈસ્લામમાં એ શિક્ષા આપવામાં આવી છે કે, જ્યારે ગ્રહણ થાય ત્યારે લોકો ખુદાપાકની ઈબાદત કરે. આ ઈબાદતને 'ચંદ્રગ્રહણની નમાઝ' તથા 'સૂર્યગ્રહણની નમાઝ' કહેવામાં આવે છે. ગ્રહણ વખતે ખુદાપાકની ઈબાદત એ વાતનો એકરાર છે કે, ગ્રહણ એક ખુદાઈ ઘટના છે, માત્ર ખગોળીય ઘટના નહીં.

## આકાશી જાસુસી - ખુદાઈ નિરિક્ષણની ઝલક :

રશીયાનુ એક ફોજી કારખાનુ (Pavlo Grad Plant) જેમાં ન્યુકલીયર મિઝાઈલના એંન્જીન (Rocket motors) બનાવવામાં આવતા હતા. ૧૨ મે ૧૯૮૮માં તેમાં ધમાકો થતા કારખાનાનો મોટો ભાગ તબાહ થઈ ગયો. રશીયાએ આ બનાવ ઘણો જ ગુપ્ત રાખ્યો. પરંતુ અમેરિકાએ વોશીગ્ટનથી આ બનાવની લોકોને જાણ કરી આપી. અમેરિકાના અંતરિક્ષ જાસુસી ગ્રહોએ આ ધમાકાને ૧૨ મે ના રાત્રે જ જોઈ લીધો હતો. આ બનાવ માનવીને બતાવે છે, કે તમારો બનાવેલ નાનો ગ્રહ આકાશી જાસુસી કરી શકે છે. તો ખુદાઈ તાકાત પણ તમારા કર્મોને જોઈ રહી છે. માણસ ગમે તેટલા છુપા ગુનાહ કરે તે ખુદાઈ નિરિક્ષણથી બહાર નથી જઈ શકતો. એ જ પ્રમાણે ટ્રાફિક લાઈટ તથા મોટા સ્ટોરોમાં ગોઠવાયેલ કેમેરા, અલગ અલગ પ્રકારના એક્ષ-રે મશીનો અને ગુનાશોધક સાધનો બધા આપણને બતાવે છે, કે કેમેરાના તારની જેમ ખુદાઈ તાર પણ જીવનના દરેક રસ્તા ઉપર ખુદાઈ કેમેરા સાથે ગોઠવાયેલ છે. અને આખિરતની અદાલતમાં આ કેમેરા આપણી વિરૂધ્ધ સાક્ષી આપશે.

## માનવ પ્રકૃતિ - બંદગીનો એહસાસ :

અમેરિકાના ખેલાડી કાર્લલ્યુવિસે (Carl Lewis) લોસ એન્જલિસમાં દોડવાની હરીફાઈમાં પ્રથમ નંબરે આવતા જે પાટા ઉપર દોડ લગાવી હતી, તેનો આભાર વ્યકત કરતા તેના ઉપર મસ્તક મૂકી શ્રધ્ધા દર્શાવી. બીજી તસ્વીર John Membrinoની છે. જેમાં તે હારી ગયો. તેની પોતાની વિશ્વ ચેમ્પિયનશીપ જતી રહી, તો હાર કબુલ કરી પોતાના વિવશતારૂપે ધરતી ઉપર મસ્તક તે જ પ્રમાણે મુકયુ, જેમ મુસ્લિમો સજદામાં પોતાના અલ્લાહ તઆલા સમક્ષ આભાર અને વિવશતા દર્શાવતા પોતાનુ મસ્તક ધરે છે. જયારે તેને ગાયબ ખુદાની ઓળખ નથી મળી શકતી, તો તે કોઈને પણ પોતાના ખુદાનું સ્થાન આપી પોતાના નેચરને આત્મસંતોષ આપવાની વ્યર્થ કોશીષ કરે છે, જેમ કે એક સંતાન વગરની માતા પ્લાસ્ટીકની ઢીંગલીને બાળક સમજી પ્યાર કરવાનો નિરર્થક પ્રયાસ કરે છે.

કેલીફોર્નિયાની સ્ત્રી ખેલાડી (Florence Griffith Joyner)ને ૨૦૦ મીટરની દોડ સ્પર્ધામાં ગોલ્ડ મેડલ મળ્યો. તે વિશ્વની (Fastest Woman) બની, તે જ વખતે તે પોતાના ખેલના કપડામાં જ જમીન ઉપર પડી ગઈ, અને નમાઝીની જેમ બેસી દુઆની જેમ પોતાના હાથ ઉઠાવી અલ્લાહપાક સામે પોતાની ભાવના વ્યકત કરવામાં વ્યસ્ત થઈ ગઈ.

## અજવાળા-અંધારાનું દોડવુ :

પ્રથમ અંતરિક્ષયાત્રી યુરી ગગારીન (Yuri Gagarin) રશીયન બનાવટના અંતરિક્ષ (Vostok-1)માં ૧૨મી એપ્રિલ ૧૯૬૧નાં પૃથ્વીથી ૧૮૭ માઈલની ઉંચાઈએ પહોંચ્યા. અંતરિક્ષમાં તેની ૧ કલાકમાં ૧૮ હજાર માઈલની ઝડપ હતી. દોઢ કલાકમાં તે પૃથ્વીનો એક ચક્કર લગાવતો હતો. તેણે આ અંતરિક્ષના સફરની માહિતી આપતા જણાવ્યુ કે મેં અંતરિક્ષમાંથી પૃથ્વીને જોઈ તો એમ માલુમ પડયુ કે, પૃથ્વીની ઉપર અંધારા અને અજવાળાનો એક ઝડપી સિલસિલો (Ropid Succession) જારી છે. એટલે કે પૃથ્વીના સ્તર ઉપર અંધાળુ અને અજવાળુ એવી રીતે

આગળ પાછળ ચાલી રહ્યા છે જેમકે એકબીજાની પાછળ દોડી રહ્યા હોય, આશ્ચર્યની વાત છે કે રાત દિવસ વિષે કુર્આન શરીફમાં પણ આ જ પ્રમાણે માહિતી દર્શાવવામાં આવી છે. જે અંતરિક્ષ યાત્રાથી ૧૪૦૦ વર્ષ પહેલા ઉતર્યુ હતું. કુર્આન શરીફના શબ્દો આ પ્રમાણે છે. અર્થાત્ : ''તે જ રાતથી દિવસને એવી રીતે ઢાંકે છે, કે તે ઘણી ઝડપથી તેની પાછળ આવી લાગે છે અને તેણે જ સૂર્ય, ચંદ્ર તથા બીજા તારાઓને પોતાની આજ્ઞાને આધિન પયદા કર્યા.'' *(સૂરએ અઅ્રાફ–૫૪)*

પૃથ્વી ગોળાકાર છે. તે પોતાની ધરી (Axis) ૫૨ કલાકના એક હજાર માઈલની ઝડપે સુર્યની આસપાસ ભ્રમણ કરે છે. આ કારણસર પૃથ્વીની સ્તર ઉપર તે વાતાવરણ સર્જાય છે. જેને ગગારીને આકાશમાં જઈને જોયું. ગગારીન પહેલાં કોઈ પણ વૈજ્ઞાનિકે અંતરિક્ષની યાત્રા નથી કરી. જેથી તે આ પ્રકારની વિગત દર્શાવી શકે. આના માટે પૃથ્વીથી હજારો માઈલ ઉપર આકાશમાં જઈ દુરબીનથી પૃથ્વીનું પ્રત્યક્ષ દર્શન કરવુ જરૂરી છે. આ વાત બધા જ જાણે છે કે, પયગમ્બરે ઇસ્લામ (સલ.)ના યુગમાં અંતરિક્ષ વિજ્ઞાને આ પ્રકારની પ્રગતિ ન સાધી હતી. છતાં જે સ્પષ્ટ હકીકતનું આપે વર્ણન કર્યું, તેને ૧૪૦૦ વર્ષ પછીનો વૈજ્ઞાનિક અંતરિક્ષમાં જઈને તે જ પ્રમાણે દર્શાવે. એ આ કુર્આન શરીફ દ્વારા સ્પષ્ટ અને નિર્ણય પુરાવો છે કે, કુર્આન શરીફ આકાશી પુસ્તક છે. જેને ઉતાર-નાર મહાન ખુદાતઆલા પૃથ્વીને ગગારીન પહેલા પણ તે જ પ્રમાણે જોઈ રહ્યા હતા, જેમ ગગારીને જઈને નિહાળ્યુ.

## ગોડ પાર્ટિકલ કે ખુદાઈ સર્જનનું કારનામું ?

૪, જુલાઈ ૨૦૧૨ના દિવસે યુરોપિયન ઓર્ગેનાઈઝેશન ફોર ન્યુક્લિયર રિસર્ચ સર્ન (Cern)એ જીનિવા (સ્વીટઝરલેંડ) ખાતે એક મહત્વપૂર્ણ વૈજ્ઞાનિક શોધની ઘોષણા કરવામાં આવી. જેને સમગ્ર વૈજ્ઞાનિક ઈતિહાસમાં અત્યંત મહત્વપૂર્ણ શોધના રૂપમાં જોવામાં આવી રહી છે. ભૌતિકશાસ્ત્રના તજજ્ઞોના મત અનુસાર તેમણે ઉપઆણ્વિક કણ (Sub-atomic Particle)ને શોધવામાં

સફળતા મેળવી લીધી છે. તેમનું કહેવું છે કે, આ શોધ એટલી મહત્વપૂર્ણ છે કે, એના વડે આપણને આપણી સૃષ્ટિના સર્જન અને તેના વણઉકેલાયેલા રહસ્યો પરથી પડદો ઉંચકવામાં બહુ જ મદદ મળશે. આ શોધ સૃષ્ટિના બંધ તાળાઓને ખોલવામાં એક ચાવીની હેસિયત ધરાવે છે.

આ શોધની મહત્વતાનો અંદાજો એ વાતથી લગાવી શકાય એમ છે કે, તેને અંતિમ ચરણ સુધી લઈ જવા માટે પચાસ વર્ષથી વધારેનો સમયગાળો, ૬ હજાર વૈજ્ઞાનિકોની મહેનત અને ૧૦ અરબ ડોલરનો ખર્ચ થયો છે.

ઉક્ત શોધની બધી વિગતો જો કે હમણાં સંપૂર્ણપણે જાહેર થઈ નથી, બલ્કે આ સબંધે વૈજ્ઞાનિકોનું કહેવું છે કે, તેઓને એ વાતનો અંદાજો તો છે કે, તેમણે એક મહત્વપૂર્ણ સૃષ્ટિ સબંધી હકીકત શોધી કાઢી છે, પરંતુ તેઓ તે શોધની સંપૂર્ણ હકીકતથી હજુ પણ અજ્ઞાત છે. વૈજ્ઞાનિકોના મતાનુસાર 'બોસોન' એક અણુથી નાનો (Sub-atomic) કણ છે, જે સૃષ્ટિના બધા પ્રકારના પદાર્થોને તેમનું આંતર-બાહ્ય રૂપ-રંગ આપે છે. વાસ્તવમાં એટમ (પરમાણુ) જે સૃષ્ટિના મૂળભૂત પદાર્થના બંધારણનું એકમ છે, આ કણ તેનો એક ભાગ છે. અને તેમાં અસ્તિત્વ ધરાવતા બીજા ઉપકણો, ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોનનું ઘટન કરે છે. તેઓને ઘનતા અર્પે છે અને તેઓને એ શક્તિ પ્રદાન કરે છે, જેનાથી આપણું આ મહાન વિશ્વ ચાલી રહ્યું છે. તે મૂળભૂત કણ વગર આપણી સૃષ્ટિની કલ્પના પણ કરી શકાય એમ નથી.

વૈજ્ઞાનિકોનું માનવું છે કે, આ શોધ દ્વારા આપણી સૃષ્ટિમાં વ્યાપ્ત અસીમ ઉર્જાને શોધી શકાશે. સૃષ્ટિના અસંખ્ય રહસ્યો ઉઘાડા કરી શકાશે. માનવીના આરંભબિંદુ વિશે પણ જાણકારી મેળવી શકાશે અને સૌથી વધારે ખુદ આપણી સૃષ્ટિ જે હજુ પણ એક કોયડો બનેલી છે, તેની સમજૂતિ મેળવવામાં આ શોધ વડે અત્યંત સરળતા થઈ શકશે.

હિગ્સ બોસોનની (Higgs Boson) આ શોધથી જેવી રીતે વૈજ્ઞાનિક વિશ્વ એક ક્રાંતિકારી દોરમાંથી પસાર થઈ રહ્યું છે, તેવી જ રીતે વૈચારિક વિશ્વમાં પણ હલચલ મચાવી દીધી છે. એટલે જ આ શોધના હવાલાથી

વર્તમાનપત્રો, સામયિકોમાં ધર્મની હિમાયત તથા વિરોધમાં એમ બન્ને પ્રકારના લેખો જોવા મળી રહ્યા છે. હિગ્સ બોસોનની આટલી મહત્વતા જોતાં કેટલાક વર્તુળોમાં તેને ખુદાનો પર્યાય (બદલ) અથવા 'પોતે ખુદા'થી સંબોધિત કરવામાં આવ્યો. બીજા શબ્દોમાં ખુદા શોધાય ચૂક્યો છે અને તેને 'ગોડ પાર્ટિકલ'નું નામ આપવામાં આવ્યું છે. અમુક લોકોનું અનુમાન છે કે, આ અત્યંત મહત્વપૂર્ણ શોધથી એક નવા ધર્મનો પાયો નંખાયો છે. જ્યારે સૃષ્ટિના દરેક કણમાં અસ્તિત્વ ધરાવતા આ મહત્વપૂર્ણ ઉપકણને કેટલાક વર્તુળો તે હિન્દુ માન્યતાના પુષ્ઠિરૂપે જોઈ રહ્યા છે. જેના મુજબ "કણ કણમાં ઈશ્વર છે" અમેરિકી અખબાર વોશિંગ્ટન પોસ્ટના એક લેખક 'રિક વિંગ્રો'એ ૧૧, જુલાઈ ૨૦૧૨ના અંકમાં એક લેખ "ગોડ પાર્ટિકલની શોધ, વહેમ તથા કર્મકાંડ પર વિજ્ઞાનની જીત"ના શિર્ષકથી લખ્યું છે. જેમાં આ શોધની આડમાં ધર્મની ઠેકડી ઉડાડતાં આડીઅવળી રીતે તેના અનુયાયીઓ પર અજ્ઞાનતા તથા સામાજિક અસમાનતાના આરોપો લગાડ્યા છે.

દેખીતી વાત છે કે, આ નવા તેમજ મહત્વપૂર્ણ સંશોધન વિશે આ બધા દૃષ્ટિબિંદુઓ તે શોધને એક ખોટી દિશા આપવાની કોશિશ છે, જે કોઈ પણ રીતે બરાબર ઠરાવી નહીં શકાય. આ ઉપ-અણુકણને "ગોડ પાર્ટિકલ"નું નામ વર્તમાનપત્રો તથા મીડિયા વડે લોકજીભે ચઢાવવામાં આવ્યું. નહીંતર વૈજ્ઞાનિક વર્તુળોમાં અને ખાસ કરીને વૈજ્ઞાનિકોનો તે સમૂહ જે આ સંશોધન સાથે જોડાયેલો છે, તેઓ પણ આ દાવાથી ખુદને દૂર રાખી રહ્યા છે. પ્રો. પીટર હિગ્સ જે આ સંશોધનના વડા છે અને તેઓના નામ પર આ કણને આંશિક રીતે નામ આપવામાં આવ્યું છે, તેઓ પણ એને 'ગોડ પાર્ટિકલ' કહેવાના વિરોધી છે. અને તેમણે આનાથી ગેરસમજ પ્રસરવાનો ભય પણ વ્યક્ત કર્યો છે.

આ પ્રયત્નો વૈજ્ઞાનિક વર્તુળો તરફથી કરવામાં આવેલા હોય કે મીડિયા તરફથી ઉપઆણ્વિક કણને "ગોડ પાર્ટિકલ"નું નામ આપવામાં આવ્યું હોય, તે પદાર્થને ખુદાપાકનો દરજ્જો આપવા બરાબર છે. જે ભૌતિકવાદ (માદ્દીયત)થી જુદી કોઈ ચીઝ નથી, બલ્કે ભૌતિકવાદને નવા રૂપમાં ઢાળવાની

એક કોશિશ છે. જો વાત એમ જ છે તો પછી વિશ્વની દરેક વસ્તુ તથા વ્યક્તિ પૂજનીય છે. વૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી આવો કોઈ પણ વિચાર એટલા માટે અસ્વીકાર્ય ઠરશે, કારણ કે આધુનિક વિજ્ઞાને એ હકીકત સારી પેઠે સ્પષ્ટ કરી દીધી છે કે, આપણી સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવતો કોઈ પણ પદાર્થ ભલેને તે કેટલો પણ મહત્વપૂર્ણ હોય, નાશવંત છે. એટલે જે વસ્તુ નાશવંત હોય તે અમર કેવી રીતે હોય શકે ?

તેનાથી વિપરિત ઈસ્લામે ખુદા તઆલા તથા સૃષ્ટિના સર્જકની જે વિભાવના (વિચાર) રજૂ કરી છે, તે સ્પષ્ટ હોવાની સાથોસાથ વૈજ્ઞાનિક હકીકતો સાથે બંધબેસતી પણ છે.

ખુદા તઆલાનું સ્વરૂપ દરેક રીતે બીજી બધી બાબતોથી જુદુ છે, જેનું જ્ઞાન આપણી પાસે નથી.

હવે પ્રશ્ન એ છે કે, શું એવી કોઈ વિભાવના આધુનિક વિજ્ઞાનના મતે સાચી હોય શકે છે ? બીજા શબ્દોમાં કહું તો શું આપણી સૃષ્ટિમાં એવો કોઈ પદાર્થ અસ્તિત્વ ધરાવે છે, જેની હકીકતથી વિજ્ઞાન હજુ સુધી પણ નાવાકેફ હોય ?

આ સંદર્ભે આપણા આશ્ચર્ય માટે માત્ર એટલું પુરતુ છે કે, વિજ્ઞાને આપણી સૃષ્ટિના જેટલા પદાર્થની શોધનો દાવો કર્યો છે, તે આપણી સૃષ્ટિના કુલ પદાર્થનો એક ટકાથી પણ ઓછો ભાગ છે. એટલે કે, ૦.૪% તથા ૩.૬% ભાગ આંતર મંદાકિનીય ગેસનો છે, જ્યારે સૃષ્ટિનો ૯૬% પદાર્થ અજ્ઞાત છે. જેને નિસ્તેજ પદાર્થ કે ઉર્જા કહેવામાં આવે છે. આ પદાર્થને દૂરબીન વડે જોવું પણ અશક્ય છે. કારણ કે તે પદાર્થ પ્રકાશ તથા વિજચુંબકીય વિકિરણ (Electromagnetic Radiation)ને ન બહાર ફેંકે છે, ન અંદર શોષે છે. એના કારણે આ પદાર્થ વિજ્ઞાનની પકડથી બહાર છે. એટલે વિજ્ઞાન તેની સાચી હકીકતથી બિલ્કુલ દૂર છે.

સૃષ્ટિના પદાર્થોથી આપણી અજ્ઞાનતાનો સિલસિલો અહીં જ પૂરો નથી થતો, બલ્કે આપણી સૃષ્ટિમાં એક અન્ય પ્રકારનો પદાર્થ અસ્તિત્વ ધરાવે

છે. જેની વસ્તુસ્થિતિથી પણ વિજ્ઞાન સંપૂર્ણપણે વાકેફ નથી. તે પદાર્થને 'પ્રતિ પદાર્થ' કહેવામાં આવે છે. પ્રતિ પદાર્થના કણો પણ એટલા જ દ્રવ્યના હોય છે, જેવી રીતે સામાન્ય પદાર્થના કણો હોય છે. પરંતુ પ્રતિ-પદાર્થના કણો સામાન્ય કણોની તુલનામાં વિરોધી વીજભાર ધરાવે છે. એ કારણે પદાર્થ તથા પ્રતિપદાર્થ એકબીજામાં ભળી નથી શકતા, બલ્કે જ્યારે તેઓ એકબીજાની સામે આવે છે, તો આ બન્ને પદાર્થ ક્ષણવારમાં એકબીજાને ખત્મ કરી નાંખે છે.

એટલે વૈજ્ઞાનિકોનું માનવું છે કે, આપણી આ સૃષ્ટિમાં બહુ દૂર આવેલી આકાશગંગાઓ સંપૂર્ણપણે પ્રતિદ્રવ્યની બનેલી હોય શકે છે. માત્ર એટલું જ નહીં, બલ્કે આપણી આ આખી સૃષ્ટિની જેમ એક પ્રતિ આકાશગંગાઓ પ્રતિ તારાઓ અને પ્રતિગ્રહોથી બનેલી એક જુદી પ્રતિ-સૃષ્ટિનું અસ્તિત્વ પણ હોય શકે છે. *(એન્સાયક્લોપીડિયા બ્રિટાનિકા : ૧૧/૭૦૩, ૧૯૮૩)*

આ દૃષ્ટિકોણથી જોવામાં આવે તો ખબર નહીં આપણી આ સૃષ્ટિમાં બીજા કેટલા પ્રકારના દ્રવ્યો એવા હશે, જેની સ્થિતિ વિશે આપણે જાણતા નથી. અને આપણી આ સૃષ્ટિથી પર અન્ય કેટલા પ્રકારના દ્રવ્યો, સૃષ્ટિઓ છૂપાયેલી હશે, જેને આપણે ભૌતિક સ્તરે ભલે શોધી નથી શકતા, પરંતુ તેમના સંભવિત અસ્તિત્વને આધુનિક ગણિતિક (ભૌતિક) પધ્ધતિઓથી જાણી શકીએ છીએ. આ સ્થિતિમાં દ્રવ્ય તથા સૃષ્ટિ વિશે આપણા જ્ઞાન કરતાં અજ્ઞાનતાની કોઈ સીમા નહીં રહેશે. એટલે આપણી જાણકાર તથા અજાણવાળી સૃષ્ટિના આ વિશાળ પરિપ્રેક્ષ્યમાં આપણા જ્ઞાત તુચ્છ દ્રવ્યમાં નવા શોધાયેલા ઉપઅણુ હિગ્સ બોસોનને ''ગોડ પાર્ટિકલ'' (ખુદાઈ કણ)નું નામ આપવાને અંધારામાં બચકા ભરવા સિવાય કશું નહીં કહેવાશે.

વૈજ્ઞાનિકોમાં ખુદા વિશે એક બીજો દૃષ્ટિકોણ પણ સામાન્ય છે. આ વિચાર 'ખુદાના ઈન્કાર'નો વિચાર છે. એટલે કેટલાક મોટા વૈજ્ઞાનિકો નાસ્તિક છે. દિલચસ્પ વાત એ છે કે, હિગ્સ બોસોન (કહેવાતો ગોડ પાર્ટિકલ)નો મુખ્ય સંશોધક પ્રો. પીટર હિગ્સ પણ નિરીશ્વરવાદી (નાસ્તિક)

છે. થોડાક દિવસો અગાઉ વિશ્વના એક ટોચના વૈજ્ઞાનિક સ્ટીફન હોકિંગ, જે સૃષ્ટિના પ્રારંભ તથા વિકાસ માટે પોતાના સંશોધનો માટે વિખ્યાત છે. તેમણે કહ્યું છે કે, મને એ વાતના ચોક્કસ પુરાવા મળ્યા છે કે, (નઊઝુ-બિલ્લાહ) ખુદાપાકનું અસ્તિત્વ નથી.

આપણી આ સૃષ્ટિ અને તેનાથી જુદુ અસ્તિત્વ ધરાવતી ચીજો વિશે આપણા જ્ઞાન અને અજ્ઞાનના પ્રમાણ વિશે આગળ જે ચર્ચા કરવામાં આવી તેને લક્ષમાં લેતાં સ્ટીફન હોકીંગનો આ દાવો અત્યંત હાસ્યાસ્પદ જણાય છે. દેખીતી વાત છે કે, જ્યારે સૃષ્ટિની કુલ અસ્તિત્વ ધરાવતી ચીજો વિશે આપણી અજ્ઞાનતાની કોઈ સીમા નથી, તો પછી તેમાં કોઈ ચીજ કે હસ્તીનું અસ્તિત્વ ન હોવાનો ચૂકાદો કેવી રીતે આપી શકાય છે ? હોકીંગનું આ નિવેદન ચોક્કસ જ એક મોટા વૈજ્ઞાનિક તરફથી આપવામાં આવેલ એક અવૈજ્ઞાનિક નિવેદન છે, જે વૈજ્ઞાનિક સંશોધનના સિદ્ધાંતોથી બિલ્કુલ વિરૂદ્ધ છે.

અહીં એક બીજો પ્રશ્ન ઘણો મહત્વપૂર્ણ છે. અને તે એ કે, શું માનવી ક્યારેક ખુદાપાકને ભૌતિક સ્તરે શોધી શકશે ? એનો જવાબ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી ભલે કાંઈ પણ આપવામાં આવે, પરંતુ આ સંદર્ભે ઈસ્લામનું માનવું એ છે કે, આ કામ માનવીની ક્ષમતાની બહાર છે. કારણ કે ખુદાપાકે માનવીને એ શક્તિ જ નથી આપી તેમજ માનવી પર આ પ્રકારના 'સાક્ષાત્કાર'ની જવાબદારી પણ નાખી નથી. એટલે કેટલીયે હદીષોમાં અલ્લાહપાકના રસૂલ (સલ.)એ લોકોને ખુદા તઆલા વિશે તાત્વિક (માદ્દી) ચર્ચા કરવાની જ મનાઈ ફરમાવી છે. તેના બદલે આપ (સલ.)એ સૃષ્ટિમાં વ્યાપ્ત ખુદા તઆલાના ચિહ્નો પર ચિંતનમનન કરવાનો આદેશ આપ્યો છે. એનાથી જાણવા મળે છે કે, ખુદાપાક કેટલા સુંદર રચનાકાર છે તથા તે કેટલા મહાન છે. એક હદીષ શરીફમાં છે : "સર્જનમાં ચિંતન-મનન કરો, સર્જકમાં ચિંતન-મનન નહીં કરો." *(દુર્રે મન્સૂર, સુયૂતી : ૨/૪૦૮)* બીજી એક હદીષમાં છે કે, "અલ્લાહપાકની નેઅમતો વિશે ચિંતનમનન કરો, સ્વયં અલ્લાહ તઆલાની બાબતમાં ચિંતનમનન નહીં કરો." *(દુર્રે મન્સૂર : ૨/૪૦૯)*

સારાંશ કે, આધુનિક વૈજ્ઞાનિક સંશોધનોએ તે હકીકત સારી પેઠે સ્પષ્ટ કરી દીધી છે કે, ખુદાપાકનો ઈન્કાર જેવી રીતે અવૈજ્ઞાનિક બાબત છે, એવી જ રીતે ખુદાપાકના અસ્તિત્વને ભૌતિક સ્તરે શોધવાનો દાવો પણ અવૈજ્ઞાનિક વાત છે. ઈસ્લામી શિક્ષાઓનો સારાંશ પણ આ જ છે. બીજી બાજુ કુર્આને કરીમે અલ્લાહની ઓળખ મેળવવા માટે જે રીતો દર્શાવી છે, તેમાંથી એક રીત એ છે કે, અલ્લાહપાકે સર્જેલી આ સૃષ્ટિમાં તેની જે નિશાનીઓ વિખેરાયેલી પડી છે, તેમાં ચિંતનમનન કરી ખુદાપાકના સર્જન-સંચાલનમાં સૌંદર્ય તથા ન્યાયના દર્શન કરો. બીજી રીત એ છે કે, કુર્આન શરીફ અને વિજ્ઞાનને એકબીજાને અનુરૂપ પૂરવાર કરવામાં આવે છે, જેનાથી એ હકીકત સુધી પહોંચી શકાય કે, કુર્આન શરીફ અને સૃષ્ટિ બન્નેનો સર્જક એક જ છે. કુર્આન શરીફમાં છે : નજીકના ભવિષ્યમાં અમે તેઓને અમારી નિશાનીઓ ક્ષિતિજો (આકાશો અને ધરતીના વચમાં)માં દેખાડીશું અને ખુદ તેઓની અંદર પણ દેખાડીશું. ત્યાં સુધી કે તેમની સમક્ષ સ્પષ્ટ થઈ જાય કે તે (કુર્આન કે ઈસ્લામ) સત્ય છે.

રોજબરોજની વૈજ્ઞાનિક શોધો અને કુર્આનના વર્ણનો વચ્ચે જે સમરૂપતા દેખાઈ રહી છે એ તે જ કુર્આની વિચારને સમર્થન આપી રહી છે, અને ખુદ હિગ્સ બોસોનની શોધ જે સાચા અર્થમાં ખુદાઈ સર્જનનું કારનામું છે, તેનાથી પણ કુર્આની વિચારને અનુમોદન મળે છે.

## મહા વિસ્ફોટ (બ્રહ્માંડની શરૂઆત)ની થિયરી પણ અલ્લાહ તઆલાની સાક્ષી આપી રહી છે :

કુર્આને પાકમાં ઈર્શાદ છે : ''અને શું ઈન્કાર કરનારાઓએ આ નથી જાણ્યું કે આકાશ અને પૃથ્વી બંને (પ્રથમ) બંધ મ્હોંના હતા, પછી અમે તેમને ખોલી દીધા.'' *(સૂ.અંબિયા : ૩૦)*

આ આયત ૭મી સદીમાં ઉતરી. તેનાથી માલૂમ થાય છે કે, બ્રહ્માંડના વિવિધ ભાગો શરૂઆતમાં એકત્ર હતા, ત્યાર પછી અલ્લાહપાકે તેને ફાડીને અલગ અલગ કરી દીધા. જો કે કુર્આનના ઉતરાણ પછી સદીઓ સુધી

લોકોને એ જાણ ન હતી કે, બ્રહ્માંડમાં એ ક્યો કિસ્સો બન્યો છે, જેને કુર્આને કરીમે રતક (એકબીજા સાથે જોડાયેલ) અને ફતક (અલગ-અલગ)નું અર્થઘટન કર્યું છે. પહેલી વખતે તેની વાસ્તવિક્તા અને મતલબ ઈ.સ. ૧૯૨૭માં સામે આવી, જ્યારે જ્યોર્જ લેમાઈટરે (Georges Lemaitre) તે દૃષ્ટિકોણ રજૂ કર્યો, જેને સામાન્ય રીતે મહાવિસ્ફોટ (Big bang) કહે છે.

વર્તમાન અનુભવો બતાવે છે કે, બ્રહ્માંડ દરેક સમયે ચારે બાજુ વિસ્તરી રહેલ છે. માટે આધુનિક બ્રહ્માંડને વિસ્તરતું બ્રહ્માંડ (Expanding Universe) કહે છે. આ પ્રકારના વિવિધ અનુભવોએ વૈજ્ઞાનિકોને એ વિચાર સુધી પહોંચાડ્યા કે, બ્રહ્માંડ શરૂઆતમાં વિસ્તરેલ હાલતમાં હતું. એ શરૂઆતના તત્વને (Cosmic Egg) (બ્રહ્માંડીય ઈંડુ) અથવા સુપર એટમ કહેવાય છે.

પ્રારંભમાં વૈજ્ઞાનિક સર્કલમાં તેનો વિરોધ કરવામાં આવ્યો. ઈ.સ. ૧૯૪૮ સુધી મહાવિસ્ફોટના મુકાબલામાં (Steady State hypothesis) દૃષ્ટિકોણ વૈજ્ઞાનિકોને ત્યાં વધારે નોંધપાત્ર રહ્યો છે. પરંતુ ઈ.સ.૧૯૫૦ થી મહાવિસ્ફોટનું જ્ઞાન વધવા લાગ્યું. ઈ.સ.૧૯૫૬માં બેકગ્રાઉન્ડ રેડિએશનના સંશોધને તેને વધારે મજબૂત બનાવ્યું. કારણ કે વૈજ્ઞાનિકોનો ખ્યાલ છે કે, આ પ્રારંભના વિસ્ફોટના રેડિયો બાકી છે, જે હજુ બ્રહ્માંડના કેટલાક ભાગોમાં ઉપલબ્ધ છે. એવી રીતે ઈ.સ.૧૯૮૧માં કેટલીક આકાશગંગાઓની શોધ જે આપણી પૃથ્વીથી દસ અરબ પ્રકાશવર્ષની દૂરી પર છે, વગેરે. ઈન્સાયક્લો-પિડિયા ઑફ બ્રિટાનિકા (ઈ.સ.૧૯૮૪)માં મહાવિસ્ફોટના શિર્ષક હેઠળ કબૂલ્યું છે કે, હવે આ થિયરીને કોસ્મોલોજીના મોટાભાગના વિદ્વાનોનું સમર્થન મળ્યું છે.

And it is now Favoured by most Cosmologists.

આ ઘટનાઓ એ વાતની સ્પષ્ટ દલીલ છે કે, કુર્આને પાકના લેખક એક એવી પવિત્ર હસ્તી છે, જેની નજરમાં ભૂતકાળથી લઈને ભવિષ્યની બધી વાસ્તવિક્તાઓ છે. તે ચીજોને ત્યાંથી જોઈ રહ્યો છે, જ્યાંથી માનવી

જોઈ શકતો નથી. તે હમણાં પણ એવી રીતે જાણે છે, જ્યારે કે બીજા કોઈ જાણતા નથી.

ઈ.સ.૧૯૧૨માં અમેરિકન ખગોળશાસ્ત્રી વેસ્ટો મેલ્વિન સ્લીફરે (Vesto Melvin Slipher) લોવેલ ઓબ્ઝરવેરીમાં સંશોધન કરતાં જોયું કે, કેટલીક આકાશગંગાઓ ઝડપથી બાહ્ય દિશામાં જઈ રહી છે. ત્યાર પછી ઍડવિન હુબલે (Edwin Hobble) અને મિલ્ટન હ્યુમસને (Milton Humason) માઉન્ટ વિલ્સનની ૧૦૦ ઈંચની દૂરબીનથી તપાસ્યું અને બતાવ્યું કે, બધી આકાશગંગાઓ પોતાની બાહ્ય દિશામાં ઝડપથી ચાલી રહી છે. પછી ડચ ખગોળશાસ્ત્રી વિલેમ દી સિટર (Willem de Sitter)એ આ થિયરીમાં વધારે સહાયક પુરાવાઓ એકત્ર કર્યા. ઈ.સ.૧૯૫૬માં ન્યુજર્સીના આર્નો પેન્ઝીયાસ અને વિલ્સન રૉબર્ટે શરૂઆતમાં બ્રહ્માંડના ધડાકા દરમિયાન નીકળેલી કેટલીક કિરણોત્સર્ગી (Radiation)ને શોધી. આ પ્રકારની વિવિધ શોધ માહિતીને આધારે હવે આ થિયરીએ એક માન્ય હકીકતનું સ્વરૂપ ધારણ કર્યું.

આ થિયરીનો ભાવાર્થ એ છે કે, બ્રહ્માંડ હંમેશાથી નથી, બલ્કે એક ખાસ સમયે તેની શરૂઆત થઈ. આ થિયરી બતાવે છે કે, આપણે એક ફેલાયેલા બ્રહ્માંડમાં છીએ. આપણી ચારે બાજુએ આકાશગંગાઓ ખૂબ જ ઝડપી રીતે બાહ્ય દિશામાં ગતિ કરી રહી છે. ગણતરી દ્વારા માલૂમ થયું કે આ બાહ્ય ગતિને જો અંદર તરફ ફેરવવામાં આવે તો લગભગ ૨૦ હજાર મિલિયન વર્ષોમાં ફેલાયેલ બ્રહ્માંડ સંકોચાયને એક ગોળો બની જશે. આ થિયરીએ અલ્લાહ તઆલાના અસ્તિત્વને પ્રકૃતિના કાનૂન દ્વારા સાબિત કરી દીધા છે. કારણ કે એક ગદ્વા જેવા ગોળામાં એક ખાસ સમયમાં બાહ્ય દિશા તરફ લગાતાર હરકત કોઈ બાહ્ય ઉત્તેજન વગર ન થઈ શકે. આ સિદ્ધાંત પર અમેરિકન વૈજ્ઞાનિક રૉબર્ટ જેસ્ટ્રોનો લેખ પ્રકાશિત કરતા રીડર્સ ડાઈઝેસ્ટ ઑક્ટોબર ૧૯૮૦માં આ શિર્ષક બાંધ્યું કે, શું ખગોળવિદોએ ખુદાને પ્રાપ્ત કરી લીધો ? “Have a Astronomers found God.”

તે વૈજ્ઞાનિકો જેમણે આ સિદ્ધાંત બનાવી લીધો હતો કે, બ્રહ્માંડની

દરેક ઘટનાની એવી રીતે બૌદ્ધિક સમજ મેળવી શકાય છે કે તે પોતાના ભૂતકાળની કોઈ ભૌતિક ઘટનાના પરિણામસ્વરૂપે જોઈ શકાય. એવા લોકો આ સંશોધનથી ખૂબ જ ગભરાઈ ગયા. કારણ કે તેનાથી બ્રહ્માંડમાં ફિઝિકલ પ્રક્રિયા અને રિએક્શનને બદલે એક જીવંત ખુદાનો ઈરાદો નજરે આવતો હતો. હકીકતોનો નકાર તેમના માટે અશક્ય હતો. તેમણે આ ઘટનાના મહત્વને ઘટાડવા માટે તેનું નામ મહાવિસ્ફોટ રાખી દીધું. એક અમેરિકન વિદ્વાને એક ધાર્મિક વ્યક્તિથી મજાકમાં પૂછ્યું કે, ખુદાએ જ્યારે ધરતી અને આકાશ ન બનાવ્યા હતા ત્યારે ખુદા શું કરતો હતો ? ધાર્મિક વ્યક્તિએ ગુસ્સામાં જવાબ આપ્યો કે, તે એ લોકો માટે નર્ક (જહન્નમ) તૈયાર કરી રહ્યો હતો, જે આ પ્રકારના પ્રશ્નો કરે છે :

He was creating hell for people who asked quesions.

મહાવિસ્ફોટનો સિદ્ધાંત ઈ.સ.૧૯૨૭માં જ્યોર્જિસ લેમાઈટરે (Georges Lemaitre) રજૂ કર્યો. ખગોળવિદોનું કહેવું છે કે, બ્રહ્માંડ ચારે બાજુએથી ફેલાઈ રહ્યું છે. એટલા માટે એ સમજવામાં આવ્યું કે, બ્રહ્માંડ ક્યારેક સંકોચાયેલું હતું. પછી ફેલાઈને આ વિશાળતા સુધી પહોંચ્યું છે. ઈ.સ. ૧૯૫૬માં બે ગ્રાઈન્ડ રેડિએશનના સંશોધનથી તેને વધુ પ્રોત્સાહન મળ્યું. ઈ.સ.૧૯૮૧માં બ્રહ્માંડમાં કેટલીક નવી આકાશગંગાઓની શોધે આ સિદ્ધાંતને વધારે મજબૂત બનાવ્યો. *(બ્રિટાનિકા : ૧૧/૧૦)*

ઈ.સ.૧૯૧૯ અને તેની આસપાસના સમયમાં અમેરિકન વૈજ્ઞાનિકોએ વધારે સંશોધનો કર્યા. હવે નવી વાસ્તવિક્તાઓ અને અનુભવોની રોશનીમાં મહાવિસ્ફોટનો સિદ્ધાંત જ્ઞાનના ક્ષેત્રે સંપૂર્ણ રીતે પ્રમાણિત પુરવાર થયો.

પૃથ્વીથી બ્રહ્માંડની અંતરિક્ષનું અવલોકન કરવામાં વાતાવરણની ગંદકી (પ્રદૂષણ) નડે છે. એટલા માટે કૃત્રિમ સેટેલાઈટની સાથે દૂરબીન લગાડવામાં આવે છે. જેથી તે વાતાવરણની ઉપર જઈને અંતરિક્ષના ચિત્રો લઈ શકે. ૧૮ નવેમ્બર ૧૯૮૯માં અમેરિકાની સંસ્થા નાસા (Nasa)એ એક ખાસ સેટેલાઈટ ઉપર મોકલ્યું. તેનું નામ કોસ્મિક બેકગ્રાઉન્ડ એક્ષપ્લોરર (Cos-

mic Background Explorer) હતું. તેની કિંમત ૧૬૦ મિલિયન ડૉલર હતી. એ ૫૬૦ માઈલ ઉપર જઈને પૃથ્વીની આસપાસ ફરતું રહ્યું.

એ સેટેલાઈટે ઉપરના જે ચિત્રો મોકલ્યા છે, તેનાથી માલૂમ પડ્યું કે બ્રહ્માંડના બાહ્ય ભાગમાં તરંગદાર સપાટી (Ripples) છે. આ તરંગો પૃથ્વીથી પંદર મિલિયન પ્રકાશ વર્ષની દૂરી પર છે. વૈજ્ઞાનિકોના અનુભવો પ્રમાણે તે મહાવિસ્ફોટના બનાવથી સબંધ ધરાવે છે. તે ચોક્કસ રીતે સાબિત કરે છે કે, મહાવિસ્ફોટ જેવી ઘટના બ્રહ્માંડની શરૂઆતમાં બની હતી. આ તરંગો સાબિત કરે છે કે બ્રહ્માંડ જાતે નથી, બલ્કે એક સર્જનહારના બનાવ-વાથી અસ્તિત્વમાં આવ્યું છે. તેથી કેલિફોર્નિયા યુનિવર્સિટીમાં ફિઝિક્સના પ્રોફેસર જોએલ પ્રાઈમેક (Joel Primack)એ કહ્યું કે, આ તરંગો ખુદાપાકના હાથનું લખાણ છે.

"The ripples are no less than the handwriting of God."

કુર્આને કરીમમાં પાલનહારના અસ્તિત્વ પર એ દલીલ આપવામાં આવી હતી કે, ‘‘શું અસ્વીકાર કરનારાઓએ નથી જોયું કે આકાશ અને પૃથ્વી પરસ્પર જોડાયેલા હતા, પછી અમે તેને અલગ કરી દીધા.’’ *(સૂ.અંબિયા-૩૦)* આ દલીલને આજે સ્વીકૃતિ પ્રાપ્ત થઈ છે. કારણ કે બ્રહ્માંડનું પ્રાથમિક તત્વ સુપર એટમ ફિઝિકલ કાનૂન પ્રમાણે અસાધારણ શક્તિ સાથે અંદરની બાજુએ ખેંચાયેલું હતું. ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે તેનો બાહ્ય સફર કરવો બિલ્કુલ અશક્ય હતો. પરંતુ મહાવિસ્ફોટની થિયરી એ સાબિત કરે છે કે, એક ખાસ સમયમાં તેની અંદર ધડાકા થયા અને એ તત્વો ઝડપી રીતે બાહ્ય દિશામાં ફેલાવા લાગ્યા. તેના પરિણામે આધુનિક બ્રહ્માંડનું સર્જન થયું.

આ ધડાકા જે બ્રહ્માંડના તત્વોને નિયમ વિરૂદ્ધ બાહ્ય દિશામાં ચલાવી દે તે કોઈ બાહ્ય હસ્તક્ષેપ વગર ન થઈ શકે. આ બનાવ આપણને આ વાત માનવા પર મજબૂર કરે છે કે, અહીંયાં એક ખુદા છે, જેણે બ્રહ્માંડના તત્વોમાં હસ્તક્ષેપ કરીને તેને ફેલાયેલા બ્રહ્માંડનું સ્વરૂપ આપ્યું.

અલ્લાહપાકે પોતાના કુર્આનમાં આ એલાન કર્યું હતું કે, (અરબી

પેજ-૨૬૨) "હવે અમે તેઓને અમારી નિશાનીઓ તેઓની આજુબાજુ તેમજ ખુદ તેઓની હસ્તીઓમાં પણ દેખાડીશું. એટલે સુધી કે તેઓને જાહેર થઈ જશે કે આ (કુર્આન) સત્ય જ છે." *(સૂ.હા-મીમ સિજદહ-૫૩)*

ઉપરોક્ત હકીકત પણ તે હકીકતોમાંથી એક છે, જે બાદના સમયમાં એટલા માટે જાહેર થઈ કે તે કુર્આને કરીમની સચ્ચાઈને લોકો માટે તેમની બુદ્ધિ ક્ષમતા પ્રમાણે સાબિત કરી દે.

કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાના અસ્તિત્વના સુબૂતમાં આ બનાવ રજૂ કરવામાં આવ્યો હતો કે, બ્રહ્માંડનું તત્વ શરૂઆતમાં જોડાયેલું અને જકડાયેલું હતું. ત્યાર પછી એક ખાસ સમયમાં તેની અંદર ફાડવાનું કાર્ય થયું. તેના પરિણામે બ્રહ્માંડની ખાલી જગ્યામાં તે ફેલાવા લાગ્યું. સંકોચાયેલું બ્રહ્માંડ વિશાળ અને વિસ્તૃત બ્રહ્માંડ બની ગયું.

ફોડવાની આ પદ્ધતિ ચોક્કસ રીતે એક બાહ્ય તાકાતનો તકાદો કરે છે. આ ઘટના સાબિત કરે છે કે, અહીંયાં એક વિશેષ બ્રહ્માંડની શક્તિ છે. જો આવી બાહ્ય શક્તિ અસ્તિત્વમાં ન હોત તો બ્રહ્માંડમાં વિસ્ફોટનો એ અમલ ન થતો, જેને આજના યુગમાં મહાવિસ્ફોટના નામથી શોધેલ છે. ફાડવાનું જે કાર્ય બ્રહ્માંડમાં થયું છે, સ્વયં ભૌતિક બ્રહ્માંડમાં આવો કોઈ નિયમ નથી, જે તેની સ્પષ્ટતા કરી શકે. તેની એક જ સ્પષ્ટતા છે અને તે નિર્માતાનો અકીદો છે. આકાશી પુસ્તકના શબ્દો આધુનિક જમાનામાં વધારે સત્ય સાબિત થયા છે.

અલ્લાહ તઆલા કુર્આને પાકમાં ફરમાવે છે : "શું તે અલ્લાહના વિશે શંકા છે, જે આકાશો અને પૃથ્વીનો રચનાર છે." *(સૂરહ ઈબ્રાહીમ-૧૦)*

## અલ્લાહપાક (ની ઝાત-સિફતો) વિશે માન્યતાઓ :

- અલ્લાહપાક એક છે. તે જ આપણા તથા સર્વ જગતને પેદા કરનાર સર્વ-શક્તિમાન છે તથા તેના સિવાય કોઈ આ જગતને પેદા કરનાર નથી.

કુર્આન શરીફમાં એનો ઉલ્લેખ કરતાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તે જ એકલો જબરદસ્ત અલ્લાહપાક છે. તેણે આકાશો તથા પૃથ્વીને

હિકમતસર બનાવ્યા. *(સૂરએ ઝુમર : ૫)*

- તમામ જગતોના માલિક અલ્લાહપાક જ છે.

અલ્લાહપાક ફરમાવે છે : સર્વ વખાણ અલ્લાહપાકને જ માટે છે, જે દરેક (જુદા જુદા) જગતનો પરવરદિગાર છે. *(સૂ.ફાતિહા : ૧)*

- તેનો કોઈ ભાગીદાર નથી. તેના સિવાય કોઈ પણ ઈબાદત (પૂજ્ય)ને લાયક નથી.

કુર્આન શરીફમાં છે : જેનો કોઈ શરીક નથી, તેમ મને એનો જ હુકમ થયો છે, અને હું સૌથી પહેલો ફરમાંબરદાર છું. આપ ફરમાવી દો કે, શું હવે હું અલ્લાહપાક સિવાય કોઈ બીજો રબ શોધું ? *(સૂ.અન્આમ : આયત : ૧૬૩/૧૬૪)* અલ્લાહ તઆલા સિવાય કોઈની સત્તા નથી. તેણે તો એ જ હુકમ આપ્યો છે કે, તેના સિવાય કોઈની ઈબાદત (પૂજા) ન કરો. એ જ સીધો માર્ગ છે, પરંતુ ઘણાખરા લોકો જાણતા નથી. *(સૂ.યૂસુફ : આયત-૪૦)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી એક રિવાયત વર્ણન કરે છે કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ઈબ્ને આદમ (ઈન્સાન)એ મને જૂઠલાવ્યો અને મને બૂરૂ ભલુ કહ્યું. એણે મને જૂઠલાવ્યો (એનો મતલબ) એણે એમ કહ્યું કે અલ્લાહપાકે મને જે રીતે પહેલી વાર પેદા કર્યો, એ રીતે બીજી વાર સજીવન કરી શકશે નહીં. જ્યારે કે (વાત એમ છે કે) પ્રથમ વાર પેદા કરવું મારા માટે બીજી વાર સજીવન કરવાથી વધુ સહેલું નથી (તો પછી ફરી વાર સજીવન કરવું તો અત્યંત સહેલું છે). અને એણે મને બૂરૂ ભલુ કહ્યું તે(નો મતલબ એ કે) એણે એમ કહ્યું કે, અલ્લાહ તઆલાએ (કોઈને પોતાની) અવલાદ બનાવી લીધી છે. જ્યારે કે હું એકલો જ છું, બેનિયાઝ છું, ન મેં કોઈને જણ્યો છે, ન મને કોઈએ પેદા કર્યો છે, અને ન કોઈ મારા સમકક્ષ છે.

*(બુખારી શરીફ, કિતાબુત્તફસીર, સૂરએ ઈખ્લાસનો બાબ, હદીષ નં.૪૯૭૪)*

- તેની ઝાત, ગુણો, કામો અને દરજ્જા જેવો કોઈ નથી. મખ્લૂક સાથે તેની કોઈ પણ પ્રકારે તુલના કરી શકાતી નથી. તે પોતાની સઘળી

સિફતો સાથે હંમેશાથી કદીમ (આદિ) છે.

જેમકે અલ્લાહપાક કુર્આન શરીફમાં ફરમાવે છે : અલ્લાહ

તઆલા

સિવાય કોઈ પણ ઈબાદતને લાયક નથી. તે સજીવ (અને) સર્વ જગતનો રક્ષક છે. ન તેને ઝોકું આવે છે, અને ન ઉંઘ. આકાશો અને પૃથ્વીમાં જે કાંઈ છે, તે તેનું જ છે. એવો કોણ છે, જે તેની આજ્ઞા વિના તેની પાસે (કોઈની) ભલામણ કરી શકે ? તે લોકોની આગલી અને પાછલી સૌ હાલતોને જાણે છે. અને સૌ મળી તેના જ્ઞાનમાંથી કોઈ ચીજને પહોંચી (એટલે જાણી) શકતા નથી, પરંતુ જેટલું તે જાહેર કરવા ચાહે. તેની કુરસી (એટલી વિશાળ છે કે) આકાશો તથા પૃથ્વીની ગુંજાઈશ ધરાવે છે અને તે બન્નેનું રક્ષણ તેને કંઈ ભારે નથી અને તે જ સર્વોપરી (અને) મહત્તાવાળો છે. *(આયતુલ કુર્સી)*

બીજી જગ્યાએ એ વર્ણન છે : તેના જેવી કોઈ વસ્તુ નથી અને તે જ સઘળુ સાંભળનાર, જોનાર છે. *(સૂરએ શૂરા : ૧૧)*

- અલ્લાહ તઆલા સિવાય કોઈ હાઝિર-નાઝિર નથી.
- તે જ અલ્લાહપાકમાં પરિપૂર્ણતા અને પ્રતિષ્ઠાના દરેક ગુણો છે.
- તે જ અલ્લાહપાક દરેક ખોડ અને ઉણપથી પવિત્ર છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : તે શહેનશાહ છે. (સૌ એબોથી) પવિત્ર છે. (ખામીઓથી) સલામત છે. *(સૂરએ હશ્ર : ૨૩)*

- કોઈ વસ્તુ તેને લાચાર (કમઝોર) કરી શકતી નથી. તેની મરજી વિરૂદ્ધ કોઈ વસ્તુ વજૂદમાં આવી શકતી નથી.

જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે : અને અલ્લાહપાક એવો નથી કે તેને કોઈ વસ્તુ આકાશોમાં કે પૃથ્વીમાં હાર આપી શકે. તે જ ખૂબ જાણનાર (અને) સર્વ શક્તિમાન છે. *(સૂરએ ફાતિર : આયત-૪૪)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, આપ (સલ.)એ

(કૃપા) કર, તુ ચાહે તો રોઝી આપ.'' બલ્કે (મારી દુઆ જરૂર પૂરી થશે એવી પાકી ખાત્રી સાથે) પોતાના સવાલ (દુઆ)માં લાગ્યો રહે. અલ્લાહપાક જે ચાહશે તે જ કરશે, તેને કોઈ જબરદસ્તી (મજબૂર અને કમજોર) કરી શકતું નથી. *(બુખારી શરીફ, કિતાબુત્તવહીદ, બત્રીસમો બાબ, હદીષ નં.૭૪૭૭)*

- સૌથી પહેલાં હંમેશાથી જ છે અને સૌથી છેવટમાં પણ હંમેશા રહેશે. જગતનું પહેલાં અસ્તિત્વ અને વુજૂદ જ ન હતું. અલ્લાહ પાકના પેદા કરવાથી જ જગત અસ્તિત્વમાં આવ્યું. અને તે પહેલાં ફક્ત અલ્લાહપાકની જ ઝાત સઘળી સિફતો સાથે મૌજૂદ હતી.

કુર્આન શરીફમાં ઉપરોક્ત અકીદા પર પ્રકાશ ફેંકવામાં આવ્યો છે. જેમકે ફરમાવ્યું : તે જ સૌ (મખ્લૂક)થી પહેલો અને સૌથી છેલ્લો અને જાહેર તથા ગુપ્ત છે. અને તે જ દરેક વસ્તુનો સંપૂર્ણ જાણનાર છે. તે જ છે, જેણે આકાશો અને પૃથ્વીને ૬ દિવસ (જેટલા વખત)માં બનાવ્યા.

*(સૂરએ હદીદ : આયત : ૩-૪)*

- આ સર્વ સૃષ્ટિ તે જ અલ્લાહપાકે પોતાની શક્તિથી સર્જન કરી.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.)ની એક લાંબી હદીષમાં આ શબ્દો પણ છે : જે પણ સજીવ સૃષ્ટિ છે, તેને અલ્લાહપાક જ પેદા કરનાર છે.

*(બુખારી શરીફ, કિતાબુત્તવહીદ, હદીષ નં.૭૪૦૯)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ સમગ્ર સૃષ્ટિને પેદા (સર્જન) કરી. જ્યારે તેના સર્જનથી પરવારી ગયા, તો રિશ્તેદારી (સગાઈ) ઉભી થઈ અને અલ્લાહપાક સમક્ષ અરજ કરી કે, આ (અત્યારે મારા માટે) સગાઈ તોડવા બાબતે (તારી પાસે) પનાહ માંગવાનો સમય છે. અલ્લાહપાકે ફરમાવ્યું : હા, શું તુ એ વાતે રાજી નથી કે, જે તને જોડે તેને હું પણ જોડું અને જે તને તોડે તેને હું પણ તોડું ? સગાઈએ કહ્યું : કેમ નહીં. તો અલ્લાહપાકે ફરમાવ્યું : બસ, તારા માટે આ હુકમ છે.

*(મુસ્લિમ શરીફ : નેકી, સિલારહમી અને આદાબ વિશે, હદીષ નં.૨૫૫૪)*

- તેને કદી પણ ફના અને મૌત આવશે નહીં. તે જ માત્ર સર્જનહાર અને પાલનહાર તથા માલિક છે. તેણે પોતાના અપાર ઈલ્મ (જ્ઞાન) વડે મખ્લૂક (સૃષ્ટિ) પેદા કરી.

કુર્આન શરીફમાં એનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું : જે કોઈ આ પૃથ્વી પર છે, તે સૌનો નાશ થનાર છે. અને માત્ર આપના પરવરદિગારની હસ્તી જ બાકી રહેશે. જે પ્રભાવશાળી અને બખ્શિશવાળો છે. *(સૂ.રહમાન : આયત-૨૭)*

- સમગ્ર સૃષ્ટિ (આકાશ-પાતાળ)માં તે જે ચાહે છે, તે જ થાય છે. તેના ઈરાદા વગર કોઈ કામ થતું નથી.

જેમકે અલ્લાહપાક ફરમાવે છે : આપ ફરમાવી દો કે, એવો કોણ છે, જે તમને અલ્લાહપાકથી બચાવી શકે. જો તે તમોને આપવા ચાહે અથવા તમારી સાથે મહેરબાની કરવા ચાહે, અને તેઓ પોતાના માટે અલ્લાહપાકના સિવાય કોઈ કાર્યસાધક કે કોઈ સહાયક મેળવી શકશે નહીં. *(સૂ.અહઝાબ-૧૭)*

બીજી જગ્યાએ ફરમાવ્યું : અને જો અલ્લાહપાક તમને ગુમરાહ રાખવા ચાહતો હોય, તો ભલેને હું તમને નસીહત કરવા ચાહું, પણ મારો બોધ તમને લાભ નહીં આપે. *(સૂરએ હૂદ : આયત-૨૪)*

હઝરત ઝૈદ બિન સાબિત (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, એમને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક દુઆ શીખવી (જેમાં અલ્લાહપાકના વખાણ અને ગુણો પણ છે. હદીષ ઘણી લાંબી છે. તેમાં આ શબ્દો પણ છે :) તૂ જે ચાહે છે તે જ થાય છે, અને તૂ જે નથી ચાહતો તે નથી થતું. કોઈ પણ હરકત (કુદરત) અને કુવ્વત (શક્તિ) તારા જ ઈરાદાથી થાય છે. સાચે જ તુ દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે. *(મુસ્નદે અહમદ : ૧૯૧/૫)*

- માનવીય બુધ્ધિ ફક્ત બુધ્ધિથી તેની ઝાત અને વિશેષણોને સમજી શકતી નથી. મખ્લૂક જેવા અવયવો, જરૂરતો અને શકલ વગેરેથી તે સંપૂર્ણ પાક છે.

આ અકીદો પણ નીચે દર્શાવેલ કુર્આન શરીફની આયતથી સમજમાં

આવે છે : અને એ લોકો તે (અલ્લાહ)ના ઈલ્મને પોતાના જ્ઞાન વડે ઘેરી શકતા નથી. *(સૂરએ તાહા : ૧૧૦)* અને અલ્લાહપાકે દરેક વસ્તુને (પોતાના જ્ઞાનથી) ઘેરી રાખી છે. *(સૂરએ નિસાઅ્ : ૧૨૬)*

- તે જીવંત છે, તેને કદી મૌત આવશે નહીં. ઝબરદસ્ત વહીવટકર્તા છે. કદી આરામ કરતો નથી, કદી ખાતો-પીતો નથી, કદી ઉંઘ કે ઉંઘનું ઝોકું તેને આવતું નથી. જગતની વ્યવસ્થાથી તે કદી થાકતો નથી. સઘળી ચીઝોને તેણે આવરી લીધી છે. બધી સીમાઓ, દિશાઓ અને બંધનોથી પાક છે.

જેમકે ફરમાવ્યું : અને આપ તે અમર (અલ્લાહ તઆલા) પર ભરોસો કરો, કે જે (કદી) મરનાર નથી અને તેની ખૂબીઓ યાદ કરો. *(સૂ. ફુરકાન : આયત-૫૮)* અને આયતુલ કુર્સીમાં ઉપરોક્ત અકીદા પર વધુ પ્રકાશ પાડતાં ફરમાવ્યું : અલ્લાહપાક સિવાય કોઈ પણ પૂજ્ય નથી. તે સજીવ (અને) સર્વ જગતનો રક્ષક છે. ન તેને ઝોકું આવે છે અને ન ઉંઘ.

- પોતાની કોઈ પણ જરૂરત વગર મખ્લૂક (સૃષ્ટિ)ને પેદા કરનાર છે. તેમના સમકક્ષ કોઈ નથી. તે કોઈનો મોહતાજ નથી. સર્વ જગત તેનું મોહતાજ છે, પરંતુ તે પોતે સર્વથી બેનિયાઝ છે.

જેમકે કુર્આન શરીફમાં ફરમાવ્યું : અલ્લાહ તઆલા જ દરેક વસ્તુનો સર્જનહાર અને તે જ દરેક વસ્તુનો રક્ષક છે. *(સૂરએ ઝુમર : ૬૨)* આ બધું તો અલ્લાહપાકનું જ સર્જેલું છે, ત્યારે હવે મને બતાવો કે તેના સિવાય બીજા જે (મઅ્બૂદ) છે, તેઓએ શું સર્જ્યું છે ? *(સૂરએ લૂકમાન : ૧૧)* અલ્લાહપાક તે જ છે, જેણે તમને પેદા કર્યા, પછી તમને રોઝી આપી, ફરી તમને મૃત્યુ આપે છે, પછી તમને સજીવન કરશે. શું તમારા (ઠરવેલા) શરીકોમાંથી કોઈ એવો છે, જે આ કાર્યો પૈકી કંઈ પણ કરી શકે ? *(સૂ. રૂમ : ૪૦)* તેના જેવી કોઈ વસ્તુ નથી. *(સૂ. શૂરા : ૧૧)* હે લોકો ! તમે સર્વે અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહપાક બેપરવા સઘળી ખૂબીઓવાળો છે. *(સૂ.ફાતિર : ૩૫)*

- અલ્લાહ તઆલા ચાહે તેને ઈઝઝત અને ચાહે તેને ઝિલ્લત આપે છે.

ચાહે તેને બાદશાહત આપે છે અને ચાહે તેની પાસેથી બાદશાહત છીનવી લે છે.

કુર્આન શરીફમાં છે : (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આપ (અલ્લાહથી) એમ ફરમાવ્યા કરો કે, હે સલ્તનતોના માલિક અલ્લાહ ! તુ ચાહે તેને બાદશાહી આપે છે અને ચાહે તેની પાસેથી બાદશાહી છીનવી લે છે, અને તુ ચાહે તેને માન આપે છે અને ચાહે તેને હલકો પાડે છે. બેશક, તુ દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે. *(આલિ ઈમરાન : ૨૬)*

- અલ્લાહ તઆલા જ બીમારને શીફા આપે છે. મખ્લૂક (સમગ્ર સૃષ્ટિ)ને રોઝી આપે છે, અને એમની તકલીફોને દૂર કરે છે.

જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહ તઆલાના વખાણ અને ખૂબીઓનું વર્ણન કરતાં ફરમાવ્યું : પરંતુ કુલ જહાનનો પરવરદિગાર (મારો દોસ્ત છે), જેણે મને પેદા કર્યો છે. અને તે જ મને (સીધો) માર્ગ દેખાડે છે. અને જે મને ખવડાવે છે તથા પિવડાવે છે. અને જ્યારે હું બીમાર પડું છું, તો તે જ મને સાજો કરે છે. *(શુઅ્રા : ૭૭-૮૦)*

- કોઈ પણ પ્રકારની તકલીફ વગર બધાને જ રોઝી આપનાર છે. રોઝી આપવામાં તેને કોઈ પણ પ્રકારની તકલીફ પડતી નથી.

કુર્આન શરીફમાં છે : બેશક, અલ્લાહપાક પોતે જ સૌને રોઝી આપનાર, શક્તિવાન (અને) ઘણો બળવાન છે. *(સૂરએ ઝારિયાત : ૫૮)* પછી આપ ફરમાવી દો કે, શું હું તે અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈને પોતાનો કાર્યસાધક બનાવી લઉં કે જે આકાશો અને પૃથ્વીનો સર્જનહાર છે. વળી, તે સૌને ખવડાવે છે, પણ તેને કોઈ ખવડાવતું નથી. *(સૂરએ અન્આમ : ૧૪)*

હઝરત હારિષ અશ્અરી (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, અલ્લાહપાકે હઝરત યહ્યા બિન ઝકરીયા (અલૈ.)ને પાંચ વાતોનો હુકમ ફરમાવ્યો, જેના ઉપર અમલ કરવામાં આવે અને એ પણ હુકમ ફરમાવ્યો કે, બની ઈસ્રાઈલને

પણ એ વાતો પર અમલ કરવાનો હુકમ કરવામાં આવે. (હદીષ ઘણી લાંબી છે, જેમાં હઝરત ઈસા અલયહિસ્સલામ સાથે હઝરત યહ્યા અલયહિસ્સલામની વાતચીત, ત્યાર બાદ બની ઈસ્રાઈલને બયતુલ મુકદ્દસમાં ભેગા કરવાનો ઉલ્લેખ છે.) હઝરત યહ્યા (અલૈ.)એ સભામાં (સંબોધનની શરૂઆતમાં) અલ્લાહપાકની તારીફ અને વખાણ કર્યા, ત્યાર બાદ કહ્યું : અલ્લાહપાકે મને પાંચ વાતો પર અમલ કરવાનો હુકમ આપ્યો છે, અને તમને બધાને પણ એ વાતો પર અમલ કરવા માટે હુકમ આપ્યો છે. (એમાંથી પહેલી વાત એ છે કે) તમે અલ્લાહપાકની જ ઈબાદત કરો અને તેની સાથે કોઈને શરીક ન ઠેરવો. (જો કોઈ વ્યક્તિ અલ્લાહપાક સિવાય કોઈ બીજાની ઈબાદત કરે તો) એનું ઉદાહરણ તો એવો માણસ છે, જે સંપૂર્ણ રીતે પોતાની માલ-મિલ્કતમાંથી સોના-ચાંદી આપીને કોઈ ગુલામ (શરીઅતની વ્યાખ્યા મુજબનો નોકર-ચાકર) ખરીદે, પછી તે ગુલામ કામમાં લાગે, (પરંતુ) તે કામનું વેતન પોતાના આકા (માલિક) સિવાય બીજા કોઈને આપી દે, તો શું તમારામાંથી કોઈ માણસ એ વાતે ખુશ થશે કે એનો ગુલામ આ પ્રમાણેનો હોય ? (જ્યારે તમે આ વાતને પસંદ નથી કરતા) તો પછી અલ્લાહ તઆલાએ તો તમને (સમગ્ર માનવજાતને) પેદા કર્યા અને તમને રોઝી પણ આપે છે. એટલે તેની જ ઈબાદત કરો અને તેની સાથે કોઈને શરીક (ભાગીદાર) ન ઠેરવો. *(મુસ્નદે અહમદ : ૨૦૨/૪)*

- કોઈ પણ જાતના ડર વગર સમગ્ર સૃષ્ટિને મૌત આપનાર છે.

કુર્આન શરીફમાં વર્ણન છે : જેથી તેઓના પરવરદિગારે તેઓના ગુનાહોના કારણે તેઓના ઉપર હાલાકી નાંખી, પછી સૌને બરબાદ કરી દીધા. *(સૂ.શમ્સ : ૧૪)* આકાશો અને પૃથ્વીનું રાજ્ય તેનું જ છે. તે જ જીવન આપે છે તેમજ મૃત્યુ પણ તે જ આપે છે અને તે જ દરેક વસ્તુ પર કુદરતવાળો છે. *(સૂ.હદીદ : ૨)* બેશક, અમે જ જિવાડીએ છીએ અને અમે જ મૃત્યુ આપીએ છીએ અને અમારી જ તરફ સૌને પાછા આવવાનું છે. *(સૂ.કાફ : ૪૩)*

- અલ્લાહ તઆલાએ મખ્લૂકને પોતાના ઈલ્મથી પેદા કરી અને અલ્લાહ

તઆલાએ મખ્લૂક (સૃષ્ટિ)માંથી દરેકનો અંતિમ સમય નક્કી કર્યો.

- કોઈ પણ જાતની પરેશાની વગર મૃત્યુ બાદ બધાને જ સજીવન કરશે.

કુર્આન શરીફમાં છે : અને એ (બધું આ કારણે થયું) કે કિયામત આવનાર છે. તેમાં જરાય શંકા નથી અને એ કે અલ્લાહપાક કબરવાળાઓને ઉઠાવશે. (ફરી સજીવન કરશે.) *(સૂરએ હજ્જ : ૭)* અને તેઓ કહે છે કે, અમારા માટે આ દુનિયાની જિંદગી સિવાય (બીજી) જિંદગી જ નથી, તેમજ અમારે ફરી જીવતા થવાનું નથી. અને જો આપ તે વખતે જોશો, જ્યારે તેઓને પોતાના પરવરદિગારની રૂબરૂ (હિસાબ માટે) ઉભા કરવામાં આવશે. (પછી) અલ્લાહપાક તેઓને પૂછશે કે શું આ (સજીવન થવું) સત્ય નથી ? તેઓ કહેશે કે બેશક, (સત્ય છે.) *(સૂરએ અન્આમ : ૨૯-૩૦)* અને તે જ (અલ્લાહ તઆલા) છે, જે સૃષ્ટિને પહેલી વાર બનાવે છે. ફરી તે જ તેને બીજી વાર બનાવશે અને આ (ફરીથી બનાવી કાઢવું) તેની નજદીક તદ્દન સહેલું છે. *(સૂરએ રૂમ : ૨૭)*

- સૃષ્ટિને પેદા કરતાં પહેલાં હંમેશાથી પોતાની સિફતો, ગુણો સાથે કાયમ છે. સૃષ્ટિ પેદા કરવાથી તેની કોઈ સિફતમાં કોઈ જ વધારો થયો નથી. કારણ કે તે પહેલાથી પોતાની સઘળી સિફતો સાથે સંપૂર્ણ જ હતા તથા દરેક વસ્તુ ઉપર શક્તિમાન હતા અને છે. દરેક વસ્તુ તેની મોહતાજ છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અલ્લાહપાક જ દરેક વસ્તુનો સર્જનહાર અને તે જ દરેક વસ્તુનો રક્ષક છે. આકાશો તથા પૃથ્વીની ચાવીઓ તેની જ પાસે છે. *(સૂરએ ઝુમર : ૬૨-૬૩)* તે જ અલ્લાહ તઆલા છે, જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી. તે જ ગુપ્ત અને જાહેર વસ્તુનો જાણકાર છે. તે જ બેહદ મહાકૃપાળુ, મહાદયાળુ છે. તે જ અલ્લાહપાક છે, જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી. તે શહેનશાહ છે. (સૌ ઐબોથી) પવિત્ર છે. (ખામીઓથી) સલામત છે. પનાહ આપનાર નિગેહબાની કરનાર, અતિ પ્રબળ, ખરાબીને દુરૂસ્ત કરનાર, અતિ મહત્તાવાળો છે. તેઓ જે શરીક ઠેરવે છે, તેથી ખુદાવંદ પવિત્ર છે. તે જ અલ્લાહપાક (જગતનો) ઉત્પન્નકર્તા,

યોગ્ય રચના કરનાર અને સ્વરૂપ આપનાર છે. તેના જ સારા-સારા નામો છે. જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે, તે સૌ તેની જ પવિત્રતા બયાન કરે છે અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે. *(સૂરએ હશ્ર : ૨૨-૨૪)*

- દરેક કામ તેના માટે આસાન છે. તે કોઈનો હાજતમંદ નથી. જેમકે ઉપરની આયતથી માલૂમ થાય છે.

હઝરત અબૂઝર (રદી.) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત વર્ણન કરે છે કે, અલ્લાહપાક ફરમાવે છે : (રિવાયત ઘણી લાંબી છે, જેમાં અંતિમ શબ્દો આ પ્રમાણે છે) જ્યારે હું કોઈ વસ્તુનો ઈરાદો કરૂં છું, તો તેને (આટલું જ) કહું છું : (સર્જન) થઈ જા, અને તે કામ (તરત જ) થઈ જાય છે. *(ઈબ્ને માજહ, કિતાબુઝઝુહદ, તૌબા વિશેનો બાબ, હદીષ નં.૪૩૨૮)*

- મખ્લૂક (સૃષ્ટિ)ને પોતાના સંપૂર્ણ જ્ઞાન સાથે પેદા કરી તથા તેમની (સારી-નરસી) તકદીર (ભાગ્ય) નક્કી કરી. દરેક વસ્તુ તેના ઈરાદાથી જ ચાલે છે. તે જે ચાહે છે, તે થાય છે. અને જે નથી ચાહતા તે નથી થતું.

કુર્આન શરીફમાં એનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું : જેથી અમે પવનને તેમના આધિન કરી દીધો, જે તેમની આજ્ઞાનુસાર જ્યાં તેમને જવું હોય તે તરફ (જાહેરમાં) મંદ મંદ ચાલતો. *(સૂરએ સૉદ : ૩૬)* અને સૂર્ય પણ (એક નિશાની છે જે) પોતાના ઠેકાણા તરફ ચાલતો રહે છે. આ નિયમ સર્વ-શક્તિમાન સર્વજ્ઞ (અલ્લાહપાક)નો નિર્માણ કરેલો છે. *(સૂરએ યાસીન : ૩૮)* અને અલ્લાહપાકની ઈચ્છા વિના તેમાં કંઈ પણ ઈચ્છા કરી શકશો નહીં. બેશક, અલ્લાહપાક સર્વજ્ઞ (અને) હિકમતવાળો છે. *(સૂરએ દહ્ર : ૩૦)*

- મખ્લૂકને સારા કામોનો આદેશ આપ્યો અને ખરાબ કૃત્યોથી રોકી.

ફરમાવ્યું : બેશક, અલ્લાહપાક તમને અદલ (અકીદા, કરણીઓ, કર્મો, લોકો સાથેની રહેણીકરણી વગેરેમાં ન્યાય) તથા એહસાન અને સગાં-સબંધીઓને આપવાનો હુકમ કરે છે. અને નિર્લજ્જતા તેમજ બૂરા કામોથી તથા અભિમાન કરવાથી રોકે છે. *(સૂરએ નહલ : ૯૦)*

જેમકે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારફત પણ લોકોને એનો

આદેશ આપ્યો. હઝરત આઈશા (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને મેં આ વાત ફરમાવતા સાંભળ્યા કે, તમે સારી વસ્તુઓનો આદેશ આપો અને ખરાબ (કામો અને વાતો)થી (એક-બીજાને) રોકો. એ સમય આવતાં પહેલાં કે તમે દુઆ કરો અને તમારી દુઆ કબૂલ ન થાય. *(ઈબ્ને માજા, કિતાબુલ ફિતન, હદીષ નં.૪૦૦૪)*

- દરેક માણસના દરેક કાર્યોના સર્જનહાર માત્ર અલ્લાહપાક છે. માણસો માત્ર કાર્ય કરનાર છે.
- કોઈ ચીઝને હલાલ યા હરામ કરવાનો અધિકાર એક માત્ર અલ્લાહ તઆલાને જ છે.

જેમકે ઈસ્લામ પૂર્વે કુરૈશીઓ સિવાય આખા અરબના સ્ત્રી-પુરૂષો નગ્ન થઈ તવાફ કરતા અને એમ કહેતા કે, જે કપડાં પહેરી ગુનાહ કર્યા હોય, તેને પહેરી તવાફ કેવી રીતે થાય ? એ સિવાય અમૂક લોકો થોડું ખાતા અને ખાવાની અમૂક વસ્તુ એ બિલ્કુલ ન ખાતા. તે વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : (હે નબી સલ. !) આપ પૂછો કે, અલ્લાહ તઆલાની તે શોભા જેને તેણે પોતાના બંદાઓ માટે પેદા કરી છે, તેને તેમજ ખાવા (પીવા)ની પવિત્ર ચીજોને કોણે હરામ કરી છે ?

- અલ્લાહપાક પોતાના બંદાઓના સદ્કાર્યોથી ખુશ થાય છે અને ખરાબ કામોથી નારાજ થાય છે.

કુર્આન શરીફમાં છે : જે કોઈ કુફ્ર કરે છે, તો તેનું કુફ્ર તેના જ ઉપર (વબાલ થઈ) પડશે. અને જે કોઈ નેક કાર્ય કરે છે, તો તેઓ પોતાના જ માટે (આખિરતનું) ઘર શણગારી રહ્યા છે. એટલા માટે (લોકો જુદા પડી જશે.) અલ્લાહપાક પોતાના ફઝલથી તે લોકોને (સારો) બદલો આપે, જેઓ ઈમાન લાવ્યા અને નેક કામો કર્યા. *(સૂરએ રૂમ : ૪૪-૪૫)*

અલ્લાહપાક પોતાના બંદાઓના સદ્કાર્યોથી કેટલા પ્રસન્ન થાય છે, તેનો અંદાજો નીચે વર્ણવેલ હદીષથી આવી જશે. હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમે ફરમાવ્યું : અલ્લાહપાક ફરમાવે છે કે, મેં મારા નેક (સદ્કાર્યો કરનારા) બંદાઓ માટે એવી જન્નત (અને નેઅમતો) તૈયાર કરી રાખી છે, જે ન તો કોઈ આંખે કદી જોઈ હશે, ન કોઈના કાને સાંભળી હશે અને ન કોઈ વ્યક્તિના દિલમાં તે વસ્તુ(નો વિચાર સુદ્ધાં) આવ્યો હશે.

*(ઈબ્ને માજહ, કિતાબુઝ્ઝુહદ્, જન્નત વિશેનો બાબ, હદીષ નં.૪૩૨૮)*

- અલ્લાહપાક કોઈને તેની શક્તિથી વધુ કરવાનો આદેશ આપતો નથી.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : (અલ્લાહપાક તરફથી) કોઈને તેના ગજા ઉપરાંત હુકમ આપવામાં આવતો નથી. *(સૂરએ બકરહ : ૨૩૩)* અલ્લાહ તઆલા તમારા માટે (હુકમોમાં) સહેલાઈ ચાહે છે. અને તમને મુશ્કેલીમાં નાખવા ઈચ્છતો નથી. *(સૂરએ બકરહ : ૧૮૫)*

- જગતમાં જે કાંઈ બૂરૂં-ભલું થાય છે, તે બધાને અલ્લાહ (જલ્લ શાનુહૂ) એના અસ્તિત્વ પૂર્વે હંમેશાથી જાણે છે અને પોતાની જાણકારી મુજબ એને પેદા કરે છે. તકદીર એનું જ નામ છે અને બુરાઈઓને પેદા કરવામાં મોટું રહસ્ય છે. જેને હર કોઈ જાણી શકતું નથી.
- અલ્લાહ તઆલાથી નીડર અથવા નિરાશ થઈ જવું કુફ્ર છે.
- અલ્લાહ તઆલાની રહમતથી નાઉમ્મીદ થવું કુફ્ર છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : તમે અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ થશો નહીં. *(સૂરએ ઝૂમર : ૫૨)*

- અલ્લાહપાક સિવાય કોઈ ગૈબ જાણતું નથી.

હમ્માદ બિન સલમહ અબુલ હુસૈન મદનીથી રિવાયત વર્ણન કરે છે કે, તેઓ ફરમાવે છે : (હદીષ લાંબી છે, તેમાં અંતમાં આ શબ્દો છે) રૂબય્યિઅ બિન્તે મુઅવ્વિઝ (રદી.) વર્ણવે છે કે, મારી સુહાગરાત પછીની સવારમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અમારે ત્યાં પધાર્યા. તે સમયે મારી પાસે બે નાની છોકરીઓ (ઈસ્લામી શેઅર) પઢી રહી હતી અને તેમાં બદરની લડાઈમાં શહીદ થયેલા મારા પૂર્વજોના વખાણ પણ કરી રહી હતી. એ શેઅરમાં તેમણે (નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ

વિશે) કહ્યું : અને અમારા (લોકો)માં એક એવા નબી છે, જેઓ આવતી કાલે થનારી બધી જ વસ્તુઓ જાણે છે. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, (તમે લોકો શેઅર કહો છો) તો તેમાં આ શેઅર ન કહો, (કેમકે) આવતી કાલે જે કંઈ થવાનું છે, તે અલ્લાહપાક સિવાય કોઈ પણ જાણતું નથી. *(ઈબ્ને માજહ, કિતાબુન્નિકાહ, હદીષ નં.૧૮૯૭)*

ફરમાવ્યું : અને અલ્લાહપાકની પાસે તમામ ગૈબની વસ્તુઓના ખઝાના છે. જેને તેના સિવાય કોઈ જાણતું નથી. *(સૂરએ અન્આમ : ૫૯)*

- જો અલ્લાહ તઆલા ચાહશે, તો ગુનાહે સગીરા (નાના ગુનાહ) કરનારને શિક્ષા આપશે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : ફરી ચાહે તેને ક્ષમા કરશે અને ચાહે તેને શિક્ષા કરશે અને અલ્લાહપાક દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે.
*(સૂરએ બકરહ : ૨૮૪)*

- જો અલ્લાહ તઆલા ઈચ્છે તો મહાન ગુનાહોના અપરાધીઓને પણ તૌબા (પશ્ચાતાપ) વિના માફ કરી આપશે.

કુર્આનમાં છે : બેશક, આ વાતને (કદી) માફ નથી કરતો કે તેની સાથે કોઈને શરીક કરવામાં આવે અને એથી ઉતરતા ગુનાહ જેના માટે ચાહશે તેને બખ્શી દેશે. *(સૂરએ નિસાઅ : ૪૮)*

અબૂ ઈદ્રીસ ખવલાનીએ હઝરત ઉબાદહ બિન સામિત (રદી.)થી વર્ણવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અમારાથી પણ એ જ રીતે બયઅત લીધી, જે પ્રમાણે સ્ત્રીઓથી લીધી. એટલે કે તમે અલ્લાહપાક સાથે કોઈને ભાગીદાર ઠેરવશો નહીં, ચોરી કરશો નહીં, વ્યભિચાર કરશો નહીં, પોતાના બાલ-બચ્ચાઓની હત્યા કરશો નહીં અને એકબીજા પર ખોટા આરોપો લગાવશો નહીં. તમારામાંથી જે પણ એ (બયઅત)ને નિભાવે, તો તેનો સવાબ અલ્લાહપાકના શિરે છે. અને જે કોઈ ઉપરોક્ત દુષ્કાર્યોમાંથી કોઈ કાર્ય કરે, ત્યાર બાદ જો તેને દુનિયામાં જ તેની સજા મળે, તો તે (સજા) તેના માટે કફ્ફારો હશે. અને જો કોઈ વ્યક્તિ ઉપરોક્ત બદ્કાર્યોમાંથી

કોઈ કાર્ય કરે તેમ છતાં અલ્લાહ તઆલા તેના ગુનાહને (દુનિયામાં લોકોથી) ઢાંકી દે, તો તેનું પરિણામ અલ્લાહપાકના હવાલે છે. જો તે ચાહશે તો (આખિરત-પરલોકમાં) અઝાબ આપશે અને જો ચાહશે તો તેને માફ (ક્ષમા) કરશે. (અંતે) અમે આ બધી વાતો પર આપના (પવિત્ર હાથો પર) બયઅત કરી. *(મુસ્લિમ, કિતાબુલ હુદૂદ, હદીષ નં.૧૭૦૯)*

- હિદાયત (સત્ય માર્ગ) અને ગુમરાહી (પથભ્રષ્ટ) હકીકતમાં અલ્લાહ તઆલાની ઈચ્છાને આધારિત છે.

કુર્આન શરીફમાં છે : અને અલ્લાહપાક જેને ચાહે છે, તેને સીધો માર્ગ બતાવે છે. *(બકરહ : ૨૧૩)* (હે નબી !) આપ ફરમાવી દો કે બેશક, અલ્લાહ તઆલા ચાહે તેને ગુમરાહ રાખે છે, પણ જે કોઈ તેના તરફ રુજૂઅ થાય છે, તેને પોતાના તરફ માર્ગ દેખાડે છે. *(રઅદ : ૨૭)* (એ ઉપરાંત) અલ્લાહપાક જેને ચાહે છે તેને ગુમરાહ રાખે છે અને જેને ચાહે તેને સીધા માર્ગ પર લગાડી દે છે. *(સૂરએ અન્આમ : ૩૯)*

હઝરત અબૂ સલમહ બિન અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) ફરમાવે છે કે, મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદી.)ને પૂછ્યું કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રાત્રે જ્યારે (નમાઝે તહજ્જુદ વગેરે માટે) ઉઠતા, તો નમાઝની શરૂઆત કઈ રીતે ફરમાવતા ? તેમણે જવાબ આપ્યો કે, જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રાત્રે ઉઠતા, તો આ દુઆથી પોતાની નમાઝ શરૂ ફરમાવતા : અય જિબ્રઈલ, મીકાઈલ અને ઈસ્રાફીલના પરવરદિગાર, આસમાનો અને જમીનો પેદા કરનાર, જાહેર અને ગૈબની વાતો જાણનાર ! તારા બંદાઓ જેમાં ઈખ્તેલાફ કરે છે, તેમાં તુ જ ફેંસલો કરે છે. મને સીધો (સત્ય) રસ્તો બતાવ. સાચે જ તુ જેને ચાહે તેને સીધા (સત્ય) માર્ગની હિદાયત આપે છે. *(કિતાબુ સલાતિલ મુસાફિરીન, આપની રાતની નમાઝ અને રાતની દુઆઓ વિશેનો બાબ, હદીષ નં.૧૭૧૧)*

- મુસલમાન ગુનેહગારોને અલ્લાહપાક જેટલા ઈચ્છશે તેટલો અઝાબ (સજા) આપીને જન્નતમાં લઈ જશે.

● અલ્લાહપાકે મખ્લૂક (સૃષ્ટિ)માંથી દરેકનો અંતિમ સમય નક્કી કર્યો.

ફરમાવ્યું : આપ ફરમાવી દો કે, તમારા માટે એક દિવસ (મૌત)નો વાયદો (નક્કી) છે કે, જેનાથી તમે એક ઘડી ન પાછળ રહી શકશો અને ન આગળ વધી શકશો. *(સૂરએ સબા : ૩૦)*

● અલ્લાહ તઆલાના નિર્ણયોને કોઈ અટકાવી શકતું નથી.

ફરમાવ્યું : જો અલ્લાહપાક આપને કોઈ ઈજા પહોંચાડે, તો તેના સિવાય તેને ટાળનાર પણ કોઈ જ નથી. અને જો તે આપને કંઈક ભલાઈ પહોંચાડવા ચાહે, તો તેની કૃપાને કોઈ હટાવનાર પણ નથી. *(સૂરએ યૂનુસ : ૧૦૭)*

હઝરત મુઆવિયા બિન અબૂ સુફયાન (રદી.)એ મિમ્બર પર (ખુત્બો આપતાં) ફરમાવ્યું : અલ્લાહપાક (કોઈ પણ વ્યક્તિને કંઈ પણ) આપે, તો (કોઈ) તેને રોકનાર નથી. અને જો અલ્લાહપાક (કોઈ નેઅમત) રોકી લે, તો કોઈ પણ (તે નેઅમત) આપનાર નથી. કોઈ માલદારને એની માલદારી અલ્લાહ (ના અઝાબ)થી બચાવી નથી શકતી. અલ્લાહપાક જેની સાથે ભલાઈનો ઈરાદો કરે છે, તેને દીની સમજબૂજ આપે છે. પછી હઝરત મુઆવિયા (રદી.)એ ફરમાવ્યું : મેં આ બધા કલિમા રસૂલુલ્લાહ (સલ.)થી આ મિમ્બરના પગથિયાઓ પર સાંભળ્યા છે.

*(મુઅત્તા ઈમામ માલિક, કિતાબુલ કદર, હદીષ નં.૧૭૧૩)*

● તેના ફેંસલાને કોઈ રદ કરી શકતું નથી, તેના હુકમને કોઈ પાછળ ધકેલી શકતું નથી અને તેના હુકમ ઉપર કોઈ સર્વોપરી થઈ શકતું નથી.

અલ્લાહપાક ફરમાવે છે : અને તે (અલ્લાહ) સૌથી બેહતર ફેંસલો કરનાર છે. *(સૂરએ યૂનુસ : ૧૦૯)* અલ્લાહપાક જે કંઈ રહમત (વરસાદ વગેરે) લોકો પર ખોલી આપે, તો તેને કોઈ અટકાવનાર નથી અને તે પોતે જે કંઈ અટકાવે, તો તેના (અટકાવ્યા) પછી તે વસ્તુને કોઈ ચાલુ કરનાર નથી. અને તે જ મહા બળવાન (અને) હિકમતવાળો છે. *(સૂરએ ફાતિર : ૨)* તે ગુપ્ત અને જાહેરનો જાણકાર, સૌથી મોટો અને સર્વોપરી છે. *(સૂ.રઅદ-૯)* અને અલ્લાહપાક પોતાના ધારેલ કામમાં સર રહે છે. પરંતુ ઘણા લોકો આ

વાતને જાણતા નથી. અલ્લાહપાક સિવાય કોઈનો હુકમ ચાલતો નથી. *(સૂરએ યૂસુફ : ૨૧, ૬૭)* અને અલ્લાહપાક ચાહે તેવો હુકમ કરે છે. તેના હુકમને કોઈ રદ કરનાર નથી. *(સૂરએ રઅદ : ૪૧)*

- કયામતના દિવસે નેક (સારા) લોકો અલ્લાહપાકનો દીદાર-દર્શન કરશે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : (પણ) તે દિવસે કેટલાક મુખડા હરખથી તાજા હશે અને પોતાના પરવરદિગારની તરફ નિહાળતા હશે.

*(સૂરએ કિયામહ : ૨૨-૨૩)*

હઝરત સુહૈબ (રદી.) આયત (જે લોકોએ સારા કાર્યો કર્યા, તેમના માટે જન્નત છે. અને વિશેષ એ કે તેમને અલ્લાહપાકના દીદાર કરાવવામાં આવશે)ની તફસીરમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ વર્ણન કરે છે કે, જ્યારે જન્નતી (સ્વર્ગવાસીઓ) જન્નતમાં દાખલ થઈ જશે, તો એક એલાન કરવાવાળો એલાન કરશે કે, તમને અલ્લાહપાક તરફથી વધુ એક ચીજ પ્રાપ્ત થશે. જન્નતીઓ કહેશે : શું તેણે અમારા મુખડાઓને રોશન નથી કર્યા અને અમને છૂટકારો આપીને જન્નતમાં દાખલ નથી કર્યા ? (એટલે હવે કઈ વસ્તુની ઉણપ રહી જાય છે ?) તે (એલાન કરનાર) કહેશે : કેમ નહીં. પછી પરદો હટાવી લેવામાં આવશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે, અલ્લાહપાકની કસમ ! એમને અલ્લાહપાકના દીદાર કરવાથી વધુ શ્રેષ્ઠ કોઈ નેઅમત ન મળી.

*(તિરમિઝી શરીફ, અબ્વાબુ સિફતિલ જન્નતિ, અલ્લાહપાકના દર્શન વિશેનો બાબ)*

- તેની લવ્હે મહફૂઝ (સુરક્ષિત તખ્તીઓ) તથા કલમ, અર્શ અને કુરસી ઉપર ઈમાન ધરાવીએ છીએ, પરંતુ આ સઘળામાંથી તે કોઈનો પણ મોહતાજ નથી, બલ્કે માલિક છે.

કુર્આન શરીફમાં ઉલ્લેખ છે : અર્શનો માલિક મોટાઈવાળો છે. *(સૂરએ બુરૂજ : ૧૫)* તેની કુરસી (એટલી વિશાળ છે કે તે) આકાશો તથા પૃથ્વીની ગુંજાઈશ ધરાવે છે. *(સૂરએ બકરહ : ૨૫૫)* જે લવ્હે મહફૂઝમાં (લખાયેલું) છે. *(સૂરએ બુરૂજ : ૨૨)* તે જ અર્શે અઝીમનો માલિક છે. *(સૂરએ તવબહ : ૧૨૯)* તે જ ઉચ્ચ દરજ્જાવાળો, અર્શનો માલિક છે. *(સૂરએ મુઅમિન : ૧૫)* અને તેની

જ પાસે અસલ કિતાબ છે. *(સૂરએ રઅદ : ૩૯)* કલમના તથા જે કંઈ તે (ફરિશ્તા) લખે છે, તેના સોગંદ. *(સૂરએ કલમ : ૧)*

- તેના ફરિશ્તાઓ, નબીઓ અને રસૂલો પર તથા તેમના ઉપર ઉતરનાર કિતાબો, આખિરત, તકદીર અને જન્નત-જહન્નમ પર ઈમાન ધરાવીએ છીએ અને ગવાહી આપીએ છીએ કે, તે બધા જ સાચા છે.

અલ્લાહપાક ફરમાવે છે : રસૂલ (તે ચીઝના સત્ય હોવા પર) યકીન રાખે છે. જે કંઈ તેમના પરવરદિગાર તરફથી તેના ઉપર ઉતારવામાં આવ્યું છે. અને મુસલમાનો પણ (યકીન રાખે છે) દરેકે દરેક, અલ્લાહ તઆલા પર તેમજ તેના ફરિશ્તાઓ પર તેમજ તેની કિતાબો પર તથા તેના પયગમ્બરો પર ઈમાન લાવ્યા. (તેથી એમ કહે છે) કે પયગમ્બરોમાંથી કોઈને અમે જુદા સમજતા નથી. પરંતુ મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહ તઆલા પર અને છેલ્લા દિવસ (આવવા) પર અને ફરિશ્તાઓ(ની હસ્તી) પર અને સર્વ (આકાશી) કિતાબો અને (સઘળા) પયગમ્બરો પર ઈમાન લાવે. અને કિયામતના દિવસ ઉપર પણ યકીન રાખે છે. *(સૂરએ બકરહ : ૨૮૫, ૧૭૭, ૪)* હે ઈમાનવાળાઓ ! (જરૂરી અકીદાઓ સબંધી સાંભળો કે) અલ્લાહપાક ઉપર અને તેના રસૂલ (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર યકીન રાખો તથા જે કિતાબ (કુર્આન) પોતાના રસૂલ (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર ઉતારી છે, તેના ઉપર તથા જે કિતાબ પ્રથમ (બીજા નબીઓ પર) ઉતારી હતી, તેના ઉપર (પણ યકીન રાખો). અને જે શખ્સ અલ્લાહપાક પર અને તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહીં રાખે, તો તે શખ્સ માર્ગ ભૂલી બહુ દૂર જઈ પડ્યો. *(સૂરએ નિસાઅ : ૧૩૬)*

- તેનાથી કોઈ જન્મ્યું નથી અને તે પોતે પણ કોઈનાથી જન્મ્યા નથી.

કુર્આન શરીફમાં એની પણ છણાવટ કરી છે : તેને કોઈ અવલાદ નથી અને ન તે કોઈની અવલાદ છે. *(સૂરએ ઈખ્લાસ : ૩)*

- તેની ઝાત ભાગીદારીથી પાક છે.

કુર્આન શરીફમાં છે : અને તેના સમાન કોઈ જ નથી. *(સૂ.ઈખ્લાસ-૪)*

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે, અલ્લાહપાકે ફરમાવ્યું : મને મનુષ્યએ જૂઠલાવ્યો અને તે તેના માટે યોગ્ય ન હતું, અને ઈન્સાને મને બૂરૂ-ભલુ કહ્યું અને તે પણ તેના માટે મુનાસિબ ન હતું. સાર એ કે એણે મને જૂઠલાવ્યો (એટલે કે) તેણે એમ કહ્યું કે, હું તેને ફરી વાર એ રીતે સજીવન નહીં કરૂં, જે રીતે મેં એને પહેલીવાર પેદા કર્યો. અને એણે મને બૂરૂ-ભલુ કહેવાનો અર્થ એ કે તેણે એમ કહ્યું કે, અલ્લાહપાકે (કોઈને પોતાનો) બેટો બનાવી લીધો છે. અને હું એકલો જ છું, બેનિયાઝ છું, ન મેં કોઈને જણ્યો છે, અને ન મને કોઈએ જણ્યો છે, અને ન કોઈ મારા સમાન (અને બરાબરીયો) છે.

*(બુખારી શરીફ, કિતાબુત્તફસીર, સૂરએ ઈખ્લાસનો બાબ, હદીષ નં.૪૯૭૫)*

- અમે અલ્લાહ અને તેની દરેક સિફતો પર ઈમાન ધરાવીએ છીએ.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : (હે મુસલમાનો !) તમે કહો કે અમે અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યા છીએ અને જે (કુર્આન) અમારા ઉપર ઉતારવામાં આવ્યું છે, તેના ઉપર તથા જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તથા હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને હઝરત ઈસ્હાક (અલૈ.) અને હઝરત યાકૂબ (અલૈ.) તેમજ તેમના વંશજો પર મોકલવામાં આવ્યું. વળી, તેના ઉપર પણ કે જે હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.)ને આપવામાં આવ્યું તથા જે બીજા નબીઓને તેમના પરવરદિગાર તરફથી અર્પણ થયું તે સૌ પર (ઈમાન લાવ્યા છીએ). *(સૂરએ બકરહ : ૧૩૬)*

## તવહીદ (એકેશ્વરવાદ) અને શિર્ક (અનેકેશ્વરવાદ) વિશે અકીદાઓ :

- તવહીદનો અકીદો તમામ ઈબાદતો અને અમલોની મુખ્ય જડ છે. તવહીદ દીનની પ્રથમ બુનિયાદ છે. તવહીદ પછી જ તમામ ઈબાદતો અને કાર્યો કબૂલ કરવામાં આવે છે. મુઅમિનની સૌથી મોટી અને મૂલ્યવાન પૂંજી તવહીદ છે.

અલ્લાહપાકે પોતે જ કુર્આન શરીફમાં એની પુષ્ટિ ફરમાવી છે કે, અલ્લાહપાકે તેમજ ફરિશ્તાઓએ તથા ઈલ્મવાળાઓએ સાક્ષી આપી કે તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, તે જ ન્યાય સાથે જગતની વ્યવસ્થા રાખે છે. *(સૂરએ આલિ ઈમરાન : ૧૮)* અને તમારા પહેલાં અમે જેટલા રસૂલ મોકલ્યા તેમને અમે એ જ હુકમ મોકલ્યો કે મારા સિવાય કોઈ પણ બંદગીને પાત્ર નથી. માટે મારી જ બંદગી કરો. *(સૂરએ અંબિયા : ૨૫)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે, જેમાં તેઓ ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પૂછવામાં આવ્યું કે, સૌથી શ્રેષ્ઠ અમલ (કાર્ય) શું છે ? આપે ફરમાવ્યું : અલ્લાહ તઆલા પર ઈમાન લાવવું. *(મુસ્લિમ શરીફ, કિતાબુલ ઈમાન, ખુદાપાક પર ઈમાન લાવવું શ્રેષ્ઠ અમલ હોવાનો બાબ, હદીષ નં.૧૫૬)*

- શિર્કના આચરણથી માણસ દીન-ઈમાનમાંથી સંપૂર્ણપણે નીકળી જાય છે.

કુર્આન શરીફમાં છે : અને જેણે અલ્લાહપાકનો શરીક ઠેરવ્યો તેણે મહાન પાપ કર્યું. અને જેણે અલ્લાહપાકનો શરીક બનાવ્યો, તો બેશક તે (સત્ય) માર્ગ ભૂલીને બહુ દૂર નીકળી ગુમરાહીમાં જઈ પડ્યો. *(સૂરએ નિસાઅ : ૪૮, ૧૧૬)* (અને જાણી લો કે) બેશક, જે અલ્લાહ તઆલાની સાથે (અન્ય કોઈને) શરીક ઠેરવશે, તો અવશ્ય અલ્લાહ તઆલા પણ તેના ઉપર જન્નત હરામ કરી દેશે અને તેનું ઠેકાણું (સદા માટે) દોઝખ છે. અને એવા પાપીઓનો કોઈ સહાયક થશે નહીં. *(સૂરએ માઈદહ : ૭૨)*

હઝરત અબ્દુલ્લાહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, એક વાત નબી (સલ.)એ વર્ણન કરી અને બીજી હું વર્ણવું છું; નબી (સલ.)એ ફરમાવ્યું : જે માણસ એ હાલતમાં મૃત્યુ પામે કે અલ્લાહપાક સિવાય બીજા કોઈને પૂંજતો હતો (શરીક ઠરાવતો હતો) તો તે જહન્નમમાં જશે. (સહાબી ફરમાવે છે) અને હું જે વાત કહું છું તે એ કે, જે માણસ એ હાલતમાં મૃત્યુ પામે કે તે અલ્લાહપાક સિવાય બીજા કોઈને પૂકારતો ન હતો (શરીક ઠેરવતો ન હતો) તો તે જન્નતમાં જશે.

*(બુખારી, કિતાબુત્તફસીર, સૂરત નં.૨, બાબ-૨૨, હદીષ નં.૪૪૯૭)*

- શિર્કની હાલતમાં કોઈ પણ અમલ ફાયદાકારક નીવડી શકતો નથી.

કુર્આને પાકમાં ફરમાવ્યું : (સામાન્ય ચેતવણી આપો કે હે માનવી !) જો તું શિર્ક કરીશ, તો ચોક્કસ તારી (સઘળી) કરણી (અમલો) વ્યર્થ જશે. *(સૂરએ ઝુમર : ૬૫)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, (કોઈને શરીક ઠરાવવામાં આવે એવા) ભાગીદારોમાં હું શિર્કથી સૌથી વધુ બેપરવા છું. જે માણસ મારા માટે કોઈ અમલ કરે અને એમાં મારી સાથે બીજા કોઈને શરીક ઠરાવે, તો હું એનાથી બેપરવા છું અને તે અમલ તે ભાગીદાર માટે થશે. *(ઈબ્ને માજહ, કિતાબુઝ્ઝુહદ, બાબુર્રિયા, હદીષ નં.૪૨૦૨)*

- શિર્ક ન હોય તો તમામ ગુનાહોની બખ્શિશ અને મગફિરતની ઉમ્મીદ છે.

કુર્આન શરીફમાં વર્ણન છે : બેશક, અલ્લાહ તઆલા આ વાત કદી પણ માફ કરશે નહીં કે તેની સાથે કોઈને શરીક કરવામાં આવે અને તેના સિવાય ચાહે તેને બખ્શી દેશે. *(સૂરએ નિસાઅ : ૧૧૬)*

હઝરત અમ્ર બિન અબસા (રદી.) રિવાયત કરે છે કે, તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવ્યા. (હદીષ ઘણી લાંબી છે, જેમાં અમુક સવાલો અને આપના તરફથી પ્રત્યુત્તરનો ઉલ્લેખ છે. તેમાં એક સવાલ આ છે :) ઉપરોક્ત સહાબી (રદી.)એ સવાલ કર્યો : શું (રાત-દિવસની) ઘડીઓમાંથી કઈ ઘડી (વખત બીજા વખતોથી) શ્રેષ્ઠ છે અને ક્યા સમયમાં (ઈબાદતથી) બચવું જોઈએ (એટલે કે મકરૂહ સમય શું છે) ? તો આપે ફરમાવ્યું : તમે એવો સવાલ કર્યો છે, જે આજ સુધી તમારા સિવાય કોઈએ કર્યો નથી. અલ્લાહ તઆલા રાત્રિના સમયે (આસમાન પર) ઉતરે છે, પછી શિર્ક અને ઝુલ્મ સિવાય (શિર્ક પણ માણસનો ઝુલ્મ છે) (જે ગુનાહ વિશે ચાહે તે) માફ કરે છે. *(મુસ્નદે અહમદ : ૩૮૫/૪)*

- અલ્લાહ તઆલા શિર્કના ગુનાહને કદાપિ માફ ફરમાવશે નહીં. શિર્કથી ઉતરતા ગુનાહોને જેના માટે ચાહશે માફ કરી દેશે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : (અને જાણી લો કે) બેશક, જે અલ્લાહ તઆલાની સાથે (અન્ય કોઈને) શરીક ઠેરવશે, તો અવશ્ય અલ્લાહ તઆલા પણ તેના ઉપર જન્નત હરામ કરી દેશે અને તેનું ઠેકાણું (સદા માટે) દોઝખ છે. *(સૂરએ માઈદહ : ૭૨)*

- કોઈ પણ પ્રકારના ગુનાહને હલાલ સમજવો કુફ્ર છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અને જે વસ્તુઓ માટે માત્ર તમારો જીભથી જૂઠો દાવો છે, તેના માટે એમ ન કહો કે આ હલાલ છે અને આ હરામ છે, કે જેથી અલ્લાહ તઆલા પર જૂઠી તોહમત લગાડી દે. બેશક, જે લોકો અલ્લાહ તઆલા પર જૂઠી તોહમત લગાડે છે તેઓનું ભલુ નહીં થાય. *(સૂરએ નહલ : ૧૧૬)* તેઓએ (વ્યાજને હલાલ કરવા માટે દલીલમાં) કહ્યું હતું કે, વેપાર પણ વ્યાજ લેવા સમાન જ છે. અને જુઓ તો અલ્લાહપાકે વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે. ત્યારે જેને પોતાના પરવરદિગાર તરફથી (એ વિશે) બોધ પહોંચ્યા પછી તે (વ્યાજ લેવાથી કે) તેને હલાલ કહેવાથી અટકી ગયો, તો જે કંઈ (આ હુકમ આવ્યા) પહેલાં લઈ ચૂક્યો, તે તેનું જ છે. પણ (તૌબા સબંધી) તેનો મામલો અલ્લાહપાકને હવાલે છે, અને જે કાંઈ પાછો (વ્યાજને હલાલ ગણે) તો તેઓ જ દોઝખવાળા છે. જેમાં તેઓ સદા રહેશે. *(સૂરએ બકરહ : ૨૭૫)*

અલ્લાહ તઆલાના હુકમના મુકાબલામાં બીજા કોઈના હુકમને પસંદ કરવું પણ શિર્ક જ લેખાય છે.

બંદાઓ પર અલ્લાહપાકનો આ હક છે કે, તેઓ કેવળ એની જ બંદગી કરે અને એની સાથે કોઈને શરીક પણ ન કરે.

હઝરત મુઆઝ બિન જબલ (રદી.)ની એક લાંબી હદીષમાં આ વાક્યો છે : અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત મુઆઝ (રદી.)ને પૂછ્યું : શું તમે જાણો છો કે, અલ્લાહપાકનો તેના બંદાઓ પર શું હક છે ? મેં (હઝરત મુઆઝ રદી.એ) જવાબ આપ્યો : (એ વિશે) અલ્લાહપાક અને તેના રસૂલ જ વધુ જાણે છે. તો આપે ફરમાવ્યું :

અલ્લાહપાકનો હક તેના બંદાઓ પર એ છે કે, તેઓ અલ્લાહપાકની જ ઈબાદત કરે અને તેની સાથે કોઈને શરીક ન ઠેરવે.

*(બુખારી શરીફ, કિતાબુલ્લિબાસ, હદીષ નં.૫૯૬૭)*

- શરીઅતના આદેશોનો ઠઠ્ઠો (મશ્કરી) કરવો અને તુચ્છ ગણવા કુફ્ર છે.

કુર્આન શરીફમાં એની પણ છણાવટ કરી છે : અને અલ્લાહ તઆલાના હુકમોને ઠઠ્ઠા મશ્કરી (સમાન) ગણો નહીં અને અલ્લાહપાકના જે ઉપકાર તમારા ઉપર છે, તેને યાદ કરો. *(સૂ. બકરહ : ૨૩૧)* અને જ્યારે અમારી આયતો પૈકી અમૂકની તેને જાણ થાય છે, ત્યારે તેની હાંસી ઉડાવે છે. એવા જ લોકો માટે ઝિલ્લત (રૂસ્વાઈ)નો અઝાબ છે. *(સૂરએ જાષિયહ : ૯)*

## ઈમાન વિશે અકીદાઓ :

- દિલની તસ્દીક (પુષ્ટિ) જ્યારે ફૂટીને અવયવો પર જાહેર થઈ જાય, તો એનું નામ ઈસ્લામ છે. અને જ્યારે ઈસ્લામ દિલમાં ઉતરી જાય, તો એનું નામ ઈમાન છે.

કુર્આન શરીફમાં છે : આ (અમૂક) ગામડીયા કહે છે કે, અમે ઈમાન લાવ્યા. આપ ફરમાવી દો કે તમે ઈમાન લાવ્યા નથી, પરંતુ તમે એમ કહો કે અમે ઈસ્લામ લાવ્યા. અને ઈમાન તો હજુ સુધી તમારા દિલોમાં પ્રવેશ્યું જ નથી. *(સૂરએ હુજુરાત : ૧૪)*

- ઝુલ્મ, જબરદસ્તી અને દમનકારીથી કોઈ ઈસ્લામનો ઈન્કાર કરવા મજબૂર કરે, તો માત્ર જીવ બચાવવા ખાતર જીભથી ઈન્કાર કરવાની ગુંજાઈશ છે. દિલથી યકીન રાખવું જરૂરી છે.

કુર્આને પાકમાં ફરમાવ્યું : જે કોઈ ઈમાન લાવ્યા પછી અલ્લાહ તઆલાની સાથે કુફ્ર કરે, પણ તે માણસ નહીં જેના ઉપર બળજબરી કરવામાં આવે અને એનું દિલ ઈમાન પર કાયમ હોય (તો તેના પર કોઈ દોષ નથી), પરંતુ જે કોઈ ખુલ્લા મને કાફિર થયો, તો એવા લોકો પર અલ્લાહ તઆલાનો ગુસ્સો છે અને તેમના માટે મહાન અઝાબ છે. *(સૂ.નહલ : ૧૦૬)*

- ઈસ્લામની બુનિયાદ પાંચ વસ્તુઓ પર છે (ઇસ્લામના પાંચ અરકાન છે) : (૧) અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહપાકના બંદા અને અંતિમ રસૂલ છે, એ વાતની ગવાહી આપવી, (૨) નમાઝ કાયમ કરવી, (૩) રોઝા રાખવા, (૪) નિસાબધારી માણસે ઝકાત અદા કરવી, (૫) શક્તિશાળી માણસે હજ્જ કરવી. (આ પાંચ અરકાનની છણાવટ બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં કરવામાં આવી છે.)
- ઈમાનના સાત (૭) અરકાન છે. દરેક મુઅમિને તેના ઉપર ઈમાન લાવવું જરૂરી છે : (૧) અલ્લાહપાક પર ઈમાન લાવવું, (૨) અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પર ઈમાન લાવવું, (૩) અલ્લાહ તઆલાની તમામ કિતાબો પર ઈમાન લાવવું, (૪) અલ્લાહ તઆલાના તમામ રસૂલો પર ઈમાન લાવવું, (૫) આખિરતના દિવસ પર ઈમાન લાવવું, (૬) એ વાત પર ઈમાન લાવવું કે સારી અને બૂરી તકદીર (ભાગ્ય) અલ્લાહપાક તરફથી છે અને (૭) એ વાત પર ઈમાન લાવવું કે મૃત્યુ બાદ બીજી વાર જીવંત (સજીવન) થવાનું છે.

કુર્આન શરીફમાં છે : રસૂલ (તે ચીઝના સત્ય હોવા પર) યકીન (ઈમાન) રાખે છે, જે કંઈ તેમના પરવરદિગાર તરફથી તેમના ઉપર ઉતારવામાં આવ્યું છે. અને મુસલમાનો પણ (યકીન રાખે છે), દરેકે દરેક અલ્લાહ તઆલા પર તેમજ તેના ફરિશ્તાઓ પર તેમજ તેની કિતાબો પર તથા તેના પયગમ્બરો પર ઈમાન લાવ્યા. *(સૂ.બકરહ : ૨૮૫)* વળી, તે લોકો આ કિતાબ જે આપ (સલ.) પર ઉતારવામાં આવી છે તેમજ જે કિતાબો આપથી પહેલાં ઉતારવામાં આવી છે તેના ઉપર પણ ઈમાન રાખે છે. અને કિયામતના દિવસ ઉપર પણ યકીન રાખે છે. *(સૂરએ બકરહ : ૪)* અને જો તે લોકો (મુનાફિકો)ને કોઈ ભલાઈ પહોંચે છે, તો તેઓ કહે છે કે, આ તો અલ્લાહપાક તરફથી છે, પણ જો તેઓને કોઈ બુરાઈ પહોંચે છે, તો તેઓ કહે છે : (હે નબી !) આ આપના જ કારણે છે. આપ ફરમાવી દો કે, સઘળુ

અલ્લાહ તઆલા તરફથી જ છે. *(સૂરએ નિસાઅ : ૭૮)* આપ ફરમાવી દો કે અલ્લાહપાકે અમારા માટે જે તકદીરમાં લખી દીધું છે, તે સિવાય અમને કદી કંઈ નુકસાન નહીં પહોંચે. *(સૂરએ તવબહ : ૯)* અને એ કે કિયામત આવનાર છે. તેમાં જરા પણ શંકા નથી અને એ કે અલ્લાહપાક કબરવાળા-ઓને ઉઠાવશે (સજીવન કરશે). *(સૂરએ હજ : ૭)*

- ઈન્સાન જ્યારે એક વાર ઈમાન લાવે છે, તો પછી જ્યાં સુધી એના કોઈ કૃત્ય અથવા અકીદાથી ઈમાનની વિરૂદ્ધ કોઈ વાત જાહેર ન થાય, ત્યાં સુધી તેની સાથે ઈમાનનું અસ્તિત્વ કાયમ રહે છે.

કુર્આન શરીફમાં છે : અને જે માણસ ઈમાન (લાવવા યોગ્ય ચીજો)ની સાથે કુફ્ર કરશે, તો તેનું કર્યું કરાવ્યું (નેકીઓ) અકારત (બેકાર થઈ) જશે. અને તે આખિરતમાં સંપૂર્ણ નુકસાન ભોગવનારાઓ માંહેનો હશે. *(સૂરએ માઈદહ : ૫)* અને જે શખ્સ અલ્લાહપાક પર અને તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહીં રાખે, તો તે શખ્સ માર્ગ ભૂલી બહુ દૂર જઈ પડ્યો. *(સૂ.નિસાઅ : ૧૩૬)*

- માત્ર ગુનાહ કરવાથી મુસલમાન કાફિર બની જતો નથી અને ગુનાહે કબીરહના આચરણથી મુઅમિન કાફિર બની જતો નથી. હા, એના ફાસિક અને ગુનેહગાર બની જવામાં કોઈ શંકા નથી.

જેમકે કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ તેમને નાઉમ્મીદ ન થવા અને તૌબા તરફ ઉભાર્યા છે (તેમને કાફિર કહ્યા નથી) : અને તમારામાંથી જે બે મર્દ બદફેલી (ખરાબ કૃત્ય) કરી બેસે, તો તે બન્નેવને શિક્ષા આપો. પછી જો તે બન્નેવ (કરેલા કામથી) તૌબા કરે અને (ભવિષ્ય માટે) પોતાની હાલત સુધારી લે, તો તેમનો પીછો છોડી દો. (કારણ કે) નિઃસંદેહ અલ્લાહ તઆલા તૌબા કબૂલ કરનાર અને દયાળુ છે. અલ્લાહપાકને પોતાના (વાયદાનુસાર) તેઓની જ તૌબા કબૂલ કરવી પડે છે, જેઓ નાદાનીથી કોઈ ખોટું કામ કરી બેસે છે, પછી જલ્દી તૌબા કરી લે છે. *(સૂ.નિસાઅ : ૧૬-૧૭)* (હે નબી સલ. ! મારા તરફથી લોકોને) આપ ફરમાવી દો કે હે મારા

તે બંદાઓ ! જેમણે (ગુનાહો કરી) પોતાના ઉપર બેહદ જુલ્મ કર્યો છે, તમે અલ્લાહપાકની રહમતથી નિરાશ થશો નહીં. બેશક, અલ્લાહ તઆલા (પાછલા) સૌ ગુનાહ માફ કરી દેશે. બેશક, તે જ (ગુનાહ) બખ્શનાર મહા દયાળુ છે. *(સૂરએ ઝુમર : ૫૩)*

- જેણે દીની ઈલ્મ પ્રાપ્ત કર્યા વગર દીનના ઉસૂલો (અકાઈદ, કાયદા કાનૂન વગેરે) વિશે ચર્ચા કરી અને તસ્લીમ (માની લેવું) તથા રઝા (ખુશીથી માનીને અમલમાં લાવવા)નો અંદાજ ધારણ ન કર્યો, તો એને ખાલિસ (કોઈ પણ પ્રકારની ખામીથી પાક) તવહીદ, દીનની મઅરિફત અને સહીહ ઈમાન નસીબ થતા નથી, બલ્કે તે કુફ્ર અને ઈમાન, તસ્દીક (દિલથી સાચું માની લેવું) અને તકઝીબ (સત્યને જૂઠલાવવું અને ન માનવું), એકરાર અને ઈન્કારના દરમિયાન ડામાડોળ રહે છે.

માણસને જે વિશે દીની જ્ઞાન અને માહિતી ન હોય તેમાં તેણે જ્ઞાની અને ઈલ્મવાળાઓની દીની વાત માની લેવી જોઈએ. અને જ્ઞાની (ઈલ્મ પ્રાપ્ત કરેલ) અને અભણ બન્ને સરખા નથી હોઈ શકતા. એ બન્ને વાત તરફ કુર્આન શરીફમાં ધ્યાન દોર્યું છે : હા, તમે તે જ લોકો છો કે જેની તમને કંઈ ખબર હતી, તેમાં તો તમે (નાહકનો) ઝઘડો કરી ચૂક્યા. તો હવે જે વાતમાં તમને જરા પણ માહિતી નથી, તેમાં કેમ ઝઘડો કરો છો ? *(સૂરએ આલિ ઈમરાન : ૬૬)* આપ ફરમાવી દો કે જ્ઞાનવાળા અને અજ્ઞાનો કંઈ સરખા થઈ શકે છે ? *(સૂ.ઝુમર-૯)*

- ગૈબની વાતો બતાવનાર (જ્યોતિષ વગેરે)ને સાચું માનવું કુફ્ર છે. અને ગૈબની વાતો જાણવાનો દાવો કરવો પણ કુફ્ર છે. (મુસ્નદે અહમદની હદીષમાં એની પણ ચોખવટ કરવામાં આવી છે.) અને ગૈબની વાતો જાણવી એ માત્ર અલ્લાહપાકનું જ લક્ષણ (સિફત) છે. તેમાં અલ્લાહ તઆલાનો કોઈ ભાગીદાર નથી.

કુર્આન શરીફમાં છે : આપ ફરમાવી દો કે જેટલી મખ્લૂક (સૃષ્ટિ) આકાશો તથા પૃથ્વીમાં છે, તે કોઈ પણ ગૈબની વાત જાણતું નથી. ફક્ત

અલ્લાહપાક જ જાણે છે. *(સૂરએ નમ્લ : ૬૫)* (તે જ) ગૈબનો જાણનાર છે અને તે પોતાના ભેદની કોઈને ખબર આપતો નથી. *(સૂરએ જિન : ૨૬)*

- એવો વઝીફો અને અમલ કરવો પણ કુફ્ર છે, જેમાં અલ્લાહ તઆલાના સિવાય અન્યની મદદ માંગવામાં આવે.

કુર્આન શરીફમાં છે : અને અલ્લાહપાકના સિવાય કોઈ પણ તમારા હિમાયતી (મદદગાર) થનાર નથી. ફરી તમને જરા પણ સહાય નહીં મળે. *(સૂરએ હૂદ : ૧૧૩)* અને તમારા માટે અલ્લાહ તઆલાના સિવાય ન કોઈ હિમાયતી છે, અને ન તો કોઈ મદદગાર છે. *(સૂ.બકરહ : ૧૦૭)* અને (ખરૂં જોતાં તો) મદદ માત્ર અલ્લાહ તઆલાના તરફથી જ છે. *(સૂ.અન્ફાલ : ૧૦)*

- દરેક મુસલમાને કાફિર થવાના કારણોથી પણ માહિતગાર થવું જરૂરી છે.

# ❁ ઉત્ક્રાંતિવાદ ❁

બ્રિટીશ વિચારક ચાર્લ્સ ડાર્વિન (૧૨ ફેબ્રુ.-૧૮૦૯-૧૯ એપ્રિલ ૧૮૮૨ ઈ.સ.) એક ડોક્ટરના પુત્ર અને એક જીવશાસ્ત્રી હતા. અને સદ્ધર કુટુંબ સાથે સબંધ ધરાવતા હતા. તેણે પોતાના જીવનકાળ દરમિયાન ઉત્ક્રાંતિવાદ પર એક કૃતિ “On the origin of species” નામે લખી હતી. જેમાં તેણે પોતાના સંશોધનોથી પૂરવાર કર્યું હતું કે, પ્રત્યેક જીવે તબક્કાવાર ગતિ સાધીને જ પોતાનું હાલનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું છે. તેનું કહેવું હતું કે, દા.ત. ઝિરાફે પોતાની હાલની લાંબી ડોક ઉંચી ઉંચી ડાળીઓથી ખોરાક મેળવવા માટે ધીમે ધીમે લાંબી કરી હતી. તે કહે છે કે, માનવીએ પણ તબક્કાવાર પ્રગતિ કરતાં જ પોતાનું વર્તમાન માનવીય રૂપ ધારણ કર્યું છે. તેના મતે વાંદરા (ચિમ્પાન્ઝી)એ સર્વપ્રથમ પોતાના આગળના બે પગ ઉપર ઉઠાવ્યા હતા. ત્યારે તે વાંકા વળેલી સ્થિતિમાં જીવન પસાર કરવા લાયક બન્યો હતો. અને પછી ધીમે ધીમે તેના શરીરના વાળ ઓછા થવા શરૂ થયા. તેના પછી જ તેમાં અને તેના સંતાનોમાં બુધ્ધિનો પણ વિકાસ થવા લાગ્યો હતો. એ કારણે તેનું વિશ્વાસપૂર્વક કહેવું છે કે, માનવીના પૂર્વજો મૂળતઃ વાંદરા હતા. તે ભાર આપે છે કે, માનવી પહેલાં માનવી જેવો દેખાતો વાંદરો, પછી વાંદરો જેવો દેખાતો માનવી, પછી અંતે સંપૂર્ણ માનવી બની શક્યો છે.

ડાર્વિનના આ સંશોધને વૈજ્ઞાનિકોની એક મોટી સંખ્યાને જાણે કે હચ-મચાવી નાંખ્યા હતા અને તેઓ તેની ઉપર કોઈ પણ શંકા રાખ્યા વગર વિશ્વાસ રાખવા લાગ્યા. આશ્ચર્યજનક રીતે આજનો એક શિક્ષિત યહૂદી

ધાર્મિક વિદ્વાન (રબ્બી) બેન્જામીન બલીખ આ દૃષ્ટિકોણને અનુમોદન આપતો દેખાય છે. તે પ્રશ્ન કરે છે કે, આપણે તૌરાહ્ તરફ જોવું જોઈએ કે, તે આ સંદર્ભે આપણને શું શીખવે છે. તે કહે છે કે, વર્તમાન વિશ્વ પોતાની પૂર્ણ સ્થિતિમાં ક્રમવાર ગતિ સાધીને જ પ્રગટ થઈ શકી છે. બેન્જામીન સમજાવે છે. તૌરાત વર્ણવે છે કે, ખુદાપાકે જ્યારે સૃષ્ટિના સર્જનની યોજના બનાવી હતી તો સર્વપ્રથમ તેણે "દિવસ"ને જન્મ આપ્યો હતો. પછી બીજા દિવસે તેણે આકાશનું સર્જન કર્યું હતું. ત્રીજા દિવસે તેણે સૂકી જમીન પેદા કરી હતી. ચોથા દિવસે સૂર્ય-ચંદ્ર અને તારાઓ સર્જ્યા. પાંચમા દિવસે પાણી અને માછલીઓનું સર્જન કર્યું. અને છેલ્લે છઠ્ઠા દિવસે ચોપગા જાનવરો અને માનવીનું સર્જન કર્યું. રબ્બી બેન્જામીન પ્રશ્ન કરે છે કે, જો માનવી પણ આવી જ રીતે વાંદરાના સ્વરૂપમાંથી પરિવર્તિત થતાં થતાં હાલની માનવીય સ્વરૂપ સુધી પહોંચ્યો છે, તો એમાં આશ્ચર્યની શું વાત છે ? *(Jewish history and culture, p.38-39 America)* યોગાનુયોગ જુઓ કે, કમ્યુનિઝમનો પ્રવર્તક કાર્લ માર્ક્સ પણ ડાર્વિનની આ કૃતિ પર પસંદગીનું કળશ ઢોળતો નજરે પડે છે. રબ્બીનું આ નિવેદન પ્રત્યેક સ્થિતિમાં આપણને એ તારણ કાઢવામાં કોઈ મુશ્કેલી નથી સર્જતું કે, યહૂદી ધર્મ વડાઓ પણ ડાર્વિનના દૃષ્ટિબિંદુ સાથે સહમત નજર આવે છે. તેમજ અહીંથી જ એ વાત પણ સમજમાં આવે છે કે, સ્થાપિત હિતો પોતાની જુઠ્ઠી વાતોને પૂરવાર કરવા માટે દલીલો પણ ક્યાં ક્યાંથી લઈ આવે છે. મતલબ તેઓ આ મામલે પવિત્ર શાસ્ત્રોને પણ નથી બખ્શતા.

એક લાંબા સમયકાળ સુધી ડાર્વિનના આ દૃષ્ટિકોણનો પ્રચાર થતો રહ્યો. માનવીનું સર્જન અલ્લાહપાકે કર્યું છે અને તે વાંદરાની નહીં, હઝ. આદમ તથા હઝરત હવ્વા અલયહિમુસ્સલામની ઔલાદ છે. મૂળ હકીકત આ હતી. એ કારણે જ આજે સ્વયં પશ્ચિમમાં અગણિત પુસ્તકો બહાર પડી રહ્યા છે, જેમાં આ દૃષ્ટિકોણ પર ટીકા કરવામાં આવી રહી છે. અત્રે તેના એક પાસા ઉપર અમે પણ પ્રકાશ પાડી રહ્યા છીએ.

એમ કહેવામાં આવે છે કે, માનવી બનવાની તરફ ડગ માંડતા તેણે

સર્વપ્રથમ પોતાના આગલા બન્નેવ પગ ઉઠાવી લીધા હતા અને તે વાંકો વળીને ચાલવા લાગ્યો હતો. (આ પ્રકારની કાલ્પનીક તસવીરો પણ એન્સાયક્લોપીડિયામાં સામાન્યપણે દેખાય છે.) છતાં બુધ્ધિ (શાસ્ત્રની વાત તો હમણાં છે જ નહીં) આ દલીલને સ્વીકારવા માટે ઈન્કાર કરે છે. એ તેને પહેલી જ ક્ષણે ઠુકરાવી દે છે. કારણ કે માનવી થોડીક વાર સુધી તો વાંકો વળીને ચાલી શકે છે, પરંતુ તે સ્થિતિમાં તે પોતાને કાયમ રાખી નથી શકતો. આમ કરવું તેની શક્તિ બહાર છે. જાનવરો નચિંત થઈ અને આરામથી ક્યાં તો ચારેવ હાથ-પગની મદદથી ચાલી શકે છે. અથવા માત્ર બે પગની મદદથી. પરંતુ પગ તો ચાર હોય અને તેઓ ચાલે ટટ્ટાર થઈ, માત્ર બે પગની સહાયથી, તો આ કાર્ય જાનવરો માટે શક્ય જ નથી. ઝિરાફ વિશેના સંશોધનથી પણ એ પુરવાર થયું કે, આજથી ચાર-પાંચ હજાર વર્ષ પહેલાંના ઝિરાફના જે હાડપિંજરો મળ્યા છે, તેમાં પણ તેની ડોક આજની જેમ જ લાંબી છે.

સમય જતાં ડાર્વિનનો દષ્ટિકોણ શંકા-કુશંકાના ઘેરાવામાં આવવા લાગ્યો. આશ્ચર્યજનક રીતે વૈજ્ઞાનિક સંશોધનથી સ્થિતિ એક બિલ્કુલ નવા અંદાજથી સામે આવી. જાણવા મળ્યું કે, હકીકત એ નથી, જે ડાર્વિને રજૂ કરી હતી. બલ્કે હકીકત એના સિવાય કંઈક બીજી છે. વૈજ્ઞાનિકોએ કહ્યું કે, ડાર્વિને પોતાનો આ દષ્ટિકોણ કોઈ પણ હિસાબથી મજબૂત આધારો પર સ્થાપિત કર્યો નથી. વાતની સ્પષ્ટતા ખાતર તેમણે આ વિષય પર દલીલો પણ આપી છે અને લેખો તથા નિબંધોનો એક વણથંભ્યો સિલસિલો પણ શરૂ કર્યો. તેમણે પ્રતિપાદિત કર્યું કે, માનવી શરૂઆતમાં પણ આજની જ જેમ એક સંપૂર્ણ માનવી હતો. જેનો વાંદરાની જાત ચિમ્પાન્ઝીથી કોઈ સબંધ નથી. પરંતુ હકીકતોને પ્રકાશમાં લઈ આવ્યા છતાં મજકૂર ગેર માર્ગે દોરનાર દષ્ટિકોણ આજે પણ પૂરી તાકાતથી પહેલાંની જેમ ફેલાવવામાં આવી રહ્યો છે. નવા સંશોધનો તેના ઠેકાણે, પરંતુ ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદનો દષ્ટિકોણ પોતાની જગ્યાએ. આખરે આવું કેમ છે ? તેનું કારણ એ જ છે કે, બેવડાં ધોરણ ધરાવતા બુધ્ધિવાદીઓ વિશ્વના લોકોને તેમના સર્જક ખુદાપાકથી

સંપૂર્ણપણે દૂર કરી દેવા માંગે છે. તેઓ હરગિજ એવું નથી ઈચ્છતા કે, ધર્મ તથા ખુદા તઆલાની દુન્યામાં ક્યાંય ચર્ચા થતી રહે. આ વિચારસરણીને તેઓ એલ્યુમીનેટિવ સિસ્ટમ અર્થાત્ પ્રકાશની વ્યવસ્થાનું નામ આપે છે. આ વિચારધારાના બુધ્ધિવાદીઓ કહે છે કે, વિશ્વમાં માત્ર તેમના દ્વારા સર્જાયેલી શૈતાની વ્યવસ્થાને જ હાવી કરવી (પ્રભુત્વ આપવું) જોઈએ. અને તેનો જ સિક્કો અહીં ચાલવો જોઈએ. ભલે તેઓ આને પ્રકાશની પ્રણાલી ઠરાવતા હોય પરંતુ તે આસુરી શક્તિ તથા અંધકારની પ્રણાલી છે.

ચાર્લ્સ ડાર્વિને વિવિધ પશુઓ અને જાનવરો વચ્ચે જાહેરી ફર્ક હોવા છતાં જીવવિજ્ઞાનની બાબતમાં ઘણુ મળતાપણું જોયું. જેથી તેમણે આ દૃષ્ટિકોણ અપનાવ્યો કે, માનવી અને બીજા જાનવરો (પશુઓ) બન્નેવ એક જ સંયુક્ત નસલથી સબંધ રાખે છે. પશુઓ અને વાનર જીવન સફરની પ્રારંભિક કડીઓ છે. અને ઈન્સાન આ પ્રગતિ તથા ઉત્ક્રાંતિવાદની આગલી કડી છે. આ દૃષ્ટિકોણે ૧૦૦ વર્ષ સુધી માનવદિમાગ પર કબ્જો જમાવ્યો, પરંતુ ત્યાર બાદના વિજ્ઞાનના વધુ વિકાસે આ દૃષ્ટિકોણ ઉપર પ્રશ્નાર્થચિન્હો લગાડ્યા છે. દા.ત. વૈજ્ઞાનિકોએ આધુનિક શોધખોળને લઈ પૃથ્વીની ઉંમર માલૂમ કરી લીધી છે. અંદાજે લગભગ ૨૦૦૦ મિલિયન વર્ષ પહેલાં પૃથ્વી અસ્તિત્વમાં આવી છે. આ મુદ્દત ડાર્વિનના દૃષ્ટિકોણને સહીહ સાબિત કરવા માટે કાફી નથી.

ફક્ત બે હજાર મિલિયન વર્ષોમાં પૃથ્વીના તટ ઉપર સંપૂર્ણ શરીર ધરાવતા જીવોના દસ લાખથી વધુ પ્રકારો કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા અને વનસ્પતિના બે લાખથી વધુ પ્રગતિ પામેલ પ્રકારો કેવી રીતે બની ગયા. આટલી ટૂંકી મુદ્દતમાં તો એક મામૂલી જાનવર પણ નથી બની શકતું. જાનવરોની એક નસલ પ્રગતિ કરીને વાનર (ચિમ્પાન્ઝી)થી માનવી બની ગઈ. આ વિષયની એક દિલચસ્પ દાસ્તાન પણ વાંચવા જેવી છે. વૈજ્ઞાનિકોમાં આ પ્રશ્ન ઉપસ્થિત થયો કે, માનવી અને વાનરની વચલી કડી શોધવામાં આવે.

૧૯૧૨ ઈસ્વીમાં લંડનના એક મેગેઝીને આ ખુશખબર સંભળાવી

કે, માનવી અને વાનરની વચલી ખૂટતી ગુમ થયેલ કડી પણ મળી ગઈ છે. આ ખૂટતી કડીને ઉત્ક્રાંતિવાદના ઈતિહાસમાં પિલ્તડાઉન માનવી (Piltdown Man) કહેવામાં આવે છે. આની વિગત એ છે કે, લંડનના બ્રિટીશ મ્યુઝિયમને પુરાણા જમાનાનું એક “જડબુ” મળ્યુ. જેનો આકાર વાનર જેવો હતો, પરંતુ તેના દાંત માનવીના દાંતથી મળતા આવતા હતા. આ હાડકાના ટુકડાને આધારે એક આકૃતિ બનાવવામાં આવી, જે જોનાર વ્યક્તિને “વાનર જેવો માનવી” અથવા “માનવી જેવા વાનર”ની જેમ દેખાતી હતી. તેને પિલ્તડાઉન માનવીનું નામ આપવામાં આવ્યું. કારણ કે તે પિલ્તડાઉન (ઈંગ્લેન્ડ) નામી જગ્યાએથી પ્રાપ્ત થઈ હતી.

આ પિલ્તડાઉન માનવીને ઘણી ખ્યાતિ મળી. ત્યાં સુધી કે અભ્યાસક્રમની બુકોમાં તેને કાયદેસર ભણાવવા માટે શામેલ કરવામાં આવ્યો.

પચાસ વર્ષ સુધી આ નવી શોધખોળનો જાદુ વૈજ્ઞાનિકો ઉપર રહ્યો, પરંતુ ૧૯૫૩ ઈસ્વીમાં અમુક વૈજ્ઞાનિકોને શક ગયો. તેમણે બ્રિટીશ મ્યુઝિયમના લોખંડના ફાયરપ્રુફ બોક્સમાંથી આ “જડબુ” કાઢી વૈજ્ઞાનિક પધ્ધતિથી તેને પારખવાનું શરૂ કર્યું. ઘણી મહેનતના અંતે વૈજ્ઞાનિકોએ આ તારણ કાઢ્યું કે, આ એક સંપૂર્ણ ધોકો હતો. જેને હકીકત સમજવામાં આવ્યો હતો.

પિલ્તડાઉન માનવીની અસલ હકીકત એ હતી કે, એક માણસે વાંદરાનું જડબુ લીધુ. તેને મહુગની રંગથી રંગીને તેના દાંતને રેતીથી ઘસી ઈન્સાની દાંત જેવા બનાવ્યા. ત્યાર બાદ આ જડબુ બ્રિટીશ મ્યુઝિયમને હવાલે કરતા કહ્યું કે, આ તેને પિલ્તડાઉન (ઈંગ્લેન્ડ)થી મળ્યું છે. આ એક દિલચસ્પ કહાની છે, જેની વિગત આ પુસ્તકોમાંથી મળી શકે છે :

- Encylopaedia Britanica (1984) "Piltdown Man"
- Bulletin of the British Museum (Natural History) Vol. 2, No. 3 and 6.
- J. S. Weiner, The Piltdown Forgery (1955)
- Ronald Millar, The Piltdown Man (1972)

- Readers Digest, November 1956.

ઉત્ક્રાંતિનો પૂરો પ્રવાસ હાલની પૃથ્વી પર ખેડાયો હતો, પરંતુ ત્યાર પછીના સંશોધનોએ દર્શાવ્યું કે, જે ઉત્ક્રાંતિની કલ્પના કરવામાં આવી છે, તેનું આ પૃથ્વી પર સર્જાવું શક્ય નથી. દા.ત. પૃથ્વીની ઉંમર તેનાથી બહુ ઓછી છે, જે આ પ્રકારની ઉત્ક્રાંતિલક્ષી પ્રક્રિયા માટે જરૂરી છે.

ઉત્ક્રાંતિવાદની થીયરી એમ કલ્પના કરે છે કે, એક જાતિમાંથી બીજી જાતિનું અસ્તિત્વ જૈવિક પરિવર્તનો વડે થાય છે. દા.ત. બકરીની અંદર પેઢી દર પેઢી અગણિત પરિવર્તનો આવ્યા. અહીં સુધી કે આ પરિવર્તનો ભેગા થવાના લીધે બકરીની અંતિમ પેઢીમાં જિરાફ જેવું પ્રાણી જન્મી ગયું. આ લાંબો પ્રવાસ અગણિત પરિવર્તનો દ્વારા ખેડાયો. એક ગણિતશાસ્ત્રી પ્રોફેસર પાચો (Patau)એ હિસાબ લગાવીને કહ્યું છે કે, "કોઈ જાતિમાં એક અત્યંત સામાન્ય પ્રકારનું કલ્પિત પરિવર્તન આણવા માટે એક મિલિયન પેઢીઓ જોઈશે."

Even a minor chang in any species would take one million generations to be completed.

માની લો કે, જૈવિક પરિવર્તનોની આ ક્રિયા સર્જાઈ શકે છે, તો પણ આ લાંબી જૈવિક પ્રક્રિયાનું પૃથ્વી ગ્રહ પર સર્જાવવું શક્ય નથી. કારણ કે પૃથ્વીની આવરદા (ઉંમર) આ પ્રકારની લાંબી પ્રક્રિયા માટે બિલ્કુલ અપૂરતી છે. ચાર્લ્સ ડાર્વિનના કાળમાં પૃથ્વીની ઉંમરની જાણ ન હતી, પરંતુ હવે ટેકનોલોજીની પ્રગતિ પછી પૃથ્વીની આવરદા ચોક્કસપણે જાણમાં આવી ચૂકી છે.

ભૂસ્તર વિજ્ઞાનીઓનું માનવું છે કે, પૃથ્વી બે હજાર મિલિયન વર્ષ પહેલાં અસ્તિત્વમાં આવી. તે વખતે તે અત્યંત ગરમ હતી. ત્યાર પછી પૃથ્વી ઠંડી થઈ અને પાણી અસ્તિત્વમાં આવ્યું. ભૂસ્તરીય અભ્યાસ મુજબ એક મિલિયન તેવીસ કરોડ વર્ષ પહેલાં પૃથ્વી ઠંડી થઈને એ માટે અનુકૂળ બની કે જીવન જેવી કોઈ વસ્તુ તેની પર પાંગરી શકે. હવે જો ઉત્ક્રાંતિવાદની

કલ્પના મુજબ માનવી તથા અન્ય પ્રાણીઓ ઉત્ક્રાંતલક્ષી પ્રક્રિયા વડે અસ્તિત્વમાં આવ્યા છે, તો પૃથ્વીની ઉપરોક્ત ઉંમર આવી પ્રક્રિયા માટે અત્યંત અપુરતી છે. એક મિલિયન ૨૩ કરોડ વર્ષની અંદર આ પ્રકારની ઉત્ક્રાંતિની પ્રક્રિયા મૂળે શક્ય નથી.

ત્યાર પછી એક નવી દોડ શરૂ થઈ. બીજા વિશ્વયુદ્ધ પછી અવકાશ વિજ્ઞાનનો યુગ આવી ગયો. તેની સાથોસાથ જ ઈલેક્ટ્રોનિક દૂરબીનો પણ બની ગઈ. એટલે એવા અવકાશગામી રોકેટો બનાવવામાં આવ્યા, જેની અંદર શક્તિશાળી ઈલેક્ટ્રોનિક દૂરબીનો લગાવેલી હતી. આ રોકેટો પૃથ્વી પરથી ઉપર અવકાશમાં મોકલવામાં આવ્યા. પૃથ્વીની ઉપર ખાસી ઉંચાઈએ વિહાર કરતા કરતા તેમણે સૃષ્ટિના દૂર દૂરના વિસ્તારોના ફોટા લીધા અને તેને પૃથ્વી પર મોકલ્યા. આ ચિત્રોને કોમ્પ્યુટરમાં સુરક્ષિત કરી લેવામાં આવ્યા. પરંતુ શોધ સંશોધન પછી જાણવા મળ્યું કે, આપણી પૃથ્વી સિવાય ક્યાંય પણ કોઈ એવો ગ્રહ નથી, જ્યાં જીવન પાંગરી શકે. આમ "પેન્સપર્મિયા"નો દષ્ટિકોણ વ્યવહારિક સ્તરે નાશ પામ્યો.

વાસ્તવિક્તા એ છે કે, ઉત્ક્રાંતિનો દષ્ટિકોણ ૧૮૫૯માં પણ એક અવૈજ્ઞાનિક દષ્ટિકોણ હતો. જ્યારે ચાર્લ્સ ડાર્વિનની કૃતિ "જાતિઓનું મૂળ" પહેલી વખત છપાઈ અને ૨૦૦૯ માં પણ તે એટલો જ અવૈજ્ઞાનિક છે, જ્યારે કે અમેરિકી જનરલ "નેચર"માં કેટલાક અમેરિકી પ્રોફેસર્સના "સંશોધનના પરિણામો" છપાયા છે.

એમ કહેવામાં આવે છે કે, ઉત્ક્રાંતિના દષ્ટિબિંદુને આધુનિકકાળના શિક્ષિત વર્ગમાં વ્યાપક સ્વીકૃતિ મળી ચૂકી છે. પરંતુ અનુભવો એમ કહે છે કે, આ દષ્ટિકોણને સ્વીકૃતિ એટલા માટે નથી મળી કે, વૈજ્ઞાનિક ધોરણે તે સિદ્ધ થઈ ચૂક્યો છે. બલ્કે એટલા માટે મળી છે કે, આધુનિક શિક્ષિત વર્ગ જીવનની વ્યાખ્યા ખુદાપાક વગર કરવા માંગે છે. આધુનિક વર્ગને એવું લાગે છે કે, ઉત્ક્રાંતિવાદ સ્વરૂપે તેમને એક વ્યવહારૂ દષ્ટિકોણ મળી ગયો છે. તેના સિવાય કોઈ પણ વાસ્તવિક વૈજ્ઞાનિક આધાર ઉત્ક્રાંતિવાદના પક્ષે મૌજૂદ નથી.

અમૂક લોકો જીવનને પ્રારંભે અસ્તિત્વમાં લાવવા માટે ખુદા તઆલાને પ્રથમ કારણ તરીકે સ્વીકારે છે. પરંતુ આ વ્યાખ્યા બરાબર નથી. ધાર્મિક દૃષ્ટિબિંદુ મુજબ ખુદાપાકની હેસિયત માત્ર "પ્રથમ કારણ" નથી, બલ્કે ખુદાપાક પ્રત્યેક ક્ષણે આપણી જીંદગીમાં શામેલ છે. ખુદા તથા બંદા વચ્ચેનો સબંધ લગાતાર અને સતત બાકી છે. જે વિચ્છેદ વગર પ્રત્યેક ક્ષણે જારી રહે છે. પછી એ કે ખુદાપાક હિસાબ લેનાર તથા બદલો આપનાર છે. કિયામતના દિવસે ખુદા માલિકિ યવમિદ્દીન (બદલાના દિવસના માલિક)ની હેસિયતથી તમામ માનવીઓના શાશ્વત ભવિષ્ય વિશે ચૂકાદો આપનાર છે. ખુદાપાકની આ બધી હેસિયતોનો ઉત્ક્રાંતિવાદની થિયરીમાં ઈન્કાર થઈ જાય છે. આ સ્થિતિમાં જૈવિક ઉત્ક્રાંતિનો દૃષ્ટિબિંદુ ધાર્મિક હિસાબથી ક્યારેય સ્વીકાર્ય નહીં થઈ શકશે.

ખુદા તથા બંદા વચ્ચે જે સબંધ જરૂરી છે, તે એક જીવંત સબંધ છે. તે ઝિક્ર, દુઆ, ઈબાદત, તફક્કુર વ તદબ્બુર (ચિંતનમનન) વડે પ્રત્યેક ક્ષણે સ્થપાયેલો રહે છે. ઈન્સાન દરેક પળે ખુદાપાકથી માંગે છે. અને દરેક પળે ખુદાપાક તરફથી તેને મળે છે. માણસ જેવી રીતે અસ્તિત્વમાં આવવા માટે ખુદાપાકનો મોહતાજ છે, તેવી જ રીતે તે પોતાને ટકાવી રાખવા માટે પણ સંપૂર્ણપણે ખુદાપાકનો મોહતાજ છે. ખુદાપાક જો એક ક્ષણ માટે માનવીને નજરઅંદાજ કરી દે, તો માણસ તબાહ થઈને રહી જાય. ધાર્મિક માન્યતા મુજબ ખુદાપાક માત્ર સર્જક નથી, બલ્કે તે રોઝી આપનાર તથા પ્રત્યેક અમલનો હિસાબ લેનાર પણ છે. એ સ્થિતિમાં ઉત્ક્રાંતિવાદમાં ચોક્કસ રીતે ખુદા તઆલાની બાદબાકી છે, જે બિલ્કુલ ગલત માન્યતા છે.

## ઉત્ક્રાંતિવાદ - એક અવૈજ્ઞાનિક દૃષ્ટિકોણ :

ઉત્ક્રાંતિવાદ શું છે, વનસ્પતિ તથા પ્રાણીઓની બધી જાતો, એક પ્રાથમિક સ્વરૂપથી પ્રગતિ કરી પોતપોતાની હાલની સ્થિતિએ પહોંચી છે. આ પ્રગતિ પેઢી દર પેઢી પરિવર્તનોના વારસાગત વહન વડે થઈ.

ચાર્લ્સ ડાર્વિને પોતાની કૃતિ 'પ્રજાતિઓનું મૂળ' (The origin of

species)માં લખ્યું હતું કે, ખુદાએ સર્વપ્રથમ જીવનનું પ્રારંભિક રૂપ એકકોષીય અમીબાના સ્વરૂપે સર્જ્યું. ત્યાર પછી આપમેળે પરિવર્તન અને કુદરતી પસંદગી તથા ઉત્તમ જીવોનું બચી જવાના લીધે જુદા જુદા જીવો સર્જાતા ગયા. અહીં સુધી કે છેલ્લે માનવી જેવો વિકસીત પ્રાણી અસ્તિત્વમાં આવ્યું. આ બધું ઉત્ક્રાંતલક્ષી પ્રક્રિયા વડે આપોઆપ થયું. ડાર્વિને પ્રથમ પ્રેરકની હેસિયતથી ખુદાનું નામ લીધું હતું, પરંતુ ત્યાર પછી ઉત્ક્રાંતિવાદના હિમાયતીઓએ ખુદાનું નામ સંપૂર્ણપણે કાઢી નાંખ્યું.

ઉત્ક્રાંતિનો આ પૂરો પ્રવાસ હાલની પૃથ્વી પર ખેડાયો હતો, પરંતુ ત્યાર પછીના સંશોધનોએ દર્શાવ્યું કે, જે ઉત્ક્રાંતિની કલ્પના કરવામાં આવી છે, તેનું આ પૃથ્વી પર સર્જાવું શકતય જ નથી. દા.ત. પૃથ્વીની ઉંમર તેનાથી બહુ ઓછી છે, જે ઉકતત પ્રકારની ઉત્ક્રાંતિલક્ષી પ્રક્રિયા માટે જરૂરી છે.

ઉત્ક્રાંતિવાદની થિયરી એમ કલ્પના કરે છે કે, એક જાતિમાંથી બીજી જાતિનું અસ્તિત્વ જૈવિક પરિવર્તનો વડે થાય છે. દા.ત. બકરીની અંદર પેઢી દર પેઢી અગણિત પરિવર્તનો આવ્યા. અહીં સુધી કે આ પરિવર્તનો ભેગા થવાના લીધી બકરીની અંતિમ પેઢીમાં જિરાફ જેવું પ્રાણી જન્મી ગયું. આ લાંબો પ્રવાસ અગણિત પરિવર્તનો દ્વારા ખેડાયો. એક ગણિત-શાસ્ત્રી પ્રોફેસર પાચો (Patau)એ હિસાબ લગાવીને કહ્યું છે કે, ''કોઈ જાતિમાં એક અત્યંત સામાન્ય પ્રકારનું કલ્પીત પરિવર્તન આણવા માટે એક મિલિયન પેઢીઓ જોઈશે.''

Even a minor chang in any species would take one million generations to be completed.

માની લો કે જૈવિક પરિવર્તનોની આ ક્રિયા સર્જાઈ શકે છે, તો પણ આ લાંબી જૈવિક પ્રક્રિયાનું પૃથ્વી ગ્રહ પર સર્જાવવું શકય નથી. કારણ કે પૃથ્વીની આવરદા આ પ્રકારની લાંબી પ્રક્રિયા માટે બિલ્કુલ અપુરતી છે. ચાર્લ્સ ડાર્વિનના કાળમાં પૃથ્વીની ઉંમરની જાણ ન હતી, પરંતુ હવે ટેકનોલોજીની પ્રગતિ પછી પૃથ્વીની આવરદા ચોક્કસપણે જાણમાં આવી ચૂકી છે.

ભૂસ્તર વિજ્ઞાનીઓનું માનવું છે કે, પૃથ્વી બે મિલિયન વર્ષ પહેલાં અસ્તિત્વમાં આવી. તે વખતે તે અત્યંત ગરમ હતી. ત્યાર પછી પૃથ્વી ઠંડી થઈ અને પાણી અસ્તિત્વમાં આવ્યું. ભૂસ્તરીય અભ્યાસ મુજબ એક મિલિયન તેવીસ કરોડ વર્ષ પહેલાં પૃથ્વી ઠંડી થઈને એ માટે અનુકુળ બની કે જીવન જેવી કોઈ વસ્તુ તેની પર પાંગરી શકે. હવે જો ઉત્ક્રાંતિવાદની કલ્પના મુજબ માનવી તથા અન્ય પ્રાણીઓ ઉત્ક્રાંતલક્ષી પ્રક્રિયા વડે અસ્તિત્વમાં આવી છે, તો પૃથ્વીની ઉપરોક્ત ઉંમર આવી પ્રક્રિયા માટે અત્યંત અપુરતી છે. એક મિલિયન ૨૩ કરોડ વર્ષની અંદર આ પ્રકારની ઉત્ક્રાંતિની પ્રક્રિયા મૂળે શકય જ નથી.

વીસમી સદીમાં જ્યારે પૃથ્વીની ઉંમર શોધી કાઢવામાં આવી, તો ઉત્ક્રાંતિવાદી વિદ્વાનોને એવું લાગ્યું કે, તેમનો દ્રષ્ટિકોણ વર્તમાન પૃથ્વી ગ્રહને અનુલક્ષીને જુઓ તો વ્યવહાર જ નથી. હવે તેમણે પ્રાચીન ઉત્ક્રાંતિવાદમાં એક બીજી વિભાવનાનો વધારો કર્યો. તેમણે એવો વિચાર વહેતો કર્યો કે, જીવન પ્રાથમિક સ્વરૂપે પૃથ્વી સિવાય અન્ય કોઈ ગ્રહ પર અસ્તિત્વમાં આવ્યું, પછી ત્યાંથી સ્થળાંતર થઈ તે પૃથ્વી પર પહોંચ્યું. અને જીવન ત્યાર પછીની પ્રગતિલક્ષી પ્રક્રિયા વર્તમાન પૃથ્વી ગ્રહ પર પૂર્ણ થઈ. આ દ્રષ્ટિકોણને પરિભાષામાં પેન્સપર્મિયા કહેવામાં આવે છે.

ત્યાર પછી એક નવી દોડ શરૂ થઈ. બીજા વિશ્વયુધ્ધ પછી અવકાશ વિજ્ઞાનનો યુગ આવી ગયો. તેની સાથોસાથ જ ઈલેકટ્રોનિક દૂરબીનો પણ બની ગઈ. એટલે એવા અવકાશગામી રોકેટો બનાવવામાં આવ્યા, જેની અંદર શકિતશાળી ઈલેકટ્રોનિક દૂરબીનો લગાવેલી હતી. આ રોકેટો પૃથ્વી પરથી ઉપર અવકાશમાં મોકલવામાં આવ્યા. પૃથ્વીની ઉપર ખાસી ઉંચાઈએ વિહાર કરતા કરતા તેમણે સૃષ્ટિના દૂર દૂરના વિસ્તારોના ફોટા લીધા અને તેને પૃથ્વી પર મોકલ્યા. આ ચિત્રોને કોમ્પ્યુટરમાં સુરક્ષિત કરી લેવામાં આવ્યા. પરંતુ શોધ સંશોધન પછી જાણવા મળ્યું કે, આપણી પૃથ્વી સિવાય કયાંય પણ કોઈ એવો ગ્રહ નથી, જ્યાં જીવન પાંગરી શકે. આમ 'પેન્સપર્મિયા'નો દ્રષ્ટિકોણ વ્યવહારિક સ્તરે નાશ પામ્યો.

હવે પ્રશ્ન એ હતો કે, પૃથ્વીની સીમિત ઉંમરની અંદર કલ્પિત ઉત્ક્રાંતિ કેવી રીતે થઈ. આ પ્રશ્નને હલ કરવા માટે ફરી એક નવું સંશોધન શરૂ થયું. આ સંશોધનમાં એકાધિક ઉચ્ચ પ્રકારના વિજ્ઞાનીઓ લાગેલા હતા. હવે એ સંશોધનના પરિણામો અમેરિકાના વિખ્યાત જર્નલ નેચરમાં છાપવામાં આવ્યા છે. ઉકતત સંશોધનનો સારાંશ ન્યુ દિલ્હીના અંગ્રેજી વર્તમાનપત્ર ટાઈમ્સ ઓફ ઈન્ડિયા (૧૩ ફેબ્રુઆરી ૨૦૦૯)માં જોઈ શકાય છે. ઉત્ક્રાંતિવાદ વિશે આ પ્રકારનું સંશોધન જર્મની અને કેનેડા વિગેરેમાં પણ થઈ. મજકૂર સંશોધનના પરિણામ સાયન્સના ૧૩ ફેબ્રુઆરી ૨૦૦૯ -ના અંકમાં પણ પ્રગટ થયા છે.

ઉત્ક્રાંતિવાદ વિશે નવી રિસર્ચ ઉત્ક્રાંતિવાદની મૂળ સમસ્યાનો ઉકેલ રજૂ નથી કરતી. તે માત્ર એટલું કરે છે કે, ઉત્ક્રાંતિવાદની વ્યાખ્યા માટે એક નવો ટેકનિકલ શબ્દ આપે છે. ઉત્ક્રાંતિવાદની પારંપરિક વિભાવના પરિવર્તનોના નિયમ આધારિત હતા. અર્થાત્ પેઢી દર પેઢી નાના નાના પરિવર્તનો એકઠા થઈ જવાના કારણે એક જાતિ બીજી જાતિનું સ્વરૂપ ધારણ કરી લે છે. વગીકૃત પરિવર્તનનો આ દ્રષ્ટિકોણ એ પ્રશ્નનો ઉત્તર આપતો ન હતો કે સ્વયં આ પરિવર્તન કેવી રીતે થાય છે ? કારણકે કોઈપણ સંશોધનથી એ સાબિત નથી થયું કે, આ અગણિત પરિવર્તનો ક્રમવાર આપોઆપ થઈ શકે છે.

નવા સંશોધને માત્ર એ કર્યું છે કે, તેણે જ્વાળામુખીય વિસ્ફોટ પર અનુમાન કરીને તે દ્રષ્ટિકોણ વિકસાવ્યો, જેને તેઓએ જનીની પરિવર્તનનું નામ આપ્યું છે. તેઓનો દાવો છે કે, આ પરિવર્તન ક્રમવાર ન થયું, બલ્કે વિસ્ફોટકીય શૈલીમાં થયું : These are like volcanoes in the genome, blowing out pieces of DNA.

તે છતાં આ નવા સંશોધન પછી મૂળ પ્રશ્ન જ્યાં હતો ત્યાં જ ઉભો છે. આ સંશોધન કાલ્પનિક ધોરણે જે કાંઈ દર્શાવે છે, તે માત્ર પરિવર્તનોની કાલ્પનિક વ્યાખ્યા છે. તેમાં એ વાતની વ્યાખ્યા નથી કે, પૃથ્વીની સીમિત

આવરદામાં આ અગણિત પરિવર્તનો કેવી રીતે આવ્યા ? આપણી પૃથ્વીનો સીમિત સમયકાળ જોતાં આ નવું 'સંશોધન' પણ એટલું જ અપુરતું છે, જેટલું જેટલી કે જૂની કલાસિકલ વ્યાખ્યા.

ઉત્ક્રાંતિવાદનો એ દાવો છે કે, એકકોષીય અમીબામાં જે પરિવર્તનો થયા, ત્યાર પછી તે બહુકોષીય પ્રાણી બની ગયો. માછલીની અંદર પરિવર્તનો સર્જાયા. અહીં સુધી કે તે ચકલી બની ગઈ. બકરીની અંદર તબ્દીલીઓ થઈ, અહીં સુધી કે જિરાફ બની ગઈ. બિલાડીની અંદર પરિવર્તનો થયા, અહીં સુધી કે તે શેર બની ગઈ. વાંદરાની અંદર પરિવર્તનો થયા, ત્યાં સુધી કે તે માનવી બની ગયો.

મજકૂર નવુ સંશોધન માત્ર એ કરે છે કે, તે પેલા પરિવર્તનોને ક્રમિકના બદલે વિસ્ફોટક પ્રકારનું પરિવર્તન ઠરાવે છે. પરંતુ આ નવા સંશોધન પછી પણ એ પ્રશ્ન બાકી રહે છે કે, આ અગણિત પરિવર્તનની પ્રક્રિયા માટે જે અત્યંત લાંબી મુદત જોઈએ છે, વર્તમાન પૃથ્વી ગ્રહ પર તે સર્જાવવી શકતય નથી. કારણ કે પૃથ્વી ગ્રહની ઉંમર તેનાથી બહુ ઓછી છે, જે પેલા કાલ્પનિક પરિણામો માટે આવશ્યક છે.

આ સંશોધનમાં ઉત્ક્રાંતિની પ્રક્રિયા માટે જે મુદત જોઈએ છે, તે સમસ્યાને એવી રીતે હલ કરવામાં આવી કે એમ માની લેવામાં આવ્યું કે, જૈવિક ઉત્ક્રાંતિ વિસ્ફોટ દ્વારા થઈ છે. સંશોધકોએ આ મામલા વિશે જ્વાળામુખીના વિસ્ફોટને સામે રાખી ધારણા કરી છે. તેઓનું માનવું છે કે, જેવી રીતે જ્વાળામુખી પર્વત અચાનક ફાટે છે, અને તેની અંદરથી લાવા સ્વરૂપે એક નવી વસ્તુ નીકળી આવે છે, એવી જ રીતે વિસ્ફોટ વડે જીવનના વિવિધ રૂપો એક પછી એક સર્જાતા ગયા.

આ ઉત્ક્રાંતિય વિસ્ફોટનો અર્થ એ છે કે, એકકોષીય જીવજાતિમાં વિસ્ફોટ થયો, ત્યાર પછી અચાનક બહુકોષીય જાતિ અસ્તિત્વમાં આવી ગઈ. માછલીમાં વિસ્ફોટ થયો, ત્યાર પછી અચાનક ચકલી અસ્તિત્વમાં આવી ગઈ. બકરીમાં વિસ્ફોટ થયો, ત્યાર પછી અચાનક જિરાફ બની

ગયો. બિલાડી ફાટી અને તેમાંથી અચાનક વાઘ નીકળી આવ્યો. વાંદરો ફાટયો અને અચાનક તે માનવીમાં પરિવર્તિત થઈ ગયો, વિગેરે....

ફાટવા (Eruption)ની આ થિયરી કોઈ વાસ્તવિક વૈજ્ઞાનિક શોધ પર આધારિત નથી. તે ફરી તે જ રીતે અસંબધ્ધ ધારણાઓ પર આધારિત છે. જેવી રીતે ડાર્વિને આવી જ અસંબધ્ધ ધારણાઓના આધારે પોતાના ઉત્ક્રાંતિવાદને દ્રષ્ટિકોણ બનાવ્યો હતો.

ઉત્ક્રાંતિવાદમાં અસંખ્ય પ્રકારની ખૂટતી કડીઓ હતી, છતાં આ ખૂટતી કડીઓને કલ્પનાના આધારે માની લઈ ઉત્ક્રાંતિવાદના દ્રષ્ટિકોણને સ્વીકારી લેવામાં આવ્યો. આવો જ મામલો આ નવા સંશોધનનો પણ છે. આ સંશોધનમાં પણ અસંખ્ય પ્રકારની અજ્ઞાત કડીઓ છે, પરંતુ આ અજ્ઞાત કડીઓની અવગણના કરીને માત્ર ધારણાઓના આધારે આ આધુનિક દ્રષ્ટિકોણ બનાવી લેવામાં આવ્યો.

ઉત્ક્રાંતિનો આ દ્રષ્ટિબિંદુ એમ માને છે કે, વિવિધ જાતિઓમાં સતત પરિવર્તનો થતા રહે છે. આ પરિવર્તનો વાતાવરણના કારણે જન્મે છે, અથવા જન્મ્યા છે. આ ઉત્ક્રાંતીય નિયમને અનુકુલન કહેવામાં આવે છે. એમ માની લેવામાં આવ્યું છે કે, આ અનુકુલનના પરિણામે જે પરિવર્તનો થાય છે, તે પેઢી દર પેઢી એકત્ર થતા રહે છે. અહીં સુધી કે એક જાતિ બીજી જાતિમાં રૂપાંતરિત થઈ જાય છે.

અનુકુલનના આ કાલ્પનિક દ્રષ્ટિકોણની તરફેણમાં કોઈ પુરાવો કે દ્રષ્ટાંત મૌજૂદ નથી. કેટલાક અસંબધ્ધ દ્રષ્ટાંતો રજૂ કરવામાં આવે છે, પરંતુ તે દ્રષ્ટાંતો ગેરસમજોથી વિશેષ કાંઈ નથી. એક વિખ્યાત દ્રષ્ટાંત પતંગિયાની છે. નિરીક્ષણથી જાણવા મળ્યું કે, જે પતંગિયા લીલા ઝાડ તથા છોડ વચ્ચે રહે છે, તે લીલા રંગના થઈ જાય છે. અને જે પતંગિયા ખડક વિસ્તારમાં રહે છે, તેમનો રંગ પથ્થર જેવો થઈ જાય છે.

આ દાખલાથી ઉત્ક્રાંતિવાદનો દાવો સાબિત નથી થતો. વધારેમાં વધારે જે વસ્તુ તેનાથી સાબિત થાય છે, તે એ કે બાહ્ય વાતાવરણ, બાહ્ય

રંગને પ્રભાવિત કરે છે. જેમકે ઠંડા પ્રદેશમાં રહેતા લોકો અધિકતર ગોરા હોય છે, અને ગરમ પ્રદેશમાં રહેવાવાળા ઘણાખરા શ્યામવર્ણના હોય છે. પરંતુ ઉત્ક્રાંતિવાદના સંદર્ભમાં જે મૂળ મુદ્દો છે, તે શરીરના બાહ્ય રંગમાં પરિવર્તનનો નથી, બલ્કે જાતિમાં પરિવર્તનનો છે. અને પતંગિયાના દાખલા વડે જાતિમાં પરિવર્તનનો આ નિયમ પુરવાર નથી થતો.

વાસ્તવિકતા એ છે કે, ઉત્ક્રાંતિનો દ્રષ્ટિકોણ ૧૮૫૯માં પણ એક અવૈજ્ઞાનિક દ્રષ્ટિકોણ હતો. જ્યારે ચાર્લ્સ ડાર્વિનની કૃતિ 'જાતિઓનું મૂળ' પહેલી વખત છપાઈ અને ૨૦૦૯માં પણ તે એટલો જ અવૈજ્ઞાનિક છે. જ્યારે કે અમેરિકી જનરલ 'પ્રકૃતિ'માં કેટલાક અમેરિકી પ્રોફેસર્સના 'સંશોધનના પરિણામો' છપાયા છે.

એમ કહેવામાં આવે છે કે, ઉત્ક્રાંતિના દ્રષ્ટિબિંદુને આધુનિકકાળના શિક્ષિત વર્ગમાં વ્યાપક સ્વીકૃતિ મળી ચૂકી છે. પરંતુ અનુભવો એમ કહે છે કે, આ દ્રષ્ટિકોણને સ્વીકૃતિ એટલા માટે નથી મળી કે, વૈજ્ઞાનિક ધોરણે તે સિધ્ધ થઈ ચૂકયો છે. બલ્કે એટલા માટે મળી છે કે, આધુનિક શિક્ષિત વર્ગે જીવનની વ્યાખ્યા ખુદા વગર કરવા માંગે છે. આધુનિક વર્ગને એવું લાગે છે કે, ઉત્ક્રાંતિવાદ સ્વરૂપે તેમને એક વ્યવહારૂ દ્રષ્ટિકોણ મળી ગઈ છે. તેના સિવાય કોઈ પણ વાસ્તવિક વૈજ્ઞાનિક આધાર ઉત્ક્રાંતિવાદના પક્ષે મૌજૂદ નથી.

## ડાર્વિનવાદ : ઉત્ક્રાંતિવાદની થિયરી :

ડૉ. હુલોક નૂર બાકીના મતે ચાર્લ્સ ડાર્વિને આજથી લગભગ ૧૦૦ વર્ષ પહેલાં કેમ્બ્રીજ યુનિવર્સિટીની ક્રાઈસ્ટ કોલેજમાંથી ગ્રેજ્યુએશનની ડિગ્રી પ્રાપ્ત કરી. તે પહેલાં તેને બાયોલોજી અથવા મેડીકલ સાયન્સમાં કોઈ અનુભવ ન હતો. તેણે એ દાવો કર્યો કે, માનવી એક પ્રાણી હતું. તેની સમૃદ્ધિ એકકોષીય સજીવથી થઈ અને તે વાંદરાથી માનવી બની ગયો. ઘણા વૈજ્ઞાનિકો વગર સમજે તેની વાતોમાં આવી ગયા. આ ધારણા ઘણા વર્ષો સુધી વિશ્વની ઘણી શાળા-કોલેજોમાં એવી રીતે ભણાવવામાં આવી, જેમકે

એ ખેરખર કોઈ વાસ્તવિક્તા હોય. જો કે વૈજ્ઞાનિક સંશોધનોને તેનો દૂરથી પણ કોઈ સબંધ નથી.

આધુનિક વૈજ્ઞાનિક ડ્યુએન ગિશના મતે “માનવીનું પ્રાણીની પ્રગતિનો એક પ્રકાર હોવો” માત્ર એક તત્વજ્ઞાન આધારિત ખ્યાલ છે, તેની કોઈ વૈજ્ઞાનિક હકીકત નથી. આર.બી.ગોલ્ડ સ્મીથ જે બાયોલોજીનો એક પ્રોફેસર હોવાની સાથે સાથે વૃદ્ધિ અને વિકાસનો સમર્થક પણ છે. તેના મતે ઉત્ક્રાંતિવાદ માત્ર એક વૈચારિક છે, તેના સિવાય કોઈ પણ વાસ્તવિક વૈજ્ઞાનિક આધાર ઉત્ક્રાંતિવાદના પક્ષે મૌજુદ નથી.

## ઉત્ક્રાંતિની ધારણા :

વૈજ્ઞાનિક જ્ઞાનથી અજ્ઞાની લોકો એ હકીકતથી પરિચિત નથી કે ડાર્વિનવાદ અને ન્યુડાર્વિનવાદની વિરૂદ્ધ વૈજ્ઞાનિક સાક્ષીઓની લાંબી લાઈન છે. આ પ્રકારની થિયરી ગુમરાહ લોકો માટે હંમેશાથી પ્રિય રહી છે, જે માત્ર ખ્યાતિને કારણે સંશોધન વગર એવા મુદ્દાઓ રજુ કરે છે, જેને વાસ્તવિક્તા સાથે કોઈ દૂરનો પણ સબંધ હોતો નથી. છેલ્લા કેટલાક વર્ષોથી આ ધારણાઓની વિરૂદ્ધમાં મોટા મોટા પ્રાણીશાસ્ત્રીઓનો વધારો થયો છે. જેરેમી રિફિકનએ પોતાના લેખોમાં આ હકીકત પર પ્રકાશ નાંખ્યો છે કે, બાયોલોજી અને પ્રાણીશાસ્ત્રના ઘણા સંશોધકો દા.ત. સી.એચ.વેડીંગ્ટન, પિયર પોલ ગ્રાસથે, સ્ટિફન જે ગોલ્ડ અને પ્રોફેસર મેકબેથે સ્પષ્ટ જણાવી દીધું કે, વિકાસની ધારણાનો કોઈ સાયન્સી સુબુત નથી. ઉત્ક્રાંતિના સમર્થનમાં છાપવામાં આવેલા ઘણા ચિત્રો પણ મનઘડત છે. આ બધી હકીકતો છતાં પણ એ જરૂરી સમજીએ છીએ કે, જીવસૃષ્ટિના આ મામલા વિશે વર્ણન કરી દેવામાં આવે, જેથી કુર્આને કરીમ અને તેની સમજૂતિનો અભ્યાસ કરનારા લોકોના હૃદયમાં દરેક પ્રકારની શંકાના દરવાજા ખૂલી જાય.

## કોષોના મનઘડત પ્રકાર :

શરૂઆતના ખ્યાલો પ્રમાણે ઉત્ક્રાંતિવાદના સમર્થકો હજુ કોષોના બે પ્રકાર : બુનિયાદી અને ઉત્ક્રાંતિવાદ પર અડગ છે. હાલાંકે સંશોધનો પછી એ

વાત સાબિત થઈ ચૂકી છે કે, એ વિભાજન વાસ્તવિક્તાથી દૂર છે. ઈ.સ.૧૯૫૫ પછી આ હકીકતનો ઘટસ્ફોટ થયો હતો કે બધા કોષોનું બંધારણ ૯૯ ટકા એક જેવું જ હોય છે અને DNA (કેમીકલ બ્લોકોનું બંધારણ) માટે ૧૦૦ ટકા સુધી પહોંચી જાય છે. કોષો વચ્ચે તફાવત માત્ર ગણિતીક પ્રોગ્રામોમાં જ જોવા મળે છે. જેનાથી કોઈ પણ રીતે ઉત્ક્રાંતિવાદનો તર્ક યોગ્ય નથી. જેમકે કોઈ છોડના કોષોનો પ્રોગ્રામ ઓક્સિજનને અમલમાં લાવવાનો છે, જ્યારે કે લીવરના કોષોના જિમ્મે પિત્તરસ ઉત્પન્ન કરવાનો છે. એ કમ્પ્યુટરાઈઝ પ્રોગ્રામોના સમર્થકો કોષોને માત્ર વિવિધ કાર્યો કરવાને કારણે પ્રાચીન અથવા વિકાસશીલ કહી શકતા નથી. કારણ કે તેમનામાં એ ક્ષમતા ધીરે ધીરે નથી આવી, બલ્કે તેની પેદાઈશ વખતે જ હાજર હતી. એટલા માટે તેના વિશે ઉત્ક્રાંતિનો દાવો બિલ્કુલ યોગ્ય નથી. માટે ઉત્ક્રાંતિના ખ્યાલના સમર્થકોએ સૌપ્રથમ તો કોષો અને તેના પ્રોગ્રામો વિશે પોતાના ખ્યાલોની સુધારણા કરવી જોઈએ.

## ઉત્ક્રાંતિનું કાર્ય મંદ છે ? :

ઉત્ક્રાંતિના સમર્થકોના ખ્યાલમાં ઉત્ક્રાંતિના આધુનિય યુગમાં નજર ન આવવાનું કારણ એ છે કે, આ કાર્ય ખૂબ જ મંદ ગતિએ, લાખો-કરોડો વર્ષોમાં અસ્તિત્વમાં આવે છે. આ દલીલ પણ બિલ્કુલ ખોટી છે. કારણ કે આપણે જોઈએ છીએ કે ઈ.સ.૧૯૬૫માં આઈસલેન્ડની નજીક ભૂકંપ અને લાવા ફાટવાને કારણે એક નવો ટાપુ સર્ટસી (Surtsey) ઉદ્‌ભવ્યો અને માત્ર એક જ વર્ષમાં જાતજાતના કિડા-મકોડા, જંતુઓ અને વનસ્પતિ ઉગવાની શરૂ થઈ ગઈ. એ વાત હજુ સુધી કોઈની સમજમાં ન આવી કે તે બધી વસ્તુઓ ત્યાં કેવી રીતે અને ક્યાંથી આવી. વિચારવા જેવી વાત છે કે, જો ઉત્ક્રાંતિની ગતિ મંદ છે, તો એક જ વર્ષમાં ત્યાં આટલા બધા સજીવો કેવી રીતે પેદા થયા ?

## આનુવંશિક પરિવર્તન હંમેશા વિનાશક હોય છે :

ઉત્ક્રાંતિના સમર્થકોના ખ્યાલમાં સજીવોની ઉત્ક્રાંતિનું કાર્ય આનુવંશિક વિશેષતાઓમાં પરિવર્તન દ્વારા બન્યું. આ દાવો પણ સાચા અર્થમાં હકીકતને

નષ્ટ કરવા સમાન છે. અસલ હકીકત એ છે કે, પરિવર્તન ક્યારેય પણ રચનાત્મક નથી હોતું, બલ્કે હંમેશા વિનાશક હોય છે. પરિવર્તનને સાબિત કરનાર વૈજ્ઞાનિક મુલ્લર (Muller)ના અનુભવથી એ વાત સાબિત થાય છે કે, આનુવંશિક રચનાત્મક પરિવર્તનની કોઈ હકીકત નથી. આનુવંશિક પરિવર્તન હંમેશા વિનાશક હોય છે. એ વિશે કરવામાં આવેલા સંશોધનોમાં પણ એ હકીકત એ રીતે સ્પષ્ટ થઈ કે આનુવંશિક વિશેષતાઓ ક્યારેય પણ હકારાત્મક ક્ષેત્રે પરિવર્તન પામતી નથી, બલ્કે તેનું પરિણામ નષ્ટ તરફ જ લઈ જાય છે. જેનું પરિણામ કેન્સર અથવા મૃત્યુનું રૂપ ધારણ કરે છે. આજ સુધી કરવામાં આવેલા હજારો સંશોધનો છતાં કોઈ પણ સજીવમાં થનારા હકારાત્મક પરિવર્તનથી કોઈ એક નવો જીવ તૈયાર થયો નથી. જ્યારે કે બીજી બાજુ હાડકાના ગુડામાં હાજર એક પરિમિતિ સેલ-કોષ દ્વારા દર સેકન્ડે લાખોની સંખ્યામાં વિભિન્ન નવા કોષો તૈયાર થાય છે. જો જૈવિક પરિવર્તનમાં થોડી પણ હકીકત હોત તો હમણાં સુધી આ અજાયબી ચોક્કસ કારણથી સાબિત થઈ ચૂકી હોત.

## શૈક્ષણિક છેતરપિંડીની ઉઘાડી સ્ટોરી :

ઉત્ક્રાંતિવાદના સમર્થકોનો એ દાવો છે કે, આધુનિક માનવી અને પ્રાચીન જીવો વચ્ચેનો ઢાંચો હાજર છે. તેમાં સૌથી પ્રખ્યાત ઢાંચો પિલ્તડાઉન માનવી (Piltdown Man)નો હતો. ૫૦ વર્ષ સુધી આ નવી શોધખોળનો જાદુ વૈજ્ઞાનિકો ઉપર રહ્યો. પરંતુ ૧૯૫૩માં અમુક વૈજ્ઞાનિકોને શંકા થઈ. તેમણે બ્રિટીશ મ્યુઝિયમના લોખંડના ફાયરપ્રુફ બોકસમાંથી આ 'જડબુ' કાઢી વૈજ્ઞાનિક પદ્ધતિથી તેને પારખવાનું શરૂ કર્યું. ઘણી મહેનતના અંતે વૈજ્ઞાનિકોએ આ તારણ કાઢ્યું કે, આ એક સંપૂર્ણ ધોકો હતો. બીજુ પ્રાચીન વાંદરા સાથે માનવીનો સબંધ જોડવાના પ્રયત્નો થયા છે. તેના મગનું વજન ૧૩૦ ગ્રામ છે, જ્યારે માનવીના મગજનું વજન ૧૩૫૦ ગ્રામ છે. ઉત્ક્રાંતિવાદના ખ્યાલ પ્રમાણે તે બંને વચ્ચે જોડ પેદા કરવા માટે ઓછામાં ઓછી ૧૦ પેઢી હોવી જોઈએ અને એ વાત અશક્ય છે કે, તેમાંથી કોઈ એક પણ જીવિત હોય. આપણે ઉત્ક્રાંતિવાદના સમર્થકોને એક પ્રશ્ન કરીએ

કે વાંદરો તો આજે પણ પોતાની પેઢી પ્રમાણે જીવિત છે. તો તેની અને માનવી વચ્ચેની દસ પેઢીઓ ક્યાં ગઈ ?

## અંત્રપૂચ્છ (Appendix) બિલ્કુલ બિનજરૂરી નથી :

ઉત્ક્રાંતિવાદઓ તો એટલી હદે ગયા છે કે, માનવીના આંતરડામાંથી અંત્રપૂચ્છ (એપનડીક્ષ) ઉત્ક્રાંતિવાદના સિલસિલાના બેબુનિયાદ અવશેષો-માંથી એક છે. જો કે આપણે જોઈએ છીએ કે, અંત્રપૂચ્છ શરીરના અમુક સૌથી વધુ સક્રિય અંગોમાંથી એક છે. તે આંતરડામાં રસ પેદા કરે છે અને આંતરડામાં બેક્ટેરિયાની સંખ્યામાં નિયમિતતા અને નિયંત્રણતા લાવે છે. માનવીના શરીરનો કોઈ પણ ભાગ નકામો નથી, બલ્કે ઘણા અંગો એક સાથે ઘણા કાર્યો કરે છે.

## કોઈ સજીવ ઉત્ક્રાંતિથી નથી :

મનઘડત-મનસ્વી ઉત્ક્રાંતિવાદનું કારણ એ છે કે, સૃષ્ટિના સર્જકનો ઈન્કાર કરવો. એટલા માટે તેઓ પોતાના હેતુ માટે ઉત્ક્રાંતિની આજુબાજુ ફરી રહ્યા છે. તેઓ પોતાના વિચારોમાં પ્રાચીન અને આધુનિક બંને પ્રકારની સૃષ્ટિ વચ્ચેની કડીઓને હલ કરવામાં વ્યસ્ત છે. પરંતુ એ વિશે તેમના ખ્યાલો મનઘડત અને પોતાના વિચારોની શોધ છે. તેઓ એ વાત સાબિત કરી શક્યા નથી કે સંપૂર્ણતા અને પ્રગતિશીલતાનો અર્થ શું છે ? દા.ત. ચમકદાર રંગોવાળી ‘બટરફ્લાય’ સૌથી ઉંચું સ્થાન ધરાવે છે. પ્રકાશ આપતું જુગનું લાજવાબ છે. યાદશક્તિ ધરાવતું ડોલ્ફિન સૌથી પ્રગતિશીલ છે અને લડાઈ કરવામાં ઉધઈ જે એક કીડીથી પણ નાનું છે, ખૂબ જ પ્રગતિશીલ છે. તેનું હથિયાર એવું ઝહેર છે, જેનો વર્તુળ ઘેરાવ ૧૦૦ ડિગ્રી સેન્ટીગ્રેડ છે. જે આ વર્તુળના બીજા જીવોને મારવાની ક્ષમતા ધરાવે છે. અહીંયાં એક પ્રશ્ન થાય છે કે એ બધાને ઉત્ક્રાંતિથી કોણે પસાર કર્યા ? તેમની ઉત્ક્રાંતિ ક્યા સજીવથી થઈ ? કેમિકલ યુદ્ધના સિલસિલામાં તો વાંદરો એ તુચ્છ ઉધઈથી ખૂબ જ પાછળ રહી જનાર સજીવ છે, પછી એ જીવિત સૃષ્ટિમાં માનવીની નજીકની સૃષ્ટિ કેવી રીતે બની ?

## ટકી રહેવા (Survival of the Fittest)ની વાસ્તવિક્તા :

ઉત્ક્રાંતિવાદીઓનો એક દાવો એ પણ છે કે, બધી સૃષ્ટિ સ્વભાવિક અથવા સહઅસ્તિત્વના કાનૂન હેઠળ છે. એ વિશે તેઓ ડાયનોસોરનું ઉદાહરણ આપે છે. જેની પેઢી હજારો વર્ષ પહેલાં પૃથ્વી પરથી સંપૂર્ણ નાશ પામી હતી, પરંતુ તેની બીજી બાજુ પૃથ્વી પર અસ્તિત્વમાં આવેલા પંદર લાખ જેટલા જીવોના મુકાબલામાં ૧૦૦ જીવો નાશ પામ્યા છે. એક અગત્યની વાત એ છે કે, ઘણા જીવો પોતાના માહોલમાં અતિ મુશ્કેલીઓ છતાં લાખો વર્ષોથી જીવિત છે. અહીંયાં આપણે ત્રણ ઉદાહરણો સમજીએ :

### ૧. અંધ માછલી :

માછલીનો એક એવો પ્રકાર છે, જે જોવાની શક્તિથી વંચિત છે અને સમુદ્રના તટમાં રહે છે. તેની સાથે બીજા બે પ્રકારની માછલીઓ રહે છે. જો ઉત્ક્રાંતિવાદનો તર્ક સત્ય હોત તો અંધ માછલી બીજા બે પ્રકારની માછલીઓના હુમ્લાથી નાશ પામી ગઈ હોત, પરંતુ આપણે જોઈએ છીએ કે લાખો વર્ષોથી એ ત્રણે પ્રકારની માછલીઓ સલામતી સાથે જીવન વિતાવે છે અને એકબીજાની પેઢીને કોઈનાથી કોઈ ખતરો નથી.

### ૨. અંધ સાંપ :

આ હકીકતમાં ગરોળીનો એક પ્રકાર છે. જેના હાથ-પગ હોતા નથી. એટલા માટે તેનું જીવન ખૂબ જ મુશ્કેલ હોય છે. છતાં લાખો વર્ષોથી તેમનું અસ્તિત્વ પૃથ્વી ઉપર છે. સમયની સાથે ન તેનું અસ્તિત્વ ખતમ થયું અને ઉત્ક્રાંતિવાદને લઈ ન સાંપ ગરોળી બની શક્યો.

### 3. ઓસ્ટ્રેલિયન પ્રાણી :

ઓસ્ટ્રેલિયામાં એક ખાસ પ્રકારનું પ્રાણી જોવા મળે છે, જે પોતાના બાળકને પેટથી લાગેલી થેલીમાં કાંગારૂની જેમ ઉઠાવીને ફરે છે. તે હજારો વર્ષોની ઉત્ક્રાંતિ પછી પોતાના શરીરમાં પરિવર્તન કેમ નથી લાવતું, જેને કારણે એ તકલીફથી બચી જાય.

તેના કારણો માત્ર એ છે કે, અલ્લાહપાકે એમના માટે એવું જ ઈચ્છ્યું

છે. તે બધા જીવો પોતાના જીવનથી સંતોષી છે. ઉત્ક્રાંતિવાદીઓ એ ભેદ જાણી શકતા નથી. કારણ કે તેઓ ધર્મ દુશ્મનીના અંધ તર્કમાં ફસાયેલા છે.

જો ઉત્ક્રાંતિવાદનો ખ્યાલ સહીહ હોત તો દરેક સર્જનમાં એવો ઉત્ક્રાંતિવાદ જે અમીબા (બહુરૂપી પ્રજીવો)થી શરૂ થઈ. સાંકળની કડીઓની જેમ એક પ્રકારની પ્રજાતિઓ બનતી અને આમ અમીબાથી એક જ પ્રકારના કીડા, એક જ પ્રકારની માછલી, એક જ પ્રકારના પતંગિયા અને એક જ પ્રકારના પક્ષીઓ નીકળતા અથવા વધારેમાં વધારે બે-ચાર પ્રકાર પડતા. પરંતુ આપણે જોઈએ છીએ કે, માત્ર પતંગિયાના ત્રણ લાખથી વધારે પ્રકાર છે, તો પછી આ ક્યા પ્રકારની ઉત્ક્રાંતિ છે ?

આનાથી વધુ આશ્ચર્યજનક બાબત એ કે, પ્રાણીઓમાં બધા જ પ્રકારની જાતિઓનું અસ્તિત્વ છે. ભૂમિતિ અને બાયોલોજીના કાયદાનુસાર તે બધા જ શક્ય પ્રકારની ભિન્નતા ધરાવે છે. રંગોના દસ હજારથી વધારે નમૂના તો માત્ર બટરફલાય (પતંગિયા)ની પાંખોમાં જોવા મળે છે. તે સિવાય દરેક જીવ પોતાનું નાનું-મોટું માપ ધરાવે છે.

## ઇસ્લામી રચનાનો વિચાર જ સત્ય છે :

વિશ્વના વિખ્યાત ખ્રિસ્તી અને યહૂદી વૈજ્ઞાનિકો ઉત્ક્રાંતિવાદને સત્ય માનતા નથી, તેમ છતાં આ ગંદી રમતમાં ખામોશ પ્રેક્ષક બનીને બેઠા છે. કારણ કે ૧૯મી સદીના ચર્ચના અત્યાચારો આ વાસ્તવિક્તાને છૂપાવવાની છૂટ આપે છે. વાસ્તવિક્તા એ છે કે, કોઈ પ્રાણી ઉત્ક્રાંતિવાદથી નથી, એ માત્ર તર્ક છે. માનવીની હકીકત શું છે ? અમે એ પ્રશ્નનો જવાબ કુર્આને પાકની રોશનીમાં બતાવીએ છીએ. અલ્લાહપાકનો ઈરશાદ છે : “અલબત્ત, અમે ઈન્સાનને સૌથી સરસ આકારમાં પેદા કર્યો છે.” *(સૂ.તીન : ૪)*

ઉપરની આયતથી એ વાત સ્પષ્ટ થાય છે કે, માનવી એક ખાસ અસ્તિત્વ છે અને તે કોઈ બીજા જીવ દ્વારા અસ્તિત્વમાં આવ્યો નથી. માનવીની રચના ‘ખાસ રચના’ (Special Creation) છે. જેને અલ્લાહ તઆલાએ એક ખાસ સમય પર પેદા કર્યો છે.

# કિયામત-આખિરતની દલીલ

જે હકીકતો આપણને ધર્મ માનવાનું કહે છે, તેમાં એક હકીકત આખિરત (કિયામત)નો વિચાર છે. તેનો અર્થ એ છે કે, આ દુનિયા પછી એક બીજી દુનિયા છે, જ્યાં આપણે હંમેશા રહેવાનું છે. વર્તમાન વિશ્વ માનવી માટે પરીક્ષાખંડ છે. અહીંયાં એક ખાસ મુદત માટે માનવીને રાખવામાં આવ્યો છે. ત્યાર પછી એવો સમય આવશે કે તેનો માલિક તેને બીજી દુનિયામાં લઈ જશે. ત્યાં બધા માનવીઓ બીજી વખત જીવતા થશે. વર્તમાન વિશ્વમાં માનવીએ જે સારા અને નરસા કાર્યો કર્યા હશે, તે ત્યાં અલ્લાહપાકની અદાલતમાં રજૂ થશે અને દરેકને તેના કાર્યો પ્રમાણે ઈનામ અથવા સજા મળશે.

આ દૃષ્ટિબિંદુ સત્ય છે કે અસત્ય ? તેને જાણવા માટે આપણે અમુક દિશાઓ પર વિચાર કરીએ.

**શક્યતા :**

પહેલી વાત એ છે કે, સૃષ્ટિની આધુનિક સિસ્ટમમાં શું આ રીતે કોઈ આખિરતનું હોવું શક્ય નજર આવે છે ? શું અહીંયાં એવી ઘટનાઓ અથવા ઈશારાઓ મળે છે, જે આ દાવાનું સમર્થન કરતા હોય ?

આ દૃષ્ટિબિંદુ સૌપ્રથમ એ વાત નક્કી કરે છે કે, માનવી અને સૃષ્ટિ પોતાની આધુનિક રચના-આકારમાં શાશ્વત-હંમેશા ન હોય અને એ બંને ચીજો હમણાં સુધી આપણી સમજ પ્રમાણે બિલ્કુલ સહીહ છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે અહીંયાં માનવી માટે પણ મૃત્યુ છે અને સૃષ્ટિ માટે પણ મૃત્યુ (નષ્ટ થવું) છે.

જે લોકો કિયામતને નથી માનતા, તેઓ એ ઈચ્છે છે કે, આ દુનિયામાં પોતાની હંમેશાની ઈચ્છાઓ પૂરી કરી લે. તેમણે એ વાત પર ઘણાં સંશોધનો કર્યા કે, મૃત્યુ કેમ આવે છે, જેથી મૃત્યુને રોકીને જીવનને હંમેશાનું બનાવી શકાય. પરંતુ તેઓને એ વિશે સફળતા ન મળી. દરેક અભ્યાસ પછી એ જ તારણ આવ્યું કે મૃત્યુ ચોક્કસપણે આવવાનું છે, તેનાથી છૂટકારો નથી.

એવી રીતે સૃષ્ટિની દરેક વસ્તુનું છિન્નભિન્ન થવું એક એવી બાબત છે, જે બિલ્કુલ સમજી શકાય છે. સૌપ્રથમ જે બાબત આપણને કિયામતથી સાવધ કરે છે, તે ભૂકંપ છે. પૃથ્વીનો આંતરિક ભાગ જે ખૂબ જ ગરમ છે, તેનો અનુભવ આપણને પહાડોમાંથી નીકળતા લાવા સ્વરૂપે જોવા મળે છે. એ લાવા વિભિન્ન સ્વરૂપે પૃથ્વીને અસર કરે છે અને તેને લીધે ઝટકા પેદા થાય છે. તેનું નામ ભૂકંપ છે. આ ભૂકંપ આજે પણ માનવી માટે સૌથી વધારે ભયાનક છે. એ માનવી ઉપર કુદરતનું આક્રમણ છે. ભૂકંપનો મુકાબલો કરવામાં માનવી લાચાર છે. એ ભૂકંપ માનવીને યાદ અપાવે છે કે, આપણે એ ગરમ લાલ પ્રવાહી ઉપર આબાદ છીએ, જેનાથી માત્ર ૫૦ કિ.મી.ની એક પાતળી પટ્ટી આપણને અલગ કરે છે. જે પૃથ્વીના મુકાબલામાં એવી છે, જેમકે સફરજનની ઉપર તેનું પાતળુ છાણાવાળુ પડ. એક ભૂગોળવિદના શબ્દોમાં આપણાં આબાદ શહેરોમાં અને સમુદ્રોની નીચે એક કુદરતી જહન્નમ સળગી રહી છે. જે કોઈ પણ સમયે ફાટીને સમગ્ર સૃષ્ટિને નષ્ટ કરી શકે છે. *(Iography of the Earth, P.82, Gamow, George)*

## ભૂકંપ : કિયામતથી સાવધાન કરનારો પહેલો અનુભવ :

ભૂકંપ હકીકતમાં નાના પાયા પરની કિયામત છે. જ્યારે ભયાનક રીતે પૃથ્વી ફાટી જાય છે, જ્યારે પાકા મકાનો ધરાશયી થઈ જાય છે, જ્યારે પૃથ્વીનો ઉપરનો ભાગ બેસી જાય છે અને અંદરનો ભાગ ઉપર આવી જાય છે, જ્યારે આબાદ શહેરો થોડી સેકન્ડોમાં ખંડેર બની જાય છે, જ્યારે માનવીઓની લાશોનો એવી રીતે ઢગલો થઈ જાય છે, જેમકે મરેલી માછલીઓ જમીન પર પડેલી હોય. એ વખતે માનવી અનુભવે છે કે,

કુદરતના મુકાબલામાં તે પોતે અત્યંત લાચાર છે. આ ભૂકંપ અચાનક આવે છે. હકીકતમાં ભૂકંપની કોઈ આગાહી કરી શકતો નથી કે ક્યારે અને ક્યાં આવશે. આ ભૂકંપ જાણે અચાનક આવનારી કિયામતની આગાહી આપે છે. એ આપણને બતાવે છે કે, પૃથ્વીનો માલિક કેવી રીતે પૃથ્વીની સિસ્ટમને તોડવાની કુદરત ધરાવે છે.

## વિશાળ અંતરિક્ષમાં અસંખ્ય તારાઓનો સંભવિત ટકરાવ :

એવી સ્થિતિ બાહ્ય સૃષ્ટિની છે. સૃષ્ટિ નામ છે એક એવી ખાલી જગ્યાનું જેમાં અસંખ્ય મોટા મોટા તારાઓ આગના ગોળાઓની જેમ અંધાધૂંધ દોડી રહ્યા છે.

આ ભ્રમણ કોઈ પણ સમયે જબરદસ્ત ટકરાવનું કારણ બની શકે છે. તે વખતે સૃષ્ટિની સ્થિતિ મોટા પાયા પર એવી જ હશે, જેવી કરોડો હવાઈજહાજ બોમ્બથી ભરેલા વાતાવરણમાં ઉડી રહ્યા હોય અને અચાનક તે બધા ટકરાઈ જાય અને ગ્રહોનો આ પ્રકારનો ટકરાવ કોઈ આશ્ચર્ય નથી, બલ્કે એ આશ્ચર્ય છે કે તે કેમ ટકરાતા નથી. આકાશી જ્ઞાનનો અભ્યાસ પણ બતાવે છે કે, તારાઓનું પરસ્પર અથડાવવું શક્ય છે. તેથી આકાશી વ્યવસ્થાના અસ્તિત્વમાં આવવાનું એક કારણ આ અથડાવવું છે. આ અથડાવવાને જો આપણે મોટા પાયા પર વિચાર કરીએ તો ખૂબ જ સહેલાઈથી સમજી શકીએ અને તેનું બીજું નામ કિયામત છે. આખિરતની દૃષ્ટિબિંદુનો એ દાવો કે સૃષ્ટિની આજની બધી વ્યવસ્થા એક દિવસે નષ્ટ થઈ જશે, તે સિવાય કંઈ નથી કે જે બનાવો સૃષ્ટિની અંદર પ્રારંભિક સ્વરૂપમાં મૌજુદ છે. તે જ એક દિવસે અંતિમ સ્વરૂપમાં પણ બની શકવાના છે. કિયામતનું આવવું આપણા માટે એક હકીકત છે. માત્ર તફાવત એટલો છે કે, આજે આપણે તેને "શક્ય છે"ની હદે જાણીએ છીએ અને કાલે તેને ઘટનાના સ્વરૂપે જોઈશું.

આખિરત વિશે બીજો પ્રશ્ન મૃત્યુ પછીનું જીવન છે. શું મૃત્યુ પછી પણ કોઈ જીવન છે ? આપણું મગજ પોતે પ્રશ્ન કરે છે અને પછી જાતે જ તેનો જવાબ આપે છે : "ના. મૃત્યુ પછી કોઈ જીવન નથી. કારણ કે આપણે જે

જીવનથી પરિચિત છીએ તે ભૌતિક તત્વોની એક ખાસ તરતીબથી જોવા મળે છે. મૃત્યુ પછી એ તરતીબ બાકી રહેતી નથી. એટલે મૃત્યુ પછી કોઈ જીવન પણ ન હોઈ શકે.''

## મૃત્યુ પછીના જીવન વિશે વૈજ્ઞાનિક દલીલ :

આપણે જાણીએ છીએ કે માનવીનું શરીર ઘણી વસ્તુઓથી બનેલું છે. તેને કોષો (Cell) કહે છે. એ કોષો ખૂબ જ સુક્ષ્મ હોય છે. તેની સંખ્યા એક માનવીમાં લગભગ ૨૬ પદમ હોય છે. એટલે અસંખ્ય નાની નાની ઈંટો છે. તેના દ્વારા આપણા શરીરનું બંધારણ થયું છે. તફાવત એટલો છે કે, ઈમારતની ઈંટો આખું જીવન ત્યાંની ત્યાં જ રહે છે, જે શરૂઆતમાં તેની અંદર લગાવવામાં આવી હતી. પરંતુ શરીરની ઈંટો દરેક સમયે બદલાતી રહે છે. જેવી રીતે મશીનની અંદર ઘસારો થાય છે, એવી રીતે આપણા શરીરનું મશીન પણ ઘસાય છે. અને તેની ઈંટો લગાતાર તૂટીને ઓછી થતી જાય છે. (કોષોને 'ઈંટ' અહીંયાં માત્ર સમજવા માટે કહેવામાં આવી છે. નહીં તો હકીકત એ છે કે કોષ એક ખૂબ જ જટિલ બંધારણ છે, જે સ્વયં એક શરીર ધરાવે છે અને તેના અભ્યાસ માટે એક અલગ સાયન્સ કાર્યશીલ છે. તેનું નામ કોશ-વિજ્ઞાન (Cytology) છે.) એ ઉણપ ખોરાકથી પૂર્ણ થાય છે. ખોરાકનું પાચન થઈને આપણા શરીર માટે ઈંટો તૈયાર કરે છે. તેનું ઉદાહરણ વહેતા દરિયાના એક ઘાટ જેવું છે, જે દરેક સમયે પાણીથી ભરેલો રહે છે. પરંતુ દરેક સમયે એ જ પાણી હોતું નથી, જે પહેલાં હતું. તે દરેક સમયે પોતાનું પાણી બદલ્યા કરે છે. ઘાટ એ જ હોય છે, પરંતુ પાણી એ જ હોતું નથી.

એવી રીતે આપણા શરીરમાં પરિવર્તન થયા કરે છે. અહીંયાં સુધી કે એક સમય આવે છે કે પહેલાની બધી ઈંટો તૂટીને નીકળી જાય છે અને તેની જગ્યાએ નવી ઈંટો આવી જાય છે. બાળકના શરીરમાં આ પ્રક્રિયા ઝડપી થાય છે અને ઉંમર વધવાની સાથે તેની ઝડપ ઓછી થતી જાય છે. જો આખા જીવનનો સરેરાશ લગાવવામાં આવે તો કહી શકાય કે દર ૧૦ વર્ષે શરીરમાં ફેરફાર થાય છે. શરીરના બાહ્ય ભાગમાં આવા ફેરફારો થયા કરે

છે, પરંતુ આંતરિક બાબતમાં માનવી એક જ સ્થિતિમાં હોય છે. તેનું જ્ઞાન, તેની બુદ્ધિ, તેની ઈચ્છાઓ, તેની ટેવો, તેના વિચાર એ જ સ્થિતિમાં બાકી રહે છે. તે પોતાની ઉંમરના દરેક ક્ષેત્રમાં પોતાને પહેલા જેવો માનવી અનુભવે છે, જે પહેલા હતો. હાલાંકે તેની આંખો, કાન, નાક, હાથ, પગ મતલબ કે નખથી વાળ સુધી દરેક ચીજ બદલાય ગઈ હોય છે.

જો મૃત્યુ માત્ર શરીરના ખતમ થવાનું નામ છે, તો આપણે કહી શકીએ છીએ કે, એવા દરેક કાર્યની પૂર્ણતા પછી જાણે માનવી એક વખત મૃત્યુ પામ્યો. હવે તેને જોઈએ છીએ તો એ હકીકતમાં પુનર્જીવન છે, જે તેણે મૃત્યુ પછી પ્રાપ્ત કર્યું છે. તેનો અર્થ એ છે કે, ૫૦ વર્ષની ઉંમરમાં એક જીવતો વ્યક્તિ જેને આપણે પોતાની આંખે હરતો-ફરતો જોઈએ છે, તે પોતાની આ ટૂંકી મુદ્દતમાં પાંચ વખત મરી ગયો હોય છે. પાંચ વખતના શરીરના મૃત્યુથી જો એક વ્યક્તિ ન મર્યો તો છઠ્ઠી વખતે મૃત્યુ વિશે કેમ વિશ્વાસ કરી લીધો કે હવે તેના જીવતા થવાની કોઈ સૂરત બાકી નથી.

આ જીવનના બાકી રહેવાની ચર્ચા હતી. હવે તેના હેતુ વિશે વિચાર કરીએ, ફરી સજીવન થવાનો એક મહાન હેતુ છે અને તે એ કે આ દુનિયાના સારા અને બૂરા કાર્યોનો બદલો આપવામાં આવશે.

## માનવીના વિચારોનું સંપૂર્ણ સુરક્ષિત રીતે સંગ્રહાયેલું રહેવું :

આખિરત પર શ્રદ્ધામાં એક એ બાબત પણ બિલ્કુલ શક્ય નજર આવે છે કે, જ્યારે આપણે જોઈએ છીએ કે વિશ્વમાં આશ્ચર્યજનક રીતે દરેક વ્યક્તિના રાત-દિવસના કાર્યો એક જ ઘડીમાં કોઈ પ્રતિક્ષા વગર સંગ્રહ (Record) થઈ શકે છે. વ્યક્તિ ત્રણ સ્વરૂપે પોતાની હસ્તી જાહેર કરે છેઃ નિય્યત, કથન અને કાર્ય. આ ત્રણે બાબતો સંપૂર્ણ રીતે સંગ્રહ કરવામાં આવી રહી છે. આપણો દરેક વિચાર, મુખેથી નીકળેલ દરેક શબ્દ અને આપણા દરેક કાર્યોનો એવી રીતે સંગ્રહ થઈ રહ્યો છે કે, ગમે ત્યારે તેનું પુનરાવર્તન કરી શકાય છે કે, દુનિયાના જીવનમાં કોણે શું કર્યું, કોનું જીવન સારૂં હતું અને કોનું ખરાબ.

જે વિચારો આપણા હૃદયમાં આવે છે, તેને આપણે ખૂબ જ જલ્દી ભૂલી જઈએ છીએ. તેનાથી એવું લાગે છે કે, તે હંમેશા માટે ખતમ થઈ ગયા, પરંતુ આપણે વર્ષો પછી એક ભૂલેલી વસ્તુને સપનામાં જોઈએ છીએ અથવા માનસિક વિક્ષેપ પછી વ્યક્તિ એવી વાતો બોલવા લાગે છે, જે ભૂતકાળની છે. આ ઘટના જાહેર કરે છે કે, વ્યક્તિની મેમરી એટલી જ નથી, જેટલી તે સમજે છે. મેમરીના કેટલાક ખાના એવા પણ છે, જે યાદ રાખતા નથી, પરંતુ તેનો સંગ્રહ થયેલો છે.

આ અને આવા બીજા અનુભવોથી એ સાબિત થાય છે કે, આપણા બધા વિચારો કાયમી રીતે સંપૂર્ણ સ્વરૂપે સંગ્રહીત હોય છે. જો આપણે ઈચ્છીએ તો પણ તેને નષ્ટ કરી શકતા નથી. આ સંશોધનો બતાવે છે કે માનવ વ્યક્તિત્વ માત્ર એ નથી, જેને આપણે ચેતના કહીએ છે. બલ્કે તેની વિરૂદ્ધ માનવી આત્માનો એક એવો ભાગ છે, જે આપણી ચેતનાના સ્તરથી નીચે હોય છે. આ ભાગ જેને મહાન ચિંતક ફ્રોઈડ (Sub-Conscious) અર્ધ જાગ્રત અથવા બેભાન (Unconscious)નું નામ આપવામાં આવે છે. એ માનવ વ્યક્તિત્વનો એક મહત્વનો ભાગ છે.

અર્ધ જાગૃતનું દૃષ્ટિબિંદુ હવે મનોવિજ્ઞાનમાં સામાન્ય રીતે સમર્થનને પાત્ર છે. તેનાથી માલૂમ થયું કે, માનવી જે વિચારે છે અને તેના હૃદયમાં જે સારા-ખરાબ ખ્યાલો આવે છે, તે બધુ માનવીના મન પર અંકિત થઈ જાય છે કે ક્યારેય નષ્ટ થતું નથી. સમય (મુદ્દત) પસાર થવો કે પરિસ્થિતિ બદલવાથી તેમાં રજ બરાબર કોઈ ફેરફાર થતો નથી. આ ઘટના માનવીના ઈરાદા વગર થાય છે, ભલે માનવી તેને ઈચ્છે કે ન ઈચ્છે.

ડૉ.ફ્રોઈડ એ સમજવાથી અક્ષમ છે કે, નિય્યતો અને અમલોના સંગ્રહથી કુદરત ક્યો હેતુ પૂર્ણ કરે છે. એટલા માટે તે મનોવૈજ્ઞાનિકોને આ સમસ્યા પર વિચારવાનું આમંત્રણ આપે છે, પરંતુ આ ઘટનાને આખિરતના દૃષ્ટિ-બિંદુથી જોવામાં આવે તો તરત જ તેનો હેતુ સમજમાં આવી જાય છે. આ ઘટના એ સ્પષ્ટ કરે છે કે, જ્યારે બીજુ જીવન શરૂ થશે તો દરેક વ્યક્તિ

પોતાના કાર્યો સાથે ત્યાં હાજર થશે. દરેક વ્યક્તિ જાતે ગવાહી આપશે કે ક્યા ઈરાદાઓ અને વિચારો સાથે તેણે જીવન પસાર કર્યું.

અલ્લાહ તઆલા ફરમાવે છે : "અને અલબત્ત, અમે મનુષ્યને ઉત્પન્ન કર્યો અને તેના મનમાં જે વિચારો ઉદ્દ્ભવે છે, તેને પણ અમે જાણીએ છીએ અને (જ્ઞાનમાં) અમે માનવીથી તેની ધોરી નસ કરતાં પણ વધુ નજીક છીએ." *(સૂ.કાફ : ૧૬)*

## ધ્વનિનું વાતાવરણમાં બાકી રહેવું :

હવે અવાજનો પ્રશ્ન લઈએ. આખિરતનું દૃષ્ટિબિંદુ એ કહે છે કે, વ્યક્તિ પોતાના કથન માટે જવાબદાર છે. આપ કોઈને સારી વાત કહો અથવા કોઈને ગાળ આપો, વ્યક્તિ પોતાની વાણીને સત્યનો પયગામ પહોંચાડવા વાપરે અથવા શયતાનનો પ્રચારક બની જાય, દરેક સ્થિતિમાં તેના મુખેથી નીકળેલા શબ્દોનું રેકોર્ડિંગ થઈ રહ્યું છે. અને આ રેકોર્ડિંગ આખિરતની અદાલતમાં હિસાબ માટે રજુ કરવામાં આવશે.

આ પણ એવી બાબત છે, જે આપણી સમજમાં આવી શકે છે. જ્યારે કોઈ વ્યક્તિ બોલવા માટે પોતાની જીભને હરકત આપે છે, તો તે હરકતથી હવામાં લહેરો ઉત્પન્ન થાય છે. જેવી રીતે શાંત પાણીમાં પથ્થર ફેંકવાથી લહેરો ઉત્પન્ન થાય છે. જો તમે ઈલેક્ટ્રોનિક ઘંટડીને કાચમાં સંપૂર્ણ બંધ કરી દો અને વિજળી દ્વારા તેને વગાડો તો આંખોને તે ઘંટડી વાગતી દેખાશે, પરંતુ અવાજ નહીં સંભળાય. કારણ કે કાચ બંધ હોવાને કારણે તેની લહેરો કાનો સુધી નથી પહોંચી રહી. એ જ લહેરો છે જે 'અવાજ' સ્વરૂપે આપણા કાનના પડદાથી અથડાય છે અને કાનના અવયવો તેને મેળવીને આપણા મગજ સુધી પહોંચાડે છે. અને એ રીતે આપણે બોલેલા શબ્દોને સમજીએ છીએ, જેને 'સાંભળવું' કહે છે.

આ લહેરો વિશે એ સાબિત થઈ ગયું કે તે એક વખતે ઉત્પન્ન થઈ ગયા પછી હંમેશા વાતાવરણમાં બાકી રહે છે. અને એ શક્ય છે કે કોઈ પણ સમયે તેને રિપિટ કરી શકાય છે. જો કે વિજ્ઞાન હજુ ત્યાં સુધી પહોંચ્યું નથી

કે તે અવાજોને અથવા શબ્દોને તે લહેરોમાંથી મેળવી શકે. બસ, એટલું માની લીધું કે એવું સાધન બનાવી શકાય છે, જે પ્રાચીન સમયની અવાજોને વાતાવરણમાંથી લઈને એવી રીતે સાંભળી શકાય, જેવી રીતે આપણે રેડિયો દ્વારા તે લહેરોને વાતાવરણમાંથી પકડીને સાંભળીએ છે. કોઈ રેડિયો સ્ટેશને (બ્રોડ કાસ્ટીંગ)થી મોકલવામાં આવી હોય.

હાલમાં આજે જે મુશ્કેલી છે, તે તેને પકડવાથી નથી, બલ્કે તેને અલગ કરવાની છે. એવું સાધન બનાવવું આજે પણ શક્ય છે, જે પ્રાચીન ધ્વનિને પકડી શકે. પરંતુ હજુ આપણને એવી કોઈ યુક્તિની ખબર નથી, જેનાથી અસંખ્ય અવાજોમાંથી એક ચોક્કસ અવાજને અલગ કરી સાંભળી શકાય. એ જ તકલીફ પ્રસારણમાં પણ છે. પરંતુ એક કૃત્રિમ પદ્ધતિ અપનાવીને તેનું નિવારણ લાવવામાં આવ્યું છે. વિશ્વમાં અનેક પ્રસારણ સ્ટેશનો છે, જે દરેક સમયે અલગ અલગ પ્રોગ્રામો પ્રસારિત કરે છે. એ બધા પ્રોગ્રામ એક લાખ છ્યાસી હજાર (૧,૮૬,૦૦૦) માઈલ પ્રતિ સેકન્ડની ગતિથી દરેક સમયે આપણી આસપાસથી પસાર થાય છે. દેખીતી રીતે એ હોવું જોઈએ કે જ્યારે આપણે રેડિયો ચાલુ કરીએ તો એક જ સમયે ઘણા અવાજો આપણા રૂમમાં ગુંજવા લાગે, પરંતુ એવું થતું નથી. તેનું કારણ એ છે કે દરેક પ્રસારણ કેન્દ્રો પોતપોતાની અવાજોને વિવિધ તરંગ લંબાઈ પર પ્રસારિત કરે છે. એવી રીતે વિભિન્ન પ્રસારણ કેન્દ્રો પરથી નીકળેલા અવાજો વિભિન્ન લંબાઈના તરંગોમાં વાતાવરણમાં ફેલાય છે. હવે જ્યાંની અવાજ જે મીટરબેન્ડ પર પ્રસારિત કરવામાં આવે છે, તેની ઉપર પોતાના રેડિયોની સોયને બદલીને ત્યાંની અવાજ સાંભળી લઈએ છીએ.

એવી રીતે કુદરતી અવાજોને અલગ કરવાનો કોઈ તરીકો શોધાયો નથી. નહીં તો આજે આપણે પણ દરેક યુગના ઈતિહાસને તેમની અવાજમાં સાંભળી શકતા. જો કે તેનાથી એ કહી શકાય કે ભવિષ્યમાં એવું થઈ શકે છે. આ સંશોધન પરથી આખિરતનો આ ભાગ આપણા માટે અશક્ય રહેતો નથી કે માનવી જે કંઈ બોલે છે, તે બધું રેકોર્ડ થઈ રહ્યું છે. અને તે પ્રમાણે દરેક વ્યક્તિએ જવાબ આપવાનો છે. દરેક વ્યક્તિ સાથે ફરિશ્તા અથવા

બીજા શબ્દોમાં કહીએ તો રેકોર્ડ કરનારા લાગેલા છે, જે આપણા મુખેથી નીકળનારા એક એક શબ્દને ખૂબ જ સાવધાની સાથે અંકિત કરી રહ્યા છે.

હવે કાર્યોનો પ્રશ્ન લો. એ વિશે પણ આપણી જાણકારી આશ્ચર્યજનક છે. સાયન્સ બતાવે છે કે આપણા બધા કાર્યો, ભલે તે અંધારામાં કર્યા હોય કે અજવાળામાં, એકાંતમાં કર્યા હોય કે જાહેરમાં કર્યા હોય, બધું જ વાતાવરણમાં ચિત્રો સ્વરૂપે હાજર છે અને કોઈ વખતે તેને એકત્ર કરીને દરેક વ્યક્તિનું કારનામુ જાણી શકાય છે.

## આપણા કાર્યો ( અંધારામાં કે અજવાળામાં ) વાતાવરણમાં ગરમ તરંગો સ્વરૂપે સુરક્ષિત રહેવા :

આધુનિક સંશોધનોથી એ સાબિત થયું છે કે, દરેક વસ્તુ ભલે તે અંધારામાં હોય કે અજવાળામાં, સ્થિર હોય કે ભ્રમણ કરતી હોય, તે જે સ્થિતિમાં હોય, તે પોતાની અંદરથી ગરમી બહાર કાઢી રહી છે. આ ગરમી વસ્તુઓની દૂરી અથવા તેની શકલ પ્રમાણે એવી રીતે જ નીકળે છે કે, જે રીતે તેનો ફોટો હોય છે. જેવી રીતે અવાજના તરંગો તેના ખાસ સ્પંદનનું પ્રતિબિંબ હોય છે, જે કોઈના મોઢેથી નીકળ્યા હતા. માટે એવા કેમેરાની શોધ થઈ છે, જે કોઈ ચીજથી નીકળેલી ગરમી (Heat Waves)ને પ્રાપ્ત કરીને તેનું ચિત્ર તૈયાર કરી દે છે. જ્યારે કે તે તરંગો તેનાથી કાઢ્યા છે. દા.ત. હું હમણાં મસ્જિદમાં બેસીને લખી રહ્યો છું. ત્યાર પછી હું અહીંયાંથી જતો રહીશ. પરંતુ અહીંયાં મારી હાજરીમાં મેં જે ગરમીના તરંગો કાઢ્યા છે, તે એમ જ બાકી રહેશે અને એ સાધન દ્વારા મારો ફોટો મેળવી શકાય છે. અલબત્ત હાલમાં જે કેમેરા છે, તે અમુક કલાકો સુધીનું ચિત્ર લઈ શકે છે.

આ કેમેરામાં એવા પ્રકારના કિરણોથી કામ લેવામાં આવે છે. જે અંધારા અને અજવાળામાં સમાન ફોટા લઈ શકે છે. અમેરિકા અને ઈંગ્લેન્ડમાં આ શોધથી કામ લેવાનું શરૂ થઈ ગયું છે. અમુક વર્ષો પહેલાંની વાત છે, એક રાત્રે ન્યુયોર્કમાં ઉપર એક રહસ્યમય હવાઈજહાઝ ચક્કર લગાવીને જતું હતું. ત્યાર પછી તરત જ કેમેરા દ્વારા તેના ચિત્રો ખેંચાયા. તેનાથી

માલુમ થયું કે, ઉડનારૂં જહાઝ કઈ બનાવટનું હતું. *(રીડર ડાઈજેસ્ટ, નવેમ્બર-૧૯૬૦)* આ કેમેરાને ઈવાપોરેગ્રાફ (Evaporagraph) કહે છે. તેનું વર્ણન કરતાં હિંદુસ્તાન ટાઈમ્સે લખ્યું હતું કે, તેનો અર્થ એ છે કે, આગામી દિવસોમાં આપણે ઈતિહાસને ફિલ્મના પડદા ઉપર જોઈ શકીશું અને બની શકે છે કે, ભૂતકાળ વિશે એવા એવા ઘટસ્ફોટ થાય, જે આધુનિક ઐતિહાસિક વિચારસરણીને બદલી નાંખે.

આ એક આશ્ચર્યજનક શોધ છે. તેનો અર્થ એ છે કે, જે રીતે ફિલ્મ સ્ટુડીયોમાં ખૂબ જ ઝડપી કેમેરા અભિનેતા અને અભિનેત્રીઓની બધી પરિસ્થિતિના ચિત્રો લે છે, એવી રીતે દરેક વ્યક્તિનું જીવન કેમેરામાં કેદ છે. આપ કોઈને પથ્થર મારો અથવા કોઈ ગરીબનો સામાન ઉઠાવો, સારા કાર્યોમાં વ્યસ્ત છો કે ખરાબ કાર્યોમાં, અંધારામાં છો કે અજવાળામાં, જ્યાં અને જે પરિસ્થિતિમાં હોય, દરેક ઘડીએ આપના કાર્યો બ્રહ્માંડના પડદા ઉપર છપાય રહ્યા છે. આપ તેને રોકી નહીં શકો. અને જે રીતે ફિલ્મ સ્ટુડીયોમાં કરેલ કાર્ય અને કથન તેના ઘણા સમય પછી અને તેનાથી પણ દૂર સ્ક્રીન પર જોવાય છે. જેમકે હમણાં હાજર છે. ઠીક એવી રીતે દરેક વ્યક્તિએ જે કંઈ કર્યું છે અને જેવું જીવન પસાર કર્યું છે, તેની આખી હકીકત એક દિવસે તેની સામે આવશે અને તે એને જોઈને બોલી ઉઠશે : (અરબી-૨૮) આ કાગળ (અઅ્માલનામા-કર્મપોઠી)ની અજબ હાલત છે કે એણે ન કોઈ નાની વાત છોડી, ન મોટી વાત છોડી, પરંતુ સૌને લખી રાખી છે. *(સૂ.કહફ : ૪૯)*

ઉપરની સમજૂતિથી માલુમ પડ્યું કે, દુનિયામાં દરેક વ્યક્તિનું સંપૂર્ણ રેકોર્ડ તૈયાર થઈ રહ્યું છે. જે વિચાર પણ માનવીના હૃદયમાં આવે છે, તે હંમેશા માટે સંગ્રહ થઈ જાય છે. તેના મોઢેથી નીકળેલ એક એક શબ્દ રેકોર્ડ થઈ રહ્યો છે. દરેક વ્યક્તિની આસપાસ એવા કેમેરા છે, જે અંધારા અને અજવાળાનો ભેદ કર્યા વગર રાત-દિવસની ફિલ્મ તૈયાર કરી રહ્યા છે. જાણે માનવીનું દરેક કાર્ય નિયમબદ્ધ રીતે નોંધ થઈ રહ્યું છે. આ આશ્ચર્યજનક હાલતની સમજૂતિ તેના સિવાય કઈ હોય શકે કે ખુદાની અદાલતમાં દરેક

વ્યક્તિનો જે મુકદ્દમો પેશ થવાનો છે, એ બધું ગવાહી માટે તૈયાર થઈ રહ્યું છે. જે સ્વયં અદાલત તરફથી તૈયાર કરવામાં આવ્યું છે. હવે સ્પષ્ટ સમજૂતિ પછી પણ વ્યક્તિને આખિરતમાં પ્રશ્ન થવાનો વિશ્વાસ ન આવે, તો અન્ય કઈ ઘટના તેની આંખ ખોલશે ?

ઉપર આખિરતની ચર્ચા કરવામાં આવી છે કે, આજના બ્રહ્માંડમાં શું આ પ્રકારની કોઈ આખિરત શક્ય છે, જેનો ધર્મમાં દાવો કરવામાં આવ્યો છે ? તેનાથી એ સાબિત થાય છે કે, એ આખિરત ચોક્કસપણે શક્ય છે. હવે એ જોઈએ કે શું આપણી દુનિયાને આ પ્રકારની આખિરતની જરૂરત છે ? શું બ્રહ્માંડ તકાદો કરે છે કે આખિરત આવશ્યક રીતે આવે ?

## આખિરતનો અકીદો માનવીની કાલ્પનિક ભ્રમણા છે, તેનો મનોવૈજ્ઞાનિક અને અખ્લાકી જવાબ :

સૌપ્રથમ મનોવૈજ્ઞાનિક દૃષ્ટિથી જોઈએ. ડૉ.કનિંગહામ પોતાના પુસ્તક (Plato's Apology)માં જીવન પછીના મૃત્યુના અકીદાને ખુશખુશાલ અજ્ઞેયવાદ (Cheerful Agnosticism) (મને ખબર નથી) કહ્યું છે. આ જ આધુનિક યુગમાં નાસ્તિક વિચારકોની દૃષ્ટિ છે. તેમનો આઈડિયા છે કે બીજા જીવનનો અકીદો માનવીની એ માનસિકતાએ પેદા કર્યો છે કે, તે પોતાના માટે એક એવી દુનિયા શોધવા માંગે છે, જ્યાં તે આધુનિક દુનિયાની સંકુચિતતા અને તકલીફોથી આઝાદ થઈને ખૂશીનું જીવન પ્રાપ્ત કરી શકે. આ અકીદો માત્ર એક કાલ્પનિક્તા છે. તેના દ્વારા તે ખ્યાલી સંતોષ પ્રાપ્ત કરવા માંગે છે કે મૃત્યુ પછી તે પોતાના પ્રિય જીવનને મેળવી શકશે. નહીં તો જ્યાં સુધી વાસ્તવિક્તા છે, એવી કોઈ દુનિયા ખરેખરમાં નથી.

પરંતુ માનવીની આ ચાહત-ઈચ્છા પોતે આખિરત માટે એક માનસિક સુબૂત છે. જેવી રીતે તરસ લાગવી પાણીની હાજરી અને પાણી તેમજ માનવી વચ્ચે સબંધનો એક આંતરિક પુરાવો છે. એવી રીતે એક ઉત્તમ દુનિયાની જરૂરિયાત એ વાતનો સુબૂત છે કે એવી એક દુનિયા હકીકતમાં છે અને આપણો તેનાથી સબંધ છે. ઈતિહાસ બતાવે છે કે પ્રાચીન સમયથી

મોટા પાયા પર આ ઈચ્છા માનવીમાં રહી છે. હવે એ અશક્ય છે કે એક હકીકત વગરની વસ્તુ આટલા મોટા પાયા પર અને શાશ્વત સ્વરૂપમાં માનવીને અસર કરે. આ આપણા માટે સંદર્ભ છે કે બીજી ઉત્તમ દુનિયા હોવી જોઈએ. માટે આ ઘટનાને ફક્ત કાલ્પનિક કે અનુમાનિત કહેવી સ્પષ્ટ જીદ સિવાય કઈ નથી.

જે લોકો આટલા મોટા માનસિક તકાદાને એમ કહીને અવગણે છે કે આ હકીકત વગરની છે. મને ખબર નથી કે પછી આ પૃથ્વી પર એ કઈ ઘટના છે, જેને તેઓ હકીકત સમજે છે અને જો સમજે છે તો તેમની પાસે કઈ દલીલ છે. આ ખ્યાલ જો માત્ર માહોલ (આજુબાજુના વાતાવરણ)નું પરિણામ છે, તો તે માનવીની લાગણીઓ સાથે આટલી સુસંગત કેમ છે ? શું કોઈ બીજુ એવું ઉદાહરણ આપી શકાય છે, જે હજારો વર્ષોથી સદંતર માનવીની લાગણીઓ સાથે સુસંગતતા ધરાવે છે. શું કોઈ મહાન વ્યક્તિ એ ક્ષમતા ધરાવે છે કે, એક કાલ્પનિક વસ્તુ ઘડી કાઢે અને તેને માનવીની માનસિકતા સાથે એવી રીતે જોડી કાઢે, જે રીતે આ લાગણીઓ માનવીની માનસિકતા સાથે જોડાય ગઈ છે.

સમગ્ર વિશ્વમાં માત્ર માનવી જ એવું અસ્તિત્વ છે, જે આવતીકાલનો વિચાર રાખે છે. એ માત્ર માનવીની વિશેષતા છે કે, તે ભવિષ્ય વિશે વિચાર કરે છે અને પોતાની સ્થિતિને ઉત્તમ બનાવવા માંગે છે. તેમાં શંકા નથી કે ઘણા પ્રાણીઓ પણ આવતીકાલ માટે કાર્ય કરે છે. દા.ત. કીડીઓ ગરમીની મોસમમાં વરસાદનો ખોરાક ભેગો કરે છે. પરંતુ પશુ-પક્ષીઓનું આ કાર્ય માત્ર સ્વભાવને કારણે છે. તેઓ આવતીકાલની જરૂરતોનો વિચાર કરીને આવું કરતા નથી, બલ્કે ઈરાદા વગર સ્વભાવિક રીતે આવું કરે છે. આવતીકાલને મગજમાં રાખીને તેનો વિચાર કરવા માટે લક્ષની જરૂરત છે અને એ માત્ર માનવીની વિશેષતા છે. કોઈ બીજા પ્રાણીમાં આ કલ્પનાની વિશેષતા નથી.

માનવી અને પ્રાણીઓ વચ્ચે એ તફાવત સ્પષ્ટ કરે છે કે, માનવીને બીજી બધી વસ્તુઓ કરતાં વધારે તકો મળવી જોઈએ. પ્રાણીઓનું જીવન

માત્ર આજ પુરતુ છે. તેઓ જીવનમાં કોઈ 'આવતીકાલ' રાખતા નથી, પરંતુ માનવીનો અભ્યાસ બતાવે છે કે, તેના માટે આવતીકાલ હોવી જરૂરી છે. એવું ન હોવું પ્રકૃતિની વિરૂદ્ધ છે.

વિજ્ઞાન અને ટેકનોલોજીએ જે વ્યવસ્થા ગોઠવી છે, તેના દ્વારા તે માનવીને કેટલાક બાહ્ય તત્વો આપી શકે છે, પરંતુ શાંતિ અને આંતરિક સલામતી તે આપી શકતા નથી. આધુનિક સભ્ય માનવી વિશે બ્લેક (Black)ના શબ્દો ખૂબ જ સત્ય છે : "A Mark in every face I meet, Marks of weakness, Marks of woe."

બર્ટ્રાન્ડ રસેલે એકરાર કર્યો છે કે, ''આજે દુનિયામાં પ્રાણીઓ ખુશ છે, માનવોએ પણ ખુશ રહેવું જોઈએ. પરંતુ આધુનિક વિશ્વમાં તેમને આ નેઅમત પ્રાપ્ત નથી.'' *(Conquest of Happiness, p.11)*

બલ્કે રસેલના શબ્દોમાં પરિસ્થિતિ એવી છે કે લોકો એવું કહેવા લાગ્યા છે કે, તે મેળવી જ ન શકાય.

*Happiness in the modern world has become an impossibility. (p.93)*

હવે અખ્લાકી તકાદાને લો. તેના દ્વારા આપણે જોઈએ તો દુનિયાના હાલાત એ વાતનો તકાદો કરે છે કે, તેની એક આખિરત-પરલોક હોવી જોઈએ. તેના વગર સમગ્ર ઈતિહાસ બિલ્કુલ અર્થવિહિન છે.

આ આપણો એક પ્રાકૃતિક એહસાસ છે કે, ભલાઈ અને બૂરાઈ, અત્યાચાર અને ન્યાયમાં તફાવત કરે છે. માનવી સિવાય બીજા કોઈ પ્રાણીમાં આ વિશેષતા નથી. પરંતુ માનવીની જ દુનિયા તે દુનિયા છે, જ્યાં તેના એહસાસને સૌથી વધારે પાયમાલ કરવામાં આવી રહ્યો છે. માનવી પોતાની જાત પર જ અત્યાચાર કરે છે. તેને લૂંટે છે, તેની હત્યા કરે છે અને જાત-જાતની તકલીફો આપે છે. હાલાંકે પ્રાણીઓમાં પણ એવું છે કે તેઓ પોતાની જાતિ પર અત્યાચાર કરતા નથી. વરુ અને સિંહ પોતાની જાતિ માટે વરુ અને સિંહ નથી, પરંતુ માનવી સ્વયં માનવી માટે વરુ બની ગયો છે.

શું માનવતાનો આ મહાન ખેલ એટલા માટે રચવામાં આવ્યો હતો કે, તે આ રીતે એક ભયાનક ઘટના અસ્તિત્વમાં લાવીને હંમેશા માટે નષ્ટ થઈ જાય. આપણો સ્વભાવ જવાબ આપે છે કે, ના. માનવીની અંદર ન્યાય તકાદો કરે છે કે, એવું ન થઈ શકે. એક દિવસ એવો આવવો જરૂરી છે કે, જ્યારે સત્ય અને અસત્ય અલગ થાય, જાલિમને તેના જુલ્મનો અને મઝલૂમ (નિર્બળ-પીડિત)ને તેની મઝલૂમીયતનો બદલો મળે. આ એક એવી માંગ છે, જેને માનવ ઈતિહાસથી અલગ ન કરી શકાય.

કુદરતનો તકાદો એ બતાવે છે કે, જે ખાલી જગ્યા છે તે ભરાવવાની છે. જે કંઈ થઈ રહ્યું છે અને જે કંઈ થવું જોઈએ, બંને વચ્ચે ભેદ સાબિત કરે છે કે, હજુ જીંદગીનો કોઈ સ્ટેજ બાકી છે, જે જાહેર થવાનો છે. આ ખાલી જગ્યા કહી રહી છે કે, એક સમય એવો હોવો જોઈએ, જ્યારે દુનિયાની સમાપ્તિ થાય. મને આશ્ચર્ય છે કે લોકો ફિલોસોફર હાર્ડીના તત્વજ્ઞાન પર શ્રદ્ધા રાખીને દુનિયાને જુલ્મ અને અત્યાચારની જગ્યા સમજવા લાગે છે. પરંતુ એ અત્યાચાર તેમને એ વિશ્વાસ પર નથી લાવતો કે જે કંઈ આજે અસ્તિત્વમાં નથી, પરંતુ બુદ્ધિ જેનો તકાદો કરે છે તે જરૂર અસ્તિત્વમાં આવવાનું છે.

આખિરતની થિયરીમાં એક એવું પ્રેરક છે, જે બુરાઈઓથી બચવાના મસ્અલામાં દરેક વ્યક્તિને પોતાનો મસ્અલો બનાવે છે. એ દરેક વ્યક્તિ માટે સમાન આવશ્યક્તા રાખે છે. ભલે તે નોકર હોય કે શેઠ, એકાંતમાં હોય કે જાહેરમાં. દરેક વ્યક્તિ એ સમજે છે કે તેને અલ્લાહપાકને ત્યાં જવાનું છે અને અલ્લાહપાક તેને જુએ છે, અને ફરજિયાત તેની પૂછપરછ થશે. ધાર્મિક શ્રદ્ધાની આ અગત્યતા પર ૧૭મી સદીના અંતમાં એક પ્રસિદ્ધ જજ મેથ્યુ હેલોસ (Mathew Halos)એ કહ્યું છે : “એ કહેવું કે ધર્મ એક ફરેબ-જૂઠ-ષડયંત્ર છે, આ બધી જવાબદારીઓ અને પાબંદીઓને રદ કરવી છે જેનાથી સામાજિક વ્યવસ્થાને કાયમ રાખી શકાય છે.

*(Religion without Revelation : P.115)*

આખિરતની થિયરી કેટલી અગત્યની છે તેનો અંદાજો કરો કે ઘણા

લોકો જેઓ અલ્લાહ તઆલા પર શ્રદ્ધા રાખતા નથી, તેઓ આખિરતના દિવસને માનતા નથી, તેઓ પણ સંશોધનો દ્વારા માનવા પર મજબૂર થયા છે કે, તે સિવાય કંઈ નથી જે માનવીને અંકુશમાં રાખી શકતી હોય અને દરેક સ્થિતિમાં તેને ન્યાય પર બાકી રહેવા પર મજબૂર કરે. જર્મન તત્વ-ચિંતક કેન્ટે અલ્લાહ તઆલાના ખ્યાલને એ કહીને રદ કર્યો કે તેના અસ્તિત્વનો કોઈ સંતોષકારક સુબૂત અમને મળ્યો નથી. તેના મતે સૈદ્ધાંતિક કારણ તો ચોક્કસ રીતે ધર્મના હકમાં નથી, પરંતુ અખ્લાકી દૃષ્ટિએ ધર્મના વ્યવહારૂ કારણને તે સ્વીકારે છે. વોલ્ટેર કોઈ પણ હકીકતને માનતો નથી, પરંતુ તેના મતે અલ્લાહ તઆલા અને બીજા જીવનના ખ્યાલની અગત્યતા એટલા માટે ઘણી છે કે તે નૈતિક લાગણીના અનુકૂલનનું કામ આપે છે. તેના મતે માત્ર એનાથી જ નૈતિકતાનું વાતાવરણ ઉભું કરી શકાય છે. જો આ શ્રદ્ધા ખતમ થઈ જાય તો સારા કાર્યો માટે કોઈ પ્રેરકબળ બાકી રહેતું નથી. અને એ રીતે સામાજિક વ્યવસ્થાનું બાકી રહેવું મુશ્કેલ થઈ પડે છે.

*(History of Philosophy by Windelband, P.496)*

## આખિરત જો કાલ્પનિક છે, તો સામાજિક સુધારણા માટે આટલી જરૂરી કેમ છે ? :

જે લોકો આખિરતને એક કાલ્પનિક બાબત કહે છે, તેમણે વિચારવું જોઈએ કે આખિરત જો કાલ્પનિક છે, તો આપણા માટે આટલી જરૂરી કેમ છે ? કેમ આપણે તેના વગર સાચા અર્થમાં કોઈ સામાજિક વ્યવસ્થા ગોઠવી શકતા નથી ? માનવીના મગજમાંથી તેનો વિચાર નીકળી ગયા પછી કેમ આપણું જીવન ખરાબ થઈ જાય છે. શું કોઈ કાલ્પનિક વસ્તુ જીવન માટે આટલી જરૂરી હોઈ શકે છે ? શું આ સૃષ્ટિમાં કોઈ એવું ઉદાહરણ છે કે એક વસ્તુ હકીકતમાં ન હોય છતાં તે એટલી હકીકી (વાસ્તવિક) બની જાય ? જીવનથી તેનો કોઈ સબંધ ન હોવા છતાં જીવન સાથે સબંધિત નજર આવે. સારા જીવન અને ન્યાયપ્રિય વ્યવસ્થા માટે આખિરતનો વિચાર એટલો જરૂરી હોવો સ્વયં એ સિદ્ધ કરે છે કે, આખિરત આ દુનિયાની સૌથી મોટી હકીકત છે.

ડાર્વિન આ સૃષ્ટિનો એક સર્જક (Creator) માને છે. પરંતુ તેણે જીવનની જે સમજૂતિ કરી છે. તેમાં સર્જક અને સર્જન વચ્ચે કોઈ સબંધ સાબિત થતો નથી. મને ખબર નથી કે ડાર્વિન પોતાની જૈવિક થિયરીમાં ખાલી જગ્યા કેવી રીતે પૂર્ણ કરશે ? પરંતુ મારી સમજમાં આ વાત અજીબ દેખાય છે કે આ સૃષ્ટિનો સર્જક એક અલ્લાહપાક હોય, પરંતુ સૃષ્ટિથી તેનો કોઈ સબંધ ન હોય અને બંદાઓના મુકાબલામાં તેની જે સર્વોપરિતા છે, તે સામે ન આવે. આટલું મોટું સર્જન અસ્તિત્વમાં આવી નષ્ટ થઈ જાય અને એ સ્પષ્ટ ન થાય કે તેના અસ્તિત્વનો હેતુ ક્યો હતો ? અને જેણે સર્જન કર્યું તે સર્જક કેવા ગુણોનો માલિક હતો ?

વાસ્તવિક્તા એ છે કે, જો સત્યતાથી વિચાર કરવામાં આવે તો હૃદય અંદરથી કહી ઉઠશે કે નિઃશંક આખિરત આવનારી છે. બલ્કે એ તમને આવતી નજર આવશે. આપણે જોઈશું કે ગર્ભવતી માતાઓના પેટમાંથી જેવી રીતે બાળક બહાર નીકળવા તૈયાર છે, એવી રીતે આખિરત ગમે ત્યારે માનવો પર આવી પડશે.

કુર્આન શરીફમાં છે કે, આ લોકો આપને કિયામત વિશે પૂછે છે કે, તેના કાયમ થવાનો સમય ક્યારે છે ? આપ ફરમાવી દો કે તેની ખબર તો (માત્ર) મારા પરવરદિગારની પાસે છે. તે (કિયામત)ને તેના ચોક્કસ સમયે અલ્લાહ તઆલાના સિવાય અન્ય કોઈ જાહેર કરી શકશે નહીં. (કારણ કે) આકાશો અને જમીનમાં તે અતિશય બોજ છે. તેથી તે તમારી પાસે અચાનક આવી પડશે. *(સૂ.અઅ્રાફ : ૧૮૭)*

## મૃત્યુ પછીના બીજા છેડાના અનુભવો :

સર જેમ્સ જીન્સ (૧૮૭૭-૧૯૪૬) બ્રહ્માંડની વિશાળતાના મુકાબલામાં માનવી અને તેની ધરતી (પૃથ્વી)ની સામાન્ય હેસિયત વર્ણવતા લખે છે :

રેતીના એક સુક્ષ્મ કણ (પૃથ્વી) ઉપર ઉભા રહીને બ્રહ્માંડની પ્રકૃતિ અને તેના હેતુને જાણવાની કોશિશ કરીએ છીએ જેણે સમય અને સ્થળની અંદર આપણી જમીનને ઘેરેલ છે. તેના મુકાબલામાં માનવીનો ઈતિહાસ

માત્ર પલકારા જેવો લાગે છે. સમગ્ર વિશ્વના સમુદ્રોમાં જોવા મળતા રેતીના કણોમાંના એક કણનો દસ લાખમો ભાગ. પરંતુ આ બધાથી વધીને બ્રહ્માંડને એટલા માટે આતંકી જોઈએ છીએ કે તે આપણા જેવા એક જીવનમાં તટસ્થ છે. લાગણીઓ, હિંમત, સફળતા અને ધર્મ, બધુ તેના પ્રોજેક્ટમાં અપરિચિત હોય છે. કદાચ આપણે એવું કહી શકીએ કે તે આપણા જેવા જીવનનો શત્રુ છે. કારણ કે અંતરિક્ષનો એક ભાગ એટલો ઠંડો છે કે આખું જીવન તેમાં ઠંડુ થઈ જાય. અને અંતરિક્ષનો બીજો ભાગ એટલો ગરમ છે કે તેમાં જીવન અશક્ય છે. અંતરિક્ષ વળાંકવાળી છે અને આકાશી પદાર્થો પર લગાતાર વિભિન્ન પ્રકારના રેડિયોલોજીકલની બોમ્બ વર્ષા થયા કરે છે. જે જીવન માટે મોટાભાગે નુકસાનકારક છે. આ પ્રકારની એક દુનિયામાં આપણે ટપકી પડ્યા છે. જો ભૂલથી નહીં તો માત્ર સંજોગોવસાત કહી શકાય છે.

વિજ્ઞાન દ્વારા આપણને જે માહિતી આપવામાં આવી છે, તે પ્રમાણે આપણું અસ્તિત્વ ખૂબ જ આશ્ચર્યજનક થયું છે. અને આપણા આશ્ચર્યમાં માત્ર વધારો થયા કરે છે. જ્યારે કે આપણે પ્રારંભના પ્રશ્નથી આગળ વધીને પોતાના અસ્તિત્વના અર્થને સમજવા માંગીએ છીએ અથવા એ જોવા માંગીએ છીએ કે ભાગ્યએ ભાવિમાં આપણી પેઢી માટે કઈ ચીજ સંગ્રહ કરી રાખી છે ?

ખગોળશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર બંને એક જ વાત કહે છે કે, આ બ્રહ્માંડનું એક જ પરિણામ આવી શકે છે અને તે છે ગરમીથી મૃત્યુ (Heat Death). તેનું કોઈ મહત્વ નથી કે તે અંતિમ પરિણામ સુધી પહોંચવાનો માર્ગ ક્યો હશે. બ્રહ્માંડના મૃત્યુ સિવાય તેનું બીજું કોઈ પરિણામ નથી હોઈ શકતું. *End of the journey cannot be other than universal death. (p.11)*

પછી શું એવું છે કે જીવન માત્ર આકસ્મિક રીતે એવા બ્રહ્માંડમાં અટકી ગયું છે, જે સ્પષ્ટ રીતે ઝિંદગી માટે બનાવવામાં આવ્યું નથી અને તે બધી લાક્ષણિકતાઓ પ્રમાણે તો તે સંપૂર્ણ રીતે તટસ્થ છે અથવા ચોક્કસ રીતે તેનું વિરોધી. એક કણના માત્ર એક સુક્ષ્મ ટુકડા પર આપણે ત્યાં સુધી ચોંટી

રહેવાનું છે, જ્યારે કે આપણે મૃત્યુ સાથે ઠંડાગાર થઈને ઠરી જઈએ. પોતાના ટૂંકા જીવન પર થોડી ઘડીઓ માટે અકડીને ચાલવું એ જાણવા છતાં કે આપણી બધી હિંમત છેવટે નષ્ટ થનારી છે, અને આપણી બધી સફળતા આપણી પેઢીના અંત સાથે નષ્ટ થઈ જવાની છે, બ્રહ્માંડના અસ્તિત્વ છતાં આપણે હાજર નહીં રહીએ. *(The Mysterious Universe, P. 3-1)*

આ લાગણીઓની જાહેરાત ઈતિહાસના દરેક યુગમાં વિવિધ વિચારકો દ્વારા અલગ અલગ અંદાજમાં કરવામાં આવી છે. ક્રેસી મારસીન (૧૮૮૪-૧૯૪૬) જીવનનો વૈજ્ઞાનિક અભ્યાસ કરતા કહી ઉઠ્યો : “Whence it came or where it goes, Science answers not.” (p.42)

માનવી ક્યારે આ ધરતી પર આવ્યો, તેનું જીવન ક્યાં જઈ રહ્યું છે. વિજ્ઞાન આપણને તેનો જવાબ આપતું નથી.

આઈન્સ્ટાઈન (૧૯૭૯-૧૯૫૫) પોતાના વૈજ્ઞાનિક જ્ઞાનને આધારે જ્યારે માનવી પર વિચાર કરે છે તો તેની પાસે એ એકરાર સિવાય બીજો કોઈ માર્ગ નથી.

“Man is out of plan. He has come where he was not wanted.”

માનવી આ દુનિયામાં અજાણી જગ્યાએ છે, તે એવા સ્થળે આવી ગયો છે, જ્યાં તેને આવવાનું ન હતું.

ઉપરોક્ત બધા વાજબીપણાં છતાં આ પ્રકારની માત્ર ધારણાઓ હતી. એટલા માટે આધુનિક મન માટે તેનાથી વધારે અપીલ ન હતી. આધુનિક મગજ ભૌતિક પુરાવાઓને મહત્વ આપે છે. તે એ જ દલીલને દલીલ સમજે છે, જેને તેઓ સ્પર્શ કરે, જુએ અને અનુભવ કરે. તર્ક પર આધારિત દલીલ તેમની નજીક વિશ્વાસપાત્ર નથી.

પરંતુ ૨૦મી સદીમાં જે સંશોધનો થયા છે, તેણે આશ્ચર્યજનક રીતે એ સાબિત કર્યું છે કે, તાર્કિક દલીલો સિવાય માત્ર અનુભવો પણ પ્રાચીન સમયથી અહીંયાં અસ્તિત્વમાં હતા. પરંતુ જ્ઞાન આધારિત સિદ્ધાંતો પર તેનો

અભ્યાસ કરવામાં આવ્યો ન હતો અને સંશોધન વગર એ માની લેવામાં આવતું રહ્યું કે મૃત્યુ પછીના જીવનની કોઈ અનુભવસિદ્ધ દલીલ નથી.

કુર્આને કરીમમાં બતાવવામાં આવ્યું છે : "અલ્લાહપાક જ પ્રાણોને તેમના મૃત્યુ વખતે (સંપૂર્ણ રીતે) ખેંચી લે છે તથા જેમની મૌત નથી આવી તેમને ઉંઘમાં (ખાસ પ્રકારે) ખેંચી લે છે. પછી જેમના ઉપર મોતનો હુકમ કરી ચૂક્યો છે, તેમને રોકી લે છે અને બીજી રૂહોને નિર્માણ કરેલી મુદ્દત સુધી છૂટી કરી દે છે." *(સૂ.ઝુમર : ૪૨)*

પ્રાચીન સમયના સ્વપ્નો આ કુર્આનની સત્યતાને સ્વીકારતા હતા, પરંતુ તેના પર વધારે વિચાર કરવામાં ન આવ્યો. આધુનિક યુગમાં જ્યારે વૈજ્ઞાનિક વિશ્લેષણ કરવામાં આવ્યું તો માલુમ પડ્યું કે, આ બનાવો એ સાબિત કરે છે કે આત્મા અથવા મન શરીરથી એક અલગ હકીકત છે. તે શરીરથી અલગ થઈને પણ પૂર્ણ રીતે બાકી રહે છે. સ્વપ્નું મૃત્યુ પછીના જીવનને અનુભવ દ્વારા સાબિત કરે છે.

સામાન્ય રીતે એવું બને છે કે, એક વ્યક્તિ દૂરની કોઈ ઘટનાને અથવા ભવિષ્યમાં આવનારી ઘટનાને જોઈ લે છે. આવું લગભગ દરેક વ્યક્તિ સાથે બને છે. તો એ સાબિત કરે છે કે, સપનાની હાલતમાં વ્યક્તિની સમજ આ દુનિયાથી ઉપર થઈ જાય છે અને એક એવી દુનિયામાં પહોંચી જાય છે, જ્યાં દુકાન, મકાન અને સમયની કોઈ સીમા હોતી નથી. ઉંઘમાં વ્યક્તિ પર જે અજ્ઞાનતા હોય છે, તેને કારણે તેની આત્મા આંશિક રીતે તેનું શરીર છોડી દે છે. આત્મા માનવીની લિમિટેડ દુનિયાથી નીકળીને અલ્લાહપાકની શાશ્વત (હંમેશાની) દુનિયામાં પહોંચી જાય છે.

એવી રીતે ઉંઘેલો માનવી સપનામાં કેટલીક વખતે મૃત્યુ પામેલ વ્યક્તિને જુએ છે. એ મૃત વ્યક્તિ પોતાના જીવતા દોસ્તને સપનામાં એવી વાતો બતાવે છે, જે એ સાબિત કરે છે કે વ્યક્તિ હજુ પણ સમગ્ર સમજ સાથે અસ્તિત્વમાં છે. અને સ્વપ્નું જોનાર વ્યક્તિથી હકીકતમાં તેની મુલાકાત થઈ છે. એટલે ઉંઘની હાલત મૃત્યુ જેવી છે.

ઉંઘથી મળતો આવતો એક બનાવ છે કે, અકસ્માત વગેરેથી એક વ્યક્તિ હંગામી ધોરણે મૃત્યુ પામે છે અને થોડા સમય પછી તેનું હૃદય ધબકારા મારતું થઈ જાય છે. પ્રાચીન સમયથી આવી ઘટનાઓ બનતી આવી છે કે, એક વ્યક્તિ તબીબી પરિભાષામાં મૃત્યુ પામી ગયો હતો, પરંતુ થોડી મિનિટો પછી તેનું હૃદય ચાલતુ થઈ ગયું. એટલે તે બીજી વખતે જીવિત થઈ ગયો. આ પ્રકારની ઘટનાઓ એ વાતની સાબિતી છે કે, માનવીએ થોડા સમય માટે પોતાનું શરીર છોડી દીધું હતું અને બીજી વખત ફરી વાર તે પરત આવી ગયું. પ્રાચીન સમયમાં આવી ઘટનાઓનું વર્ણન માત્ર અજાયબી માટે થતું હતું. આધુનિક સમયમાં જ્ઞાન આધારિત તેનું સંશોધન કરવામાં આવ્યું તો માલુમ થયું કે માનવી શરીરથી ઉપરવટ એક સ્વતંત્ર-કાયમી હસ્તી ધરાવે છે, જે તે સમયે પણ બાકી રહે છે જ્યારે કે તે આ દુનિયાના શરીરથી અલગ થઈ ગયો હોય.

કેટલીક વખતે એવી ઘટનાઓનું રેકોર્ડિંગ કરવામાં આવ્યું કે, એક બિમાર વ્યક્તિ ઑપરેશન થિયેટરમાં હતો, ઓપરેશન દરમિયાન તેના હૃદયના ધબકારા બંધ થઈ ગયા. તબીબી રીતે તે મરી ગયો. થોડા સમય પછી તે ભાનમાં આવ્યો. તેનાથી પૂછવામાં આવ્યું કે, મૃત્યુ અવસ્થામાં તેં શું અનુભવ્યું ? તેણે બતાવ્યું કે મને એવું લાગ્યું કે હું મારા શરીરથી અલગ થઈ વાતાવરણમાં ફરી રહ્યો છું. હું ઉપરથી મારા શરીરને જોઈ રહ્યો હતો, જે ઓપરેશન ટેબલ પર હતું અને તેની આજુબાજુ ડૉકટર કાર્યશીલ હતા. તેણે એ દરમિયાનમાં બનેલી ડૉક્ટરોની કેટલીક વાતોને એવી રીતે બતાવી કે તે મૃત્યુ સમયે પણ તેમની વાતો સાંભળી રહ્યો હતો અને તેમને જોઈ રહ્યો હતો. આત્મા જો માત્ર શરીરનું કાર્ય છે, તો તે શરીરથી અલગ થઈને આ પ્રમાણે કેવી રીતે બાકી રહી શકે છે ? શરીરથી અલગ થઈને પણ સ્વયં જાગૃતિ ખતમ ન થઈ એ સાબિત કરે છે કે, માનવી એક કાયમી હસ્તી છે, જે શરીરથી અલગ થયા પછી પણ સંપૂર્ણ રીતે બાકી રહે છે.

અલ્લાહપાક ફરમાવે છે : “પછી જ્યારે કોઈનો પ્રાણ ગળા સુધી આવી પહોંચે છે અને (હે સારવાર કરનારા !) તમે તે વખતે (મરનારને) ટગર

ટગર જોતા જ રહો છો અને (તે વખતે) અમે તમારા કરતાં તેનાથી વધુ નજીક હોઈએ છીએ, પરંતુ તમને દેખાતું નથી.'' *(સૂ.વાકિઅહ : ૮૩ થી ૮૫)*

તેનાથી માલુમ થયું કે, વ્યક્તિ જ્યારે મૃત્યુની નજીક હોય છે તો આત્મા શરીરથી અલગ થતાં પહેલાં મૃત્યુ પછીના જીવનની કેટલીક ઘટનાઓ તે જોવા લાગે છે. એટલે કે અમુક હદ સુધી તે આ દુનિયામાં રહીને પણ આખિરતની કેટલીક બાબતો જોવા લાગે છે.

તેમાં સૌથી અગત્યની ચીજ તે પોતાના મૃત્યુ પામેલા લોકોને જુએ છે. આ ત્યારે જુએ છે, જ્યારે વ્યક્તિ છેલ્લા શ્વાસે હોય છે. મોટે ભાગે એવું દેખાય છે કે છેલ્લા શ્વાસે પહોંચનાર વ્યક્તિ પોતાના મૃત્યુ પામેલા લોકોને અવાજ આપે છે, પોતાના મૃત્યુ પામેલા સગા-સબંધીઓને એવી રીતે અવાજ આપે છે, જેમકે તે તેની સામે હોય.

ડૉક્ટર એલિઝાબેથ ક્યુબિર્લરોઝે એક ચળવળ ચલાવી કે તે છેલ્લા શ્વાસે પહોંચનાર વ્યક્તિથી મુલાકાત કરે અને અંતિમ સમયની તેમની અવાજોને રેકોર્ડ કરે. તેમણે એક હજારથી વધારે લોકોની આ રીતે મુલાકાત કરી, જે મૃત્યુની નજીક હતા. તે લોકોએ તેમને બતાવ્યું કે, છેલ્લા શ્વાસે તેમના ઘણા સગા-સબંધીઓ તેમની પાસે આવ્યા, જે પહેલા મૃત્યુ પામી ચૂક્યા હતા. જેથી તેઓ તેમની મદદ કરી શકે. એ લોકો ભલે દુનિયામાં કોઈ અંગથી વંચિત હતા, તો છેલ્લા શ્વાસે તેમને એવું લાગ્યું કે તેમનું શરીર ખોડખાંપણ વગરનું સંપૂર્ણ છે. દા.ત. જે વ્યક્તિ અપંગ હતો, એને એવું લાગ્યું કે મારા બંને પગો તંદુરસ્ત છે.

આ પ્રકારના સપના અને ઘટનાઓ ભલે હંમેશાથી બનતી આવી રહી હતી, પરંતુ આધુનિક યુગમાં પ્રથમ વખત તેનો વ્યવસ્થિત અભ્યાસ કરવામાં આવ્યો છે. હજારો ઘટનાઓ એકત્ર કરવામાં આવી છે. ખાસ કરીને અમેરિકામાં આધુનિક સાયન્સ અને ટેકનોલોજી દ્વારા તેનો વ્યવસ્થિત અભ્યાસ થઈ રહ્યો છે. એ સંશોધનો ઉપર અનેક પુસ્તકો પ્રકાશિત થયા છે. હાલમાં અમેરિકામાંથી એક પુસ્તક પ્રકાશિત થયું છે. તેનું નામ છે ''જીવન

પછીનું જીવન.'' *"Life after Life" : Dr. Raymond A. Moody Jr. USA 1976*

આ પુસ્તક આજે વધુ પ્રકાશિત થતાં પુસ્તકોની હરોળમાં છે. વિશ્વના મોટા મોટા વર્તમાનપત્રોમાં અને અન્ય પત્રિકાઓમાં પહેલી વખતે મૃત્યુ પછીના જીવન ઉપર ચર્ચા જોવા મળે છે. એ વિશે પુસ્તકોમાં તેની સમજૂતિ પ્રકાશિત થઈ રહી છે. દા.ત. ન્યૂઝવીક, ૧૨ જુલાઈ ૧૯૭૬, અલ્સરટેડ વિકલી ઑફ ઈન્ડિયા, માર્ચ ૧૯૭૭, રિડર્ઝ ડાઈજેસ્ટ, ઓગષ્ટ ૧૯૭૭. એક અમેરિકન મેગેઝીન (ટાઈમ, જાન્યુઆરી ૧૯૭૪)ની રિપોર્ટમાં બતાવવામાં આવ્યું કે, 'મૃત્યુ'નો વિષય અને મૃત્યુ પછીના જીવનનો પ્રશ્ન અચાનક અમેરિકામાં ખૂબ જ પ્રિય અને સામાન્ય પ્રજાનો વિષય બની ગયો છે. લોકચર્ચા અને સભાઓમાં હવે મૃત્યુનો વિષય સેક્સ અને રાજકારણ જેવા વિષયોથી પણ આગળ વધી ગયો છે. પુસ્તકોનો એક નવો પ્રકાર અસ્તિત્વમાં આવ્યો, જેને Thanatalogy (મૃત્યુ વિશેનું જ્ઞાન)ના પુસ્તકો કહેવાય છે.

આર્થર કોએસ્ટલર (Arthur Koestler) માર્કસવાદી હતા, પરંતુ હવે તેઓમાં પરિવર્તન આવ્યું છે કે, તેમણે એક વિદ્વતાપૂર્ણ થીસીસ પ્રકાશિત કર્યો છે. તેનો વિષય છે ''શું મૃત્યુ પછી પણ જીવન છે ?'' (Is there life after death ?)

આજના યુગમાં આઈન્સ્ટાઈન, ડી બ્રોગોલી, સ્કોર્ડિંગર અને ડિઝેનબર્ગે સફળતાપૂર્વક પદાર્થનું બિનપદાર્થ હોવું સાબિત કર્યું છે. જે વસ્તુ જોવામાં ઠોસ શરીરવાળી જોવા મળે છે, તે એનર્જી (શક્તિ)નું ફક્ત એક મઝબૂત બંધારણ છે. તેનાથી સાબિત થયું કે પદાર્થના ઈલેકટ્રોન, પ્રોટોન, ન્યુટ્રોન વગેરે ખરા અર્થમાં કણો નથી, બલ્કે તરંગો જેવા છે. ડી. બ્રોગોલીનું કથન છે કે, એક ઈલેક્ટ્રોન એક સાથે શરીર પણ છે અને તરંગ પણ. દ્વૈતવાદ (Dualism) આધુનિક ભૌતિકશાસ્ત્ર માટે જરૂરી બની ગયું છે. અને પૂર્ણતાનો સિદ્ધાંત (Principle of Complementarity) એનું આધુનિક વિજ્ઞાનિક નામ છે. *(સન્ડે, કોલકતા, ૩ ઑક્ટોબર ૧૯૭૬)*

ઉપરોક્ત સંશોધનો પરથી આર્થર કોએસ્ટલર લખે છે કે, કણ-તરંગોના સિદ્ધાંતને માની લીધા પછી શરીર-મગજના સિદ્ધાંતને માની લેવો આસાન છે. એક વસ્તુ માટે પૂર્ણતાના સિદ્ધાંતને માની લીધા પછી બીજી વસ્તુ માટે તેનો નકાર કોઈ તથ્ય રાખતું નથી. અમે પૂછીએ છીએ કે, જ્યારે પદાર્થ પોતાને તરંગોમાં ફેરવી શકે છે અને એ રીતે એક શરીર વગરની શક્તિ (Disembodied Energy) બની જાય છે, તો પછી શું આ અર્થ વગરની વાત હશે કે શરીર વગરના મગજ (Discarnate Mental Energy)ના અસ્તિત્વની વાત કરવામાં આવે.

મૃત્યુ પછીના જીવનની સાબિતી એ સાબિત કરે છે કે, આજે જોવામાં આવતી દુનિયા સિવાયની પણ એક દુનિયા છે. જો કોઈ એવી દુનિયા નથી તો લોકો પોતાના શરીરને છોડીને ક્યાં ચાલ્યા જાય છે. હકીકત એ છે કે આ બંને બાબતો એકબીજા સાથે સંકળાયેલી છે કે એકનું હોવું બીજાને હોવાનું સાબિત કરે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : "અને દરેક વસ્તુની અમે જોડી બનાવી કે જેથી તમે લક્ષ આપો." *(સૂ.ઝારિયાત : ૪૯)* આ આયતમાં એ વાતનો ઈશારો છે કે, દુનિયાની વ્યવસ્થા એ જ રીતે ગોઠવી છે કે, દરેક વસ્તુની જોડી છે. (પુરૂષ-સ્ત્રી, સજીવ-નિર્જીવ, રાત-દિવસ) એક ભાગ બીજા ભાગ સાથે જોડાયને પોતાને પૂર્ણ બનાવે છે. એવી રીતે લોકો સમજે કે જેવી રીતે દરેક વસ્તુની જોડી છે, એવી રીતે આ દુનિયાની જોડી હોવી જરૂરી છે. અને એ જોડી આખિરત છે. આખિરત વગર આ દુનિયા પૂર્ણ થઈ શકતી નથી.

આજે દુનિયાની આ જોડી લોકોના જ્ઞાનમાં આવી ચૂકી છે. આ જોડીનું વૈજ્ઞાનિક નામ એન્ટી વર્લ્ડ છે. આશ્ચર્ય છે કે ૨૦મી સદીમાં એક બાજુ માનવી મૃત્યુ પછીના જીવનનો અભ્યાસ કરી રહ્યો હતો, તો બીજી બાજુ ભૌતિકશાસ્ત્ર એ સાબિત કરી રહ્યું હતું કે, આધુનિક દુનિયા જેવી એક બીજી દુનિયા છે, જે સંપૂર્ણ અસ્તિત્વ ધરાવે છે.

૧૯૨૮ સુધી ભૌતિકશાસ્ત્રીઓ એ સમજતા હતા કે, બધા એટમ માત્ર

બે પ્રકારના કણોનો સંગ્રહ છે, પ્રોટોન અને ઈલેક્ટ્રોન. પરંતુ એ જ વર્ષે પોલ એ. એમ. ડિરક (Paul A. M. Dirac)એ એક નવા પ્રકારના કણની હાજરીનો ખ્યાલ વ્યક્ત કર્યો. તેણે કહ્યું કે, ઈલેક્ટ્રોન જેવું હોય છે, પરંતુ તે તેની વિરૂદ્ધ ચાર્જ રાખે છે. આપણે તેને એન્ટી ઈલેક્ટ્રોન કહી શકીએ છીએ. ૧૯૩૨માં એન્ડરસન (K. Anderson)એ એ એન્ટી ઈલેક્ટ્રોનની કોસ્મીક કિરણોમાં શોધ કરી. હવે માલૂમ પડ્યું કે, એટમના દરેક આંશિક ભાગનું એક એન્ટી પાર્ટીકલ છે. પ્રોટોન એક એન્ટી પ્રોટોન ધરાવે છે. ન્યુટ્રોન એક એન્ટી ન્યુટ્રોન ધરાવે છે. એટલે સૃષ્ટિની દરેક વસ્તુ જોડીમાં છે.

હવે વિજ્ઞાન આગળ વધ્યું, અહીંયાં સુધી માલુમ પડ્યું કે, દરેક વસ્તુની જોડી છે. ઈલેક્ટ્રોનનું એન્ટી ઈલેક્ટ્રોન છે, એટમનું એન્ટી એટમ, અહીંયાં સુધી કે વર્લ્ડનું એન્ટી વર્લ્ડ. વૈજ્ઞાનિકોનું કહેવું છે કે, આપણી દુનિયામાં એન્ટી પાર્ટીકલ અસ્થિર હાલતમાં છે, પરંતુ એન્ટી વર્લ્ડમાં બધુ સ્થિર હાલતમાં હશે. કારણ કે ન્યુક્લિયસ નકારાત્મક વિજળીક ચાર્જ ધરાવે છે અને બધા ઈલેક્ટ્રોન હકારાત્મક વિજળીક ચાર્જ. આ પ્રકારનો એક એન્ટી વર્લ્ડનો પહેલી વખત ખ્યાલ ઈ.સ.૧૯૩૩માં ડિરકે પોતાના પ્રવચનમાં કર્યો હતો. હવે વૈજ્ઞાનિકો તેનું સમર્થન કરતા જાય છે. સોવિયેટ યુનિયનના ડૉક્ટર ગુસ્તાવ નાન (Gustav Nan)એ સંશોધનો દ્વારા એ એન્ટી વર્લ્ડની એવી સત્ય માહિતી મેળવી છે કે, હવે તેનો વિરોધ કરનારા પણ તેને માનવા પર મજબૂર થઈ ગયા છે.

આધુનિક વિશ્વમાં દૂરની વસ્તુઓને આપણે ફોટોનની મદદથી ઓળખીએ છીએ, જે વિજળીક ચૂંબકિય કિરણોના કણો છે. વૈજ્ઞાનિકોનું માનવું છે કે, એન્ટી વર્લ્ડ પણ એ જ પ્રકાના ફોટોનને બહાર કાઢતી હશે, જે એક સાથે પોર્ટીકલ પણ છે અને પોર્ટીકલ વિરોધી પણ છે. બીજી દુનિયા નજીક હોય કે દૂર, તેનો પ્રકાશ ફોટાનના સ્વરૂપમાં આપણા સુધી પહોંચી રહ્યો છે. પરંતુ આપણે તેને આપણી દુનિયાના પ્રકાશથી અલગ કરીને જોઈ શકતા નથી. આપણી દુનિયા અને બીજી દુનિયા (એન્ટી વર્લ્ડ) વચ્ચે શું સબંધ છે ? શું બંને વચ્ચે કોઈ હરકત છે, જેના દ્વારા આપણી દુનિયા બીજી

દુનિયાથી સબંધ કાયમ કરે છે ? વૈજ્ઞાનિકોનો જવાબ હકારમાં છે. ડૉક્ટર નાનનું કહેવું છે કે, બ્લેક હોલ અને સફેદ હોલને વર્લ્ડ અને એન્ટી વર્લ્ડ વચ્ચે એક લોકલ ચેનલ સમજવી જોઈએ.

ઘણા વૈજ્ઞાનિકોનું અનુમાન છે કે, એન્ટી વર્લ્ડ આપણી દુનિયાથી અલગ સમાંતર પોતાનું અસ્તિત્વ ધરાવે છે. સર્જન વિશે બીગ બેંગનો સિદ્ધાંત ચોક્કસ સાબિત કરે છે કે, દસથી વીસ બિલિયન વર્ષ પહેલાં બધા પદાર્થો ફ્રોઝનની હાલતમાં પ્રથમ એટમના સ્વરૂપમાં હતા અને ફોટાન ઉર્જા સહિત હતો. અનુમાન છે કે, ફોટાન એક મહા વિસ્ફોટ સાથે મીટર અને એન્ટી મીટરમાં સંસ્થાપિત થઈ ગયા. અને વર્લ્ડ અને એન્ટી વર્લ્ડ બનાવવા માટે અલગ અલગ થઈ ગયા. એ જ આધારે હેન્સ અલ્ફવેને (Hannes Alfven) ઈ.સ.૧૯૬૩માં અલગ પદ્ધતિ (Separation Mechanism)ની શક્યતા જાહેર કરી. જેના દ્વારા એક જ ગેલેક્સીમાં મીટર અને એન્ટી મીટર બંને હાજર હોય છે.

વિજ્ઞાન અહીંયાં પહોંચીને ચૂપ થઈ જાય છે, અને તેણે ચૂપ થવું જોઈએ. કારણ કે તેનું સંશોધન ક્ષેત્ર માત્ર એ ઘટનાઓ છે, જે કુદરતી કાયદાઓ દ્વારા જાહેર થાય છે. વિશેષ ભૌતિકશાસ્ત્ર વિશે તે આપણને કોઈ ચોક્કસ વાત બતાવતું નથી. જો કે તેણે આ બાબતોને માન્ય રાખીને આપણા માટે વધારાના સંશોધનનો દરવાજો ખોલી નાંખ્યો છે કે, અનુમાન પણ એક ઉચિત જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ છે. શર્ત એટલી છે કે, તે પુરવાર થયેલી ઘટનાઓ પર હોય. આ નિયમ પ્રમાણે જો આપણે એ અનુમાન કરીએ કે બીજી દુનિયા, જ્યાં મૃત્યુ પછી માનવી પહોંચી રહ્યો છે. કદાચ વિજ્ઞાને તેનું નામ એન્ટી વર્લ્ડ આપ્યું છે, તો માત્ર આપણા મર્યાદિત જ્ઞાન આધારે તેને ન માનવું ઉચિત નહીં ગણાય.

આધુનિક જ્ઞાનની સ્થિતિ પણ એવી જ છે. વિજ્ઞાનની પહોંચ દુનિયાના રસાયણશાસ્ત્ર પર જ છે. ગુણો સુધી પહોંચવામાં તે અસમર્થ છે. વિજ્ઞાન આપણને ફુલની ખબર આપે છે, પરંતુ તેની ખૂશ્બુ ક્યાંથી આવી તે વિશે

અજાણ છે. તે આપણને વસ્તુઓની માહિતી આપે છે, પરંતુ તેની વિશેષતાઓ વિશે જાણ નથી કરતું. તે માનવીથી આપણો પરિચય કરાવે છે, પરંતુ માનવીની સમજશક્તિ વિશે તેની પાસે કહેવાનું કશું નથી. એ જ રીતે તે આપણને એન્ટી વર્લ્ડ વિશે જણાવે, પરંતુ તેની સુગંધ અને તેની ખાસિયત બતાવવામાં અસમર્થ છે. તો આપણે તેની ઉપર આશ્ચર્ય ન કરવું જોઈએ. આ અજાણતાને આપણે અનુમાન દ્વારા પૂર્ણ કરી શકીએ છીએ,જે રીતે આજની ભૌતિક દુનિયામાં આપણે કરીએ છીએ.

## ગ્લોબલ વોર્મિંગ કે ખુદાઈ ચેતવણી :

સમગ્ર વિશ્વના વૈજ્ઞાનિકો તરફથી આજકાલ સતત ગ્લોબલ વોર્મિંગના સમાચારો આવી રહયા છે. પ્રિન્ટ તથા ઈલેકટ્રોનિક મીડિયા વડે દરરોજ લોકોને આ ખતરાથી ચેતવવામાં આવી રહયા છે.

૨૦ ડિસેમ્બર ૨૦૦૭ના દિવસે ઇન્ડિયા ટી.વી. (દીલ્હી) પર એક લાંબો પ્રોગ્રામ પ્રસારિત થયો હતો. જેનું શિર્ષક હતું, ‘‘કિયામત, પાંચ વર્ષમાં’’ તે રિપોર્ટોમાં વૈજ્ઞાનિકોના મોઢાથી ચેતવણીરૂપે જાણકારી આપવામાં આવી કે, વાતાવરણનો પલટો હવે વાતાવરણનું સંકટ બનવા લાગ્યો છે. વિશ્વમાં હવે ગરમી બેહદ વધી રહી છે. અને જીવન સહાયક વ્યવસ્થાનું સંતુલન ખોરવાય રહયું છે. જેના કારણે પૃથ્વીપટ પર રહેવાનું દુષ્કર બની જાય એવો સમય ઝડપથી નજીક આવી રહયો છે.

પરિણામે બે રીતે બરબાદી આવશે. એક બાજુ દરિયાઓનો સ્તર ઉંચો આવશે, અને તટવર્તી પ્રદેશો ડૂબી જશે. દા.ત. બોમ્બે, મદ્રાસ વિગેરે. અને અંતરિયાળ પ્રદેશો પાણીની અછતના ભોગ બનશે. શકય છે કે, પાણી માટે ત્રીજુ વિશ્વયુધ્ધ શરૂ થઈ જાય.

દરિયાઓમાં સતત પાણી એટલા માટે ભરાયેલું રહે છે કે, પહાડોનો બરફ ધીમે ધીમે ઓગળી જઈ ઝરણાઓ રૂપે વર્ષભર ઉપરથી નીચે આવતું રહે છે. પરંતુ જ્યારે પહાડો પર જામેલો બરફ ઓગળીને ખલાસ થઈ જશે, તો સ્વભાવિક જ દરિયાનું પાણી પણ સૂકાય જશે. બીજી બાજુ

બરફનું ઓગળેલુ બધુ પાણી દરિયામાં જ ભળી જશે અને બધુ મીઠુ પાણી ખારૂં થઈ જશે. ત્યાર પછી દરિયાઓમાં પાણી તો બહુ હશે, પરંતુ અત્યંત ખારૂં હોવાના લીધે ન પીવા લાયક હશે, ન સિંચવા લાયક રહેશે. જાણે કે એ સ્થિતિ સર્જાશે, જેનું ચિત્રણ એક અંગ્રેજ કવિ કોલરિજે અઢારમી સદીમાં કર્યું હતું :

"Water Water every where Nor a drop to Drink"

ખુદાના પયગમ્બરો સતત એવું દર્શાવતા રહયા હતા કે, વર્તમાન વિશ્વ હમેંશા નથી. તેની ઉલટી ગણત્રી સતત ચાલુ છે. એક સમય આવશે, જ્યારે તે પોતાની મુદત પૂરી કરી ખત્મ થઈ જશે. બધા જ સંકેતો દર્શાવી રહયા છે કે, હવે આ કાઉન્ટ ડાઉન બહુ જલ્દી પોતાના અંતિમ નંબર પર પહોંચનાર છે.

૨૦મી સદીના વૈજ્ઞાનિકોએ 'લો ઓફ એન્ટ્રોપી' શોધીને દર્શાવ્યું હતું કે, વિશ્વની ઉર્જા સતત નાશ પામી રહી છે. આ કાર્યને વિપરિત દિશામાં ફેરવી શકાય એમ નથી. એટલે ચોક્કસ જ એક નિર્ધારિત સમય પછી વર્તમાન વિશ્વ ખત્મ થઈ જશે. હવે ૨૧મી સદીના વૈજ્ઞાનિકો પોતાના તાજા સંશોધનો મુજબ કહી રહ્યા છે કે, હવે વિનાશની એ ક્ષણ બહુ વધારે નજીક આવી ચૂકી છે. શકય છે કે આ મુદત ૧૦ વર્ષ કે ૨૦ વર્ષથી પણ ઓછી હોય.

એ વાત જે પ્રસાર માધ્યમોમાં ગ્લોબલ વોર્મિંગના નામે આવી રહી છે તે વાસ્તવમાં ડિવાઈન વોર્નિંગ (ખુદાઈ ચેતવણી) છે. આ અલ્લાહપાક તરફથી એ વાતનું એલાન છે કે તેની યોજના મુજબ હવે દુનિયાની નિર્ધારિત મુદત ખત્મ થઈ ચૂકી છે. હવે બહુ જલ્દી એ થવાનું છે કે, વર્તમાન વિશ્વને ખત્મ કરી તેની ઉંમરનો બીજો દૌર શરૂ કરવામાં આવે. પહેલો દૌર ચકાસણી માટે તથા કામચલાઉ હતો. બીજો દૌર અંજામ માટે અને હમેંશા હશે.

વર્તમાન વિશ્વમાં માનવીને સ્વતંત્રતા આપવામાં આવી હતી. આ સ્વતંત્રતા કોઈ અધિકારના લીધે આપવામાં આવી ન હતી, બલ્કે

વચગાળાના સમય પુરતી માત્ર કસોટી માટે હતી. આ એટલા માટે હતી કે એ જોવામાં આવે કે કોણ આઝાદીનો સાચો ઉપયોગ કરે છે અને કોણ તેનો દુરૂપયોગ કરે છે. કુદરતી વ્યવસ્થા હેઠળ દરેક સ્ત્રી-પુરૂષનો રેકોર્ડ તૈયાર કરવામાં આવી રહયો છે. આવનારા જીવનકાળમાં એ રેકોર્ડ અલ્લાહપાક સમક્ષ રજૂ કરવામાં આવશે. જેનો રેકોર્ડ દર્શાવશે કે તેણે પોતાની સ્વતંત્રતાનો સાચો ઉપયોગ કર્યો, તેને અલ્લાહ તઆલા સ્વર્ગમાં સ્થાન આપશે. જ્યાં તે અનંતકાળ સુધી શાંત તથા સુખી જીવન ગાળશે. કુર્આનના શબ્દોમાં ''આવા લોકો જન્નતુલ ફિરદૌસમાં જગ્યા મેળવશે જ્યાં તેઓ હંમેશ રહેશે.'' *(અલ કહફ : ૧૦૭–૧૦૮)* તેનાથી વિપરિત જે લોકોનો રેકોર્ડ એમ દર્શાવશે કે, તેઓએ પોતાની સ્વતંત્રતાનો ખોટો ઉપયોગ કર્યો, તેઓને સર્જકના ચૂકાદા મુજબ નર્કમાં મોકલી દેવામાં આવશે.

હવે અંતિમ સમય આવી ગયો છે કે, બધા સ્ત્રી-પુરૂષો જાગી ઉઠે. તેઓ આત્મપરિક્ષણ કરે. તેઓ આવનારા જીવન તબક્કામાં સફળ જીવન પ્રાપ્ત કરવાને પોતાનો એક માત્ર હેતુ બનાવે. દરેક સ્ત્રી-પુરૂષે જાણવું જોઈએ કે વર્તમાન વિશ્વમાં તેમને જે મોકો મળ્યો છે, તે પહેલો તથા છેલ્લો છે. ત્યાર પછી કોઈ બીજો ચાન્સ તેઓને મળવાનો નથી. વર્તમાન ગ્લોબલ વોર્મિંગ દર્શાવી રહી છે કે હવે લોકો ''પોઈન્ટ ઓફ નો રિટર્ન'' પર પહોંચી ગયા છે. મળેલી તકને ઉપયોગમાં લઈ લો. એ પહેલાં કે તેનાથી લાભ લેવાનો સમય જ ખત્મ થઈ જાય. અને પછી આ વિશ્વમાં ન પાછા ફરવાની શકયતા હોય, ન આવનારી દુનિયામાં કર્મ કરવાની શકયતા.

## આખિરત-કિયામત વિશે ઈસ્લામી માન્યતાઓ :

● કિયામત (મહાપ્રલય) આવશે, જરૂર આવશે.

કુરઆન શરીફમાં છે : અને એ કે કિયામત આવનાર છે, તેમાં જરા પણ શંકા નથી. અને એ કે અલ્લાહ તઆલા કબરવાળાઓને ઉઠાવશે. *(હજ્જ : ૭)* બેશક, કિયામત આવશે જ, તેમાં કોઈ શંકા જ નથી, પરંતુ ઘણાખરા લોકો માનતા નથી. *(મુઅમિન : ૫૯)*

- અમે કિયામતના દિવસ પર અને તેમાં જે બનાવો બનશે તેના ઉપર શ્રધ્ધા રાખીએ છીએ.
- અલ્લાહપાક અને આપણા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કિયામત પૂર્વેની કેટલીક નિશાનીઓ બતાવી છે, જે આ મુજબ છે : (૧) ઈમામ મહદી અલયહિસ્સલામનો ઝુહૂર (પ્રગટ થવું), (૨) દજ્જાલનું નિકળવું, (૩) હઝરત ઈસા અલયહિસ્સલામનું આસમાનથી ઉતરાણ, (૪) યાજૂજ-માજૂજનું બધે (સર્વત્ર) છવાઈ જવું, (૫) એક આશ્ચર્યજનક જાનવરની જમીનમાંથી ઉત્પત્તિ, જે માનવજાતથી વાતચીત કરશે, (૬) પશ્ચિમમાંથી સૂર્યનો ઉદય, (૭) કુરઆન મજીદનું ઉઠી જવું, (૮) પૃથ્વી પરથી તમામ મુસલમાનોનું મૃત્યુ, (૯) નાહક (નિર્દોષ) કત્લનો બેફામ વધારો, (૧૦) વ્યભિચારની વ્યાપક્તા, (૧૧) ગુનાહો (કુકર્મો)ની વૃધ્ધિ વગેરે.

જેમ કે કુરઆન શરીફમાં છે : "અને જ્યારે તેઓના ઉપર (કિયામતનો) વાયદો પૂરો થવાનો હશે, ત્યારે અમે તેઓના માટે ધરતીમાંથી એક (એવા) પ્રાણીને કાઢીશું કે, જે તેઓની સાથે વાતો કરશે. એટલા માટે કે તેઓ અમારી નિશાનીઓ ઉપર યકીન લાવતા ન હતા." *(સૂરએ નમ્લ : ૮)*

અને હદીષોમાં આ બધી નિશાનીઓનું સવિસ્તર વર્ણન છે. જેમાંથી એક હદીષ શરીફ નીચે ટાંકી રહ્યો છું. તિરમિઝી શરીફમાં હઝરત હુઝૈફા બિન ઉસૈદ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ પોતાના હુજરામાંથી અમોને કિયામત વિશે વાતચીત કરતા સાંભળ્યા, તો આપે ફરમાવ્યું : કિયામત ત્યાં સુધી આવશે નહીં કે જ્યાં સુધી તમે દસ નિશાનીઓ ન જોઈ લો : (૧) પશ્ચિમ દિશાથી સૂર્યોદય, (૨) યાજૂજ-માજૂજનું નિકળીને સર્વત્ર છવાઈ જવું, (૩) જાનવરનું નિકળવું, જે લોકો સાથે વાત કરશે, (૪/૫/૬) ત્રણ જગ્યાએથી જમીન ઢસી જવી, (પૂર્વ, પશ્ચિમ અને અરબ દ્વિકલ્પ), (૭) અદનથી આગનું નિકળવું, જે લોકોને હાંકશે-ભગાડશે, (૮) ધુમાડો, (૯) દજ્જાલનું નિકળવું, (૧૦)

(દજ્જાલને કત્લ કરવા માટે) હઝરત ઈસા (અલૈ)નું આગમન.

*(અબવાબુલ ફિતન, બાબ : ઝમીન ઢસી જવા બાબત)*

- મર્યા પછી ફરીવાર જીવંત થવું નિશ્ચિત છે.

કુરઆન શરીફમાં છે : અને એ કે કિયામત આવનાર છે, તેમાં જરાય શંકા નથી. અને એ કે અલ્લાહપાક કબરવાળાઓને ઉઠાવશે. *(હજ્જ: ૭)* અને જ્યારે (મુર્દાઓને સજીવન કરવા) કબરો ઉપર-તળે કરવામાં આવશે, તો (તે તેળા) દરેક વ્યક્તિ પોતાનું આગળ મોકલેલું અને પાછળ મૂકેલું જાણી લેશે. *(ઈન્ફિતાર : ૪,૫)*

- હઝરત ઈસ્રાફીલ (અલૈ.) અલ્લાહ તઆલાના હુકમથી શિંગડાના આકાર જેવી એક વસ્તુ વડે સૂર ફૂંકશે.
- સૂરથી સમગ્ર સૃષ્ટિ ભાંગી-તૂટી જશે, દરેક મખ્લૂક મૃત્યુ પામશે, પરંતુ અલ્લાહ તઆલા ચાહશે તે સુરક્ષિત રહેશે.

કુરઆન શરીફમાં ફરમાવ્યું : અને જે દિવસે સૂર ફૂંકવામાં આવશે ત્યારે જે કાંઈ આકાશમાં (અને) જે કાંઈ પૃથ્વીમાં છે, તે (સૌ) ગભરાઈ (ને મરી) જશે, પરંતુ જેને અલ્લાહપાક ચાહે. *(નમ્લ : ૮૭)* અને કિયામતના દિવસે સૂર ફૂંકવામાં આવશે, ત્યારે જે કાંઈ આકાશો તથા પૃથ્વીમાં છે, તે સૌ બેભાન થઈ જશે, પરંતુ જેને અલ્લાહપાક ચાહે (તે બેભાન થશે નહીં). ફરી બીજી (સૂર) ફૂંકવામાં આવશે, તો તત્કાલ તેઓ ઉભા થઈ ચોતરફ જોવા માંડશે. *(ઝુમર : ૬૮)*

- કિયામતમાં મીઝાન (ત્રાજવાં) ગોઠવવામાં આવશે, જેના પર બંદાઓના અમલો (કાર્યો)નું વજન કરવું નિશ્ચિત છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : અને કિયામતના દિવસે અમે અદ્‌લ (ન્યાય)ના ત્રાજવા કાયમ કરીશું, તો કોઈની ઉપર પણ જરાય ઝુલ્મ નહીં થાય. *(અમ્બિયા : ૪૭)* અને તેઓમાં ન્યાયસર ફેંસલો થશે અને તેઓ પર (સહેજ પણ) ઝુલ્મ નહીં થાય. *(યૂનુસ : ૫૪)*

- કિયામતના દિવસે હિસાબ-કિતાબ અને પૂછપરછ થવી અને દરેકને

પોતાના આમાલનામા (કર્મપોથી) મળવી નિશ્ચિત છે.

- નેક લોકોનું આમાલનામું (કર્મપોથી) જમણા હાથમાં અને ગુનેહગારોની કર્મપોથી ડાબા હાથમાં આપવામાં આવશે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : તો (તે દિવસે) જેને જેનું આમાલનામું જમણા હાથમાં મળશે, તો તેનાથી સહેલાઈ સાથે હિસાબ લેવામાં આવશે. *(ઇન્શિકાક : ૭,૮)* પછી જેને પોતાનું આમાલનામું જમણા હાથમાં આપવામાં આવશે, તો તે (ખૂશીથી બીજાઓને) કહેશે કે મને મારો હિસાબ મળનાર છે. અને જેને પોતાનું આમાલનામું (કર્મપોથી) ડાબા હાથમાં આપવામાં આવશે, ત્યારે તે કહેશે કે કેવું સારૂ થાત કે મારૂ આમાલનામું જ મને ન મળત ! અને મને ખબર જ ના થાત કે મારો હિસાબ શું છે ?

*(અલહાક્કહ : ૧૮/૧૯/૨૫/૨૬)*

- કિયામતના દિવસે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માટે હવઝે કવષર નિશ્ચિત છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : બેશક ! (હે મુહમ્મદ સલ.) અમે આપને કવષર અર્પણ કરી છે. *(અલ કવષર : ૧)*

- એનું ક્ષેત્રફળ (લંબાઇ અને પહોળાઈ) એક મહિનાના અંતર જેટલું છે, એનું પાણી દૂધથી વધુ સફેદ, મધથી વધુ મીઠું, એની ખૂશ્બુ કસ્તુરીથી પણ બેહતર હશે. (આકાશના) તારલાઓની સંખ્યા બરાબર એમાં ફૂલડીઓ કે વાટકાઓ હશે, જેને આ હૌઝથી એક ઘૂંટડો પાણી નસીબ થઈ જશે, તો પછી એને કદાપિ તરસ મહસૂસ થશે નહીં.

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

- કાયમની સજા અને કાયમ નર્કમાં રહેવું માત્ર નાસ્તિકો અને અલ્લાહ તઆલા સાથે ભાગીદાર કરનાર માટે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : (અને જાણી લો કે) બેશક, જે અલ્લાહ તઆલાની સાથે (અન્ય કોઈને) શરીક (ભાગીદાર) ઠેરવશે, તો અવશ્ય અલ્લાહ તઆલા પણ તેના ઉપર જન્નત હરામ કરી દેશે, અને તેનું ઠેકાણું

(સદા માટે) દોઝખ (નર્ક) છે, અને એવા પાપીઓનો કોઈ સહાયક થશે નહીં. *(માઈદહ : ૭૨)*

- મુસલમાન માટે કાયમી સજા (શિક્ષા) નથી, ભલે ગમે તેટલો મોટો ગુનેહગાર હોય કે પછી પશ્ચાતાપ વિના મર્યો હોય.

અલ્લાહ તઆલા ફરમાવે છે : તે ચાહે તેને બખ્શી દે અને ચાહે તેને શિક્ષા કરે અને અલ્લાહ તઆલા ઘણા જ બખ્શનાર (અને) ઘણો દયાળુ છે. *(આલિ ઈમરાન : ૧૨૯)* બેશક, અલ્લાહ તઆલા આ વાત કદી પણ માફ કરશે નહીં કે તેની સાથે કોઈને શરીક (ભાગીદાર) કરવામાં આવે અને તેના સિવાય ચાહે તેને બખ્શી દેશે. *(નિસાઅ : ૧૧૬)*

- પુલસિરાત હક અને યકીની છે, જે દોઝખની પીઠ ઉપર કાયમ કરાશે. જે વાળથી વધુ બારીક અને તલવારથી વધુ તેજ હશે. નેક લોકો એને સડસડાટ પાર કરી જશે અને બદકાર (ખરાબ કૃત્યો આચરનાર) લોકો લપસીને દોઝખમાં પહોંચી જશે.

અલ્લાહ પાક ફરમાવે છે : અને તમારામાંથી કોઈ પણ એવો નથી જે તે (પુલસિરાત)ના ઉપર પહોંચે નહીં. આ (વાયદો) આપના પરવરદિગાર પર જરૂરી છે, જે પૂરો થઈને જ રહેશે. *(મરયમ : ૭૧)*



# સમય અને સ્થળની સાપેક્ષતા

## સમય અને સ્થળ (Space-Time)ની સાપેક્ષતા વિશે કુર્આનિક ખ્યાલોઃ

સમય અને સ્થળ વિશે આધુનિક ખ્યાલોથી સમય અને સ્થળ બંનેના સંશોધનો થાય છે અને તેના વિશેનો ખ્યાલ ખતમ થઈ જાય છે.

સ્ટીફન હોકિંગે સમય-સ્થળની સમજૂતિમાં એ વાત પણ સંપૂર્ણપણે વર્ણન કરી છે કે, જેવી રીતે આપણે દુનિયામાં થનારી ઘટનાઓનું વર્ણન 'સમય-સ્થળ'ને પાર કરીને કરી શકતા નથી, એવી રીતે આઈનસ્ટાઈનના સાપેક્ષતાના સિદ્ધાંત પ્રમાણે સમય-સ્થળનું વર્ણન સૃષ્ટિની હદ પાર કર્યા બાદ નિરર્થક બની જાય છે. આ બાબતો આપણને ઈસ્લામની વધારે નજીક લઈ જાય છે. સ્ટીફન હોકિંગ તો સમય-સ્થળના આધુનિક સિદ્ધાંતને મજબૂત કરતા એક બીજા નતીજા પર પહોંચ્યા છે. તેમણે સ્થળ-સમય વિશે એ વાત પણ સાબિત કરી છે કે, દુનિયા અપરિવર્તનશીલ અને અતિ પ્રાચીન નથી, બલ્કે તે સતત ફેલાય રહી છે. દુનિયાના આ ફેલાવાથી માલુમ થાય છે કે, તેની શરૂઆત ભૂતકાળમાં એક ખાસ બિંદુથી થઈ હતી અને ભવિષ્યમાં કોઈ ખાસ સમયે તેનો અંત પણ નિશ્ચિત છે.

યુનાની ફિલોસોફરોના જુના પુરાણા દલીલ વગરના સિદ્ધાંત જે દુનિયાને 'પ્રાચીન' સાબિત કરીને ખુદાનો ઈન્કાર કરતા હતા અને તેની વિરૂદ્ધ ઈસ્લામી દુનિયામાં અનેક વિવાદો થયા. આધુનિક વિજ્ઞાને આ વિવાદનું મૂળ જ કાપી નાંખ્યું અને માનવીને દુનિયાની શરૂઆત અને તેના અંતની દલીલો રજૂ કરી છે. આ દલીલો માનવીને ઈસ્લામથી વધારે નજીક કરે છે.

સમયની શરૂઆત આ દુનિયાના સર્જન સાથે જ થઈ હતી. ભૌતિક બ્રહ્માંડથી પાર થઈને સમયની અગત્યતા કંઈ જ નથી. એટલે જ આ ભૌતિક

બ્રહ્માંડથી સીધો સબંધ ન રાખનારા ફરિશ્તાઓ અને અલ્લાહ તઆલાની બીજી નૂરાની મખ્લૂક માટે આ દુનિયાના સમયની કોઈ અગત્યતા-મહત્વતા નથી. 'મલકુલ મૌત' માત્ર આ દુનિયામાં જ્યાં ૬ અરબથી પણ વધારે માનવોની વસ્તી છે, એક જ સમયમાં હજારો કિલોમીટરની દૂરી પર આવેલા શહેરોમાં રહેતા લોકોનો જીવ લે છે. અને તે જ સમયે રૂહને તેની જગ્યાએ પહોંચાડે છે. મલકુલ મૌતનો આ સફર ખરેખર પ્રકાશ વર્ષની ઝડપથી પણ લાખો ગણો ઝડપી છે. એક પ્રશ્ન એ થાય છે કે, આ બધું કેવી રીતે શક્ય બને છે ? એવું માત્ર એટલા માટે બને છે કે, અલ્લાહપાકે એવું ઈચ્છ્યું અને અલ્લાહપાકે એવા કાનૂનો ઘડ્યા કે હજારો-લાખો પ્રકાશ વર્ષની ઝડપથી દુનિયાની એક ઘડી બરબાદ થયા વગર પોતાની ફરજ પર લાગેલા છે.

જેવી રીતે આ દુનિયાથી સબંધ રાખનારી મખ્લૂક તે દુનિયાના બીજા ભૌતિક નિયમોથી સ્વતંત્ર છે. અને તેમના માટે સમય-સ્થળનું મહત્વ શૂન્ય બરાબર હોય છે. એવી રીતે દુનિયાના સર્જનથી પહેલાં અને તેના અંત પછી પણ સમયની કોઈ કિંમત નથી. સમયની શરૂઆત દુનિયાના સર્જનથી થઈ અને દુનિયાના અંત પર સમયનો સિલસિલો ખતમ થઈ જશે.

આ દુનિયામાં જમીન અને આકાશમાં સમય અને સ્થળના અસ્તિત્વની વૈજ્ઞાનિક દલીલોની સાથે સાબિત થનારી દરેક જગ્યા માટે અલગ-અલગ માપદંડો-સ્કેલ અસ્તિત્વમાં આવ્યા. એવી રીતે વધારાના સમય અને વધારાના સ્થળ માટે અલ્લાહપાકે પોતાના કલામમાં પણ વર્ણન કર્યું છે. જે અલગ-અલગ વ્યક્તિઓ માટે વિવિધ સ્થિતિઓમાં પોતાની ગતિ બદલી આપે છે.

સમય-સ્થળ (Space-Time)ની હેસિયત પ્રમાણે કોઈ ખાસ વ્યક્તિ માટે તેમાં ઘટાડો થઈ જવો ઇસ્લામી વ્યાખ્યા પ્રમાણે તેને સ્થળનું લપેટાઈ જવું (તય્યુલ્મકાન વઝ્ઝમાન)થી ઓળખાય છે.

## અસ્હાબે કહફ માટે સમયનું લપેટાઈ જવું :

કુર્આને કરીમ અસ્હાબે કહફની આ આશ્ચર્યજનક ઘટનાને આ રીતે બયાન કરે છે : "તેઓમાંથી એક કહેનારે કહ્યું કે, અમે (નિદ્રાવસ્થામાં)

કેટલો વખત થોભ્યા હશે ? કેટલાક બોલ્યા કે આપણે એક દિવસ અથવા એક દિવસથી કંઈક ઓછું થોભ્યા હોઈશું.'' *(સૂ.કહફ : ૧૯)*

૩૦૯ વર્ષો પસાર થઈ ગયા પછી પણ તેમને એવું લાગ્યું કે, હજુ એક દિવસ પણ પૂરો થયો નથી અને તેમના શરીરમાં પણ પહેલાંની જેમ તાજગી હતી. સમયના સંકોચાઈ જવાનું આ કેવું આશ્ચર્યજનક ઉદાહરણ છે કે, લાંબી મુદ્દત સુધી અસ્હાબે કહફ અને તેમનો કૂતરો એક ગુફામાં પડ્યા રહ્યા અને તેમને કોઈ ઈજા ન પહોંચી.

## હઝરત ઉઝૈર (અલૈ.) માટે સમયનું ટૂંકુ થવું :

કુર્આને કરીમ ફરમાવે છે : ''ત્યારે અલ્લાહપાકે તેને (મૃત્યુ આપી) સો વર્ષ સુધી મરેલો રાખ્યો, ફરી તેને જીવતો કરી ઉઠાવ્યો. (અલ્લાહ તઆલાએ) પૂછ્યુ : (આ મૃત્યુની સ્થિતિમાં) તું કેટલો સમય રહ્યો ?

*(સૂ.બકરહ : ૨૫૯)*

એક સદી સુધી મૃત્યુના સકંજામાં સૂઈ રહ્યા પછી હઝરત ઉઝૈર (અલૈ.)ને બીજી વખતે જીવન મળ્યું અને તેમનાથી પૂછવામાં આવ્યું કે, આપ કેટલા સમય સુધી સૂઈ રહ્યા ? તો આપે કહ્યું : ''એક દિવસ અથવા એક દિવસથી પણ ઓછું રહ્યો હોઈશ.'' *(સૂ.બકરહ : ૨૫૯)*

હઝરત ઉઝૈર (અલૈ.)ના આ જવાબ પર અલ્લાહપાકે બધી વાતને તેમની સામે સ્પષ્ટ ખોલીને વર્ણવી અને પોતાની કુદરતના દર્શન કરાવ્યા. ફરમાવ્યું : ''(નહીં) બલ્કે તું સો વર્ષ પડ્યો રહ્યો. હવે તું પોતાના ખાન-પાનને જો કે બગડ્યું નથી અને પોતાના ગધેડાને (પણ) જો (કે તદ્દન મરી ગયો છે) અને અમે તને લોકો માટે (કુદરતના) એક નમૂનારૂપ બનાવવા ઈચ્છીએ છીએ અને તું (તે ગધેડાના) હાડકાને પણ જો કે તેને કેવી રીતે અમે જોડી દઈએ છીએ. ફરી તેની ઉપર માંસ ચઢાવીએ છીએ.''

*(સૂ.બકરહ : ૨૫૯)*

ઉપરની આયતમાં જ્યાં અસ્હાબે કહફના સિદ્ધાંત પર હઝરત ઉઝૈર (અલૈ.) પર સમયનું ખૂબ જ ઝડપી પસાર થવું વર્ણવ્યું છે કે, એક સદી એક

દિવસથી ઓછી લાગી. ત્યાં તેમના ખાવા-પીવાની વસ્તુઓ પર સદી પસાર થઈ છતાં એક દિવસ ન લાગ્યો. જો તે સદીને આ ખોરાક પર હઝરત ઉઝૈર (અલૈ.)વાળી ઝડપ સાથે માત્ર એક જ દિવસ લાગતો તો પણ તે ખોરાક વાસી થઈ જાત, પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની નિશાની માટે તેને સડવા અને બગડવાથી દૂર રાખ્યું. અહીંયાં આ ઘટનામાં સમયની બે અલગ-અલગ ઝડપો મળે છે. એટલે કે અલ્લાહ તઆલાના પયગમ્બરના ગધેડાના હાડકા સડીને જમીનમાં મળી ગયા. એવું એટલા માટે બન્યું કે ગધેડા પર સમયની ઝડપ સામાન્ય નિયમ પ્રમાણે રહી અને એક સદી પસાર થવાને લીધે તેનું ખતમ થવું જરૂરી હતું, માટે એવું જ બન્યું. પછી અલ્લાહ તઆલાએ પોતાની કુદરતનું પ્રદર્શન કરવા તે ગધેડાને આપની સામે જીવતો કર્યો અને તેના હાડકાં એકત્ર કરી તેને જીવતો ઉભો કરી દીધો.

## આસિફ બિન બરખયા માટે જમીનનું સંકોચાઈ જવું અને આધુનિક સિદ્ધાંતની લાચારી :

કુર્આને કરીમમાં એક ઉત્તમ ઉદાહરણ છે. તેમાં જમીન અને સમયનું સંકોચાઈ જવું છે. સમયની એક ઘડીમાં હઝરત સુલયમાન (અલૈ.)ની મજલિસમાં બેસનારો એક અનુયાયી માત્ર આપના સહવાસથી અને ઈલ્મથી લગભગ ૯૦૦ માઈલની મુસાફરી કરીને ત્યાંથી સબાની રાણી બિલ્કીસનું સિંહાસન-તખ્ત ઉઠાવી લાવે છે. મજલિસ ચાલુ હોય છે અને તે પલકારાની મુદતમાં આ કામ પૂર્ણ કરી દે છે. ૯૦૦ માઈલ દૂરની ટનો વજનની વસ્તુ એક ઘડીમાં લાવી મૂકવી સમય અને સ્થળ બંનેને લપેટવાની દલીલ છે.

કુર્આને કરીમ આ ઘટનાને આ રીતે બયાન કરે છે. હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના દરબારીઓથી આ પ્રશ્ન કર્યો : “(પછી) સુલયમાન (અલૈ.)એ કહ્યું કે, હે દરબારીઓ ! તમારામાંથી કોણ એવો છે, જે તેઓના આધિન થઈને મારી પાસે હાજર થવા અગાઉ તેણીનું સિંહાસન મારી પાસે લઈ આવે.” *(સૂ.નમ્લ : ૩૮)*

સબાની રાણી બિલ્કીસનો તખ્ત હઝરત સુલયમાન (અલૈ.)ના શહેરથી

લગભગ ૯૦૦ માઈલ દૂર હતો. હઝરત સુલયમાન (અલૈ.) એવું ઈચ્છતા હતા કે, બિલ્કીસ જે આજ્ઞાકારી બનીને પોતાના મહેલથી આવી રહી છે, તેનો તખ્ત તેના આવતાં પહેલાં હાજર કરી દેવામાં આવે.

કુર્આને કરીમ કહે છે : "(આ સાંભળી) જિન્નાતમાંથી એક બોલ્યો કે, આપ પોતાના દરબારથી ઉઠો તે પહેલાં હું તેને તમારી સેવામાં હાજર કરીશ અને બેશક હું તેના (લાવવા) ઉપર શક્તિમાન (તેમજ) પ્રમાણિક છું." *(સૂ.નમ્લ : ૩૯)*

કુર્આને કરીમની આ આયતથી સ્પષ્ટ થાય છે કે, હઝરત સુલયમાન (અલૈ.)ને ત્યાંના એક જિનને આ શક્તિ પ્રાપ્ત હતી કે, તે મજલિસ પૂરી થતાં પહેલાં ૯૦૦ માઈલ દૂરનો બિલ્કીસનો તખ્ત લાવીને હાજર કરી દે. પરંતુ હઝરત સુલયમાન (અલૈ.)ને આટલો વિલંબ પણ પસંદ ન હતો. તે સમયે આપના એક માનવીય અનુયાયી આસિફ બિન બરખયા જેમની પાસે કિતાબુલ્લાહનું જ્ઞાન હતું, તે પોતાને હઝરત સુલયમાન (અલૈ.)ની સેવામાં હાજર કરે છે. તેનું વર્ણન કુર્આને કરીમે આ રીતે કર્યું છે :

"(પરંતુ) જેની પાસે (આકાશી) કિતાબનું જ્ઞાન હતું, તેણે કહ્યું કે તમારી આંખ ઝપકારો મારે તે પહેલાં જ હું તેને તમારી પાસે લાવી આપીશ. ફરી જ્યારે (સુલયમાન અલૈ.એ) તેને પોતાની રૂબરૂ મૂકેલું જોયું ત્યારે કહેવા લાગ્યા કે, એ તો મારા પરવરદિગારની કૃપા છે." *(સૂ.નમ્લ : ૪૦)*

આમ, હઝરત સુલયમાન (અલૈ.)ના એક પરહેઝગાર (અનુયાયી) આસિફ બિન બરખયાએ પલકના ઝપકારાથી પણ ઓછી મુદ્દતમાં બિલ્કીસના તખ્તને જે ૯૦૦ માઈલની દૂરીથી લાવીને હાજર કરી દીધો. આ કુર્આનનું એક ઉત્તમ ઉદાહરણ છે. તેમાં દૂરી ખતમ થઈ ગઈ અને બીજી બાજુ કે પલકનો ઝપકારો ખરેખર સમયનો એક ખૂબ જ ઓછો ભાગ છે. આ થોડી ઘડીમાં આટલુ લાંબુ અંતર કાપીને અને આટલું વજન ઉઠાવીને પરત પહોંચાડવું મકાન અને સમય બન્નેવના લપેટાઈ જવાનું ઉદાહરણ છે.

આધુનિક સંશોધનો અને તેના પરિણામે પ્રાપ્ત થતા સિદ્ધાંતો દ્વારા

શાંતિની પળોમાં સમય ખૂબ જ ઝડપી પસાર થઈ જાય છે. અલબત્ત પ્રકાશ વર્ષની ઝડપ ભૌતિક શરીર માટે અશક્ય છે. માટે જ્યાં પહેલા બે ઉદાહરણોની વૈજ્ઞાનિક સમજૂતિ આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ અશક્ય છે. ત્યાં ત્રીજુ ઉદાહરણ જેમાં સમય અને સ્થળ બંને સંકોચાય જાય છે. એ પણ વિજ્ઞાનની સમજથી ઉપર છે. અને આસિફ બિન બરખયાનું જમીન પર જ રહીને પ્રકાશ વર્ષની ઝડપે સફર કરવું અને ૯૦૦ માઈલથી વધારે અંતર કાપીને ભારે વજનનો તખ્ત લઈને આવવું સમજમાં આવતું નથી. કારણ તેનું એ છે કે, ભૌતિકશાસ્ત્રના નિયમ પ્રમાણે વાતાવરણમાં આટલી ઝડપે થનારો સફર ખરેખર આ ભૌતિક શરીર (એટલે આસિફ બિન બરખયા)ને એવી રીતે સળગાવીને ભસ્મ કરી દેતા, જેવી રીતે વાતાવરણ-અંતરિક્ષથી જમીનની હદમાં દાખલ થનારો તારો (એસ્ટરોઈડ્સ) પોતાની ઝડપને કારણે હવા સાથે અથડાયને ઉલ્કાઓની જેમ સળગીને ભસ્મ થઈ જાય છે. આસિફ બિન બરખયાનું એ વિજ્ઞાનને પરાજિત કરવું અને માત્ર એટલું જ નહીં કે પોતાના શરીરને સલામત રાખવું, બલ્કે શાહી તખ્તને પણ કંઈ ન થવું ખરેખર તે તેમની કરામત હતી. જે માત્ર તેમને આકાશી ગ્રંથના જ્ઞાનથી જ પ્રાપ્ત થયું હતું.

## મેઅરાજની ઘટનામાં આપ (અલયહિસ્સલામ) માટે સમય અને સ્થળનું સંકોચાઈ જવું :

મેઅરાજની ઘટના માનવીઓ માટે ઘણી અગત્યતા ધરાવે છે. ખૂબ જ ઓછા સમયમાં અનેક સ્થળોની મુલાકાત અને એ જ ઘડીઓમાં જમીન પર વાપસી એક એવું રહસ્ય છે, જેનો ઉકેલ વિજ્ઞાન ન લાવી શક્યું. મોઅજિઝો એ કાર્યનું નામ છે, જેને બુદ્ધિથી ન સમજવામાં આવે. મેઅરાજની રાત્રિએ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) થોડા સમયમાં મક્કા શરીફથી બયતુલ મુકદસ પહોંચ્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપરની દુનિયા તરફ રવાના થયા અને સ્થળોના સ્થળો પાર કરીને સિદરતુલ મુન્તહાથી પણ આગળ અલ્લાહપાકથી મુલાકાત કરી.

આ બધું થોડી ઘડીઓમાં થયું અને જ્યારે આપ પરત ફર્યા તો દરવાજાનો

નકૂચો હલી રહ્યો હતો. આ બધું શું હતું ? આ બધું અલ્લાહ તઆલાની કુદરત હતી અને આકા (સલ.)નો એક એવો મોઅજિઝો હતો, જે બુદ્ધિ અને વિજ્ઞાનના સિદ્ધાંત પર સમજવો કિયામત સુધી અશક્ય છે. કારણ કે ફિઝિક્સના બધા નિયમો ભૌતિક વિશ્વની હદમાં હોય છે, જ્યારે અલ્લાહ તઆલાનો કોઈ નિયમ ભૌતિક વિશ્વથી હટીને હોય છે. તો આપણી બુદ્ધિ તેને સમજવાથી લાચાર હોય છે.

મેઅરાજનો મોઅજિઝો સમય અને સ્થળ બંને સાથે જોડાયેલ છે. આ મુઅઝિઝહમાં સાપેક્ષતાના સિદ્ધાંત વિરૂદ્ધ (સમયના થોભી જવા)ની વિરૂદ્ધ થયું. આ આપ (સલ.)નો મોઅજિઝો હતો કે, વિજ્ઞાનના સિદ્ધાંતની વિરૂદ્ધ આપ (સલ.)એ પ્રકાશ વર્ષની ગતિથી વધારે ઝડપ પ્રાપ્ત કરી લીધી. અને સલામતી સાથે એ જ ઘડીએ પાછા આવી ગયા. આ અલ્લાહ તઆલાની કુદરતની નિશાની હતી. માટે અલ્લાહ તઆલાએ આ કાર્યને પોતાની તરફ કરીને ફરમાવ્યું : “પાક છે તે ઝાત કે જે રાતોરાત પોતાના બંદા (હઝરત મુહમ્મદ સલ.)ને મસ્જિદે હરામથી મસ્જિદે અક્સા સુધી કે જેને અમારી બરકતોએ ઘેરી રાખી છે, લઈ ગયો. *(સૂ.બની ઈસ્રાઈલ : ૧)*

સાપેક્ષવાદના નિયમ પ્રમાણે પ્રકાશ જેમ તેજ ગતિ ધરાવનાર ભૌતિક શરીર ઉપર ઘણી તિવ્ર ગતિથી સમય પસાર થઈ જાય છે અને આ સફર કરનાર ભૌતિક શરીર સમય સાથે તિવ્ર ગતિથી સફર કરી શકતું નથી, બલ્કે પાછળ રહી જાય છે. જ્યારે કે મેઅરાજમાં આપ (સલ.) સમયથી આગળ નીકળી ગયા.

મેઅરાજનો સફર માનવીની બુદ્ધિમાં આવી શકે તેમ નથી. એ માત્ર અલ્લાહ તઆલાની કુદરતની નિશાની હતી એટલે આવું શક્ય બન્યું.

સમય અને સ્થળના સિદ્ધાંતમાં અલગ-અલગ વ્યક્તિઓ અને અલગ-અલગ સ્થળ પર સમય વધતો-ઓછો લાગવો એ એક માન્ય હકીકત છે. તે વિશે ઘણી આયતો મૌજૂદ છે. તે સિવાયની આયતોનું વર્ણન કરીએ, જેમાં સ્પષ્ટ રીતે એ બયાન કર્યું છે કે, સમય અને તેની ઝડપ માત્ર વિચાર સુધી સિમિત છે. આપણો વિચાર જ સમયની વ્યાખ્યા કરે છે અને તે જ

તેની ગતિને ઝડપ અને ઓછી બતાવે છે. હકીકતમાં સમય માત્ર એક એવો વિચાર (સમજ) છે, જેનો આધાર ઘટનાઓના ક્રમથી છે. અને ઘટનાઓનો ક્રમ જ સમય માટે કારણરૂપ બનતો હોય છે.

## કિયામતનો દિવસ અને સમય :

કિયામતનો દિવસ પણ સમયના સંકોચાવવાનું એક ઉદાહરણ છે. તેમાં સમય પસાર થવાનું પ્રમાણ અલગ-અલગ હશે. તે દિવસ કેટલાક લોકો માટે પલકારામાં પસાર થઈ જશે. અને કેટલાક લોકો માટે એક હજાર અથવા પચાસ હજાર વર્ષ જેટલો લાંબો હશે. અલ્લાહપાકના નેક બંદાઓ માટે તે દિવસ ખૂબ જ ઝડપી રીતે પસાર થઈ જશે, જ્યારે બીજા લોકોની તકલીફમાં વધારા માટે એક હજાર અથવા પચાસ હજાર વર્ષ જેટલો લાંબો હશે.

કુર્આને કરીમમાં કિયામતનો દિવસ અલગ અલગ રીતે પસાર થવાનું વર્ણન છે. ફરમાવ્યું : "અને કિયામતનો મામલો તો એવો છે, જાણે આંખનો ઝબકારો, બલ્કે તેથી પણ જલ્દી. બેશક ! અલ્લાહપાક દરેક વસ્તુ પર શક્તિમાન છે." *(સૂ.નહલ : ૭૭)*

બીજી જગ્યાએ ફરમાવ્યું : "અને (વખત આવતાં) અમારૂં કામ તો માત્ર એક પળવારનું જ છે, જાણે આંખનો ઝબકારો." *(સૂ.કમર : ૫૦)*

તે જ દિવસ જે અલ્લાહપાકના નેક બંદાઓ પર પલકારામાં પસાર થઈ જશે, બીજા લોકો પર તેની લંબાઈ હજાર વર્ષ હશે. ફરમાવ્યું : "અને બેશક, એક દિવસ (જેમાં અઝાબ થશે) તમારા પરવરદિગારની નજીક એવા હજાર વર્ષની બરાબર છે, જેને તમે ગણો છો." *(સૂ.હજ્જ : ૪૭)*

બીજી જગ્યાએ ફરમાવ્યું : "ફરી તે કામ તેની તરફ એક દિવસમાં ચઢે છે, જેનો અંદાજો તમારી ગણતરી મુજબ એક હજાર વર્ષનો છે."

*(સૂ.સિજદહ : ૫)*

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : "ફરિશ્તા અને (ઈમાનદારોની) રૂહ તેના તરફ એક એવા દિવસમાં ચઢે છે, જેની લંબાઈ (દુનિયાના) પચાસ હજાર વર્ષની છે." *(સૂ.મઆરિજ : ૪)*

## સમયની સમજૂતિ :

આ દુનિયામાં કોઈ વ્યક્તિને સમગ્ર જીવન જે ૬૦-૭૦ વર્ષનું લાંબુ નજર આવે છે, ખૂબ જ ટૂંકું છે. અને જ્યારે બંદો મૃત્યુ પછી બીજી વખત જીવતો કરવામાં આવશે તો તે વિચારશે કે તેનું જીવન થોડી ઘડીઓથી વધારે ન હતું. ફરમાવ્યું : "અલ્લાહ તઆલા પૂછશે કે, વર્ષોથી ગણત્રી મુજબ તમે પૃથ્વી પર કેટલી મુદ્દત રહ્યા હશો ? તેઓ જવાબ આપશે કે અમે એક દિવસ અથવા દિવસનો કંઈક ભાગ રહ્યા હોઈશું (અમને યાદ નથી) માટે ગણતરી કરનારા (ફરિશ્તાઓથી) પૂછી લો. અલ્લાહપાક ફરમાવશે કે તમે (દુનિયામાં) વધારે નહીં, થોડું જ રહ્યા છો (પણ) કાશ કે તમે જાણતા હોત (તો કેવું સારૂં થાત !)" *(સૂ.મુઅમિનૂન : ૧૧૨ થી ૧૧૪)*

ઉપરની બધી આયતો સમય અને સ્થળના વધારા-ઘટાડાની સમજૂતિ આપતી જોવા મળે છે. ન્યુટન (૧૬૪૨-૧૭૨૭)થી પહેલા સમય અને સ્થળ બંનેને સંપૂર્ણ સમજવામાં આવતા હતા. ન્યુટને પોતાના સિદ્ધાંતમાં સ્થળને સંપૂર્ણ હોવાને રદ કર્યું હતું, પરંતુ તે સમય વિશે કોઈ મત રજૂ ન કરી શક્યો. ૨૦મી સદીમાં આઈનસ્ટાઈને પોતાના સિદ્ધાંતમાં સ્થળ અને સમયને પણ પરિવર્તનશીલ ગણાવ્યો છે. આમ, માનવીનો વૈજ્ઞાનિક સફર વધારા સાથે અસ્તિત્વમાં આવ્યો કે દરેક વસ્તુ પ્રગતિ કરે છે. સંપૂર્ણ હોવું મખ્લૂકની શાન નથી. સંપૂર્ણ અને નિરંકુશ તે એક હસ્તી છે, જે સૃષ્ટિના સર્જક છે અને આપણે બધા તેના બંદાઓ છીએ. આ ધરતી અને આકાશ તેની આજ્ઞાથી આબાદ થયા અને તેની આજ્ઞાથી જ એક દિવસે ખતમ થઈ જશે. તો આ ઘટનાઓને સંપૂર્ણ સમજવી ક્યાંની બુદ્ધિ છે ? આ જ કારણ છે કે, ફિઝીક્સના નિયમો પણ આ સૃષ્ટિને પરિવર્તનશીલ અને સાપેક્ષ સાબિત કરી રહ્યા છે.

## કુર્આને કરીમમાં દિવસ વિશેનો દષ્ટિકોણ :

કુર્આને કરીમમાં બીજી ઘણી આયતો છે, જે સૃષ્ટિનું સર્જન અને ઉત્ક્રાંતિ પર પ્રકાશ ફેંકે છે. ઉપરની આયતોથી આપણે નીચેની બાબતો

આસાનીથી સમજી શકીએ છીએ.

(૧) સૃષ્ટિ માત્ર આકસ્મિક રીતે અસ્તિત્વમાં આવી નથી, બલ્કે આ અલ્લાહ પાકની કુદરત અને તેની આજ્ઞાનું પરિણામ છે. આ સૃષ્ટિમાં ફેલાયેલી વ્યવસ્થા એ દર્શાવે છે કે, તેનું આયોજન કોઈ કરી રહ્યું છે.

(૨) બ્રહ્માંડનું સર્જન એવું કાર્ય હતું, જે ધીમે ધીમે ૬ રાઉન્ડમાં પૂર્ણ થયું.

(૩) આ દુનિયામાં બનતી બધી ઘટનાઓ તેના સર્જનહારના આયોજન અને આજ્ઞા સાથે જોડાયેલી છે. આ સર્જનહારના આયોજનમાં કોઈ વસ્તુ પોતાની મરજીથી અથવા તેના હુકમનો અનાદર કરી શકતી નથી.

(૪) દિવસ માત્ર ૨૪ કલાકનું નામ નથી, બલ્કે જમીન પરના હજારો વર્ષ પણ હોય શકે છે.

આયતે કરીમાથી એ હકીકત સ્પષ્ટ થાય છે કે, બ્રહ્માંડનું સર્જન ૬ દિવસમાં થયું. કુર્આને કરીમનું આ બયાન તે દિવસનું નથી, જેમાં સૂર્યોદય અને સૂર્યાસ્ત થાય છે. કુર્આને કરીમમાં 'દિવસ'નો શબ્દ અલગ અલગ અર્થમાં વપરાયો છે.

કુર્આન શરીફમાં 'દિવસ'નો શબ્દ સમયની લંબાઈ ફેરફાર થનાર (Variable length of time) માટે વપરાયો છે. દા.ત. સૂરએ સિજદહ્‌માં ફરમાવ્યું : "તે જ આકાશથી લઈ પૃથ્વી સુધી દરેક બાબતની વ્યવસ્થા કરે છે. ફરી તે કામ તેની તરફ એક એવા દિવસમાં ચઢે છે, જેનો અંદાજો તમારી ગણતરી મુજબ એક હજાર વર્ષનો છે." *(સૂ.સિજદહ : ૫)*

એવી રીતે ફરમાવ્યું : "ફરિશ્તા અને (ઈમાનદારોની) રૂહ તેના તરફ એક એવા દિવસમાં ચઢે છે, જેની લંબાઈ (દુનિયાના) પચાસ હજાર વર્ષની છે." *(સૂ.મઆરિજ : ૪)*

સૂ.હદીદની ચોથી આયતે કરીમામાં છ દિવસનો શબ્દ તે મુદ્દત માટે વપરાયો છે. જેમાં સૂર્ય સાથે બીજા આકાશી પદાર્થો અસ્તિત્વમાં આવ્યા. સ્પષ્ટ છે કે, રાત-દિવસનું થવું સૂર્યના અસ્તિત્વ વગર અશક્ય હતું. એટલે કુર્આન શ.માં વપરાયેલ શબ્દ દિવસ અલગ-અલગ અર્થમાં લઈ શકાય છે.

## બ્રહ્માંડનું સર્જન અને કુર્આનના આઠ સિદ્ધાંતો :

કુર્આન શરીફની આયતો દ્વારા આપણે નીચેના પરિણામો કાઢી શકીએ છીએ :

(૧) બ્રહ્માંડનું અસ્તિત્વ જાતે થયું નથી, બલ્કે અલ્લાહ તઆલાએ તેનું સર્જન કર્યું છે. તેનું સર્જન માત્ર આકસ્મિક નથી, બલ્કે સર્જનહારના ઈરાદાથી છે.

(૨) બ્રહ્માંડના સર્જનને ત્રણ વિભાગમાં વહેંચવામાં આવ્યું છે. જમીન, આકાશ અને બંનેની વચ્ચે...

- Earthly Creation
- Heavenly Creation
- Intermediary Creation

તેનું સૂરએ સિજદહમાં વર્ણન છે.

(૩) આકાશોની જેમ જમીનો પણ અનેક છે. જો સાતની સંખ્યા આકાશો માટે માત્ર સંખ્યા અને વધારાનો અર્થ સમજવામાં આવે તો જમીનની જેમ બીજી જમીનો પણ માલુમ થાય છે. અને જો સાતની સંખ્યાને ખાસ કરવામાં આવે તો જમીનથી સામ્યતા ધરાવતા સાત પ્રકાર અથવા ગ્રહો સાબિત થાય છે. એ બીજા અર્થ પ્રમાણે વિજ્ઞાનને હજુ ઘણું સંશોધન કરવાનું બાકી છે. કારણ કે, કુર્આને કરીમમાં ફરમાવ્યું : "અલ્લાહ તઆલા એવો છે, જેણે સાત આકાશો બનાવ્યા અને તેટલી જ (સાત) જમીનો પણ." *(સૂ.તલાક : ૧૨)*

(૪) જમીન અને આકાશનું સર્જન ધીરે ધીરે થયું.

(૫) બ્રહ્માંડના સર્જનનું કાર્ય ૬ દિવસમાં પૂર્ણ થયું.

(૬) જમીન અને આકાશની બધી બાબતો એક વ્યવસ્થિત આયોજનબદ્ધ છે, જે અલ્લાહ તઆલાના હુકમથી કાયમ છે.

(૭) અલ્લાહપાક બ્રહ્માંડના સમગ્ર આયોજનને એક હેતુ માટે ચલાવે છે. તેના પરિણામે તેનું કોઈ અંગ કુદરતના નિયમથી હટી શકતું નથી.

(૮) કોઈ પદાર્થનું જમીનની હદમાં દાખલ થવું, તેનાથી બહાર નીકળવું, કોઈ ગ્રહનું આકાશમાં ફેલાય જવું, આકાશથી જમીન પર આવી જવું, કોઈનું બાકી રહેવું, કોઈનું નષ્ટ થવું, ટૂંકમાં એ બધું તેના નિયમને અનુરૂપ અને તેના આયોજન પ્રમાણે છે.

ટૂંકમાં જમીન અને આકાશનું ૬ દિવસમાં સર્જન, તેનાથી સૂર્યોદય અને સૂર્યાસ્તવાળો દિવસ નથી. તેનાથી એક ખાસ મુદ્દત છે, જે લાખો, કરોડો વર્ષ પણ હોઈ શકે છે. કારણ કે કુર્આને કરીમમાં દિવસ માટે કોઈ ખાસ મુદ્દત બયાન કરી નથી. માટે ૬ દિવસથી મુરાદ છ યુગ પણ હોઈ શકે છે.

અમારા આ મતનું સમર્થન ઈમામ અબૂ સઉદ અલઈમાદી (રહ.) (હિ.૯૫૧)એ પોતાની તફસીરમાં કર્યું છે. ૬ દિવસમાંનો ભાવાર્થ ૬ યુગ છે. કારણ કે તે સમયે જમીન અને આકાશનું સર્જન જ થયું ન હતું.''
*(તફસીર અબી સઉદ : ૨/૧૧૮)*

ઈમામ રાગિબ ઈસ્ફહાની (રહ.)એ પણ તેની સમજૂતિ આ પ્રમાણે જ આપી છે. *(અલ મુફર્રદાત : ૫૫૩)*

અલ્લામા આલૂસી (રહ.) સૂરએ યૂનુસની સમજૂતિમાં ફરમાવે છે :

**અર્થ :** અહીંયાં દિવસનો અર્થ સામાન્ય દિવસના અર્થમાં નથી. કારણ કે તેનો વપરાશ જમીન પર સૂર્ય પડવાના અર્થમાં છે, અને તે શક્ય જ નથી. કારણ કે તે સમયે ન જમીન હતી અને ન આકાશ હતું (અને ન સૂર્યના ઉદયનો કોઈ વિચાર).'' *(રૂહુલ મઆની : ૧૧/૬૪)*

તેની સમજૂતિ ઈમામ આલૂસી (રહ.)એ સૂરએ અઅ્રાફના સંદર્ભે પણ કરી છે. (જુઓ રૂહુલ મઆની : ભાગ-૫, ૮/૧૩૨) હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)નું કથન ''દિવસથી મુરાદ દુનિયાના દિવસો નથી, બલ્કે આખિરતના દિવસો છે''થી પણ ઉપરોક્ત વિષય સમજમાં આવે છે.

# રિસાલતનું સમર્થન (સાબિતી)

અલ્લાહ તઆલાને માનવા પછી ઈસ્લામ ધર્મનો બીજો અગત્યનો અકીદો રિસાલત અથવા વહી છે. એટલે એ અકીદો કે અલ્લાહપાક માનવોમાંથી કોઈ પણ માનવી પર પોતાનું કલામ ઉતારે છે. અને તેના દ્વારા બધા માનવોને પોતાની મરજીથી સાવધ કરે છે. હવે આપણને જાહેરમાં ખુદા અને નબી વચ્ચે એવો કોઈ તાર નજર આવતો નથી, જેની ઉપર થઈને ખુદાનો પયગામ માનવો સુધી પહોંચે છે. એટલે ઘણા લોકો આ દાવાને સત્ય હોવાનો ઈન્કાર કરે છે. હાલાંકે આ એક એવી બાબત છે, જેને આપણે હકીકતોની મદદથી આસાનીથી સમજી શકીએ છીએ.

આપણી આસપાસ એવી ઘટનાઓ બને છે, જે આપણી સમજથી ઉપર હોય છે. તેમ છતાં આપણે તેને માનીએ છીએ. માનવીએ આજે એવા સાધનો શોધ્યા છે, જેના વડે તે એક માખીની ચાલવાની અવાજ માઈલો દૂરથી એવી રીતે સાંભળી શકે છે, જેમકે તે તેના કાનની નજીક છે. અહીંયાં સુધી કે તેણે બ્રહ્માંડીય કિરણોની અથડામણને પણ રેકોર્ડ કરી શકે છે. એ પ્રકારના સાધનો માનવી પાસે હાજર છે, જે એ સાબિત કરે છે કે, સાંભળવાની એવી પદ્ધતિઓ પણ શક્ય છે, જે સામાન્ય અનુભૂતિ દ્વારા એક વ્યક્તિ માટે અશક્ય છે.

પછી આ ખાસ સાધનો માત્ર મશીનરી સાધનો સુધી મર્યાદિત નથી, બલ્કે પ્રાણીશાસ્ત્ર એ બતાવે છે કે, કુદરતે બીજા સજીવોમાં પણ એવી શક્તિ રાખી છે. બેશક, સામાન્ય લોકોની અનુભૂતિ મર્યાદિત છે, પરંતુ પ્રાણીઓની અનુભૂતિ તેનાથી વિરૂદ્ધ છે. કૂતરો પોતાના નાક વડે એવા પ્રાણીની દુર્ગંધ સુંઘી લે છે, જે તે માર્ગથી પસાર થઈ ગયું. તેથી કૂતરાની એવી કાબેલિયતને ગુનેહગારોની શોધ માટે વાપરવામાં આવે છે. ચોર જે તાળાને તોડીને

ઘરમાં દાખલ થયો, તે તાળુ જાસૂસી કૂતરાને સુંઘાડવામાં આવે છે અને ત્યાર પછી તેને છોડી મૂકવામાં આવે છે. તે હજારો માણસોના ટોળામાંથી તે માણસને શોધી કાઢે છે, જેણે પોતાના હાથથી તાળુ પકડ્યું હતું. કૂતરા એવો અવાજ સાંભળે છે, જે આપણી શક્તિથી બહાર છે.

તપાસ કરવાથી એવું માલુમ થયું કે, પ્રાણીઓમાં અનુભૂતિની શક્તિ જોવા મળે છે. એક માદા પતંગિયાને ઘરમાં ખુલ્લી બારી પાસે મૂકી દો, તે અમુક ખાસ ઈશારા કરશે. આ ઈશારા તે પ્રકારના નર પતંગિયા દૂરથી સાંભળી લેશે અને તેનો જવાબ આપશે. તમરુ (કંસાડી-કહારી) પોતાનો પગ અથવા પાંખ એકબીજા સાથે સ્પર્શ કરે છે. રાત્રિના સન્નાટામાં અડધા માઈલ દૂર સુધી તેનો અવાજ સંભળાય છે. તે ૬૦૦ ટન પવનને હલાવે છે અને તે પોતાના જોડાને બોલાવે છે. તેની માદા જે બિલ્કુલ ચૂપ હોય છે, પરંતુ અવાજ વગર કોઈ એવી પદ્ધતિથી જવાબ આપે છે, જે નર સુધી પહોંચી જાય છે. નર આ આશ્ચર્યજનક જવાબ જે કોઈ સાંભળતું નથી, તે સાંભળી લે છે. અને તે જ સમયે તેની જગ્યાએ જઈને તેની મુલાકાત કરે છે.

## સંચાર માધ્યમોના સાધનોએ વહીના પ્રશ્નને હલ કરી દીધો :

આ પ્રકારના અનેક ઉદાહરણો છે કે, એવા સાધનો શક્ય છે જે નજરમાં ન આવતા હોય, તેમ છતાં તેનું અસ્તિત્વ છે. અને ખાસ અનુભૂતિ ધરાવતા જીવો તેને સમજી શકે છે. એવી પરિસ્થિતિમાં જો એક વ્યક્તિ એ દાવો કરે છે કે "મને અલ્લાહ તઆલા તરફથી એવો અવાજ સંભળાય છે, જે બીજા લોકો સાંભળી શકતા નથી" તો તેમાં આશ્ચર્યની શી વાત છે ? જો આ દુનિયામાં એવા અવાજો છે, જે સાધનો સાંભળે છે પરંતુ માનવી સાંભળતો નથી. જો દુનિયામાં એવા અવાજો શક્ય છે, જેને કોઈ એક સાધન કે પ્રાણી તો સાંભળી શકે છે, પરંતુ બીજા તે સાંભળવામાં વિવશ છે. તો તેમાં શું અશક્ય છે કે અલ્લાહપાક પોતાની હિકમતને કારણે કોઈ ખાસ સાધનથી એક વ્યક્તિ સુધી પોતાની વાત પહોંચાડે. અને તે તેની અંદર એવી ક્ષમતા પેદા કરી દે છે, જે તેને સાચવી શકે અને તેને સારી રીતે સમજી શકે. હકીકતમાં વહી અને આપણા અનુભવોમાં કોઈ ટકરાવ નથી, બલ્કે આ પ્રકારના અનુભવોની

એક ખાસ હકીકત છે, જેનો આપણે અલગ અલગ રીતે અનુભવ કરીએ છીએ. આ એક શક્યતાને બનાવ સ્વરૂપે માનવાની છે.

## આધ્યાત્મિક પ્રકાશ અને કૃત્રિમ ઉંઘના અનુભવો માનવી અને પ્રાણીઓ પર :

પછી પ્રકાશ અને ભવિષ્યવાણીના અનુભવો બતાવે છે કે, આ વસ્તુ માનવી અને પ્રાણી બંનેમાં હોય છે. ડૉક્ટર એલેક્સિસ કેરેલના શબ્દોમાં "વ્યક્તિના મનની સીમાઓ સમય અને સ્થળ પ્રમાણે માત્ર ધારેલી હોય છે." તેથી એ તાંત્રિક કોઈ અવાજ અથવા બાહ્ય સ્વરૂપે સામેવાળી વ્યક્તિ પર નજર નાંખે છે તેના કારણે તેની ઉપર કૃત્રિમ ઉંઘ સવાર થઈ જાય છે. તે તેને હસાવી શકે છે, રડાવી શકે છે. તેના મગજમાં ખાસ વિચારો લાવી શકે છે. આ એક એવું કાર્ય છે, જેમાં ન કોઈ જાહેરી સાધન વપરાયું હોય છે, ન તાંત્રિક, તેમજ સામેવાળી વ્યક્તિ સિવાય કોઈ તેને અનુભવી શકે છે. પછી આ પ્રકારની ઘટના બંદા અને ખુદા વચ્ચે કેમ આપણા માટે અશક્ય હોય. ખુદાને માનવા અને માનવીના જીવનમાં તાંત્રિક શક્તિનો અનુભવ કર્યા પછી આપણા માટે વહીનો ઈન્કાર કરવો સમજદારીની વાત નથી. મેસ્મેરીઝમ અને હેપ્નાટિઝમના અનુભવો તો હવે ઘણા આગળ વધી ગયા છે.

(૧) ભવિષ્ય જ્ઞાનના આ પ્રમાણભૂત આધારોની સમજૂતિ માટે વિભિન્ન સિદ્ધાંતો રજૂ કર્યા છે. દા.ત. મગજમાંથી કોઈ પ્રકારના તરંગો નીકળે છે, જે ખૂબ જ ઝડપથી વિશ્વમાં ફેલાય જાય છે. તેને મગજના તરંગની થિયરી (Brain-wave Theory) કહે છે. *(Religion, Philosophy and Psychical Research by C. D. Broad, p.47-48)*

આ ઉપરાંત એલેક્સિસ કેરેલના પુસ્તક (પેજ નં.૨૪૪-૨૪૯)માં પણ જોઈ શકાય છે.

જો માનવીમાં એ શક્તિ છે કે તે એક માનવીના વિચારોને બીજી વ્યક્તિમાં દાખલ કરી શકે છે, જ્યારે કે બંને વચ્ચે વધારે અંતર હોય અને બંને વચ્ચે કોઈ જાહેરી સાધન વપરાયું નથી. તો પછી આ ઘટના કુદરત તરફથી કેમ

ન થઈ શકે. માનવીની કાબેલિયતના ઉદાહરણો જેને આપણે ઘણા જોઈએ છીએ. આ એક અનુભવ છે, જેને આપણે આસાનીથી સમજી શકીએ છીએ કે ખુદા અને બંદા વચ્ચે કોઈ વાસ્તા વગર કેવી રીતે શબ્દ-સમજૂતિનો સબંધ બંધાય છે. તેને આપણે ધર્મની ભાષામાં વહી કહીએ છીએ. હકીકત એ છે કે, વહી પોતાની હાલત પ્રમાણે એક ખાસ પ્રકારનો પ્રકાશ છે. તેનો અનુભવ મર્યાદિત રીતે આપણે જીવનમાં વારંવાર અનુભવ કરીએ છીએ.

## વહીની શક્યતા અને તેની જરૂરત :

વહીને શક્ય માન્યા પછી હવે એ જોવાનું છે કે, શું તેની જરૂરત પણ છે ? કે ખુદા કોઈ વ્યક્તિને કોઈ વ્યક્તિ દ્વારા પોતાનું કલામ મોકલે. તેની જરૂરતની સૌથી મોટી સાબિતી એ છે કે, રસૂલ માનવીને જે ચીજથી સાવધ કરે છે, તે માનવીની સૌથી મોટી જરૂરત છે. પરંતુ તે જાતે પોતાના પ્રયત્નથી તેને મેળવી શકતો નથી. હજારો વર્ષોથી માનવી સત્યની શોધમાં છે. તે સમજવા માંગે છે કે, આ દુનિયા શું છે, તેની શરૂઆત અને અંત શું છે, ભલાઈ અને બૂરાઈ શું છે, માનવીને કંટ્રોલમાં કેવી રીતે લાવી શકાય, જીવનને કેવી રીતે આયોજનબદ્ધ બનાવવામાં આવે કે માનવીના બધા તકાદા તેના હેતુ સુધી પહોંચી જાય. પરંતુ હજુ સુધી તેની શોધમાં સફળતા મળી નથી. થોડી મુદ્દતના સંશોધન પછી આપણે લોખંડ અને પેટ્રોલની વૈજ્ઞાનિક હકીકત જાણી લીધી. અને અનેક વૈજ્ઞાનિક ચમત્કારોનો પરિચય મેળવી લીધો, પરંતુ માનવીનું વિજ્ઞાન હજુ શોધાયું નથી. લાંબી મુદ્દત અને બુદ્ધિશાળીઓની તનતોડ મહેનત પછી વિજ્ઞાન હજુ પોતાના હેતુની શરૂઆતમાં પણ સફળ થયું નથી. તેનાથી મોટી સાબિતી બીજી કઈ હશે કે આ મામલામાં આપણે ખુદાપાકની મદદની જરૂરત છે. તે સિવાય આપણે પોતાનો 'દીન' જાણી શકતા નથી.

## વિજ્ઞાન જીવનના રહસ્યને ન જાણી શક્યું એ વહીની જરૂરતની સાબિતી છે :

એ વાત નક્કી છે કે, આધુનિક માનવી હજુ જીવનનું રહસ્ય જાણી

શક્યો નથી. પરંતુ તેની આશા છે કે તે ગમે ત્યારે તેને ઉકેલી શકશે. વિજ્ઞાન અને મશીનરી દ્વારા જે માહોલ પેદા થયો છે, તે માનવી માટે ઉચિત નથી. તેનું કારણ એ છે કે જો એક બાજુ જડ અને અચેતન પદાર્થોની જાણકારી પ્રાપ્ત થઈ તો બીજી બાજુ સજીવોની માહિતી બિલ્કુલ પ્રારંભિક છે. આ બીજા ક્ષેત્ર પર જે લોકોએ કામ કર્યું તે લોકો પણ તેની હકીકત સુધી પહોંચી શક્યા નથી. અને પોતાની કાલ્પનિક દુનિયામાં ભટકી રહ્યા છે. નોબેલ પારિતોષિક ડૉ. એલેક્સિસ કેરલ (Alexis Careel)ના શબ્દોમાં :

"ફ્રાંસની ક્રાંતિના સિદ્ધાંતો અને માર્કસ તેમજ લેનીનની થિયરી માત્ર વૈચારિક અને કાલ્પનિક માનવો પર ચરિતાર્થ થઈ શકે છે. એ વાતને ધ્યાનમાં રાખવી જોઈએ કે માનવીના સબંધોના નિયમો હજુ સુધી જાણી શકાયા નથી. સામાજિક અને આર્થિક જ્ઞાન માત્ર કલ્પનાને આધારિત છે અને સાબિતી વગરના છે." *(Man the Unknown : P.37)*

આધુનિક યુગમાં ખરેખર જ્ઞાનમાં ખૂબ જ પ્રગતિ થઈ છે. પરંતુ એ પ્રગતિએ સમસ્યાઓ વધારે ઉભી કરી છે. તેને કોઈ પણ પ્રકારે હલ કરવાના પ્રયત્નો કર્યા નથી. જે. ડબલ્યુ. એન. સુલિવાન (J.W.N. Sullivan) લખે છે : "વિજ્ઞાને આધુનિક યુગમાં જે બ્રહ્માંડની માહિતી મેળવી છે, તે ઈતિહાસના મુકાબલામાં ખૂબ જ અસરકારક છે. તેમ છતાં આ વિશાળ માહિતી એક દ્દષ્ટિએ બહુ ઓછી સંતોષકારક છે. કારણ કે આપણે દરેક ક્ષેત્રમાં શંકા અને વિરોધાભાસમાં ઘેરાઈએ છીએ.

*(Limitations of Science, P.1)*

જીવનના રહસ્યને ભૌતિક સુવિધાઓમાં શોધવાનું એ પરિણામ બતાવે છે કે, જીવનનું રહસ્ય માનવી માટે જાણવું મુશ્કેલ છે. એક બાજુ જીવનની હકીકતને જાણવી જરૂરી છે. તેના વગર આપણે કોઈ કાર્ય કરી શકતા નથી. આપની ભાવનાઓ એ જાણવા ઉત્સુક છે. આપણા જીવનની સમગ્ર વ્યવસ્થા તેના વગર વિખરાયેલી અને અસ્તવ્યસ્ત છે. બીજા શબ્દોમાં કહીએ તો એ આપણી સૌથી મોટી જરૂરત છે. પરંતુ એ સૌથી મોટી જરૂરત આપણે જાતે પૂર્ણ કરી શકતા નથી.

શું આ સ્થિતિ એ વાતની દલીલ નથી કે માનવી વહીનો મોહતાજ છે. જીવનની હકીકત ખૂબ જ જરૂરી હોવા છતાં માનવી માટે મુશ્કેલ હોવું એ સ્પષ્ટ કરે છે કે તેની વ્યવસ્થા એવી રીતે બહારથી થવી જોઈએ, જેવી રીતે પ્રકાશ અને ગરમી જરૂરી હોવા છતાં તેના કંટ્રોલથી બહાર છે. પરંતુ કુદરતે સૂર્ય દ્વારા તેની વ્યવસ્થા કરી દીધી.

પયગમ્બરોની વાણી દ્વારા જે ધર્મ પ્રગટ થાય છે, તે ખગોળશાસ્ત્ર, વિજ્ઞાન, જીવશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ઈતિહાસ, સંસ્કૃતિ, રાજનીતિ, સમાજ-શાસ્ત્ર, લગભગ તમામ વિષયોને કોઈ ન કોઈ રીતે સ્પર્શે છે. આવી સર્વગ્રાહી વાણી અજાણતા (અજાગ્રતા) તો દૂર રહી, જાણકારી (જાગ્રતા) હેઠળ પણ કોઈ માણસ દ્વારા આજ સુધી પ્રગટ થઈ નથી. જેમાં ખોટા નિર્ણયો, ખોટી ગણત્રીઓ, અવાસ્તવિક નિવેદનો અને અપૂર્ણ દલીલો ન હોય. પરંતુ ધાર્મિક (ઇસ્લામિક) વાણી આ પ્રકારની તમામ ત્રુટિઓથી તદ્દન ખાલી છે. તે પોતાના લક્ષ્યબિંદુ, પોતાની દલીલો અને પોતાના નિર્ણયોમાં તમામ માનવીય વિદ્યાઓને સ્પર્શે છે. પરંતુ હજારો લાખો વર્ષ વહી જાય છે, અર્વાચીનોનાં શોધ-સંશોધનો પ્રાચીનોનાં વિચારોને તદ્દન પાયાવિહિન પુરવાર કરી આપે છે, પરંતુ ધર્મની સત્યતા તેમ છતાં પણ અક્ષુણ્ણ રહે છે. આજ સુધી સાચા અર્થમાં તેની અંદર કોઈ ભૂલનો અંગુલિનિર્દેશ કરી શકાયો નથી. જો કોઈએ આવી જુર્રત કરી છે, તો તે પોતે જ ખોટો સાબિત થયો છે.

વહીને શક્ય અને જરૂરી માની લીધા પછી હવે એ જોવાનું છે કે, જે વ્યક્તિ વહીનો દાવો કરે છે, તેની ઉપર ખરેખર વહી આવે છે અથવા નહીં. આપણા ઈમાન અને અકીદા પ્રમાણે આ દુનિયામાં ઘણા નબીઓ અને રસૂલો પર વહી આવી, પરંતુ અહીંયાં ખાસ કરીને અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.)ના દાવા વિશે ચર્ચા કરવાની છે. એટલા માટે કે આપનો દાવો ખરેખર બધા નબીઓના દાવાની સાબિતી છે. કારણ કે આપ પહેલા નબીઓનો ઈન્કાર કરતા નથી, બલ્કે તેનું સમર્થન કરે છે. એટલા માટે પણ આપ હમણાં અને આવતી પેઢી માટે પણ અલ્લાહપાકના રસૂલ છે. આપ પછી હવે કોઈ બીજા રસૂલ આવવાના નથી. એટલે હવે માનવોની મુક્તિ અને બરબાદીનો

વિષય આપના દાવાને માનવામાં અને ન માનવાથી સબંધિત છે.

કોઈ વસ્તુની હકીકત માટે આ ત્રણ તબક્કાથી પસાર થવું પડે છે :

(૧) પૂર્વ ધારણા (Hypothesis)
(૨) અવલોકન, નિરીક્ષણ (Observation)
(૩) ખાતરી કરવી (Verification)

પહેલાં કોઈ ધારણા અથવા વિચાર મગજમાં આવે છે. પછી અવલોકન કરવામાં આવે છે અને ત્યાર પછી એ અવલોકનથી ખાતરી થઈ જાય તો તેને માની લેવામાં આવે છે. આ ક્રમમાં ક્યારેક ફેરફાર પણ થઈ શકે છે. એટલે પહેલાં અમુક અવલોકનો સામે આવે છે અને એ અવલોકન પરથી પૂર્વધારણા મગજમાં આવે છે, પછી જ્યારે એ સાબિત થઈ જાય છે તો એ હકીકત બની જાય છે.

આ સિદ્ધાંત પ્રમાણે નબીનો નબૂવ્વતનો દાવો એક પૂર્વધારણા પ્રમાણે આપણી સામે છે. હવે આપણે એ જોવાનું છે કે, અવલોકનો તેનું સમર્થન કરે છે કે નહીં. જો અવલોકનો તેની ગવાહી આપે તો તેની હકીકત ખરેખર હકીકત બની જાય છે અને આપણા માટે જરૂરી થઈ જશે કે આપણે તેનો સ્વીકાર કરીએ.

## નબીઓ (ખુદાઈ દૂતો)ના ગુણો અને શરતો તેમજ ઈલ્મી (જ્ઞાનિય) હકીકતના ત્રણ તબક્કા :

હવે જોવાનું છે કે, એ ક્યા અવલોકનો છે, જે આ પૂર્વધારણાના સમર્થન માટે જરૂરી છે. જેના આધારે આપણે નબીના દાવાને પારખીએ અને તે દાવાને ખરો કે ખોટો સાબિત કરીએ. બીજા શબ્દોમાં તે કઈ બાબત છે, જેના આધારે એ નક્કી થાય છે કે, આપ ખુદાના રસૂલ હતા. મારા મતે જે રસૂલ હોવાનો દાવો કરે તેની અંદર બે ગુણો હોવા જરૂરી છે.

(૧) તે અન્ય વ્યક્તિઓ કરતાં પ્રભાવશાળી હોય. કારણ કે તે વ્યક્તિને માનવીઓમાંથી એટલા માટે પસંદ કરવામાં આવે કે તે ખુદાથી વાતો કરે

અને જીવનની સુધારણાના પ્રોગ્રામ તેના દ્વારા જાહેર થાય. તેથી તે શ્રેષ્ઠ વ્યક્તિ હોવો જરૂરી છે. અને તેના જીવનમાં તેના આદર્શો સંપૂર્ણ રીતે જાહેર થવા જોઈએ. જો તેનું જીવન એ ગુણોથી સંપૂર્ણ છે, તો એ તેના દાવાની સચ્ચાઈ છે. કારણ કે તેનો દાવો જો વાસ્તવિક ન હોત તો તેનું જીવન બુલંદ ન હોત.

(૨) તે વ્યક્તિનું કલામ અને તેનો સંદેશો જ્ઞાનના એવા વિવિધ ક્ષેત્રોમાં પૂર્ણ રીતે હોય, જે સામાન્ય માનવીના જ્ઞાનની બહાર હોય. તેની આશા કોઈ એવા વ્યક્તિથી જ કરવામાં આવે જેની ઉપર ખુદાની રહેમ અને કરૂણાનો પડછાયો પડ્યો હોય. સામાન્ય વ્યક્તિ એવું કલામ રજુ કરવા પર શક્તિમાન ન હોય.

આ બંને માપદંડો છે, જેની ઉપર આપણે રસૂલની નુબૂવ્વતના દાવાને પારખવાનો છે.

પહેલી વાતના અનુસંધાનમાં ઈતિહાસ સાક્ષી છે કે, હઝરત મુહમ્મદ (સલ.) એક ઉચ્ચતમ ચરિત્રના આદર્શ નમૂના હતા. જેનું વિવરણ સીરતના પુસ્તકોમાં મળે છે. આવા ઉચ્ચતમ વ્યક્તિ વિશે એ અજીબ હશે કે આપણે તેમના રસૂલ હોવાનો ઈન્કાર કરીએ. કારણ કે આપને રસૂલ માનીને આપણે માત્ર આપના મોઅજિઝાતી વ્યક્તિત્વ વિશે સમજી શકીએ છીએ. જો આપણે આપને રસૂલ ન માનત તો આપણી પાસે એ પ્રશ્નનો જવાબ ન રહેતો કે આ ઉચ્ચતમ ગુણોનું મૂળ શું હતું ? જ્યારે કે સમગ્ર વિશ્વમાં કોઈ એક વ્યક્તિ પણ આવો જન્મ્યો ન હતો. પ્રૉફેસર બાસોર્થ સ્મિથના આ શબ્દો તેનો એકરાર કરે છે અને બીજી રીતે તે સમગ્ર માનવજાતને આપની રિસાલત પર ઈમાન લાવવાની દાવત આપે છે કે....

"હઝરત મુહમ્મદ (સલ.)એ પોતાના જીવનના અંત ભાગમાં પણ પોતાને માટે એ જ હોદ્દાનો દાવો કર્યો, જે આપે કામની શરૂઆતમાં કર્યો હતો. અને હું સંપૂર્ણ વિશ્વાસ સાથે કહું છું કે, ઉચ્ચ તત્વજ્ઞાન અને સત્ય ખ્રિસ્તીયત એક દિવસે એનો એકરાર કરશે કે આપ એક પયગમ્બર હતા,

ખુદાના સત્ય પયગમ્બર. *(Mohammad and Mohammadenism : P.344)*

બીજી રીતે રસૂલની રિસાલતની સાબિતી તે પવિત્ર કિતાબ છે, જે આપે એ કહીને રજૂ કરી કે મારી ઉપર ખુદાપાક તરફથી ઉતરી છે. આ કિતાબ (કુર્આન) એવી વિશેષતાઓ ધરાવે છે, જે સાબિત કરે છે કે તે કોઈ માનવીનું કલામ નથી, બલ્કે આ ખુદા તઆલા તરફથી ઉતારેલ છે.

## અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ વિશે માન્યતાઓ :

- અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરોને પોતાના અહકામ લઈને જગતવાસીઓ તરફ મોકલ્યા.

કુર્આન શરીફમાં છે : હે આદમના પૂત્રો ! જો તમારી પાસે તમારામાંથી એવા રસૂલો આવે જેઓ તમને મારી આયતો સંભળાવે (તો તેમને માની લેજો). *(સૂ.અઅ્રાફ : ૩૫)* હે મારી કૌમ ! મારામાં જરા પણ મૂર્ખાઈ નથી, પરંતુ હું તો સમગ્ર જગતના પરવરદિગારનો (મોકલેલો) રસૂલ છું, પોતાના પરવરદિગારના સંદેશા (અને હુકમો) તમને પહોંચાડું છું. *(સૂ.અઅ્રાફ : ૬૭-૬૮)* તે વખતે હઝરત શુઐબ (અલૈ.)એ તે લોકોથી મોં ફેરવ્યું અને બોલ્યા કે, હે મારી કૌમ ! મેં તમને મારા પરવરદિગારના હુકમો પહોંચાડ્યા અને તમારી ઘણી ખૈરખ્વાહી કરી. *(સૂ.અઅ્રાફ : ૯૩)*

- નબીઓને અલ્લાહપાકે મહાન હિકમત અને રહમત સાથે મોકલ્યા છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અને અલ્લાહપાકના જે ઉપકાર તમારા ઉપર છે તેને યાદ કરો. (ખાસ કરીને) કિતાબ તથા હિકમતની વાતો, જેને અલ્લાહપાકે તમારા ઉપર ઉતારી કે તે વડે તમને બોધ આપે (તેને પણ યાદ કરો). અને અલ્લાહપાકે હઝરત દાવૂદ (અલૈ.)ને બાદશાહી તથા હિકમત આપી અને બીજું પણ જે ચાહ્યું તે તેમને શીખવ્યું. *(સૂ.બકરહ : ૨૩૧, ૨૫૧)* અને આપને તમામ જગત માટે રહમત બનાવી મોકલ્યા છે. *(સૂ.અંબિયા-૧૦૭)*

જગતમાં નબીઓનું આગમન અલ્લાહ તઆલાની મહાન નેઅમત અને અપાર રહમત છે.

જેમકે હઝરત મૂસા (અલૈ.)એ પોતાની કૌમને અલ્લાહપાકનો એ ઉપકાર વર્ણવતાં ફરમાવ્યું કે, અને (તે વખત વર્ણનને પાત્ર છે) જ્યારે હઝ. મૂસા (અલૈ.)એ પોતાની કૌમને કહ્યું કે, હે મારી કૌમ ! તમારા ઉપર અલ્લાહ તઆલાના જે ઉપકાર છે, તેને યાદ કરો. જ્યારે કે તેણે તમારામાં અનેક નબીઓ પેદા કર્યા અને તમને બાદશાહ બનાવી દીધા. *(માઈદહ : ૨૦)*

- માનવ માર્ગદર્શન માટે દુનિયામાં અનેક આદરણીય નબીઓ આવી ચૂક્યા છે. જેમની ચોક્કસ સંખ્યા કોઈ જાણતું નથી.

અલ્લાહ તઆલા ફરમાવે છે : અને દરેક કૌમ માટે જુદા-જુદા માર્ગદર્શક થતા આવ્યા છે. *(સૂરએ રઅદ : ૭)*

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ નબીઓ (અલૈ.)નો, તેમની કૌમોમાં પ્રચાર (દઅવત) વગેરેનો ઉલ્લેખ કર્યો છે કે, તેઓએ પોતાની ઉમ્મતોને સંપૂર્ણ જવાબદારી સાથે હુકમો પહોંચાડ્યા અને માનવ માર્ગદર્શન કર્યું. એમાંથી એક દજ્જાલ વિશે પ્રકાશ પાડતાં ફરમાવ્યું કે, અલ્લાહપાકે જેટલા પણ નબીઓ મોકલ્યા છે, તે સર્વેએ પોતાની ઉમ્મતને તે (દજ્જાલ)થી ચેતવી (ડરાવી) છે. નૂહ (અલૈ.)એ પણ પોતાની ઉમ્મતને ચેતવી અને તેમની પછીના બધા નબીઓએ પણ.

*(બુખારી શરીફ, કિતાબુલ મગાઝી, હજ્જતુલ વદાઅનો બાબ, હદીષ નં.૪૪૦૨)*

ઉપરોક્ત હદીષમાં માનવ માર્ગદર્શનનો એક અંશ વર્ણવ્યો છે, પરંતુ નબીઓની સંખ્યા દર્શાવી નથી.

- સર્વે નબીઓ અને રસૂલો પર ઈમાન લાવવું જરૂરી છે.

અલ્લાહપાક ફરમાવે છે : પરંતુ મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહ તઆલા પર અને છેલ્લા દિવસ (આવવા) પર અને ફરિશ્તાઓ(ની હસ્તી) પર અને (સર્વ આકાશી) કિતાબો પર અને (સઘળા) પયગમ્બરો પર ઈમાન લાવે. *(સૂરએ બકરહ : ૧૭૭)*

હઝરત શહ્ર બિન હવશબ (રહ.) એક સહાબી (આમિર, અબૂ આમિર અશ્અરી અથવા અબૂ માલિક)થી રિવાયત વર્ણન કરે છે કે, આપ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમ એક મજલિસમાં બેઠા હતા, જેમાં સહાબા બેઠા હતા કે અચાનક હઝરત જિબ્રઈલ (અલૈ.) પોતાના ચહેરા મુખડાથી અલગ જ મુસલમાનોમાંથી કોઈ એક મુસલમાન વ્યક્તિની શકલમાં આપની પાસે આવ્યા. (ત્યાર બાદ તેમની બેસવાની રીત વર્ણવતા આગળ સવાલ-જવાબનું વર્ણન કર્યું, જે આ મુજબ છે :) અય અલ્લાહપાકના રસૂલ ! ઈસ્લામ શું છે ? તો આપે ફરમાવ્યું : એ કે તમે પોતાને અલ્લાહપાકને હવાલે કરી દો, એ સાક્ષી આપો કે અલ્લાહપાકના સિવાય કોઈ પૂજનીય (ઈબાદતને લાયક) નથી અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તેના બંદા અને (અંતિમ) રસૂલ છે. નમાઝ કાયમ કરો અને ઝકાત આપતા રહો. પછી આપે ફરમાવ્યું કે, જ્યારે તમે આ કામો બજાવી લાવો, તો તમે ઈસ્લામ લઈ આવ્યા. તેમણે કહ્યું : જી હા. પછી પૂછ્યું : ઈમાન શું છે ? આપે જવાબ વાળ્યો : એ કે તમે ઈમાન લાવો અલ્લાહપાક પર, આખિરત (પરલોક)ના દિવસ પર, ફરિશ્તાઓ પર, (આસમાની) કિતાબો પર, નબીઓ પર, મૃત્યુ અને મૃત્યુ બાદ સજીવન થવા પર, સ્વર્ગ અને નર્ક પર, (અલ્લાહપાક સમક્ષ તમારી સઘળી બાબતોના) હિસાબ-કિતાબ થવા પર, (તમારા અમલો વગેરેનું વજન કરવાના) મીઝાન (ત્રાજવા) પર અને સારી-નરસી તકદીર (ભાગ્ય) પર. (હદીષ લાંબી છે.) *(મુસ્નદે અહમદ : ૧૨૯/૪)*

- અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) પર મુજમલ (વિગતો ન હોય તો ટૂંકમાં) અને મુફસ્સલ (વિગતો હોય તો વિગતે) બન્ને રૂપે ઈમાન લાવવું જરૂરી છે.
- એક પણ નબીનો ઈન્કાર (ન માનવું) કુફ્ર છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અને જે શખ્સ અલ્લાહ તઆલા પર અને તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન (ઈમાન) નહીં રાખે, તો તે શખ્સ માર્ગ ભૂલી બહુ દૂર જઈ પડ્યો. *(સૂરએ નિસાઅ : ૧૩૬)* જે લોકો અલ્લાહપાક અને તેના રસૂલોને માનતા નથી અને એમ ઈચ્છે છે કે અલ્લાહ તઆલા અને તેના રસૂલોમાં (ઈમાન વિશે) જુદાઈ રાખે અને કહે છે કે, (નબીઓમાંથી થોડાકને

અમે માનીએ છીએ અને થોડાકને નથી માનતા, (એમ કરી) તેઓ ઈચ્છે છે કે એની વચ્ચે એક બીજો માર્ગ (ધર્મ) બનાવે. તો એવા જ લોકો ખાતરીપૂર્વક કાફિર છે. *(સૂરએ નિસાઅ : ૧૫૦-૧૫૧)*

- સર્વે નબીઓ અને રસૂલોનો મરતબો એકસરખો નથી.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : આ રસૂલોમાં પણ અમે એકને બીજા પર શ્રેષ્ઠતા આપી છે. તેઓમાં અમૂક એવા પણ છે, જેમની સાથે અલ્લાહપાકે વાતો કરી છે તથા અમૂકના દરજ્જા વધાર્યા છે. *(સૂરએ બકરહ : ૨૫૩)*

- તમામ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) ગુનાહો અને બુરાઈઓથી પાક છે.

હઝરત મુગીરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નમાઝ માટે (રાત્રે તહજ્જુદ વગેરેમાં) ઉભા થતા, તો (એટલો લાંબો કિયામ ફરમાવતા કે) આપના કદમ મુબારકમાં સોજો આવી જતો. જ્યારે આપને અર્ઝ કરવામાં આવી કે, આપની તો આગલી-પાછલી બધી જ ચૂકો માફ કરી દેવામાં આવી છે. (પછી આટલી બધી તકલીફ શું કામ ઉઠાવો છો ?) તો આપે ફરમાવ્યું : શું હું (એમ કરીને) અલ્લાહપાકનો શુક્ર અદા કરવાવાળો બંદો ન બનું ? *(બુખારી, કિતાબુત્તફસીર, હદીષ નં.૪૮૩૬)*

આ હદીષમાં ભવિષ્યકાળની ચૂકો પણ માફ હોવાનો ઉલ્લેખ છે.

- બધા જ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) અલ્લાહપાકના બંદા અને ઈન્સાન હતા.

કુર્આને પાકમાં છે : તેમના રસૂલોએ તેઓને કહ્યું કે, (ખરેખર) અમે પણ તમારા જેવા જ માણસો છે, પરંતુ અલ્લાહપાક પોતાના બંદાઓમાંથી (જેને) ચાહે છે તેના પર (નુબુવ્વતનો) ઉપકાર કરે છે. *(સૂરએ ઈબ્રાહીમ-૧૧)* એટલામાં તે બાળક (હઝ. ઈસા અલયહિસ્સલામ) બોલી ઉઠ્યા કે, હું અલ્લાહ તઆલાનો (ખાસ) બંદો છું. તેણે મને કિતાબ આપી છે અને નબી બનાવ્યો છે. *(સૂરએ મરયમ : ૩૦)* અને અમે દાવૂદ (અલૈ.)ને (એક પુત્ર) સુલયમાન (અલૈ.) અર્પણ કર્યા, તે બહુ સારા બંદા હતા. *(સૂરએ સૉદ : ૩૦)*

- બધા જ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) પુરૂષો હતા. કોઈ સ્ત્રીને કદી નુબુવ્વત મળી નથી.
- બધા જ નબીઓની મૂળભૂત દા'વત (ઉપદેશ) એક જ હતી અને તે છે તવહીદ (એકેશ્વરવાદ).

કુર્આન શરીફમાં છે : પછી જો તેઓ તમારૂં કહેવું પુરૂં ન કરી શકે, તો (તેઓને કહો, હવે તો) યકીન કરી લો કે કુર્આન શરીફ અલ્લાહપાકના જ્ઞાનથી ઉતર્યું છે. અને એ પણ યકીન કરી લો કે તેના સિવાય કોઈ મઅબૂદ (ઈબાદતને લાયક) નથી. *(સૂરએ હૂદ : ૧૪)* (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ !) ફરમાવી દો કે, અય એહલે કિતાબ ! અમારી અને તમારી વચ્ચે જે વાત (સત્ય હોવામાં) સરખી છે, તેના તરફ આવો. તે એ કે આપણે અલ્લાહ તઆલાના સિવાય કોઈની પણ બંદગી કરીએ નહીં, અને કોઈને પણ તેનો ભાગીદાર બનાવીએ નહીં. *(સૂરએ આલિ ઈમરાન : ૬૪)* આપ ફરમાવી દો કે, હું તો માત્ર મારા પરવરદિગારની જ બંદગી કરૂં છું અને કોઈને પણ તેનો શરીક ઠેરવતો નથી. *(સૂરએ જિન : ૨૦)*

- અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)ને મળતી નુબૂવ્વત અલ્લાહ તઆલાએ આપેલી એક નેઅમત હોય છે. એમાં એમના પરિશ્રમ અને મહેનતની કોઈ દખલ હોતી નથી.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : તેમના રસૂલોએ તેઓને કહ્યું કે (ખરેખર) અમે પણ તમારા જેવા જ માણસો છીએ, પરંતુ અલ્લાહ તઆલા પોતાના બંદાઓમાંથી (જેને) ચાહે છે તેના પર (નુબૂવ્વતનો) ઉપકાર કરે છે.

*(સૂરએ ઈબ્રાહીમ : ૧૧)*

- તમામ અમ્બિયાએ કિરામ માસૂમ અને નિર્દોષ હતા.
- નબીઓ અને રસૂલોના હાથે અલ્લાહપાક તરફથી નુબૂવ્વતની સત્યતા પુરવાર કરવા માટે પ્રસંગોચિત (સમયાનુસાર) ચમત્કારો (મુઅજિઝાત) પણ જાહેર થયા છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અને તમારી પાસે મુઅજિઝહ લાવવું

અલ્લાહપાકના હુકમ સિવાય અમારા અધિકારનું કામ નથી. *(સૂ.ઈબ્રાહીમ-૧૧)* ફરી નૂહ અલયહિસ્સલામ પછી અમે બીજા રસૂલોને પોતપોતાની કૌમ તરફ મોકલ્યા, તો તેઓની પાસે સ્પષ્ટ દલીલો (મુઅજિઝહ) લઈ આવ્યા. *(સૂરએ યૂનુસ : ૭૪)* અને તેઓ (બની ઈસ્રાઈલ)ની પાસે અમારા ઘણા રસૂલો સ્પષ્ટ મુઅજિઝા લઈ આવી ચૂક્યા છે. *(સૂરએ માઈદહ : ૩૨)*

- અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) સિવાય બીજા કોઈથી મુઅજિઝહ પ્રગટ થઈ શકતો નથી.
- બધા જ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) અમાનતદાર, સાચા અને પ્રમાણિક હતા.

કુર્આન શરીફમાં છે : બેશક, તે (ઈસ્માઈલ અલયહિસ્સલામ) વાયદાના સાચા હતા. બેશક, તે (ઈદ્રીસ અલયહિસ્સલામ) સત્યવાદી નબી હતા. *(સૂ.મરયમ : ૫૪, ૫૬)* અને તે (હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામ) અમારા ઈમાનદાર બંદાઓ માંહેના હતા. બેશક, તે બન્ને (હઝ. મૂસા અને હઝ. હારૂન અલયહિમુસ્સલામ) અમારા (કામિલ) ઈમાનદાર બંદાઓ માંહેના હતા. *(સૂ.સાફ્ફાત : ૧૧૧, ૧૨૨)* કુર્આને કરીમમાં અમૂક નબીઓનો (જરૂરત મુજબ) આ રીતે નામ સાથે ઉલ્લેખ કર્યો છે. બધા જ નબીઓ આ રીતે હતા.

- કોઈ નબીએ અલ્લાહપાકનો હુકમ છૂપાવ્યો નથી.

અલ્લાહપાક ફરમાવે છે : તે (નબી)ઓ એવા હતા કે, અલ્લાહના સંદેશા (અને હુકમો) પહોંચાડતા હતા અને તેનાથી જ ડરતા હતા. *(સૂ.અહઝાબ -૩૯)*

નીચે વર્ણવેલ હદીષ શરીફમાં હઝરત નૂહ (અલૈ.)નો ઉલ્લેખ છે. જેમણે પોતાની ઉમ્મતને તમામ હુકમો પહોંચાડી દીધા. એ જ રીતે તમામ નબીઓએ પણ અલ્લાહપાકના હુકમો લોકો સુધી પહોંચાડ્યા, એમાંથી કંઈ છૂપાવ્યું નહીં.

હઝરત અબૂ સઈદ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : નૂહ (અલયહિસ્સલામ) અને તેમની ઉમ્મત (અલ્લાહપાક સમક્ષ) આવશે, તો અલ્લાહ તઆલા હઝરત

નૂહ (અલૈ.)ને પૂછશે : શું તમે (બધા હુકમો વગેરે) પહોંચાડી દીધા ? તો તેઓ જવાબ આપશે : જી હા, અય અલ્લાહપાક ! પછી તેમની ઉમ્મતને પૂછવામાં આવશે કે, શું હઝરત નૂહ (અલૈ.)એ તમારા સુધી (મારા હુકમો) પહોંચાડ્યા ? તો તેઓ જવાબ આપશે : ના, અમારી પાસે તો કોઈ નબી આવ્યા જ નથી. એટલે અલ્લાહપાક હઝરત નૂહ (અલૈ.)ને પૂછશે : તમારા માટે કોઈ ગવાહી આપનાર છે ? તો હઝરત નૂહ (અલૈ.) અરજ કરશે : જી હા. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને તેમની ઉમ્મત. પછી એ બધા ગવાહી આપશે કે, હા. હઝરત નૂહ (અલૈ.)એ પોતાની ઉમ્મતને (બધા હુકમો) પહોંચાડી આપ્યા.

- અલ્લાહપાકે પોતાની ઘણી કિતાબો નબીઓ પર ઉતારેલ છે.

કુર્આન શરીફમાં છે : અલબત્ત, અમે અમારા રસૂલોને સ્પષ્ટ નિશાનીઓ આપી મોકલ્યા અને તેમની સાથે કિતાબ અને ત્રાજવાં ઉતાર્યા કે જેથી તેઓ ન્યાય પર કાયમ રહે. *(સૂરએ હદીદ : ૨૫)* બેશક, અમે (મૂસા અલયહિસ્સલામ પર) તવરાત ઉતારી. *(માઈદહ : ૪૪)*

- સર્વે નબીઓ સર્વ પ્રકારના સદ્‌ગુણો ધરાવતા હતા અને દરેક પ્રકારના ગુનાહો અને ખોડ (ઐબ)થી પાક (પવિત્ર) હતા.
- તમામ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) મનેચ્છાઓ (નફસની ખ્વાહિશો)થી ઉચ્ચ હતા.
- હઝરત ઈસા (અલયહિસ્સલામ)ને અલ્લાહપાકે આસમાન પર જીવતા ઉઠાવી લીધા છે.

કુર્આને પાકમાં છે : અને બેશક, તેઓએ તેમને (હઝરત ઈસા અલૈ.)ને કતલ કર્યા જ નથી, બલ્કે અલ્લાહપાકે તેમને પોતાના તરફ (આકાશ પર જીવતા) ઉઠાવી લીધા. *(સૂ.નિસાઅ : ૧૫૭-૧૫૮)* (તે સમયને યાદ કરો) જ્યારે અલ્લાહપાકે ફરમાવ્યું કે, હે ઈસા (અલૈ.)! (ચિંતા ન કરો) હું તમને લઈ લઈશ અને (દુનિયાથી) તમને પોતાના તરફ (એટલે કે ફરિશ્તાઓના રહેઠાણ તરફ જીવતા) ઉઠાવી લઈશ. *(સૂ.આલિ ઈમરાન : ૫૫)*

- કિયામત પહેલાં હઝ. ઈસા (અલયહિસ્સલામ) દુનિયામાં ફરી વાર તશરીફ લાવશે અને દીને મુહમ્મદીની પેરવી કરશે-કરાવશે.

જેમકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : તે જાતની કસમ ! જેના કબ્જામાં મારી જાન (જીવ) છે, તે સમય નજીક (આવી ગયો) છે કે, ઈસા અલયહિસ્સલામ (આસમાનથી ઉતરીને) તમારી પાસે આવી જાય, જેઓ આ શરીઅત પ્રમાણે ફેંસલા કરશે અને ન્યાય કરશે, સલીબ (ક્રોસ)ને તોડી નાંખશે, સૂવ્વર (ભૂંડ)નો સફાયો કરશે, ટેક્ષ માફ કરશે અને માલ એટલો વધારશે કે લેવાવાળો કોઈ નહીં હશે. *(મુસ્લિમ શરીફ)*

- અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)ના હકમાં થોડીક પણ બેઅદબીથી ઈમાન છીનવાઈ જવાનો પૂરે પૂરો ભય રહે છે.

કુર્આને કરીમમાં છે : અને ખરેખર, આપની અગાઉના અનેક રસૂલો સાથે પણ ઠઠ્ઠો કરવામાં આવ્યો છે. ફરી તેઓ માંહેના મશ્કરાઓને તે જ વસ્તુએ (અઝાબે) ઘેરી લીધા, જેની તેઓ મશ્કરી કરતા હતા. *(સૂ.અન્આમ-૧૦)* આપ ફરમાવી દો કે, શું તમે અલ્લાહ તઆલા અને તેના હુકમો તથા તેના રસૂલોની મજાક કરતા હતા ? તમે હવે બહાના ન બતાવો. ખરેખર, તમે ઈમાન જાહેર કર્યા પછી કાફિર થઈ ગયા છો. *(સૂ.તવબહ : ૬૫)*

- હશ્રમાં સર્વે લોકો પયગમ્બરોની પાસે સિફારીશ માટે જશે. અંતે આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સિફારીશ ફરમાવશે.

મુસ્લિમ શરીફમાં આ વિશે વિસ્તારપૂર્વક ઘણી લાંબી હદીષ બયાન કરવામાં આવી છે. જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે લોકોનું ભેગા થઈને આદમ અલયહિસ્સલામ પાસે, ત્યાર બાદ વારાફરતી બીજા નબીઓ પાસે સિફારીશ માટે જવાનો ઉલ્લેખ કર્યો છે. અંતમાં આપ ફરમાવે છે : જ્યારે બધા જ લોકો હઝરત ઈસા (અલયહિસ્સલામ) પાસે પહોંચી જશે, તો તે પણ કહેશે કે, હું એ (સિફારીશ)ના લાયક નથી, પરંતુ તમે લોકો મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે ચાલ્યા જાઓ. જેમની શાન એ છે કે, (જો એમ માની લઈએ કે, એમનાથી કોઈ ભૂલચૂક થઈ પણ હોય

તો પણ) અલ્લાહ તઆલાએ તેમની આગલી-પાછલી તમામ શરતચૂક માફ કરી આપી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવે છે કે, ત્યાર બાદ બધા લોકો મારી પાસે આવશે. (જેથી) હું પરવરદિગાર પાસે (સિફારીશ)ની પરવાનગી લઈશ. જેની પરવાનગી પણ મને મળી જશે. *(મુસ્લિમ શરીફ)* હદીષ ઘણી લાંબી છે, એમાંથી થોડોક ભાગ રજૂ કર્યો છે.

- નબીઓએ પોતાની નુબૂવ્વત પર ઈમાન લાવવું જરૂરી છે.
- કોઈ નબીએ અલ્લાહ તઆલાના પયગામમાં કશી તબ્દીલી (ફેર-બદલ) કે કાપકૂપ કરી નથી અને પોતાના તરફથી એમાં એક અક્ષરનો પણ વધારો કે ઘટાડો કર્યો નથી.

કુર્આને પાકમાં ફરમાવ્યું : તે (નબી)ઓ એવા હતા કે, અલ્લાહ તઆલાના સંદેશા પહોંચાડતા હતા અને તેનાથી જ ડરતા હતા. *(સૂરએ અહઝાબ : ૩૯)* તે રસૂલોએ કહ્યું : અમારો પરવરદિગાર જાણે છે કે બેશક, અમે તમારા તરફ મોકલવામાં આવ્યા છીએ અને અમારા શિરે તો સ્પષ્ટ રીતે (સંદેશો) પહોંચાડી દેવું જ હતું. *(સૂ.યાસીન : ૧૭)*

- નબીઓ અને રસૂલોના ખ્વાબ (સપના) યકીની (સાચા) અને ઉમ્મત માટે દલીલ છે.

ઈમામ બુખારી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ના હવાલાથી ઘણી લાંબી રિવાયત વર્ણવી છે. જેમાં ઉલ્લેખ છે કે, તેઓ પોતાની માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમુના (રદી.)ને ત્યાં એક રાત સૂતા અને એ રિવાયતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો આખી રાતનો નિત્યક્રમ વર્ણવ્યો છે. વુઝૂ, તહજ્જુદ, નફલ નમાઝો, ફજરના સમયે આપનો મામૂલ વગેરે વર્ણવ્યું છે. અને અંતમાં આ ઉલ્લેખ છે કે, હઝરત અમ્ર ફરમાવે છે કે, ઉબૈદ બિન ઉમૈરને એમ કહેતા સાંભળ્યા કે, નબીઓના સપનાઓ પણ વહી જ છે. *(બુખારી શરીફ, કિતાબુલ વુઝૂ, હદીષ નં.૧૩૮)*

- નબી કદી પદભ્રષ્ટ થતા નથી.
- નબીઓમાં સૌપ્રથમ હઝરત આદમ (અલયહિસ્સલામ)ને અને સૌથી

અંતિમ હઝરત મુહમ્મદ (સલ.)ને મોકલવામાં આવ્યા.

કુર્આન શરીફમાં છે : મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તમારા પુરૂષોમાંથી કોઈના બાપ નથી, પરંતુ અલ્લાહના રસૂલ અને નબીઓની મહોર (અંતિમ નબી) છે. *(સૂરએ અહઝાબ : ૪૦)*

- પયગમ્બર (સંદેશો લાવનાર) ફરિશ્તાઓથી શ્રેષ્ઠ છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અને અમે જો કોઈ ફરિશ્તાને (રસૂલ બનાવી) મોકલત, તો અમે એને પણ મનુષ્ય(ના સ્વરૂપમાં જ) બનાવત.
*(સૂરએ અન્આમ : ૯)*

- સામાન્ય માનવી (નબીઓ સિવાયના લોકો) સામાન્ય ફરિશ્તાઓ (જેઓ સંદેશો લાવનાર ન હોય તેમના)થી શ્રેષ્ઠ છે.

જેમકે હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : મુઅમિન અલ્લાહ તઆલા સમક્ષ અમૂક ફરિશ્તાઓ કરતાં વધુ શ્રેષ્ઠ છે.
*(ઈબ્ને માજહ, કિતાબુલ ફિતન, હદીષ નં.૩૯૪૭)*

## આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશે માન્યતાઓ :

- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની રિસાલત પર ઈમાન લાવ્યા વગર અને આપની નુબૂવ્વતની શહાદત દીધા વગર કોઈનું ઈમાન દુરૂસ્ત થઈ શકતું નથી.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : સંપૂર્ણ ઈમાનવાળા તો તે લોકો જ છે, જેઓ અલ્લાહપાક પર અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર ઈમાન લાવ્યા. ફરી કંઈ શંકા ન કરી. *(સૂ.હુજૂરાત : ૧૫)* (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ !) આપ ફરમાવી દો કે, હે (જગતના) લોકો ! હું તમારા સૌની તરફ તે અલ્લાહપાકનો રસૂલ છું, જેની આકાશો અને પૃથ્વીમાં સત્તા છે. તેના સિવાય કોઈ બંદગીના લાયક નથી. તે જ જીવન અર્પણ કરે છે અને તે જ મૌત આપે છે. માટે એવા અલ્લાહપાક ઉપર તથા તેના મોકલેલા નબી ઉમ્મી પર, જે (પોતે પણ) અલ્લાહ તઆલા

પર અને તેના દરેક હુકમો પર યકીન રાખે છે, તેના ઉપર ઈમાન લાવો અને તેની તાબેદારી કરો. *(સૂરએ અઅ્રાફ : ૧૫૮)*

- આપ (અલૈહિસ્સલામ) અંતિમ નબી અને પયગમ્બરોના સરદાર છે. આપના પછી કિયામત સુધી કોઈ નબી આવનાર નથી.

જેમકે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : હું તમામ ઈન્સાનોનો સરદાર છું અને એમાં કોઈ ગર્વ નથી. મારા હાથમાં અલ્લાહપાકની તારીફ (વખાણ) અને હમ્દનો ઝંડો હશે, એમાં પણ કોઈ ગર્વ નથી. અને તે (કિયામતના) દિવસે હઝ. આદમ અલયહિસ્સલામથી લઈને અંત (હઝ. ઈસા અલયહિસ્સલામ) સુધીના જેટલા પણ નબીઓ હશે, તે સર્વે મારા ઝંડા હેઠળ હશે. *(તિરમિઝી શરીફ)*

- આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પછી કિયામત સુધી કોઈ નબી આવનાર નથી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : હું અંતિમ નબી છું, મારા બાદ કોઈ નબી (આવનાર) નથી. *(તિરમિઝી શરીફ)*

- હઝરત ઈસા (અલૈ.) કિયામત પૂર્વે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના એક ઉમ્મતી તરીકે દુનિયામાં તશરીફ લાવશે.

જેમકે આથી પહેલા વિસ્તારપૂર્વક હઝ. ઈસા અલયહિસ્સલામનું કિયામત પૂર્વે દુનિયામાં આગમન વિશે હદીષ આવી ગઈ છે, જેમાં હઝરત ઈસા અલયહિસ્સલામ આપણા પ્યારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની શરીઅતનું પાલન કરશે અને કરાવશે એ વિશેના અમૂક ઉદાહરણો પણ આવી ગયા છે.

- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પછી નુબૂવ્વતનો દાવો ગુમરાહી અને જહાલત છે.

કારણ કે આપે હદીષ શરીફમાં આપના પછી નુબૂવ્વતનો દાવો કરનારા લોકો વિશે ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાં ૩૦ અત્યંત જૂઠ્ઠા દજ્જાલો પેદા

થશે, દરેકનો દાવો હશે કે તે નબી છે. અને (સાચી વાત એ છે કે) મારા પછી કોઈ નબી નથી.

- આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જાગૃતાવસ્થામાં બદન મુબારક સાથે મેઅરાજ કરી છે.

કુર્આને પાકમાં છે : પાક છે તે ઝાત, જે રાતોરાત પોતાના બંદા (હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને મસ્જિદે હરામ (બયતુલ્લાહ)થી મસ્જિદે અકસા (બયતુલ મુકદ્દસ) સુધી, કે જેને અમારી બરકતોએ ઘેરી રાખી છે (ત્યાં સુધી) લઈ ગયા કે જેથી અમે તેમને અમારી કુદરતના કંઈક નમૂના દેખાડીએ. *(બની ઈસ્રાઈલ-૧)* સિદ્રતુલ મુન્તહા પાસે કે જેની નજીકમાં આરામથી રહેવાની જન્નત છે. (તે વખતે તેને જોયો) જ્યારે કે તે સિદરા પર કંઈક છવાઈ જનાર હતું તે છવાઈ રહ્યું. (તે જોવામાં નબી અલયહિસ્સલામની) નજર આમ-તેમ હટી નહીં અને ન તે હદથી આગળ વધી. બેશક, તેમણે પોતાના પરવરદિગારની ઘણી ઘણી અજાયબીઓ પ્રત્યક્ષ નિહાળી. *(સૂરએ નજ્મ : ૧૪-૧૮)*

- આપની કબર મુબારકની ઝિયારત ઉચ્ચ કક્ષાની નિકટતા, અત્યંત સવાબ-કારક અને ઉંચા દરજ્જા માટે સબબરૂપ છે, બલ્કે વાજિબ સમાન છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : જેણે મારી કબર મુબારકની ઝિયારત કરી, તેના માટે મારી સિફારીશ વાજિબ થઈ ગઈ. *(દારે કુત્ની)* બીજી એક હદીષમાં છે કે, જે માણસ મારી ઝિયારતે આવ્યો અને મારી ઝિયારત સિવાય બીજી કોઈ જરૂરત એને (મારી ઝિયારતે) ન લાવી હોય, તો કિયામતના દિવસે એની સિફારીશ કરવાનો મારા શિરે હક રહે છે.

- જમીનનો તે ભાગ જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના બદન મુબારકને સ્પર્શીને અને અડીને છે, તે કા’બા, અર્શ અને કુર્સીથી પણ અફઝલ છે.
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતાની કબર મુબારકમાં જીવંત છે. અલ્લાહપાકે જમીન પર હરામ ઠેરવ્યું છે કે, તે અમ્બિયાએ

કિરામ અલયહિમુસ્સલામના બદનને ખાઈને નાશ કરે. બસ, અલ્લાહના દરેક નબી કબરમાં જીવંત છે. *(મિશ્કાત શરીફ)*

- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કબર મુબારકમાં એવા જ હયાત છે, જેવા કે દુનિયામાં હતા.
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઝિયારત વખતે ચહેરા મુબારક તરફ મુખ કરીને ઉભા રહેવું બેહતર છે.
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની કબર મુબારક પર પઢાતા દુરૂદો-સલામને આપ પોતે સાંભળે છે, અને તેનો જવાબ પણ આપે છે.
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની કબર મુબારકથી દૂર પઢાતા દુરૂદો-સલામને ફરિશ્તાઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ખિદમતમાં પહોંચાડે છે.
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના કથન, વર્તન અને શરીઅતનો ઈન્કાર કુફ્ર છે.

કુર્આન શરીફમાં છે : ફરી તેઓએ પોતાના પરવરદિગારના રસૂલની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, તો અલ્લાહપાકે પણ તેઓને સખત પકડમાં પકડ્યા. *(સૂરએ અલ હાક્કહ : ૧૦)*

- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની કોઈ વાતમાં શંકા કરવી, એને જૂઠાડવી, એમાં ખામી શોધવી અને એની ઠેકડી ઉડાડવી જાઈઝ નથી. એનાથી ઈમાન જતું રહે છે.

અલ્લાહપાક ફરમાવે છે : અને તેમની પાસે તેઓમાંથી એક રસૂલ આવ્યા છતાં તેઓએ તેમને જૂઠાડ્યા, જેથી તેઓને અઝાબે એવી હાલતમાં પકડી લીધા કે તેઓ જુલ્મ પર જ કેદ બાંધેલા હતા. *(સૂરએ નહલ : ૧૧૩)* સંપૂર્ણ ઈમાનવાળા તો તે લોકો જ છે, જેઓ અલ્લાહપાક પર અને તેના રસૂલ (સલ.) પર ઈમાન લાવ્યા, ફરી કંઈ શંકા ન કરી. *(સૂ.હુજૂરાત : ૧૫)*

- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ્લાહ તઆલાની પરવાનગીથી ગુનેહગારોની શફાઅત ફરમાવશે.

- કિયામતના દિવસે આપની શફાઅત પછી લોકોના દરમિયાન ફેંસલો થશે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઉમ્મત તમામ ઉમ્મતોથી પહેલી જન્નતમાં જશે.

- આપના વસીલાથી દુઆ કરવી જાઈઝ છે, બલ્કે મુસ્તહબ અને દુઆની કબૂલિયત માટે અત્યંત અસરકારક છે. સહાબએ કિરામ (રદી.) તાબિઈન તથા અન્ય બુઝુર્ગો આપના વસીલાથી દુઆ કરતા રહ્યા છે, અને પોતાના મકસદો (હેતુઓ) પ્રાપ્ત કરતા રહ્યા છે. અહાદીષથી પણ વસીલાનું જાઈઝ હોવું સાબિત થાય છે.

જેમકે હાકિમ અને બયહકીમાં છે કે, હઝરત આદમ અલયહિસ્સલામથી જ્યારે ચૂક થઈ ગઈ હતી, તો આપે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વસીલાથી મગફિરતની દુઆ માંગી હતી. હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર, હઝરત બિલાલ વગેરે સહાબા (રદીયલ્લાહુ અન્હુમ) આપના વસીલાથી દુઆ ફરમાવતા હતા. આપની ઝિંદગીમાં પણ અને વફાત પછી પણ. *(બુખારી શરીફ, તિરમિઝી શરીફ)*

- આપ (સલ.)ને જ અલ્લાહ તઆલાએ "મકામે મહમૂદ" અર્પણ કરવાનો વાયદો ફરમાવ્યો છે. આપને જ અલ્લાહ તઆલાએ "હૌઝે કવષર" અર્પણ કરી છે. અલ્લાહ તઆલાએ "વસીલહ" નામી સ્થાન પોતાના ખાસ બંદા નબીએ અકરમ (સલ.)ને આપવાનો વાયદો ફરમાવ્યો છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : બેશક, (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ !) અમે આપને કૌષર અર્પણ કરી છે. *(સૂ.કૌષર-૧)*

# કુર્આને કરીમ અલ્લાહ તઆલાનો ગ્રંથ હોવાની દલીલ

## કુર્આને કરીમનું ચેલેન્જ અને માનવીની નબળાઇ (લબીદ બિન રબિઅહ અને ઈબ્નુલ્મુકફ્ફઅ) :

રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે એ દાવો કર્યો કે, કુર્આને કરીમ આકાશી ગ્રંથ છે. જે અલ્લાહ તઆલા તરફથી માનવોની હિદાયત માટે ઉતારવામાં આવ્યો છે. તો ઘણા લોકોએ તેનો ઈન્કાર કર્યો. તેમણે કહ્યું કે, એ એક માનવીય સંપાદન છે. તેના જવાબમાં કુર્આને કરીમે કહ્યું કે, “જો તેઓ (પોતાના દાવામાં) સાચા છે, તો તેઓને જોઈએ કે, એના જેવો જ કોઈ ગ્રંથ (બનાવી) રજૂ કરે.” *(સૂ.તૂર : ૩૪)*

એવી રીતે કુર્આને કરીમે એ એલાન કર્યું કે, “જો બધા માનવી અને જિન્નાત આ વાત પર એકત્ર થઈ જાય કે આ કુર્આનના જેવું બનાવી લાવે તો પણ એના જેવું નહીં લાવી શકે. ભલેને તેઓ એકબીજાના મદદગાર પણ બની જાય. *(સૂ.બની ઈસ્રાઈલ : ૮૮)* બલ્કે તેના જેવી એક જ સૂરત બનાવી આપો.”

“અને જો તમને આ કિતાબ વિશે કંઈ શંકા હોય, જેને અમે અમારા ખાસ બંદા ઉપર ઉતારી છે, તો તમે એના જેવી એક જ સૂરત બનાવી લાવો. અને અલ્લાહ તઆલાના સિવાય તમારા મદદગારોને પણ બોલાવી લો, જો તમે સાચા છો.” *(સૂ.બકરહ : ૨૩)*

આ આશ્ચર્યજનક દાવો છે, જે માનવ ઈતિહાસમાં કોઈ પણ લેખકે કર્યો નથી. અને ન કોઈ બુદ્ધિશાળી લેખક તેનો દાવો કરી શકે છે. દરેક

વ્યક્તિના સંપાદનના જવાબમાં તેના જેવું બીજું સંપાદન તૈયાર કરી શકાય છે. કુર્આને કરીમનું કહેવું છે કે, તે એક એવું કલામ છે કે તેના જેવું કલામ માનવીના મગજમાં પણ ન આવી શકે. અને લગભગ દોઢ હજાર વર્ષ સુધી કોઈ માનવી તેની ઉપર અંકુશ ન મેળવી શકયો. તો એ સાબિત કરે છે કે આ માનવીનું કલામ નથી, બલ્કે ખુદાઈ શબ્દો છે. અને જે ખુદાઈ શબ્દો હોય તેનો જવાબ કોણ આપી શકે છે ?

ઈતિહાસમાં કેટલાક ઉદાહરણો મળે છે. જ્યારે કે આ ચેલેન્જને પડકારવામાં આવ્યો. સૌપ્રથમ ઘટના લબીદ બિન રબિઅહની છે, જે અરબોમાં પોતાની વાણી અને હોંશયારી ક્ષેત્રે પ્રખ્યાત હતો. તેણે જવાબમાં એક કાવ્ય લખ્યું, જે કા'બાના દરવાજા પર લટકાવવામાં આવ્યું અને આ એવું ગૌરવ હતું, જે વિશિષ્ટ વ્યક્તિને મળતુ હતું. આ ઘટના પછી તરત જ કોઈ મુસલમાને કુર્આને કરીમની એક સૂરત લખીને તેની નજીક લટકાવી દીધી. લબીદ (જે તે સમય સુધી મુસલમાન ન થયા હતા) જ્યારે બીજા દિવસે કા'બાના દરવાજા પર આવ્યા અને સૂરતને પઢી તો શરૂઆતની આયતોથી જ પ્રભાવિત થઈ ગયા અને એલાન કર્યું કે બેશક, આ કોઈ માનવીનું કથન નથી અને તેની ઉપર હું ઈમાન લાવું છું. *(Mohammad the Holy Prophet, by H. G. Sarwar, P.448)* અહીંયાં સુધી કે અરબના પ્રખ્યાત શાયરો કુર્આને કરીમના સાહિત્યથી એટલા પ્રભાવિત થયા કે તેમણે શાયરી કહેવાનું છોડી દીધું. એક મુદ્દત પછી હઝરત ઉમર (રદી.)એ તેમનાથી શાયરી પઢવાની વિનંતી કરી તો તેમણે જવાબ આપ્યો : "જ્યારે અલ્લાહ તઆલાએ મને સૂરએ બકરહ અને સૂરએ આલિ ઈમરાન જેવું કલામ આપ્યું છે, તો હવે મારા માટે શઅર (કવિતા) કહેવા યોગ્ય નથી."

બીજો બનાવ તેનાથી વધારે આશ્ચર્યજનક છે, જે ઈબ્ને અલમુકફ્ફઅ્ (ઈરાની)નો છે. ઈસ્લામ ધર્મ વિરોધીઓએ એ જોઈને કે કુર્આને કરીમ લોકોને ખૂબ જ પ્રભાવિત કરી રહ્યું છે, એ નક્કી કર્યું કે તેના પડકારરૂપે એક ગ્રંથ તૈયાર કરવામાં આવે. તે હેતુ માટે તેઓ ઈબ્ને અલ મુકફ્ફઅ (ઈ.સ.૭૨૭)ને મળ્યા. જે તે યુગના અરબી ભાષાના ખૂબ જ મહાન અને અજોડ સાહિત્યકાર

અને બુદ્ધિશાળી હતા. ઈબ્ને મુકફ્ફઅ્ને પોતાની ઉપર શ્રદ્ધા હતી એટલે તે તૈયાર થઈ ગયો. તેણે કહ્યું કે, હું એક વર્ષમાં આ કામ કરી દઈશ. અલબત્ત તેણે એક શરત મૂકી કે એ સમય દરમિયાન તેની બધી જરૂરતોનો બંદોબસ્ત થવો જોઈએ, જેથી તે એકાગ્રતાથી એ કામમાં વ્યસ્ત રહે.

અડધી મુદત પછી સાથીઓને થયું કે કામ કેટલું થયું છે, તે જાણવું જોઈએ. તેઓ તેની પાસે ગયા તો તેને એ સ્થિતિમાં જોયો કે તે બેઠો છે, કલમ તેના હાથમાં છે, ખૂબ જ ધ્યાનમાં મગ્ન છે, તે પ્રખ્યાત ઈરાની સાહિત્યકાર સામે એક સાદો કાગળ પડેલો છે, તેની જગ્યા પાસે લખીને ફાડેલા કાગળોનો ઢગલો પડેલો છે. એ બુદ્ધિશાળી વ્યક્તિએ પોતાની શક્તિ વેડફીને કુર્આને કરીમનો જવાબ આપવાની કોશિશ કરી, પરંતુ તે નિષ્ફળ રહ્યો. તેણે પરેશાન થઈને એકરાર કર્યો કે, માત્ર એક ફકરો લખવાની કોશિશમાં તેના ૬ મહિના વિતી ગયા, પરંતુ તે ન લખી શક્યો. તેથી હતાશ અને શરમિંદા થઈને તેણે આ કામ માંડી વાળ્યું.

એ જ રીતે કુર્આને કરીમનું ચેલેન્જ આજ સુધી બાકી છે અને સદીઓ વિતી ગઈ, પરંતુ કોઈ તેનો જવાબ ન આપી શક્યો. કુર્આને કરીમની એ ખુસૂસિયત છે, જે એ સાબિત કરે છે કે આ અલૌકિક હસ્તીનું કલામ છે. જો માનવીની અંદર વિચારવાની શક્તિ હોય તો આ ઘટના ઈમાન લાવવા માટે પૂરતી છે.

કુર્આને કરીમના આ મોઅજિઝા (આધ્યાત્મિક ચમત્કાર)નું પરિણામ હતું કે, અરબના લોકો જે છટાદાર વાણીમાં અગ્રેસર હતા અને તેઓ બિનઅરબોને ગુંગા (અજમી) કહેતા હતા, તેઓ કુર્આને કરીમના સામે ઝૂકવા પર મજબૂર થઈ ગયા. ઝિમાહ અઝદી નામનો એક અરબ વ્યક્તિ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે આવ્યો. તે હજુ ઈસ્લામ લાવ્યો ન હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેને કુર્આને કરીમની કેટલીક આયતો પઢીને સંભળાવી. તે સાંભળીને આશ્ચર્યમાં મૂકાય ગયો. તેના મુખેથી નીકળી ગયું ‘‘ખુદાપાકના સોગંદ ! મેં જોશીઓની બોલી,

જાદુગરીના મંત્ર અને શાયરોની શાયરી સાંભળી છે, પરંતુ તમારૂં કલામ તો કંઈ બીજુ જ છે, એ સમુદ્ર સુધીમાં અસર કરશે.'' *(મુસ્લિમ શરીફ)*

કુર્આને કરીમ એક અમર ગ્રંથ છે એટલે તે હંમેશાનું ચેલેન્જ છે. કિયામત સુધીના બધા લોકો માટે છે.

હવે પ્રશ્ન એ છે કે, કુર્આનની એ કઈ ખૂબી છે, જે માનવો માટે અનુકરણને પાત્ર છે. તેના વિભિન્ન કારણો છે. અહીંયાં આપણે તેમાંથી માત્ર એક કારણનું વર્ણન કરીએ છીએ, જે કુર્આને કરીમે બયાન કર્યું છે.

‘‘ત્યારે શું તેઓ કુર્આનમાં વિચારતા નથી ? (કે એનું ખુદાઈ કલામ હોવું જણાઈ આવે) અને જો એ (કુર્આન) અલ્લાહપાકના સિવાય અન્ય કોઈના તરફથી હોત તો તેઓને તેમાં અવશ્ય ઘણો તફાવત (વિરોધાભાસ) મળી આવત.''*(સૂ.નિસાઅ્ : ૮૨)*

## વાતમાં વિરોધાભાસ ન હોવું માત્ર અલ્લાહ તઆલાની અનોખી સિફત છે :

કલામ (લેખન-વાંચન)માં વિરોધાભાસ ન હોવું એ એક અનોખો ગુણ છે. જે માત્ર અલ્લાહપાકમાં જ જોવા મળે છે. વિરોધાભાસથી દૂર કલામને અસ્તિત્વમાં લાવવા માટે જરૂરી છે કે, લખનારનું જ્ઞાન ભૂતકાળથી ભવિષ્યકાળ સુધીની બધી ઘટનાઓ ઉપર હોય. તે વર્તમાનની બધી બાબતોનો જાણકાર હોય, તે વસ્તુઓની હકીકતથી માહિર હોય, તેની સાથે તેની અંદર આ અનોખા ગુણ હોય કે તે વસ્તુઓની બાહ્ય તથા આંતરિક શકલોથી પ્રભાવિત થયા વગર ઠીક એમ જ જુએ, જે રીતે તે છે.

## ખુદા તઆલાની ખૂબી :

કલામમાં વિરોધાભાસનો મામલો કોઈ આકસ્મિક મામલો નથી. એ માનવીના વિચાર-દષ્ટિકોણનો અસર છે. આ દુનિયા એવી રીતે બની છે કે તે માત્ર ખુદાઈ ચિંતન-બુધ્ધિને કબૂલ કરે છે. ખુદા સિવાય બીજી બુનિયાદો (આધારો) પર જો થિયરી બનાવવામાં આવશે તો તે વિરોધનો શિકાર બનશે. તે બ્રહ્માંડના સંયુક્ત ઢાંચાને અનુરૂપ નહીં હોય.

આ દુનિયામાં કોઈ માનવીય થિયરી માટે શક્ય નથી કે તે બૌદ્ધિક વિરોધાભાસથી ખાલી હોઈ શકે. એ વાતને ઉદાહરણ દ્વારા સમજીએ.

## રાજનીતિની ફિલોસોફી (લોકશાહીની હકીકત) :

એ જ મામલો રાજનીતિની ફિલોસોફીનો છે. ઈન્સાયક્લોપિડિયા ઑફ બ્રિટાનિકા (૧૯૮૪)ના શબ્દોમાં : "રાજનીતિક ફિલોસોફી અને રાજકીય મતભેદો બુનિયાદી રીતે એક પ્રશ્નની આજુબાજુ ફરી રહ્યા છે અને એ કે કોને કોની ઉપર પ્રભુત્વ હોય."

આ ક્ષેત્ર પાછળ પાંચ હજાર વર્ષોથી બુદ્ધિશાળી મગજો પોતપોતાના પ્રયત્નો કરી રહ્યા છે. તેમ છતાં પ્રસંગયુક્ત વ્યવસ્થા બનાવવામાં એ ચીજ શોધી ન શક્યા, જેને એસ્પેન વીઝાએ વૈજ્ઞાનિક આધાર કહ્યો છે.

રાજકીય વિજ્ઞાન ક્ષેત્રે એક ડઝનથી વધારે કેન્દ્રો કામ કરી રહ્યા છે. પરંતુ તે બધા બે ક્ષેત્રોમાં કામ કરે છે. એક જે વ્યક્તિગત સત્તા (સરમુખત્યાર સત્તા) માટે કામ કરે છે. બીજું જે લોકશાહી સત્તાના સમર્થક છે. એ બંને ઉપર ઘણા આક્ષેપો કરવામાં આવી રહ્યા છે. વ્યક્તિગત સત્તામાં એ આક્ષેપ છે કે, એક વ્યક્તિને બીજી વ્યક્તિ પર કેમ પ્રભુત્વ હોય. માટે એ દૃષ્ટિકોણ પણ સિદ્ધિ અને નામના ન મેળવી શક્યો. બીજો લોકશાહીનો દૃષ્ટિકોણ છે, જોવામાં એ એક લોકપ્રિય દૃષ્ટિકોણ છે, પરંતુ સૈદ્ધાંતિક અને બૌદ્ધિક રીતે તેની ઉપર પણ સખત શંકાઓ કરવામાં આવી રહી છે. લોકશાહીનો દૃષ્ટિકોણ કે બધા નાગરિકો સ્વતંત્ર છે અને સમાન હક્કો ધરાવે છે. રૂસોનું પુસ્તક સામાજિક કરાર (Social Contract)નો પહેલો ફકરો આ છે : "વ્યક્તિ સ્વતંત્ર પેદા થયો છે, પરંતુ હું તેને સાંકળોમાં બંધાયેલો જોઈ રહ્યો છું."

લોકશાહી (Democracy) શબ્દ મૂળ ગ્રીક શબ્દ છે. તેનો અર્થ છે લોકોની સત્તા. પરંતુ આ અશક્ય છે કે, બધા લોકો બધા લોકો ઉપર શાસન ચલાવે. ઉપરાંત એ છે કે, માનવી એક સામાજિક પ્રાણી છે. માનવી આ દુનિયામાં એકલો નથી કે તે જે રીતે ઈચ્છે રહે. બલ્કે તે સમાજ સાથે જોડાયેલો છે. એક વિચારકના મતે માનવી સ્વતંત્ર પેદા થયો નથી, બલ્કે

તે સમાજમાં પેદા થયો છે. જે તેની ઉપર પાબંદીઓ લાગુ પાડે છે.

જ્યારે બધા લોકો એક સાથે શાસન નથી કરી શકતા, તો લોકશાહીની વ્યવસ્થા કેવી રીતે ઘડવામાં આવે. આ વિશે અલગ અલગ દ્દષ્ટિકોણ રજૂ કરવામાં આવ્યા. સૌથી લોકપ્રિય દ્દષ્ટિકોણ રૂસોનો છે. જેને તેણે સામાન્ય ઈચ્છા (General Will)ની બુનિયાદ પર કાયમ કર્યો છે. આ સામાન્ય ઈચ્છા શાસકની પસંદથી જાહેર થાય છે. એ રીતે લોકોનું શાસન વાસ્તવિક રીતે અમુક લોકોનું શાસન બની જાય છે. પ્રજાને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર હોય છે, પરંતુ મત આપ્યા પછી તેમાંથી કેટલાક લોકો શાસક બની જાય છે. રૂસોએ તેનો જવાબ આપ્યો કે, એક વ્યક્તિની ઈચ્છાની પેરવી ગુલામી છે. પરંતુ પોતે ઘડેલા કાયદાની પેરવી કરવી આઝાદી છે.

આ જવાબ અપૂરતો હતો. માટે આ દ્દષ્ટિકોણને બીજી વખત ખૂબ જ આક્ષેપોનો સામનો કરવો પડ્યો. કારણ કે લોકો જોઈ રહ્યા હતા કે, ખૂબસુરત શબ્દો છતાં લોકશાહી હકીકતમાં રાજાશાહીનું બીજું નામ છે. ચૂંટાયા પછી લોકશાહીમાં નેતાઓ એવા બની જાય છે, જે રાજાશાહીમાં હતા.

એ રીતે રાજકીય વિચારો વિરોધાભાસનો શિકાર બનેલા છે. તેનાથી નીકળવાનો કોઈ માર્ગ દેખાતો નથી. બધા લોકો સમાનતાને ઉચ્ચતમ મૂલ્ય ગણે છે, પરંતુ માનવ સમાનતા હકીકતમાં ન રાજાશાહીમાં પ્રાપ્ત થઈ શકે છે, અને ન લોકશાહીમાં. રાજાશાહી જો કૌટુંબિક છે, તો લોકશાહી ચૂંટણી આધારિત છે. ૧૮મી અને ૧૯મી સદીમાં રાજાશાહી સામે ખૂબ જ જોર-શોરથી ચળવળો ચાલી, પરંતુ જ્યારે રાજાઓની સત્તા નષ્ટ થઈ તો લોકોને ખબર પડી કે તેમના માટે બીજો વિકલ્પ માત્ર એ છે કે, લોકોના પ્રતિનિધિ-ત્વવાળી સત્તા પર પોતાને રાજી કરી લે. બંને વ્યવસ્થાઓમાં જે તફાવત હતો તે માત્ર એટલો હતો કે, નવા શાસકો પોતાને ધરતી પર લોકોના પ્રતિનિધિ કહેતા હતા, જ્યારે જુના શાસકો પોતાને ખુદા તઆલાના પ્રતિનિધિ કહેતા હતા.

ઈન્સાયક્લોપિડિયા ઑફ બ્રિટાનિકામાં માનવીની નિષ્ફળતાને આ રીતે

વર્ણવી છે : “The history of political philosophy from Plato until the present day makes plain modern political philosophy is still faced with the basic problems.” *(14/695)*

રાજકીય દર્શનશાસ્ત્રનો ઈતિહાસ પ્લેટોથી લઈને હમણાં સુધી જાહેર કરે છે કે, આધુનિક રાજકીય દર્શનશાસ્ત્ર હજુ સુધી બુન્યાદી-પ્રાથમિક સમસ્યા-ઓમાં ઘેરાયેલો છે.

રાજાશાહી અથવા લોકશાહીમાં મુખ્ય અધિકાર માનવોમાંથી કેટલાકને આપવો પડે છે. એ રીતે બંને સમાનતાની વિરૂદ્ધ છે. લોકશાહી સમાનતાના આધાર પર સ્થાપવામાં આવી, પરંતુ તે પોતાના અંદરના સ્વાર્થને લીધે તેના વિરૂદ્ધ સાબિત થઈ.

હકીકત એ છે કે, એક જ રાજકીય દર્શનશાસ્ત્ર છે, જે આ દુનિયામાં બૌદ્ધિક વિરોધથી ખાલી છે. અને તે કુર્આનનો ફલસફો છે. કુર્આને કરીમ ખુદા તઆલાની સાર્વભૌમત્વ સત્તા બયાન કરે છે.

“તેઓ એમ કહેતા હતા કે, શું અમને પણ કંઈ અધિકાર છે ? (હે મુહમ્મદ સલ. !) આપ ફરમાવી દો, સર્વ અધિકાર અલ્લાહ તઆલાને જ માટે છે.” *(સૂ.આલિ ઈમરાન : ૧૫૪)*

આ દૃષ્ટિકોણ સંપૂર્ણ રીતે વિરોધાભાસથી પર છે. જ્યારે અલ્લાહપાક માલિક અને બધા લોકો બંદા હોય તો બધા લોકો બરાબર થઈ જાય છે. અસમાનતાઓ ખતમ થઈ જાય છે. હવે તફાવત માત્ર માલિક અને બંદા વચ્ચે રહે છે, ન કે બંદા અને બંદા વચ્ચે.

ખુદા તઆલાના માલિકપણાં હેઠળ બધા લોકો સમાનતાનો દરજ્જો પ્રાપ્ત કરી લે છે. ખુદાપાકના માલિકપણાંનો દૃષ્ટિકોણ દરેક પ્રકારના વિરોધાભાસથી ખાલી છે. જ્યારે કે માનવીના અધિકારનો કોઈ દૃષ્ટિકોણ પણ એવો બનાવી શકાતો નથી, જે વિરોધાભાસથી પાક હોય.

બધા રાજકીય દૃષ્ટિકોણની કોશિશ એ રહી છે કે, તે માનવો વચ્ચે રાજા અને પ્રજા વચ્ચેનો ભેદ ખતમ કરી નાંખે. પરંતુ આ ભેદ ખતમ ન થઈ

શક્યો. ભલે કોઈ પણ વ્યવસ્થા ગોઠવવામાં આવે. આવું હંમેશા બાકી રહેશે કે કેટલાક લોકો એક અથવા બીજા નામ પર શાસક બની જાય અને બીજા લોકો પ્રજા બનીને જીવે. પરંતુ જ્યારે ખુદા તઆલાને માલિક માની લેવામાં આવે તો આ ભેદ આપોઆપ ખતમ થઈ જાય છે. હવે એક તરફ ખુદા તઆલા હોય છે અને બીજી બાજુ બંદો. બધા લોકો સમાનતાની રીતે બરાબર થઈ જાય છે.

હકીકત એ છે કે, માનવો વચ્ચે રાજા અને પ્રજા વચ્ચેનો ભેદ ખતમ કરવાની કોઈ રીત એ સિવાય નથી કે, ખુદા તઆલાને માલિક માનીને બધા લોકો તેના તાબે બની જાય. આ એક જ રાજકીય દૃષ્ટિબિંદુ છે, જે બૌદ્ધિક વિરોધાભાસથી પાક છે. (લોકશાહીના નુકસાનો વિશે વિસ્તૃત માહિતી “ઈસ્લામની રાજકીય વ્યવસ્થા” નામની બુકમાં લખી રહ્યો છું.)

## વિરોધાભાસના પ્રકારો :

કુર્આને કરીમની આયત (સૂ.નિસાઅ : ૮૨)માં જે વિરોધાભાસનું વર્ણન કર્યું છે, તેની બે દિશાઓ છે. એક આંતરિક અને બીજી બાહ્ય.

આંતરિક અસમાનતા એ છે કે, કિતાબનું એક બયાન (વાત-દૃષ્ટિકોણ) કિતાબના બીજા બયાનથી ટકરાતું હોય. બાહ્ય અસમાનતા એ છે કે, કિતાબનું બયાન બ્રહ્માંડની વાસ્તવિક્તા સાથે ટકરાતું હોય. કુર્આને કરીમનો દાવો છે કે, તે આ બંને વિરોધાભાસથી ખાલી છે. જ્યારે કે કોઈ પણ સંપાદન તેનાથી ખાલી નથી. આ એ વાતની દલીલ છે કે, કુર્આને કરીમ માનવીના મગજથી નીકળ્યું નથી. જો તે એક માનવીનું કલામ હોત તો તેની અંદર પણ એ જ ખામીઓ હોત, જે માનવીના કલામમાં જોવા મળે છે.

## આંતરિક વિરાધોભાસ :

કલામમાં આંતરિક વિરોધાભાસ હકીકતમાં વક્તા-લેખકના વ્યક્તિત્વમાં આંતરિક ઉણપનું પરિણામ છે. આંતરિક વિરોધાભાસથી બચવા માટે બે બાબતો હોવી જરૂરી છે. એક સંપૂર્ણ જ્ઞાન અને બીજું જે તે વિષય બાબતે સંપૂર્ણ નિરંકુશતા (Objectivity). કોઈ વ્યક્તિ આ બંનેમાં સંપૂર્ણ નથી.

એટલે વ્યક્તિનું કલામ વિરોધાભાસથી ખાલી નથી. એટલે માત્ર ખુદાપાકનું કલામ જ આંતરિક વિરાધોભાસથી સંપૂર્ણ રીતે ખાલી છે.

વ્યક્તિ પોતાની મર્યાદિતતાને કારણે ઘણી વાતોને પોતાના મગજમાં લાવી શકતો નથી. એટલે પૂર્વ ધારણા પ્રમાણે તે ક્યારેક એક વાત કહે છે અને ક્યારેક બીજી વાત. દરેક વ્યક્તિની હાલત હોય છે કે, તે બાળકમાંથી પુખ્તવય તરફ સફર કરે છે. તેના પરિણામે તે બાળપણમાં જે વાત કહે છે, પુખ્તવયે પહોંચીને તે જાતે જ તેની વિરૂદ્ધ બોલે છે. દરેક વ્યક્તિનું જ્ઞાન અને અનુભવ વધતા રહે છે. એટલે શરૂઆતનું કલામ કંઈ જુદુ હોય છે અને અંતિમ કલામ કંઈક અલગ હોય છે. માનવીની ઉંમર ઘણી ઓછી છે. તેની સમજ હજુ પરિપક્વ થતી નથી કે, તેનું મૃત્યુ થઈ જાય છે. તે પોતાની અપૂર્ણ સમજને કારણે એવી વાતો કહે છે, જે બાદમાં યોગ્ય સાબિત થતી નથી.

એવી રીતે વ્યક્તિની કોઈનાથી દોસ્તી હોય છે અને કોઈનાથી દુશ્મની. તે કોઈનાથી મુહબ્બત કરે છે અને કોઈનાથી નફરત કરે છે. તે કોઈના વિશે સામાન્ય મગજથી વિચારે છે અને કોઈના વિશે તેના કાર્યનું ખંડન કરે છે. વ્યક્તિ પર ક્યારેક ખુશી આવે છે અને ક્યારેક ગમી. તે ક્યારેક એક મુડમાં હોય છે અને ક્યારેક બીજા મુડમાં. એટલા માટે વ્યક્તિના કલામમાં ક્યારેય સ્થિરતા હોતી નથી. તે ક્યારેક એક વાત કહે છે અને ક્યારેક બીજી વાત કહે છે.

અલ્લાહ તઆલા આ બધી ખામીઓથી પાક છે. એટલા માટે તેનું કલામ હંમેશા બરાબર હોય છે. અને દરેક પ્રકારની ઉણપોથી ખાલી હોય છે.

## હઝરત મસીહ (અલૈ.)નું પેઢીનામું (બાઈબલનો વિરોધાભાસ) :

ઉદાહરણ તરીકે બાઈબલને લઈએ. બાઈબલ શરૂઆતમાં ખુદાનું જ કલામ હતું, પરંતુ બાદમાં લોકોએ તેમાં ફેરફારો કર્યા. તેનું પરિણામ એ છે કે, તેમાં ઘણા આંતરિક વિરોધાભાસ પેદા થયા. બાઈબલનો તે ભાગ જેને ઈન્જીલ અથવા નવો કરાર કહે છે, તેમાં હઝરત મસીહ (અલૈ.)નું પેઢીનામું આપવામાં આવ્યું છે. આ પેઢીનામું મતાની ઈન્જીલમાં આ રીતે

શરૂ થાય છે : ''ઈસા મસીહ ઈબ્ને દાઉદ ઈબ્ને અબ્રાહમ.''

આ ટૂંકુ પેઢીનામું છે. ત્યાર પછી ઈન્જીલમાં વિસ્તૃત પેઢીનામું છે. જે હઝરત ઈબ્રાહીમથી શરૂ થાય છે અને અંતે યૂસુફ પર ખતમ થાય છે. જે એ વિવરણ પ્રમાણે મરયમના પતિ હતા, તેમનાથી હઝરત મસીહ (અલૈ.) પેદા થયા.

ત્યાર પછી બાઈબલ વાંચનાર મુરક્કસની ઈન્જીલ સુધી પહોંચે છે. તો ત્યાં પુસ્તકની શરૂઆતમાં હઝરત મસીહ (અલૈ.)નું પેઢીનામું આ શબ્દોમાં મળે છે : ઈસુ મસીહ ઈબ્ને ખુદા.

એટલે ઈન્જીલ (બાઈબલ)ના એક પ્રકરણમાં હઝરત મસીહ (અલૈ.) યૂસુફ નામની વ્યક્તિના પુત્ર હતા અને એ જ ઈન્જીલના બીજા પ્રકરણમાં હઝરત મસીહ ઈબ્ને ખુદા (ખુદાના પુત્ર) હતા.

ઈન્જીલ શરૂઆતમાં ખરેખર ખુદાઈ કથન-કલામ હતું અને વિરોધાભાસથી પાક હતું. પરંતુ બાદમાં તેમાં માનવીય કથનો ઉમેરાતા ગયા.

ઈન્જીલના વિરોધાભાસનું અર્થઘટન ચર્ચ દ્વારા કરેલ છે. તેથી ઈન્સાયક્લોપિડિયા ઑફ બ્રિટાનિકા (૧૯૮૪) પ્રમાણે તે વર્ણન કરેલ યૂસુફ માટે નીચેના શબ્દો વાપરે છે : "Christs earthly fathar, the Virgin Mary's husband." (મસીહનો દુન્યવી પિતા, કુમારી મરયમનો પતિ.)

## બાઈબલમાં હઝ. યૂસુફ (અલૈ.) અને હઝ. મૂસા (અલૈ.)ના જમાનાના બાદશાહને ફિરઔન લખવો :

બની ઈસ્રાઈલ હઝરત યૂસુફ (અલૈ.)ના જમાનામાં ઈ.સ.પૂર્વે બે હજાર વર્ષમાં મિસર (ઈજીપ્ત)માં દાખલ થયા અને હઝરત મૂસા (અલૈ.)ના જમાનામાં ઈ.સ.પૂર્વે ૧૩મી સદીમાં મિસરથી નીકળીને સીનાના વેરાનમાં દાખલ થયા. આ બંને પ્રસંગો બાઈબલમાં પણ છે અને કુર્આન શરીફમાં પણ. પરંતુ કુર્આને કરીમનું વર્ણન બાહ્ય ઈતિહાસથી સંપૂર્ણ સુસંગતતા રાખે છે. તેથી બાઈબલના અનુયાયીઓ માટે એ પ્રશ્ન ઉભો થયો કે, તેઓ

બાઈબલના બયાનને માને કે ઈતિહાસના બયાનને લે. કારણ કે બંનેને એક સાથે લેવું અશક્ય છે.

હઝરત યૂસુફ (અલૈ.) જે જમાનામાં મિસરમાં દાખલ થયા, તે સમયે ત્યાં તે લોકોની હુકૂમત હતી, જેમને ઈતિહાસમાં હિક્સોસ રાજા (Kyksos Kings) કહેવામાં આવે છે. એ લોકો અરબ નસલથી સબંધ રાખતા હતા. અને બહારથી આવીને મિસર પર કબ્જો કર્યો હતો. આ કુટુંબ ઈ.સ.પૂર્વે બે હજારથી લઈને ઈ.સ.પૂર્વે ૧૫મી સદી સુધી શાસક રહ્યું. ત્યાર બાદ મિસરમાં વિદેશી શાસકો સામે ચળવળ ચાલી અને હિક્સોસનું શાસન ખતમ કરી દીધું.

ત્યાર પછી મિસરના લોકોનું શાસન સ્થપાયું. તે સમયે જે કુટુંબને મિસરનું શાસન મળ્યું, તેના બાદશાહ માટે તે લોકોએ ફિરઔનનું ઉપનામ પસંદ કર્યું. ફિરઔનનો શાબ્દિક અર્થ સૂર્ય દેવતાના અવતાર છે. તે સમયમાં મિસરના લોકો સૂર્યની પૂજા કરતા હતા. તેથી બાદશાહોએ એ જાહેર કર્યું કે, તેઓ સૂર્ય દેવતાના અવતાર છે, જેથી મિસરવાસીઓ ઉપર પોતાનો શાસકીય અધિકાર સાબિત કરી શકે.

બાઈબલ હઝરત યૂસુફ (અલૈ.)ના સમયના મિસરી બાદશાહને પણ ફિરઔન કહે છે. અને હઝરત મૂસા (અલૈ.)ના જમાનાના મિસરી બાદશાહને પણ ફિરઔન કહે છે.

પરંતુ કુર્આન એ પ્રકારના વિરોધાભાસથી ખાલી છે. એટલા માટે કુર્આનના માનનારાઓ માટે એ પ્રશ્ન નથી કે, કુર્આને કરીમને માનવા માટે તેમણે ઈતિહાસની વાસ્તવિક્તાને છોડવી પડે. કુર્આને કરીમના ઉતરાણ સમયમાં આ ઐતિહાસિક ઘટનાઓ લોકોને માલૂમ ન હતી. આ ઐતિહાસિક ઘટનાઓ હજુ સુધી અવશેષોરૂપે જમીનની નીચે દટાયેલી હતી. જેને બાદમાં ખોદીને કાઢવામાં આવી અને તેના આધારે મિસરનો ઈતિહાસ લખાયો.

તેમ છતાં આપણે જોઈએ છીએ કે, કુર્આને કરીમમાં હઝરત યૂસુફ (અલયહિસ્સલામ)ના સમયના મિસરી બાદશાહનું વર્ણન આવે છે, તો

કુર્આને કરીમમાં તેના માટે "મિસરના બાદશાહ"નું વર્ણન આવે છે અને હઝરત મૂસા (અલયહિસ્સલામ)ના સમયના બાદશાહનું વર્ણન આવે છે, તો તેને વારંવાર "ફિરઔન" કહે છે. એ રીતે કુર્આને કરીમનું બયાન બાહ્ય ઐતિહાસિક વાસ્તવિક્તાનું સમર્થન કરે છે. જ્યારે કે બાઈબલનું બયાન બાહ્ય ઐતિહાસિક વાસ્તવિક્તા સાથે ટકરાય છે. કારણ કે તેમાં માનવિય હસ્તક્ષેપ થઈ ગયો છે. અને કુર્આન શરીફ માનવિય હસ્તક્ષેપથી સુરક્ષિત છે. આ ઘટનાઓ બતાવે છે કે, કુર્આને કરીમનો સંપાદક એક એવો સંપાદક છે, જે માનવોના જ્ઞાનને પ્રત્યક્ષ રીતે જોઈ શકે છે.

આ ધાર્મિક કલામમાં આંતરિક વિરોધાભાસનું એક ઉદાહરણ છે. હવે ધર્મ સિવાયના કથનોમાં આંતરિક વિરોધાભાસના ઉદાહરણો જુઓ.

## ઉત્ક્રાંતિવાદની સાબિતી માટે છેતરપીંડીથી કામ લેવું :

ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંત પ્રમાણે માનવી અને પશુઓ બંને એક સામાન્ય વંશથી સબંધ ધરાવે છે. પશુઓની એક પેઢી પ્રગતિ કરતા કરતા વાંદરા (ચિંપાન્જી) સુધી પહોંચી અને વાંદરાની આ પેઢી વધુ પ્રગતિ કરીને માનવી બની ગઈ.

આ વિશે એક પ્રશ્ન એ છે કે, જો આ સત્ય છે તો પશુ અને માનવી વચ્ચેની કડીઓ ક્યાં છે ? એટલે તે કઈ જાત છે, જે હજુ ઉત્ક્રાંતિવાદના વચ્ચે સફરમાં હતી અને તેને કારણે તેની અંદર અમુક પશુતાના ગુણો હતા અને અમુક માનવીના. જો કે વાસ્તવિક રીતે હજુ સુધી એવી કોઈ વચ્ચેની કડી શોધાઈ નથી. જો કે ઉત્ક્રાંતિવાદીઓનું કહેવું છે કે, એવી જાતિઓ થઈ ગઈ છે. અલબત્ત, તેમની જાણકારી તેમને હજુ સુધી મળી નથી. આ કાલ્પનિક કડીઓને ખોટી રીતે ગુમ કડીઓનું નામ આપવામાં આવ્યું.

ઈ.સ.૧૯૧૨માં લંડનના એક વર્તમાનપત્રે ખૂબ જ ભારપૂર્વક જણાવ્યું કે, વાંદરા અને માનવી વચ્ચેની ગુમ થયેલી કડી પ્રાપ્ત થઈ ગઈ છે. તેને ઉત્ક્રાંતિવાદના ઈતિહાસમાં પિલ્ટડાઉન મેન (Piltdown Man) કહેવાય છે. તેની વાસ્તવિક્તા એ હતી કે, લંડનના બ્રિટિશ મ્યુઝિયમને પ્રાચીન

સમયનું એક જડબું મળ્યું, તેનો દેખાવ વાંદરા જેવો હતો, પરંતુ તેના દાંત માનવીના દાંત જેવા હતા. તે હાડકાના ટુકડાના આધારે એક આખું ચિત્ર બનાવવામાં આવ્યું. જે જોનારાઓને વાંદરાની શકલમાં માનવી અથવા માનવીની શકલમાં વાંદરો જોવાતો હતો. તેને પિલ્ટડાઉન મેનનું નામ આપવામાં આવ્યું. કારણ કે તે પિલ્ટડાઉન નામના સ્થળેથી મળ્યું હતું.

પિલ્ટડાઉન માનવીને ઝડપી ખ્યાતિ પ્રાપ્ત થઈ. તે અભ્યાસક્રમોમાં દાખલ કરવામાં આવ્યું. દા.ત. R. S. Lull નું પુસ્તક કાર્બનિક ઉત્ક્રાંતિવાદ (Organic Evolution)માં મોટા મોટા વિચારકોએ તેને આધુનિક માનવીની જીતથી વર્ણવ્યું. દા.ત. એચ. જી. વેલ્ઝ (૧૮૬૬-૧૯૪૬)એ પોતાના પુસ્તક “The outline of History”માં અને બર્ટ્રાન્ડ રસેલ (૧૮૭૨-૧૯૭૦)એ પોતાના પુસ્તક “A History of western Philosophy” (પશ્ચિમી તત્વજ્ઞાનનો ઈતિહાસ)માં અને ઈતિહાસ તેમજ પ્રાણીશાસ્ત્રના પુસ્તકોમાં પિલ્ટડાઉન મેનનું વર્ણન એવી રીતે થવા લાગ્યું. જેમકે તે એક વાસ્તવિક હકીકત હોય.

લગભગ અડધી સદી સુધી આધુનિક વિદ્વાનો આ ‘મહાન શોધ’થી પ્રભાવિત રહ્યા, પરંતુ ૧૯૫૩માં કેટલાક લોકોને શંકા થઈ. તેમણે બ્રિટીશ મ્યુઝિયમના આર્યન ફાયર પ્રુફ બોકસમાંથી એ જડબુ કાઢ્યું. તેની ઉપર વૈજ્ઞાનિક સંશોધના થયા. અંતે તેઓ એ પરિણામ પર પહોંચ્યા કે, આ માત્ર એક છેતરપિંડી હતી, તેને સત્ય સમજી લેવામાં આવ્યું હતું.

પિલ્ટડાઉન માનવની ખરી હકીકત એ હતી કે, એક વ્યક્તિએ વાંદરાનું એક જડબું લીધું. તેને ભૂરા રંગથી રંગ્યુ અને તેના દાંતને રેતીથી ઘસીને માનવીના દાંત જેવા બનાવ્યા. ત્યાર પછી તેણે એ જડબાને એ કહીને બ્રિટીશ મ્યુઝિયમને સોંપ્યું કે આ પિલ્ટડાઉન (ઈંગ્લેન્ડ)થી મળ્યું છે.

## ફિરઔનની લાશ વિશે કુર્આને કરીમ અને બાઈબલના શબ્દોમાં તફાવત :

તેના મુકાબલામાં હવે કુર્આને કરીમથી તેના જેવું એક ઉદાહરણ

લઈએ તે ફિરઔનનું ઉદાહરણ છે. તે વિશે કુરૂઆને કરીમમાં જે શબ્દો આવ્યા હતા, તે ઈતિહાસમાં હકીકત બની ગઈ.

ઈતિહાસ પ્રમાણે હઝરત મૂસા (અલૈ.)ના જમાનામાં મિસરમાં જે બાદશાહ પાણીમાં ડૂબ્યો, તે રઅ્મસીસ બીજાનો પુત્ર હતો. તેનું કૌટુંબિક ઉપનામ ફિરઔન અને અસલ નામ Marneptah હતું. કુરૂઆનના ઉતરાણ સમયે એ ફિરઔનનું વર્ણન માત્ર બાઈબલની હસ્તપ્રતોમાં હતું. તેમાં પણ માત્ર એટલું જ લખ્યું હતું કે, "ખુદા તઆલાએ સમુદ્રની વચ્ચે મિસરવાસીઓને નષ્ટ કરી દીધા અને ફિરઔનના સમગ્ર લશ્કરને સમુદ્રમાં ડૂબાડી દીધું. *(ખુરૂજ : ૧૪:૨૮)* તે વખતે કુરૂઆને કરીમે આશ્ચર્યજનક એલાન કર્યું કે, ફિરઔનનું શરીર સુરક્ષિત છે અને તે દુનિયાવાળાઓ માટે બોધ બનશે.

"તો આજે અમે તારી લાશને (ડૂબી જવાથી) બચાવી લઈએ છીએ કે જેથી તું તારી પાછળવાળાઓ માટે ઈબ્રતની નિશાની બને." *(સૂ.યૂનુસ : ૯૨)*

કુરૂઆને કરીમમાં જ્યારે આ આયત ઉતરી તો ખૂબ જ આશ્ચર્યજનક બાબત હતી. તે વખતે કોઈને પણ એ ખબર ન હતી કે, ફિરઔનનું શરીર ક્યાં સુરક્ષિત છે. આ આયતના ઉતર્યા પછી એ જ હાલતમાં લગભગ ૧૩૦૦ વર્ષ પસાર થઈ ગયા. પ્રૉફેસર લોરેટ પહેલા વ્યક્તિ છે, જેમણે ઈ.સ.૧૮૯૮માં મિસરના એક પ્રાચીન મકબરામાં દાખલ થઈને શોધ્યું કે અહીંયાં ફિરઔનની લાશ મમીમાં છે. ૮ જુલાઈ ૧૯૦૭ના રોજ ઈલિયટ સ્મિથે એ લાશ ઉપર વિટળાયેલી ચાદરને હટાવી, તેણે તેની ઉપર સંશોધનો કર્યા અને પછી ૧૯૧૨માં એક પુસ્તક પ્રકાશિત કર્યું. તેનું નામ "રૉયલ મમીઝ" રાખ્યું. તેનાથી સાબિત થયું કે, એ મમી (સંઘરી રાખેલું મડદુ)ની લાશ એ જ ફિરઔનની છે, જે ૩૦૦૦ વર્ષ પહેલાં હઝરત મૂસા (અલૈ.)ના જમાનામાં ડૂબાડવામાં આવ્યો હતો.

એક પશ્ચિમી વિદ્વાનના મતે : (અર્થ) ફિરઔનનું જાહેરી શરીર ખુદાની મરજીથી બરબાદ થતાં બચાવી લેવામાં આવ્યું, જેથી તે માનવીઓ માટે એક નિશાની બને. જેમકે કુરૂઆને કરીમમાં ફરમાવ્યું છે.

કુર્આને કરીમ, બાઈબલ અને વિજ્ઞાન (The Bible, The Quran & Science)ના લેખક ડૉક્ટર મોરીસ બોકાઈએ ઈ.સ.૧૯૭૫માં ફિરઔનની આ લાશનું નિરીક્ષણ કર્યું. ત્યાર પછી તેમણે પોતાના પુસ્તકમાં તેનો જવાબ લખ્યો છે. તેની સમાપ્તિ આ સુંદર વાક્યોથી થઈ છે :

“તે લોકો જે પવિત્ર પુસ્તકની સાતત્યતા-સચ્ચાઈ માટે આધુનિક સાબિતીઓ માંગે છે, તે કેરોના મિસરી મ્યુઝિયમમાં શાહી મમીઓના ઓરડાને જુએ. ત્યાં તેઓ કુર્આને કરીમની આ આયતોની સાતત્યતા મેળવી લેશે, જે ફિરઔનના શરીરની ચર્ચા કરે છે.”

કુર્આને કરીમે ૭મી સદીમાં કહ્યું કે, ફિરઔનનું શરીર લોકોની નિશાની માટે સુરક્ષિત છે. અને તે ૧૯મી સદીના અંત ભાગમાં સચ્ચાઈ સાથે પ્રાપ્ત થયું. બીજી બાજુ આધુનિક વિજ્ઞાનના વિદ્વાનોએ એ એલાન કર્યું કે, પિલ્ટ ડાઉન સ્થળેથી તેમને એક ઢાંચો મળ્યો છે, જે પ્રાચીન માનવીના શરીરનો એક ભાગ છે. અને ત્યાર પછીની જાણકારી માટે તે બિલ્કુલ બેબુનિયાદ સાબિત થયું.

શું ત્યાર પછી પણ તેમાં કોઈ શંકા બાકી રહે છે કે, કુર્આને કરીમ એક ખુદાવંદે કુદ્દુસની કિતાબ છે, અને તે માનવીઓના સંપાદન જેવું સંપાદન નથી.

## આકાશી ગ્રહોનું પરિભ્રમણ :

કુર્આને કરીમ (સૂ.અંબિયા : ૩૩ અને સૂ.યાસીન : ૪૦)માં સૂર્ય અને ચંદ્રનું વર્ણન કરતાં વર્ણન ફરમાવ્યું કે, તે બધા પોતપોતાના વર્તુળમાં ફર્યા કરે છે. ડૉ.મોરીસ બોકાઈએ આ આયત પર વિસ્તૃત ચર્ચા કરી છે અને કહ્યું છે કે, અહીંયાં આકાશનો એ અર્થ છે, જેને આજના જમાનામાં Orbit કહેવામાં આવે છે.

તેઓ લખે છે કે, ઉપરની આયતમાં એ કહ્યું છે કે, સૂર્ય પોતાના વર્તુળમાં ફરે છે, પરંતુ એ વાતનો કોઈ ઈશારો નથી કે ક્યાં ફરે છે. કુર્આને કરીમના ઉતરાણ વખતે એ ખ્યાલ કરવામાં આવતો હતો કે, સૂર્ય

(જમીનની આસપાસ) ફરે છે, જ્યારે કે જમીન સ્થિર છે. એ વિદ્વાનોનો સિદ્ધાંત હતો, જે ઈ.સ.પૂર્વે બીજી સદીમાં ટોલેમીના સમયથી છવાયેલો હતો. તે ૧૬મી સદીમાં કોપરનિક્સ સુધી બાકી રહ્યો, પરંતુ કુર્આને કરીમમાં તેવું ક્યાંય વર્ણન નથી.

## કુટુંબ નિયોજન બાબતે અર્થશાસ્ત્રી રોબર્ટ માલ્થસનું ગલત અનુમાન :

કુર્આન શરીફમાં ફરમાવવામાં આવ્યુ છે કે, "નાદારી, ગરીબાઈ અને ભૂખમરાના ડરને કારણે પોતાના બચ્ચાઓને કતલ ન કરો, હમે તેમને અને તમોને બન્નેવને રોજી આપીએ છીએ." આ એઅલાન એક પ્રકારનો પડકાર હતો કે, ભવિષ્યમાં વસ્તી વધારાને કારણે ખોરાક (ખાદ્ય પદાર્થો) અને અનાજની તંગી તથા અછતનો પ્રશ્ન ઉપસ્થિત નહી થાય, મુસ્લિમો દરેક યુગમાં અકીદા (માન્યતા) અને શ્રધ્ધારૂપે આ એઅલાનની સચ્ચાઈ ઉપર દ્દઢ વિશ્વાસ રાખતા હતા. આજ કારણસર તેમને બર્થ કંટ્રોલ (કુટુંબ નિયોજન)નો વિચાર કદાપી આવ્યો નથી, પરંતુ આ એલાનના એક હજાર વર્ષ બાદ પ્રખર અંગ્રેજ અર્થશાસ્ત્રી રોબર્ટ માલ્થસે "વસ્તી નિયમો" વિષેના પોતાના પુસ્તકમાં આ દ્રષ્ટીકોણ રજુ કર્યો છે કે, વસ્તી વધારો જ્યુમીટરીકલ (રેખાણિત) ના દરે વધે છે. જ્યારે અનાજ અને ખોરાક ફકત (અર્થ મેટીકલ) દરે વધે છે. Population when anchecked in creases in a geometrical ratio subsistence only increases in an arithmetical ratio. આનો અર્થ એ કે માનવ વસ્તીનો વધારો ૧-૨-૪-૮-૧૬-૩૨-૬૪ ના દરે થાય છે. જ્યારે ખોરાકીય વસ્તુઓ ૧-૨-૩-૪-૫-૬ ના દરે વધે છે. એટલે માનવ વસ્તી ઘણી જ ઝડપે વધી રહી છે, તેની તુલનામાં ખોરાકી પદાર્થો અને અનાજ ઘણી ધીમી ગતીએ વધે છે. માટે થોડાક વર્ષો બાદ માનવજીવન ખોરાકની દ્રષ્ટિએ ઘણી મુશ્કેલી અને સંકટમાં મુકાય જશે. જેનો ઈલાજ ફકત વસ્તી નિયંત્રણ જ છે. માલ્થસની આ વિચારધારાએ વિશ્વભરમાં જબરદસ્ત અસર કરી. બધી બાજુએથી અવાજ ઉઠયો કે બર્થ કંટ્રોલ અને ફેમીલી પ્લાનિંગ સમયની તાતી

જરૂરીયાત અને અનિવાર્ય પગલુ છે.

પરંતુ ત્યાર બાદ હાલના સમયમાં વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓએ આ દ્રષ્ટિકોણને સદંતર જુઠાણુ બતાવ્યુ અને માલ્થસને જુઠા પયગમ્બરથી (Malthus : the false Prophet) સંબોધિત કર્યા છે.

મી.ગ્વાઈન ડાયર (Gwynee dyer) આ વિષય ઉપર લખતા જણાવે છે કે માલ્થસના મરણને ૧૫૦ વર્ષ થઈ ગયા. માનવ વસ્તી જયુમીટરી હિસાબથી ૮ આઠ ઘણી વધી ગઈ, પરંતુ ખોરાકનું ઉત્પાદન પણ તેની સાથે તેટલાજ પ્રમાણમાં વધતુ રહ્યુ, અને હાલના માનવીને મધ્યમકક્ષાનું અનાજ વગેરે (પાછલા ઈતિહાસથી પણ સૌથી બેહતર અને શ્રેષ્ઠ પ્રમાણમાં) મળી રહ્યુ છે.

રોબર્ટ માલ્થસ એવા યુગમાં પેદા થયા જયારે માનવી જુની પધ્ધતિથી ખેતી કરતો હતો. તેને ખબર ન હતી કે થોડાક જ વર્ષોમાં વૈજ્ઞાનિક પધ્ધતિથી માનવી કેટલુ ઝડપી અને કેટલુ વધુ પ્રમાણમાં અનાજ પકવી શકશે. નવા નવા ખાતરો, મશીનરી અને વાવેતરની નવી નવી પધ્ધતિ-ઓએ માનવ જગતના ખોરાકનો પ્રશ્ન હલ કરી આપ્યો. વિકાસશિલ દેશો વિશે (F.A.O.) એ અંદાજ લગાડયો છે કે, તેમની વસ્તી અનિયમિત રીતે વધીને ઈ.સ. બે હજાર ચારમાં બીલીયન વધી જાય તો પણ તેને ખોરાક વિશે ચિંતાની કોઈ જરૂરત નથી. તે સમયની વસ્તીથી દોઢ ગણુ અનાજ અને ખોરાકની ક્ષમતા તે દેશો ધરાવતા હશે. મીસ્ટર ગ્વાઈન ડાયર પોતાનો રીપોર્ટ આ સાથે સમાપ્ત કરે છે કે માલ્થીસે (Malthus) પોતાના હિસાબમાં ગલતી અને ભૂલ કરી છે. આપણે એટલા અભાગ્ય નથી કે આપણી આવતી પેઢી દુષ્કાળના યુગમાં જન્મ પામે. ખુદાઈ કાનૂનમાં જે વાત ૧૪૦૦ વર્ષ પૂર્વે બતાવવામાં આવી હતી, આજના વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓ તેને પુરાવાઓ સાથે સાચી પુરવાર કરી રહ્યા છે.

## ફિરઔનની મમી (લાશ) બાબતે ડો. બોકાઈનું સંશોધન :

ફિરઔનની લાશ વિષે વિગતવાર વર્ણન કરતા ડૉ.મોરીસ તેની

ઐતિહાસિકતા અને કુર્આન શરીફની આયતમાં જે વર્ણન છે, તેમાં સમાનતા-પણું દેખાડે છે. તેમણે પોતે ૧૯૭૬માં મિસરી (ઈજીપ્ત) મ્યુઝીયમમાં જઈ ફીરઔનની મમી (શરીર)ના અલગ અલગ અવયવોના ફોટા લીધા. અને અંદાજે ત્રણ હજાર વર્ષ ગુજર્યા બાદ પણ તેમાં કોઈ ખાસ પરિવર્તન ન હોવા પર ઘણુ આશ્ચર્ય અને અચંબો વ્યકત કર્યો છે. આ મમી થયેલ શરીર ૧૮૯૮માં રાજાઓની વાડીમાં મી. ઓરીટે શોધી. ત્યાંથી તે મમીને કેરો લાવવામાં આવી, ત્યાર બાદ (Elliot Smith) એલેટ સ્મીથે ૮ જુલાઈ ૧૯૦૭માં તેના શરીર પરથી ગિલાફ ઉતાર્યા. આ બધી પ્રક્રિયા અને શરીરની સમીક્ષાનું પોતાના પુસ્તક ''રાજાઓની મમીઓ'' (The Royal Mummies)નું (ઈ.સ.૧૯૧૨)માં વર્ણન કર્યુ છે. ત્યારથી લઈ ૧૯૭૬ સુધી તે ટૂરીસ્ટો માટે કેરોના અજાયબી ઘરમાં  સજાવેલી હતી. તેનું માથુ અને ગળાનો ભાગ ખુલ્લો હતો. અને બાકીનું શરીર કપડાથી ઢાંકેલુ હતુ. ડૉ. મોરીસની રાય અને મશ્વેરાથી જુન ૧૯૮૫માં એના શરીરના અવયવો ઉપર રિસર્ચ કરવામાં આવ્યુ. જેમાં પ્રખર અનુભવી ડૉકટરો ડૉ. એલ. મેલ્જી,ડૉ.મુસ્તફા મન્યાલવી, પ્રો. સેકાલ્દી, પ્રો. મગનુ અને ડૉ. ડોરેગ્વન શામેલ હતા, ત્યાર બાદ ડૉ.મોરીસે આના પરિણામો વિશેની વિગતવાર જાણકારી ફ્રાન્સમાં ત્યાંની ડૉકટરી એકેદમીઓમાં મહાનિબંધ રૂપે રજુ કરી. આ પરિણામોની જાણ થતાં મિસરી (ઈજીપ્શયન) સરકારે ફીરઔનની મમી રિસર્ચ માટે ફ્રાન્સ મોકલવાનો ફેંસલો કર્યો અને ૨૬ સપ્ટેમ્બરના આ મમી પેરીસ મોકલવામાં આવી.

ડૉ. મોરીસ આ વિષય સમાપ્ત કરતા લખે છે કે જે લોકો પવિત્ર આકાશી પુસ્તકોની સચ્ચાઈ માટે મોર્ડન જાણકારીની દલીલો શોધે છે, તે મિસરના અજાયબી ઘરના મમી સ્થળોએ જઈને ફીરઔનના શરીર વિષે કુર્આનની આયતોના એક ભવ્ય ઉદાહરણનુ પ્રત્યક્ષ દર્શન કરી શકે છે.

## કુર્આન શરીફ અને વિજ્ઞાન વચ્ચે દલીલોની સમાનતા :

ડો. મોરીસ બોકાઈ (Dr. Maurice Bucaille) ફ્રાન્સના એક ખ્રિસ્તી કુટુંબમાં પેદા થયા. તેમણે કુર્આન શરીફ અને વિજ્ઞાન વિશે એક પુસ્તક

લખ્યું : THE BIBLE, THE QUR'AN AND SCIENCE. જેમાં ડો. મોરીસે સાબિત કર્યુ છે કે વિજ્ઞાન વિશે કુર્આન શરીફના બયાનો અને વિવરણો આશ્ચર્યજનક રીતે આધુનિક જાણકારીના અનુરૂપ છે. કુર્આન શરીફ જો કે વૈજ્ઞાનિક યુગથી ઘણા પહેલા ઉતર્યું, પરંતુ પાછલા યુગમાં જાહેર થનાર બધી જ વાસ્તવિક હકીકતો, તથ્યો, પ્રયોગો, જાણકારીઓ અને તેમના વૈજ્ઞાનિક વિશ્લેષણોનું તેમાં સચોટ વર્ણન હોવુ આ વાતની સ્પષ્ટ સાબિતી છે કે, કુર્આન શરીફ એક મહાન શકિતશાળી અને મહાન જાણકાર ખુદાતઆલા તરફથી છે. તે કોઈ માનવકૃતિ નથી.

ડો. મોરીસનું બીજુ પુસ્તક (WHAT IS THE ORIGIIN OF MAN) જેમાં ગર્ભાશયમાં શિશુના વિકાસવૃધ્દ્રિ વિશેની વિગતવાર માહિતી છે. જે ડો. મોરીસનો ખાસ વિષય છે. આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યુ છે કે, શિશુના ગર્ભાશયમાં વિકાસના તબક્કા વિશે કુર્આન શરીફના કથનો અને માહિતીઓ વૈજ્ઞાનિક જાણકારીના આધુનિક બિલકુલ અનુરૂપ છે. જ્યારે કે આ વિશેની માહિતી વૈજ્ઞાનિકોને વીસમી સદીમાં જ પ્રાપ્ત થઈ. પોતાના આ બીજા પુસ્તકમાં ડો. મોરીસ જણાવે છે કે મને ફ્રાન્સમાં બતાવવામાં આવ્યુ કે કુર્આન શરીફ હઝરત મુહમ્મદ (સલ.)નું લખેલ પુસ્તક છે. જે તેમણે બાઈબલમાં અમુક સુધારા-વધારા કરી તૈયાર કર્યુ છે. આ પ્રકારની માહિતી અનુસાર હું સમજતો હતો કે ''બાઈબલ''માં જે વૈજ્ઞાનિક ભૂલો (Scientific Errors) છે, તે કુર્આન શરીફમાં પણ ચોક્કસ હોવી જોઈએ. બીજી વાત એ કે હઝ. મુહમ્મદ (સલ.) ઉપર ઉતરનાર વહીનો સમય ૬૧૦ ઈ.સ. થી ૬૩૨ ઈ.સ. સુધીનો છે. આ તે યુગ છે, જ્યારે પૂર્વ પશ્ચિમ બધે જ અભણતાવાળી અંધકારિક ધારણાઓ, શ્રધ્ધાઓ અને ભાવનાઓ (Scientific Obscurantism) છવાયેલી હતી. આને લઈ કુર્આન શરીફમાં પણ તે અભણતાવાળી અંધકારિક ભાવનાઓની અસર હોવી જરૂરી છે.

પરંતુ અમુક પ્રયોગો અને અનુભવો દરમ્યાન ડો. મોરીસને ખબર પડી કે કુર્આન શરીફ અને બાઈબલના બયાનો તથા વિવેચનોમાં અમુક બાબતોમાં એકમત હોવા છતાં કુર્આન શરીફ ઘણી જ ચીવટ અને ચોકસાઈથી

વર્ણન કરે છે, અને પોતાને તે પ્રકારની વૈજ્ઞાનિક ભૂલોથી દૂર રાખે છે, જે પ્રકારની ભૂલો બાઈબલમાં મૌજુદ છે. તો એમની જિજ્ઞાસામાં વધારો થયો.આ પ્રમાણે વાંચન અનુભવ પછી ડો.મોરીસે કુર્આન શરીફને અરબી ભાષામાં જ સમજવા માટે પચાસ વર્ષની ઉંમરે અરબી ભાષા શીખી, તો આ પ્રમાણેની ઘણી બાબતો જાણવા મળી. હવે તેમને આ વિચાર વારંવાર સતાવ્યા કર્યો કે, જો હઝરત મુહમ્મદ (સલ.)એ કુર્આન શરીફને બાઈબલની મદદથી સમયની માંગ પ્રમાણે તૈયાર કર્યુ હોય, તો પછી કયા કારણો અને પરિબળોથી કુર્આન શરીફ તે બધી જ વૈજ્ઞાનિક ભૂલોથી પોતાને બચાવી લે છે, જેનું બાઈબલમાં વર્ણન છે ? અને બાઈબલ પોતાને તે ભૂલોથી બચાવી ન શકયું ? બાઈબલમાં આ પ્રકારની ઘણી ભૂલો છે જેનો સ્વીકાર કરતા Jean Guittonએ લખ્યુ હતું કે બાઈબલની વૈજ્ઞાનિક ભૂલો એ માનવ ભૂલો છે, કારણ કે તે વખતે માનવી વૈજ્ઞાનિક દ્રષ્ટીએ એક બાળક સમાન હતો. ડો. મોરીસ આગળ લખે છે, આવા સંજોગોમાં હઝરત મુહમ્મદ (સલ.) માટે કેવી રીતે શકય હતું કે તે કુર્આન શરીફ સંપાદન કરતી વખતે બાઈબલ અને પોતાના યુગની વૈજ્ઞાનિક ભૂલોથી કુર્આન શરીફને બચાવે તથા તેમાંથી આ વૈજ્ઞાનિક ભૂલો કાઢી નાંખી એવી અપવાદરૂપ કિતાબ તૈયાર કરે જેમાં એક પણ ભૂલ ન હોય ?

ડો. મોરીસ લખે છે કે આ બધી સત્ય અને નક્કર હકીકતો સ્પષ્ટ શબ્દોમાં આ બાબત દર્શાવે છે કે કુર્આન શરીફ હઝરત મુહમ્મદ (સલ.)નું લખેલ પુસ્તક નથી. જ્ઞાન-વિજ્ઞાનનો ઈતિહાસ દર્શાવે છે કે કુર્આન શ.માં આ પ્રકારની અભણતા અને અંધકારમય વાતોનું ન હોવુ કોઈ માનવજ્ઞાનના પરિણામ અને ફળસ્વરૂપે નથી.

કુર્આન શરીફ અને નવા કરાર, જુના કરાર(બાઈબલ) વિષે ચર્ચા કરતા ડો. મોરીસ લખે છે કે બદકિસ્મતીથી બાઈબલોના લેખકોના તે બયાનોના જે તેમણે બાઈબલોમાં લખ્યા, તેઓ તેના પોતે સાક્ષી ન હતા. તે ફકત ભાષાંતરકર્તા હતા. તેમણે યહુદી, ખ્રિસ્તી સપ્રંદાયોના અલગ અલગ કબીલાઓ અને જ્ઞાતિઓથી સાંભળેલ જાણકારી લોકો સમક્ષ

રજુ કરી, જેથી તે વિરોધાભાસ, અશકયતાઓ અને અતિશયોકિતઓથી ભરપુર છે. જયારે કુર્આન શરીફનો ઈતિહાસ સૈધ્ધાંતિકરૂપે આ બન્નેવ કરારોથી વિભિન્ન છે. તેનો ફેલાવો લગભગ વીસ વર્ષની મુદતમાં થયો. હઝરત જીબ્રઈલ (અલૈ.) દ્વારા હઝરત મુહમ્મદ (સલ.) પાસે તે જ્યારે પણ પહોંચતુ કે તરત મુસલમાન તેને મોઢે કરી લેતા. આ પ્રમાણે હઝરત મુહમ્મદ (સલ.)ની હયાતીમાં જ તે લખાય ચુકયુ હતુ. ત્યાર બાદ લગાતાર પાબંદીથી સંર્પૂણ અમાનતદારી સાથે સુરક્ષિત કરવામાં આવ્યુ. તેની ભરોસાપાત્રતામાં લેશમાત્ર શંકા નથી, જેથી તે પોતાના બયાનોમાં વિરોધાભાસોથી સંપૂર્ણ પાક છે. જ્યારે બાઈબલમાં માનવીય સુધારા વધારાના નમુના મૌજુદ છે. જે લોકો વૈજ્ઞાનિક પધ્ધતિથી કુર્આન શરીફની સમીક્ષા કરે છે, તેમના માટે આ ઘણી ખુબીની વાત છે કે, કુર્આન શરીફ વૈજ્ઞાનિક જાણકારી અને શોધખોળોથી સર્પૂણ અને સર્વથા સમાનતા ધરાવે છે.આવા સંજોગોમાં આ વાત તદ્દન અશકય અને સત્યથી વેગળી છે કે કુર્આન શરીફને હઝરત મુહમ્મદ (સલ.)ના યુગની કોઈ વ્યકિત લખી શકે. કુર્આન શરીફની વિજ્ઞાનથી આટલી બધી સમાનતા એ વાતનુ સ્પષ્ટ પ્રમાણ છે કે, તે સંપૂર્ણપણે માનવરચિત પુસ્તક માનવાની જગ્યાએ ફકત ખુદાઈ સંદેશ (વહી) જ સમજવામાં આવે, સાથે જ સચ્ચાઈના પ્રમાણપત્ર અને વૈજ્ઞાનિક વકતવ્યોને લઈ કુર્આન શરીફનું વાંચન આજના યુગમાં પણ માનવ સમાજ માટે એક ચેલેંજ છે. આ વિશિષ્ટતા ફકત કુર્આન શરીફને જ પ્રાપ્ત છે.

વાંચક બિરાદરો ! જે લોકો કુર્આન શરીફને આકાશી પુસ્તક હોવાની વૈજ્ઞાનિક દલીલો જાણવા માંગે છે, તેમણે ડો.મોરીસના આ બન્નેવ પુસ્તકોનું તટસ્થ વાંચન કરવુ જોઈએ. સાથે આ વાસ્તવિકતા પણ સ્વીકારવી રહી કે, કુર્આન શરીફ વિષયરૂપે વિજ્ઞાનનું પુસ્તક નથી. તે તો માનવસમાજની આધ્યાત્મિક (રૂહાની) સુધારણા માટે ઉતારવામાં આવ્યુ છે.

પરંતુ કુર્આન શરીફ જે માન્યતાઓ, અકીદાઓ અને શ્રધ્ધાઓ રાખવાની પ્રેરણા, આહવાન અને દઅવત પેશ કરે છે, તેના માટે જે

પ્રકૃતિક (કુદરતી) અને વાસ્તવિક નિશાનીઓને દલીલરૂપે રજુ કરે છે, તે કુદરતી નિશાનીઓ પણ તે જ છે, જેનું અધ્યયન અને તહકીક વિજ્ઞાનમાં પણ કરવામાં આવે છે. પ્રકૃતિ (કુદરત) એ કુર્આન શરીફ અને વિજ્ઞાન બન્નેવનો વિષય છે. અલબત્ત વિજ્ઞાનમાં ફકત વિદ્યા અને જ્ઞાન સ્વરૂપે તેનું વર્ણન છે, જ્યારે કુર્આન શરીફમાં બોધ માટે વર્ણન છે.

કુર્આન શરીફની દલીલરૂપી નિશાનીઓનું આધુનિક વિજ્ઞાનથી આટલુ બધુ મળતાપણુ અને સમાનતા દર્શાવે છે, કે કુર્આન શરીફ તે મહાન અલ્લાહ તઆલાના તરફથી ઉતારેલ કિતાબ છે, જેમને બધી જ જાહેરી અને છૂપી વિદ્યાઓનું સંર્પૂણ જ્ઞાન છે. અને જેમનુ વિશાળ જ્ઞાન ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળની સરહદોથી ઉપરવટ છે.

ડૉ. મોરીસના કહેવા મુજબ એક સામાન્ય અંદાજ પ્રમાણે કુર્આન શરીફની ૪૦ આયતોનો સબંધ ખગોળશાસ્ત્રથી છે, જેમાં આકાશ, સૂર્ય, ચંદ્ર તેમના ભ્રમણ, ધ્રુવ, રાત-દિવસનું લગાતાર નિયમસર આવવુ-જવુ, પૂર્વ અને પશ્ચિમનો સૂર્યોદય તથા સૂર્યાસ્તથી સબંધ, આકાશોની રચના, સૃષ્ટીની વિશાળતા, અંતરિક્ષ વિશેની માહિતી, ધરતી, પાણી, મહાસાગરો, ધરતીનો આકાર, ઉંચાણ-નીંચાણ, પહાડો, ખડકો, વરસાદ, વિજળીની ચમક, ગાજવીજ, છાયો તથા વનસ્પતિ જગતની માહિતી, જીવન આરંભ, વનસ્પતિની વૃધ્ધિ અને ઉછેરમાં નર અને માદાનું હોવુ, પશુ જગતનું વર્ણન, મધમાખી, પક્ષીઓ, કરોડીયા, પશુઓના દૂધના વિવિધ અંશોના મિશ્રણનું વર્ણન (લોહી અને છાણથી શુધ્ધ રહી), સ્ત્રીના ગર્ભાશયમાં બાળકનો તબકકાવાર ઉછેર, પુરૂષના વિર્યની પ્રારંભિક માહિતી, માસિક અવસ્થાના નિયમો, તલાક પામેલ સ્ત્રીઓની ઈદ્દત વિશેના કાયદાઓ વગેરે આધુનિક વિજ્ઞાનથી વધુ નજીક છે.

## બાઈબલ, કુર્આન શરીફ અને સાયન્સ :

ડો. મોરીસ બોકાઈએ પોતાના પુસ્તકના શરૂમાં કુર્આન શરીફ અને વિજ્ઞાન બાબતે અમૂક ચોખવટો કરી છે. જે જાણવી જરૂરી છે. તથા યુરોપમાં

કુર્આન શરીફ અને ઈસ્લામ ઉપર ખોટા આક્ષેપો કરી લોકોને ઈસ્લામથી દૂર કરવાની કોશિશો કરવામાં આવે છે. તેની વિગતવાર માહિતી આપવાની સાથે વૈજ્ઞાનિક સંશોધનો બાબતે મુસ્લિમોના સિંહફાળાનો ઉલ્લેખ કર્યો છે. સાથે પુસ્તકમાં બાઈબલ અને કુર્આન શરીફના વિવરણોમાં જે ફર્ક છે, તેનું વિસ્તૃત વર્ણન કર્યું છે. પરંતુ બાઈબલોના પ્રકારો, તેમના વિરોધાભાસો વગેરે બાબતો મારા પુસ્તકના વિષયથી અલગ હતી. માટે મેં આ પુસ્તકમાં બાઈબલો બાબતની બધી જ માહિતીઓનો ઉલ્લેખ કર્યો નથી. અને ફક્ત કુર્આન શરીફ તથા વિજ્ઞાનના વિષયને લગતી માહિતીઓનું જ આ પુસ્તકમાં વર્ણન કર્યું છે. જેની નોંધ લેવી જરૂરી છે.

## પૃથ્વી અને આકાશોનું સર્જન : બાઈબલના વર્ણન સાથે સમાનતા અને તફાવત :

જુના કરારમાં પૃથ્વી અને આકાશોના સર્જનનું એક સામટું વર્ણન છે. કુર્આન શરીફમાં આ બાબતને લગતું આવું સામટું અને ક્રમબધ્ધ વર્ણન નથી. એને બદલે પૂરા કુર્આનમાં સર્જનની કેટલીક વાતોને લગતી આયતો ઠેકઠેકાણે પથરાયેલી છે. એ આયતો સર્જનના એક પછી એક પ્રસંગો અંગે માહિતી આપી જાય છે. કુર્આન શરીફમાં જુદા જુદા સ્થળોએ આ પ્રસંગો અંગે વત્તી-ઓછી વિગતો આપવામાં આવી છે. કુર્આન શરીફમાં આ પ્રસંગોની કેવી રીતે રજૂઆત કરવામાં આવી છે એ સ્પષ્ટ રીતે જાણવા માટે આ વિષય અંગે કુર્આનની સંખ્યાબંધ સૂરતોમાં છૂટીછવાઈ પથરાયેલી વિગતોને એકી સાથે કરવી જરૂરી છે.

કુર્આન શરીફમાં સર્જનના વિષય અંગે સંખ્યાબંધ સ્થળોએ છૂટુંછવાયું વર્ણન કરવામાં આવ્યું છે. કુર્આન શરીફની આ પધ્ધતિ માત્ર સર્જનના વિષય પૂરતી મર્યાદિત નથી. કુર્આન શરીફમાં ઘણા મહત્વના વિષયોની પણ આવી રીતે જ રજૂઆત કરવામાં આવી છે. આ વિષયોમાં પૃથ્વી કે નભોમંડળ (Celestial)ને લગતી દૃશ્યમાન એટલે નિરખી શકાતી બાબતો તેમજ માનવવિજ્ઞાનના પ્રશ્નોનો સમાવેશ થઈ જાય છે. એ બધા વિષયોને

લગતી બધી આયતોની છણાવટ કરવાનો અત્રે પ્રયાસ કરવામાં આવશે.

## સર્જનની છ અવધિઓ (Periods) :

પૃથ્વી અને આકાશોના છ દિવસમાં થયેલા સર્જનને લગતા બાઈબલના વર્ણનમાં કોઈ પણ પ્રકારની અસ્પષ્ટતા નથી. એ છ દિવસ પછી ખુદાપાકે એક દિવસ આરામ લીધો હતો. યહૂદીઓ શનિવારે રજા પાળે છે. હિબ્રુ ભાષામાં શનિવારને સાબાથ (Sabbath) કહેવાય છે, જેનો શબ્દાર્થ "આરામ કરવો" થાય છે. સર્જનના છ દિવસો અને એ પછીનો આરામનો એક દિવસ અઠવાડિયાના સાત દિવસની બરાબર છે. આ પુસ્તકના અગાઉના પ્રકરણોમાં બતાવવામાં આવ્યું છે કે, આ પ્રકારનું વર્ણન ઈસ્વીસન પૂર્વેની છઠ્ઠી સદીના ધર્મગુરૂઓનો હેતુ સિધ્ધ કરવા માટે ઉપયોગી હતું. એ હેતુ લોકોમાં શનિવારે આરામ પળાવવાનો તેમજ એ દિવસે ખાસ બંદગીઓ મારફત પોતાનું મહત્વ વધારવાનો હતો. બધા યહૂદીઓએ શનિવારે આરામ કરવાનો હતો. કારણ કે ખુદ ખુદાપાકે અઠવાડિયાના છ દિવસ મહેનત કરીને સાતમા દિવસે આરામ કર્યો હતો.

કુર્આન શ.ના મોટાભાગના તરજમાઓ બતાવી જાય છે કે, સર્જનની પ્રક્રિયા બાઈબલના વર્ણનની જેમ જ કુર્આની વહીમાં પણ છ દિવસની બતાવવામાં આવી છે. આપણે આમાં ભાષાંતરકારોનો ખાસ વાંક કાઢી શકતા નથી. કારણ કે તેઓએ આ માટે વપરાયેલા અરબી શબ્દ "યૌમ"નો સૌથી વધુ પ્રચલિત અર્થ કર્યો છે. કુર્આનમાં આ મુજબની એક આયત છે.

إِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِي خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ فِي سِتَّةِ أَيَّامٍ

કુર્આન શરીફના મોટાભાગના તરજમાઓમાં આ આયતનો આ મુજબનો તરજમો જોવા મળે છે : "(તમારો પરવરદિગાર) તે જ છે, જેણે આકાશો અને પૃથ્વીને છ દિવસમાં બનાવ્યા." *(સૂ.૫૪, આયત-૬)*

કુર્આન શરીફના એવા બહુ જ ઓછા તરજમાકારો અને

## એક દિવસનો અર્થ સમયની લાંબી અવધિ છે :

"યૌમ" શબ્દનો સૌથી પ્રચલિત અર્થ "દિવસ" થાય છે. પરંતુ આ વાત ભારપૂર્વક કહેવી જરૂરી છે કે, તેનો અર્થ બે સૂર્યાસ્ત વચ્ચેના સમયથી વિશેષ પણ થાય છે. બહુવચન "અય્યામ"નો અર્થ માત્ર "દિવસો" થતો નથી, પણ "સમયની લાંબી લંબાઈ" એટલે સમયની અચોક્કસ (પણ હંમેશા લાંબી) અવધિ પણ થાય છે. "યૌમ" શબ્દમાં "દિવસ" ઉપરાંત "સમયની અવધિ"નો અર્થ રહેલો છે. અને એ અર્થ કુર્આનમાં કેટલાક ઠેકાણે બતાવવામાં આવ્યો છે :

فِىۡ يَوۡمٍ كَانَ مِقۡدَارُهٗۤ اَلۡفَ سَنَةٍ مِّمَّا تَعُدُّوۡنَ ○

"એ સમયની અવધિમાં (યૌમમાં), જેનું માપ તમારી ગણતરી મુજબ એક હજાર વર્ષનું છે." *(સૂ.૩૨, આયત-૫)*

આ આયતની અગાઉની આયતમાં સર્જન છ અવધિમાં થયાનો પણ ઉલ્લેખ છે :

"યૌમ"નો "દિવસ"ને બદલે "સમયની અવધિ" બતાવતી એક વધુ આયત આ મુજબ છે :

فِىۡ يَوۡمٍ كَانَ مِقۡدَارُهٗ خَمۡسِيۡنَ اَلۡفَ سَنَةٍ ۝

"સમયની એક એવી અવધિ (યૌમ)માં, જેનું માપ પચાસ હજાર વર્ષનું છે." *(૭૦-૫)*

ઉપલી આયતો બતાવી જાય છે કે, "યૌમ" શબ્દનો અર્થ આપણે "દિવસ" શબ્દ મારફત જેટલો સમય માનીએ છીએ એનાથી તદ્દન અલગ જ સમય મર્યાદા કે લંબાઈ થાય છે. કુર્આન શરીફના બિલ્કુલ શરૂઆતના તફસીરકારોના ધ્યાનમાં અલબત્ત આ હકીકત આવી હતી. પરંતુ તેમની પાસે એ સમયે એ જ્ઞાન ન હતું, જે જ્ઞાન અત્યારે આપણી પાસે બ્રહ્માંડની રચનાના (Formation of the Universe) તબક્કાઓ અંગે છે. દા.ત. ઈસ્વીની સોળમી સદીમાં અબૂસ્સુઉદે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે,

કુર્આનમાં સર્જન અંગે સમયના જે વિભાગો બતાવવામાં આવ્યા છે, તેમનો અર્થ આપણા ''દિવસો'' જેવો થતો નથી, પરંતુ પ્રસંગો કે ઘટનાઓ (અરબી શબ્દ નવબહ) થવો જોઈએ.

આ ઉપરથી એમ કહી શકાય છે કે, પૃથ્વીના સર્જન અંગે કુર્આન ''સમયની લાંબી અવધિ''ઓનો ઉલ્લેખ કરે છે. જેમની સંખ્યા છ જેટલી છે. બ્રહ્માંડની રચના તરફ દોરી જતી પ્રક્રિયાના તબક્કાઓની સંખ્યા છ હતી. એ હકીકત આધુનિક વિજ્ઞાન હજી સુધી સ્થાપિત કરી શક્યું નથી. પરંતુ વિજ્ઞાન એટલું જરૂર પુરવાર કરી ગયું છે કે, એ બધા તબક્કાઓ સમયની અતિ લાંબી અવધિ પર પથરાયેલા હતા અને એ અતિ લાંબી અવધિની આપણા દિવસ સાથે સરખામણી તદન અસંગત છે.

## બ્રહ્માંડ (કાયનાત) અને વિશ્વોની રચના :

કુર્આન શરીફ એ આયતોમાં બ્રહ્માંડની રચના પાછળ રહેલી મૂળભૂત પ્રક્રિયાનો ટૂંકસાર આપી જાય છે.

اَوَلَمۡ يَرَ الَّذِيۡنَ كَفَرُوۡۤا اَنَّ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ كَانَتَا رَتۡقًا فَفَتَقۡنٰهُمَا‌ ؕ

وَجَعَلۡنَا مِنَ الۡمَآءِ كُلَّ شَىۡءٍ حَىٍّ‌ ؕ اَفَلَا يُؤۡمِنُوۡنَ ○

''શું આ કાફિરો જોતા નથી કે, આસમાનો અને પૃથ્વી (શરૂઆતમાં) એકબીજા સાથે જોડાયેલા હતા. એ પછી તેમને ખોલી દીધા. અને અમે દરેક જીવંત વસ્તુને પાણીમાંથી બહાર કાઢી (પેદા કરી), શું તેઓ એ પછી (પણ) માનશે નહીં ?'' *(૨૧-૩૦)*

આવી બીજી આયત સૂરએ હા-મિમ-સિજદહની છે. જેનો અગાઉ ઉલ્લેખ આવી ગયો છે. હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને અલ્લાહ તઆલા પૃથ્વીના સર્જનના વિષય તરફ ધ્યાન આપતા

ثُمَّ اسۡتَوٰۤى اِلَى السَّمَآءِ وَهِىَ دُخَانٌ فَقَالَ لَهَا وَلِلۡاَرۡضِ

"એ ઉપરાંત આસમાન તરફ વળ્યો, જ્યારે એ ધુમાડો હતો અને એને તથા પૃથ્વીને કહ્યું કે..." *(૪૧-૧૧)*

જળમાંથી જીવનના થયેલા ઉદ્‌ભવના વિષયની આપણે આગળ ઉપર ચર્ચા કરીશું અને એ સમયે આપણે કુર્‌આન શરીફમાં જીવશાસ્ત્રને લગતા ઉઠાવાયેલા બીજા પ્રશ્નોનું પણ નિરીક્ષણ કરીશું. અત્યારે અહીં આ બે મુખ્ય મુદ્દાઓ યાદ કરવા જરૂરી છે :

(૧) ઉપરોક્ત આયતમાં બતાવવામાં આવ્યું છે કે, બ્રહ્માંડ સૌથી પહેલા વાયુ સ્વરૂપમાં હતું. જેમાં કેટલાક સુક્ષ્મ કણો શામેલ હતા. આ આયતોમાં અરબી શબ્દ "દુખાન" શબ્દ આવે છે. જેનો અર્થ "ધુમાડો" થાય છે. હવે ધુમાડો મુખ્યત્વે વાયુનો બનેલો હોય છે. પણ એમાં વત્તા-ઓછા પ્રમાણમાં પદાર્થના કેટલાક કણો સ્થિર વિલંબિત સ્થિતિમાં શામેલ હોય છે. અને એ કણો ઉષ્ણતામાનમાં વધારો કે ઘટાડો થતાં ઘન અથવા પ્રવાહી સ્વરૂપ ગ્રહણ કરી શકે છે.

(૨) આ આયતો એમ પણ બતાવી જાય છે કે, આસમાનો અને પૃથ્વી જેમાંથી બન્યા એ બધા પદાર્થનો જથ્થો શરૂઆતમાં એક જ હતો અને મજબૂતિથી જોડાયેલો હતો. અને પછી આકાશો અને પૃથ્વીને અલગ (ફત્ક) પાડવામાં આવ્યા હતા. આ વાત જાણવી જરૂરી છે કે, અરબીમાં "ફત્ક" કોઈ પણ ચીજને તોડવાની, અલગ પાડવાની અને વિભાજન કરવાની ક્રિયાને કહેવામાં આવે છે. જ્યારે "રત્ક" જુદી જુદી ચીજો કે તત્વોને ભેગા કરવાની, જોડવાની, સમિશ્રણ કરવાની અને સંયોજન કરવાની ક્રિયાને કહેવામાં આવે છે.

## સંખ્યાબંધ (સાત) વિશ્વોનું અસ્તિત્વ :

પદાર્થના એક જ સમૂહની (એટલે વાયુના એક જ વિરાટ ગોળાની) જુદા જુદા ભાગોમાં વહેંચણીનો ઉલ્લેખ કુર્‌આનમાં સંખ્યાબંધ વિશ્વોના અસ્તિત્વનો નિર્દેશ કરી જતી બીજી કેટલીક આયતોમાં પણ જોવા મળે છે. દા.ત. કુર્‌આન શરીફની પહેલી સૂરહની શરૂઆતમાં અલ્લાહ તઆલાના

વખાણ પછીની પહેલી જ આયતમાં છે :

“બેહદ કૃપાળુ, દયાળુ અલ્લાહપાકના નામથી (શરૂ કરૂં છું). બધા વખાણ અલ્લાહપાકના માટે જ છે, જે બધા વિશ્વોનો પરવરદિગાર છે.”

કુર્આને કરીમમાં “આલમીન” શબ્દ ડઝનબંધ જગ્યાએ વપરાયો છે. એનો અર્થ ‘વિશ્વો’, ‘જગતો’, ‘સૃષ્ટિઓ’ વગેરે થાય છે. (આપણી પૃથ્વી પણ એક જગત કે વિશ્વ છે.) એવી જ રીતે “સમાવાત” એટલે કે “આસમાનો” કે “આકાશો” શબ્દ પણ બહુવચનમાં જ વપરાયો છે. આ શબ્દ બહુવચનમાં જ વપરાવાનું કારણ આસમાનોની વધુ સંખ્યા છે તેમજ સાત (૭) તરીકેની તેમની પ્રતીક કે રૂપક તરીકેની સંખ્યા પણ છે.

કુર્આન શરીફમાં આ ૭ની સંખ્યા (સબ્અ) ૨૪ ઠેકાણે વાપરવામાં આવી છે અને જુદા જુદા સ્થળોએ તે જુદી જુદી સંખ્યાનો નિર્દેશ કરી જાય છે. કેટલીક જગ્યાએ તેનો અર્થ “ઘણો બધો” કે “સંખ્યાબંધ” થાય છે. અલબત્ત, આવી જગ્યાએ “સાત”ના શબ્દને આ અર્થમાં ક્યા ચોક્કસ કારણસર વાપરવામાં આવ્યો છે એની આપણને ખબર નથી. ગ્રીકો અને રોમનો પણ જ્યાં કોઈ ચોક્કસ સંખ્યા બતાવવાની ન હોય એવી અચોક્કસ સંખ્યા બતાવવા માટે સાતના આંકડાનો ઉપયોગ કરતા હતા. કુર્આનમાં સાતનો આંકડો ખુદ આસમાનોના ઉલ્લેખ માટે વપરાયો છે. સાતનો એક જ આંકડો એવો છે, જેનો અર્થ “આસમાનો” કરી શકાય છે. કુર્આનમાં “આસમાનોના સાત માર્ગો”નો પણ એકવાર ઉલ્લેખ આવે છે.

هُوَ الَّذِىْ خَلَقَ لَكُمْ مَّا فِى الْاَرْضِ جَمِيْعًا ثُمَّ اسْتَوٰٓى اِلَى السَّمَآءِ

હવે આપણે એને લગતી થોડી આયતો જોઈ લઈએ...

فَسَوّٰىهُنَّ سَبْعَ سَمٰوٰتٍ ۗ وَهُوَ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ

وَلَقَدْ خَلَقْنَا فَوْقَكُمْ سَبْعَ طَرَآئِقَ ۖ وَمَا كُنَّا عَنِ الْخَلْقِ غٰفِلِيْنَ

"અને અમે તમારા ઉપર સાત માર્ગો બનાવ્યા છે, અમે (અમારા) સર્જન પ્રત્યે કદી પણ ગાફિલ રહ્યા નથી." *(૨૩-૧૭)*

الَّذِىْ خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا ؕ مَا تَرٰى فِىْ خَلْقِ الرَّحْمٰنِ مِنْ تَفٰوُتٍ ؕ
فَارْجِعِ الْبَصَرَ ۙ هَلْ تَرٰى مِنْ فُطُوْرٍ ○

"એ એ જ (અલ્લાહપાક) છે, જેણે એકબીજા ઉપર સાત આસમાન બનાવ્યા. તું કૃપાળુ (અલ્લાહપાક)ના સર્જનમાં કોઈ ખામી જોઈશ નહીં. ફરીથી નજર કર, શું તને કોઈ ખામી દેખાય છે ?" *(૬૭-૩)*

اَلَمْ تَرَوْا كَيْفَ خَلَقَ اللّٰهُ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا ۙ وَّجَعَلَ الْقَمَرَ
فِيْهِنَّ نُوْرًا وَّجَعَلَ الشَّمْسَ سِرَاجًا

"શું તમે જોયું કે, અલ્લાહ તઆલાએ કેવી રીતે સાત આસમાનોને એકબીજાની ઉપર બનાવ્યા ? અને એમાં ચંદ્રને પ્રકાશ અને સૂર્યને દીપક બનાવ્યા ?" *(૭૧-૧૫/૧૬)*

## સૂર્ય અને ચંદ્ર દરમ્યાન શાબ્દિક ફર્ક તેમનો વાસ્તવિક ફર્ક બતાવે છે :

અહીં આ હકીકત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, બાઈબલમાં ચંદ્ર અને સૂર્ય બંનેને "પ્રકાશ" કહેવામાં આવ્યા છે. જ્યારે કુરૂઆનમાં તેમના માટે અલગ અલગ વર્ણનકર્તા નામો અપાયા છે. કુરૂઆનમાં ચંદ્ર માટે "નૂર" એટલે "પ્રકાશ કે પ્રકાશિત વસ્તુ"નો શબ્દ વપરાયો છે. જ્યારે સૂર્ય માટે "સિરાજ" એટલે દીવો, દીપક, દીપ કે ચિરાગ શબ્દ વપરાયો છે. અને એનો અર્થ "પ્રકાશ ઉત્પન્ન કરતો દીપક" થાય છે. સૂર્ય માટે વપરાયેલા બીજા શબ્દોનું વિવરણ હવે પછી આવશે.

وَّبَنَيْنَا فَوْقَكُمْ سَبْعًا شِدَادًا ۙ وَّجَعَلْنَا سِرَاجًا وَّهَّاجًا ۙ

"અમે તમારા ઉપર સાત મજબૂત (આસમાન) બનાવ્યા અને

ભડકા કાઢતો એક દીપક મૂક્યો.'' *(૭૮-૧૨/૧૩)*

આ ''ભડકા કાઢતો દીપક'' અલબત્ત સૂર્ય છે.

કુર્આનના બધા તફસીરકારો ઉપરોક્ત બધી આયતો અંગે સંમત છે.

આ આયતો બતાવી જાય છે કે, સાત શબ્દનો અર્થ સાત થતો નથી, બલ્કે તે એક પ્રકારના બહુવચનના અર્થમાં વાપરવામાં આવ્યો છે.

આ આયતો એમ પણ બતાવી જાય છે કે, બ્રહ્માંડમાં ઘણા બધા આસમાનો અને પૃથ્વીઓ છે. આ કારણથી કુર્આનના વાંચકને એ જોઈને જરૂર આશ્ચર્ય થશે કે, બ્રહ્માંડમાં આપણી પૃથ્વી જેવી બીજી પૃથ્વીઓનું અસ્તિત્વ પણ હોઈ શકે છે. ખગોળશાસ્ત્ર આ સત્યનો સ્વીકાર કરી ચૂક્યું છે. જો કે તેની ચકાસણી આપણા સમય દરમ્યાન હજી સુધી થઈ શકી નથી.

## પૃથ્વીથી લઈ આકાશ સુધીમાં સર્જનના ત્રણ જૂથ :

વીસમી સદીના વાચકને કુર્આન શરીફમાં એક બીજી વસ્તુ જોઈને પણ આશ્ચર્ય થશે. કુર્આન શરીફમાં કેટલીક આયતો એવી છે, જેમાં અલ્લાહ તઆલાએ સર્જેલી વસ્તુઓના આ મુજબના ત્રણ જુથ બતાવવામાં આવ્યા છે : (૧) આસમાનોની અંદરની વસ્તુઓ (૨) પૃથ્વી ઉપરની વસ્તુઓ (૩) આસમાનો અને પૃથ્વી વચ્ચેની વસ્તુઓ.

અહીં એમાંથી કેટલીક આયતો રજૂ કરવામાં આવે છે :

لَهُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ وَمَا بَيْنَهُمَا وَمَا تَحْتَ الثَّرٰى ○

''જે કંઈ આસમાનોમાં છે. અને જે કંઈ પૃથ્વીમાં છે. અને જે કંઈ તેમની વચ્ચે છે. અને જે કંઈ (પૃથ્વીના) પેટાળમાં છે, સૌ તેની જ મિલ્કત છે.'' *(૨૦-૬)*

اَلَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ اَلرَّحْمٰنُ فَسْئَلْ بِهٖ خَبِيْرًا ○

اَللّٰهُ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَمَا بَيۡنَهُمَا فِىۡ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسۡتَوٰى عَلَى الۡعَرۡشِ‌ؕ مَا لَكُمۡ مِّنۡ دُوۡنِهٖ مِنۡ وَّلِىٍّ وَّلَا شَفِيۡعٍ‌ؕ اَفَلَا تَتَذَكَّرُوۡنَ ○

"એ અલ્લાહપાક જ છે, જેણે આસમાનોને અને પૃથ્વીને અને જે કંઈ તેમની વચ્ચે છે, તેમને છ અવધિમાં બનાવ્યા." *(૩૨-૩૮)*

وَلَقَدۡ خَلَقۡنَا السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَمَا بَيۡنَهُمَا فِىۡ سِتَّةِ اَيَّامٍ ‌ۖ وَّمَا مَسَّنَا مِنۡ لُّغُوۡبٍ ○

"અમે આસમાનોને અને પૃથ્વીને અને તેમની વચ્ચે જે કંઈ છે, તેમને છ અવધિમાં બનાવ્યા અને અમને કોઈ થાક લાગ્યો નહીં." *(૫૦-૩૮)*

આ આયતમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે, અલ્લાહપાકને આ બધું સર્જન કરવાની કામગીરીનો જરા પણ થાક લાગ્યો ન હતો. આપણે આ પુસ્તકના પહેલા ભાગમાં જોઈ ગયા એ મુજબ બાઈબલમાં એનું વર્ણન છે કે, ખુદાપાકે છ દિવસમાં સર્જન કર્યું અને પછી સાતમા દિવસે આરામ કર્યો. કુર્આનની ઉપરોક્ત આયત એમ કહી જાય છે કે, અલ્લાહપાકને આરામની કોઈ જરૂરત નથી. કારણ કે તેને સર્જનની કામગીરીનો સ્હેજે થાક લાગ્યો ન હતો. આ આયત દેખીતી રીતે જ બાઈબલના વર્ણનને રદીયો અને પ્રત્યુત્તર આપી જાય છે.

હવે આપણે ફરી અસલ વિષય પર આવીએ. "આસમાનો અને પૃથ્વી વચ્ચે જે કંઈ છે" એમનો ઉલ્લેખ ઉપરોક્ત ચાર આયતો ઉપરાંત કુર્આને કરીમની આ મુજબની આયતોમાં પણ જોવા મળે છે.

અંબિયા : ૨૧-૧૬, દુખાન : ૪૪-૭ અને ૩૮, નબા : ૭૮-૩૭, હિજર : ૧૫-૮૫, અહકાફ : ૪૬-૩ અને ઝખરૂફ : ૪૩-૮૫.

કુર્આનમાં આવી રીતે આસમાનોની બહારની અને પૃથ્વીની બહારની વસ્તુઓના સર્જનનો કેટલીક જગ્યા ઉપર ઉલ્લેખ કરાયો છે. આ ઉલ્લેખ એવો છે, જેનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. આ આયતોનો

આવેલા અવકાશી પદાર્થોના અસ્તિત્વને પુરવાર કરી જાય છે. આનો અર્થ એ થાય છે કે, બ્રહ્માંડ (કાએનાત)ના સર્જન અંગે આધુનિક વિજ્ઞાને સ્થાપિત કરેલા સત્યોનું આપણે નિરીક્ષણ કરી જવું જરૂરી છે. આ સત્યોનો આરંભ તદ્દન સાદી વાતોથી થાય છે. અને પછી આગળ વધતાં એ વાતો અત્યંત અટપટી બની જાય છે. હવે પછીના લખાણમાં એ બધી વાતો અંગે વિવરણ કરવામાં આવશે.

આ સંપૂર્ણપણે વૈજ્ઞાનિક બાબતોને હાથ ધરતાં પહેલાં કુર્આને આપણને સર્જન અંગે જે માહિતી આપી છે એના પર ફરીથી એક નજર ફેરવવી જરૂરી છે. અત્યાર સુધી હવાલો અપાયેલી આયતો અનુસાર સર્જનના એ મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ છે :

- સર્જન માટે એકંદરે છ અવધિનું અસ્તિત્વ.
- આસમાનો અને પૃથ્વીના સર્જનના તબક્કાઓનું પરસ્પર સંકળાયેલા રહેવું.
- બ્રહ્માંડનું સર્જન પદાર્થના એક એવા વિરાટ સમૂહમાંથી થવું, જેની આગળ જતાં વહેંચણી કે ટુકડા થઈ જાય છે.
- આસમાનો અને પૃથ્વીઓની સંખ્યા ઘણી બધી હોવી.
- આસમાનો અને પૃથ્વી વચ્ચે વચગાળાના સર્જનનું અસ્તિત્વ.

સર્જનને લગતા કુર્આનના વર્ણનો જે પ્રશ્નો ઉભા કરી જાય એ બધાનો વર્તમાન વિજ્ઞાન અલબત્ત હજી સુધી સંપૂર્ણપણે જવાબ આપી શક્યું નથી. એ છતાં કુર્આનના વર્ણનો અને બ્રહ્માંડની રચનાને લગતા વર્તમાન જ્ઞાન વચ્ચે કોઈ પણ પ્રકારનો વિરોધાભાસ જોવા મળ્યો નથી. અહીં આ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે, આ જ પ્રસંગો અંગે જુના કરારમાં જે વર્ણનો અપાયા છે, તેમનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ સ્વીકાર કરી શકાતો નથી.

સર્જન અંગે બાઈબલના વર્ણનો અને કુર્આને આપેલી માહિતી વચ્ચે જે જબરો તફાવત રહેલો છે, એ તરફ વધુ એક વાર ધ્યાન દોરવું જરૂરી લાગે છે. કારણ કે છેક ઈસ્લામના આરંભકાળથી જ હઝરત મુહમ્મદ

(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર એવા આક્ષેપો કરાતા રહ્યા છે કે, આપે બાઈબલના વર્ણનોની નકલ કરી છે. સર્જનના વિષયને લાગેવળગે છે ત્યાં સુધી આ આક્ષેપો તદ્દન બિનપાયાદાર છે. ચૌદ સદી પહેલાના એક ઈન્સાને બાઈબલના એ સમયના વર્ણનમાં વિશાળ પાયા પરના આવા બધા સુધારા કેવી રીતે કર્યા હશે કે, જેથી વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખોટા વર્ણનો ખતમ થઈ જાય ? અને એવા વૈજ્ઞાનિક કથનો કરવામાં આવે, જેમની ચકાસણી વિજ્ઞાનીઓ હજી વર્તમાન સમયમાં કરી શક્યા છે ? હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બાઈબલની નકલ કરી હોવાની ધારણા તદ્દન ખોટી છે. કુર્આને કરીમમાં સર્જનને લગતા અપાયેલા વર્ણનો બાઈબલના વર્ણનોથી બિલ્કુલ અલગ પડી જાય છે.

## કુર્આન શરીફમાં ખગોળ :

કુર્આન શરીફ આસમાનને લગતા ઉલ્લેખોથી ભરપૂર છે. સર્જનને લગતા આ પહેલાના પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ કે, કુર્આનમાં આસમાનો અને પૃથ્વીઓની પુષ્કળતાનો તેમજ તેમની વચ્ચે આપણે જેને વચગાળાનું સર્જન કહીએ છીએ તેનો કેવી રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વર્તમાન વિજ્ઞાને આસમાનો અને પૃથ્વી વચ્ચે આંતરનિહારિકા પદાર્થોનું અસ્તિત્વ હોવાના કુર્આની ઉલ્લેખને સમર્થન આપ્યું છે. સર્જનને લગતી આયતો આપણને આસમાનોમાં એટલે કે પૃથ્વીની બહાર કઈ ચીજો રહેલી છે એની વિશાળ રૂપરેખા આપી જાય છે.

કુર્આન શરીફમાં ખાસ કરીને સર્જન સાથે સબંધ ધરાવતી આયતો ઉપરાંત ખગોળની વિવિધ બાબતો અંગે માહિતી આપતી ચાલીસ જેટલી આયતો છે. સર્જનને લગતી આયતોમાં જે વિગતો અપાઈછે, એમાં આ બીજી આયતો ઉમેરો કરી જાય છે. એમાંથી કેટલીક આયતોમાં એ મહાન સર્જનહારની, જે બધી નિહારિકાઓના અને ગ્રહમાળાઓના તંત્રોનો રચનાર છે, તેની માત્ર પ્રશસ્તિ એટલે પ્રશંસા કરી જાય છે. આપણે જાણીએ છીએ એ મુજબ આ બધા તંત્રોને પરસ્પર અત્યંત સમતુલા સાથે ગોઠવવામાં

આવ્યા છે. ન્યુટને પદાર્થોના પરસ્પર આકર્ષણના તેના વિખ્યાત કાનૂનમાં સમજાવેલ છે એ કાનૂન અનુસાર આ બધા તંત્રો તેમની નિશ્ચિત જગાઓ પર રહે છે.

આ પ્રકરણમાં શરૂઆતમાં જે કેટલીક કુર્આની આયતો ટાંકવામાં આવી છે, એમાં વૈજ્ઞાનિક પૃથક્કરણ માટે ભાગ્યે જ કોઈ સામગ્રી છે. આ આયતો ખુદાપાકની સર્વોપરિતા તરફ માત્ર ધ્યાન દોરવા માટે ટાંકવામાં આવીછે. એ છતાં એ આયતો કુર્આન ચૌદ સદી પહેલાં બ્રહ્માંડના તંત્રનું વાસ્તવદર્શી વર્ણન આપી જાય છે. અને એ દૃષ્ટિએ પણ તેમનો ઉલ્લેખ જરૂરી છે.

આ ઉલ્લેખો ખુદાઈ વહીની એક નવી હકીકત પણ રજૂ કરી જાય છે. જગતમાં તંત્રના વિષયને જુના કરારમાં કે ઈન્જીલોમાં ભાગ્યે જ હાથ ધરવામાં આવ્યો છે. અને એમાં જે થોડાક ખ્યાલો દર્શાવાયા છે, એ કેટલી બધી હદ સુધી ખોટા છે. એની છણાવટ આ પુસ્તકમાં અગાઉ થઈ ચૂકી છે. પરંતુ કુર્આન આ વિષયનો ઉંડાણ સાથે ઉલ્લેખ કરે છે. કુર્આન આ સબંધે જે કંઈ કહે છે, એ તો મહત્વનું છે જ, પરંતુ સાથે સાથે જ તે જે કંઈ નથી કહેતું એ પણ એટલું જ મહત્વનું છે. કુર્આન શરીફ નાઝિલ થયું એ સમયે એટલે કે ચૌદ સદી પહેલાં આસમાની આલમની રચના અંગે જે થિયરીઓ પ્રચલિત અને વ્યાપક હતી અને જે થિયરીઓને પાછળથી વિજ્ઞાને ખોટી ઠેરવી હતી, એમનો કોઈ પણ ઉલ્લેખ કુર્આન શરીફમાં જોવા નહીં મળે. આ બાબતને લગતા દાખલા આ પુસ્તકમાં આગળ ઉપર આપવામાં આવશે. કુર્આન શરીફમાં જે બાબતોનો ઉલ્લેખ નથી, તેમને પણ ધ્યાનમાં રાખવી જરૂરી છે.

કેટલાક માણસો કુર્આન માનવસર્જિત છે એમ પુરવાર કરવા માટે ભારે જહેમત કરીને દૂર દૂરથી દલીલો ખેંચી લાવે છે. તેઓ કહે છે કે, "કુર્આનમાં જો ખગોળને લગતા કેટલાક આશ્ચર્યકારક પ્રશ્નો મૌજૂદ છે, તો એનું કારણ એ છે કે, અરબો આ વિષયમાં બહુ જ પારંગત હતા." તેઓ આવી દલીલ કરતી વખતે આ સત્યને ભૂલી જાય છે કે, કુર્આન

શરીફ નાઝિલ થયાના કેટલાક સમય પછી જ મુસ્લિમ દેશોમાં વિજ્ઞાનનો વિકાસ થયો હતો. એ ઉપરાંત ઈસ્લામના સુવર્ણકાળમાં જે કંઈ વૈજ્ઞાનિક શોધખોળો થઈ હતી, તે કોઈ પણ માણસને એટલી બધી જાણકારી આપી જતી ન હતી કે તે કુર્આનની વૈજ્ઞાનિક વિગતો ધરાવતી કેટલીક આયાતોનું લેખન કરી શકે. આ બાબતની વધુ છણાવટ હવે પછીના લખાણમાં આવશે.

## આકાશને લગતા સામાન્ય વિચારો :

أَفَلَمْ يَنظُرُوٓا۟ إِلَى ٱلسَّمَآءِ فَوْقَهُمْ كَيْفَ بَنَيْنَـٰهَا وَزَيَّنَّـٰهَا وَمَا لَهَا مِن فُرُوجٍ ○

"શું તેઓ પોતાના પરનું આકાશ જોતા નથી કે, અમે તેને કેવી રીતે બનાવ્યું અને શણગાર્યું અને એમાં કોઈ ચીરા નથી." *(૫૦-૬)*

خَلَقَ ٱلسَّمَـٰوَٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا

"(ખુદાપાકે) આસમાનોને કોઈ પણ થાંભલા વગર બનાવ્યા, જેને તમે જોઈ શકો." *(૩૧-૧૦)*

ٱللَّهُ ٱلَّذِى رَفَعَ ٱلسَّمَـٰوَٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا ثُمَّ ٱسْتَوَىٰ
عَلَى ٱلْعَرْشِ وَسَخَّرَ ٱلشَّمْسَ وَٱلْقَمَرَ

"એ અલ્લાહપાક જ છે, જેણે આસમાનોને એવા કોઈ થાંભલાઓ વગર ઉઠાવ્યા જેને તમે જોઈ શકો. એ પછી તેણે પોતાને અર્શ (તખ્ત) પર મજબૂતીથી સ્થાપિત કર્યો અને તેણે સૂર્ય અને ચંદ્રને કામે લગાડી દીધા." *(૧૩-૨)*

હવે પછીની બે આયતો એવી માન્યતાને રદીયો આપી જાય છે કે, આસમાનોનો ગુંબદ થાંભલાઓના ટેકા પર રહેલો છે. અને એ થાંભલાઓ આસમાનોને પૃથ્વી પર પડી જતાં રોકી દે છે.

وَٱلسَّمَآءَ رَفَعَهَا

"અને તેણે જ આકાશને ઉંચું કર્યું." *(૫૫-૭)*

وَيُمْسِكُ ٱلسَّمَآءَ أَن تَقَعَ عَلَى ٱلْأَرْضِ إِلَّا بِإِذْنِهِۦٓ

"ખુદાપાકે આકાશને પૃથ્વી પર પડતાં રોકી દીધું. સિવાય કે તેનો હુકમ હોય."*(૨૨-૬૫)*

ખગોળના બધા અભ્યાસીઓ આ સત્યથી જાણકાર છે કે, આસમાની પદાર્થો એકબીજાથી અત્યંત દૂરના અંતરો પર આવેલા હોવાથી તેમજ તેમના દરેક પદાર્થના પ્રમાણસર રહેલા જથ્થાથી પૂરા બ્રહ્માંડની સમતુલા જળવાઈ રહી છે. આ પદાર્થો એકબીજાથી જેટલા વધુ દૂરના અંતરે હશે, એટલા જ ઓછા પ્રમાણમાં તેઓ એકબીજા તરફ આકર્ષાશે. એટલે કે એકબીજાને પોતાની તરફ ખેચશે. આ પદાર્થો એકબીજાથી જેટલા વધુ નજીક હશે એટલું જ તેઓનું પરસ્પર આકર્ષણ અને ખેંચાણ વધારે હશે. (આ આકર્ષણ કે ખેંચાણને ગુરૂત્વાકર્ષણ તરીકે ઓળખવામાં આવે છે. દરેક નાના-મોટા પદાર્થમાં વત્તુ-ઓછુ ગુરૂત્વાકર્ષણ રહેલું છે.)

આ ખેંચાણ કે આકર્ષણનો સૌથી મોટો દાર્શનિક પુરાવો ચંદ્ર છે. જે પૃથ્વીથી (ખગોળની દૃષ્ટિએ જોતાં) બહુ નજીક (સવા બે લાખ માઈલ) આવેલો છે. તેના ખેંચાણની અસર ખાસ કરીને સમુદ્રના પાણી પર દેખાય છે. કારણ કે એને લીધે સમુદ્રમાં ભરતી આવે છે. જો એ આસમાની પદાર્થો આવી અસર હેઠળ એકબીજાથી નજીક આવી જાય, તો બંને વચ્ચે અથડામણ થવી અનિવાર્ય છે. પરંતુ આવી અથડામણો થતી નથી એનો અર્થ એવો થાય છે કે, તેઓ બધા કોઈ સુવ્યવસ્થિત તંત્રને આધિન છે.

ખુદાઈ તંત્ર સમક્ષ આસમાનોની આધિનતાનો એટલે તાબેદારીનો કુર્આનમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દાખલા તરીકે :

قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ○

وَسَخَّرَ لَكُمْ مَّا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ جَمِيْعًا مِّنْهُ ؕ
اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ○

"અને જે કંઈ આસમાનોમાં છે અને પૃથ્વી ઉપર છે એ બધું (અલ્લાહ પાકે) તમારા આધિન (તાબે) બનાવ્યું. ચોક્કસ એમાં વિચારશીલ માણસો માટે નિશાનીઓ છે." *(૪૫-૧૩)*

اَلشَّمۡسُ وَالۡقَمَرُ بِحُسۡبَانٍ ۝

"સૂર્ય અને ચંદ્ર હિસાબથી (આધિન) છે." *(૫૫-૫)*

وَجَعَلَ الَّيۡلَ سَكَنًا وَّالشَّمۡسَ وَالۡقَمَرَ حُسۡبَانًا ؕ

"....(ખુદાપાકે) રાત્રિને આરામ માટે બનાવી અને સૂર્ય તથા ચંદ્રને ગણતરી માટે બનાવ્યા." *(૬-૯૬)*

وَسَخَّرَ لَكُمُ الشَّمۡسَ وَالۡقَمَرَ دَآئِبَيۡنِ ۚ وَسَخَّرَ لَكُمُ الَّيۡلَ وَالنَّهَارَ ۝

"(અલ્લાહપાકે) તમારા માટે સૂર્ય અને ચંદ્રને આધિન બનાવ્યા (અને) તેઓ બંને ચોકસાઈ સાથે તેમના માર્ગો પર ફરતા રહે છે. અને તેણે તમારા માટે રાત અને દિવસને આધિન બનાવ્યા." *(૧૪-૩૩)*

અહીં એક આયત બીજી આયતને પૂરી કરે છે. એટલે કે એક આયતમાં જે વિગતો અપાઈ છે, એમાં બીજી આયત ઉમેરો કરી જાય છે. એક આયતમાં હિસાબનો ઉલ્લેખ છે. આ હિસાબને પરિણામે આસમાની પદાર્થો તેમના માર્ગો પર નિયમિતપણે ફરતા હોવાનો અને ગણતરીમાં કામ આવતા હોવાનો ઉલ્લેખ બીજી આયતમાં છે. ત્રીજી આયતમાં આ ક્રિયા સાથે "દાઈબ" શબ્દ વપરાયો છે. જે એક િ ક્રયાપદનું વર્તમાન કુદંત ( Participle ) છે. એ તે ક્રિયાપદનો અર્થ "કોઈ પણ કામ આતુરતા અને કાળજી સાથે કરવું" થાય છે. અહીં એને "નિશ્ચિત નિયમો મુજબ ખંત અને કાળજી સાથે પોતાને કામે લગાડવાના" અર્થમાં વાપરવામાં આવેલ છે.

وَالۡقَمَرَ قَدَّرۡنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالۡعُرۡجُوۡنِ الۡقَدِيۡمِ ۝

"અને અમે ચંદ્ર માટે એટલે સુધી મંઝિલો નક્કી કરી આપી છે કે તે ખજુરીની પુરાણી ચિમળાયેલી ડાળ જેવો (પાતળો) થઈને ફરી નીક

ખજુરીની ડાળખી જ્યારે સૂકાઈ જાય છે, ત્યારે તેમાં વળાંક આવી જાય છે. અને તે બીજના ચંદ્રના (હિલાલ) આકારની થઈ જાય છે. એનો ઉપરોક્ત આયતમાં ઉલ્લેખ છે. આ વિષય પર આગળ ઉપર વધુ વિવરણ કરવામાં આવશે.

وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ۙ وَالشَّمْسَ وَالْقَمَرَ ؕ وَالنُّجُوْمُ مُسَخَّرٰتٌۢ بِاَمْرِهٖ ؕ
اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ۙ

"(ખુદાપાકે) તમારા માટે રાત અને દિવસને તથા સૂર્ય અને ચંદ્રને આધિન બનાવ્યા. તારાઓ તેના હુકમને આધિન છે. બેશક, આમાં સમજદાર માણસો માટે નિશાનીઓ રહેલી છે." *(૧૬-૧૨)*

આસમાનોના આ સર્વાંગસપૂર્ણ તંત્ર અર્થ વ્યવસ્થાને કુર્આનમાં વ્યવહારૂ દૃષ્ટિબિંદુ સાથે રજૂ કરવામાં આવેલ છે. માનવીને જમીન પર અને સમુદ્રમાં મુસાફરી દરમ્યાન તેમજ સમયના હિસાબ માટે આ આસમાની તંત્રની ઉપયોગીતા નિર્દેશ કરવામાં આવ્યો છે. આનું મુખ્ય કારણ એ હકીકત છે કે, કુર્આન અસલમાં એવા માણસોને સંબોધન કરાયેલો ઉપદેશ (નસીહત) છે, જેઓ માત્ર તેમના રોજીંદા જીવનની સાદી ભાષા સમજતા હતા. કુર્આનમાં નીચે મુજબના વિચારો જોવામાં આવે છે. એનું કારણ પણ આથી સમજમાં આવી જાય છે.

وَهُوَ الَّذِىْ جَعَلَ لَكُمُ النُّجُوْمَ لِتَهْتَدُوْا بِهَا فِىْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ ؕ
قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ○

"(અલ્લાહપાક) એ જ છે, જેણે તમારા માટે તારાઓ ગોઠવ્યા. જેથી તમે સમુદ્રના અને જમીનના અંધકારમાંથી તેઓની મારફત તમારૂં પોતાનું માર્ગદર્શન કરી શકો. અમે જ્ઞાની માણસો માટે આ નિશાનીઓ વિગતવાર વર્ણન કરી છે." *(૬-૯૭)*

وَعَلٰمٰتٍ ؕ وَبِالنَّجْمِ هُمْ يَهْتَدُوْنَ ○

"(અલ્લાહ તઆલાએ પૃથ્વી પર) નિશાનીઓ ગોઠવી અને (માણસો)

તારાઓ મારફત તેઓ પોતાનું માર્ગદર્શન મેળવે છે.''(૧૬-૧૬)

هُوَ الَّذِي جَعَلَ الشَّمْسَ ضِيَاءً وَّالْقَمَرَ نُورًا وَّقَدَّرَهُ مَنَازِلَ لِتَعْلَمُوا عَدَدَ السِّنِينَ وَالْحِسَابَ ۚ مَا خَلَقَ اللَّهُ ذَٰلِكَ إِلَّا بِالْحَقِّ ۚ يُفَصِّلُ الْآيَاتِ لِقَوْمٍ يَعْلَمُونَ ○

''એ અલ્લાહપાક જ છે, જેણે સૂર્યને જ્વલંત બનાવ્યો અને ચંદ્રને પ્રકાશિત બનાવ્યો. અને તેના (ચંદ્રના) માટે મંઝિલો નક્કી કરી આપી, જેથી તમે (સમયની) ગણતરી અને વરસોની સંખ્યા જાણી શકો. અલ્લાહપાકે આ બધું સત્ય સર્જન જ કર્યું છે. તે આ નિશાનીઓ વિગતવાર રીતે એ માણસોને સમજાવે છે, જેઓ જ્ઞાની છે.''(૧૦-૫)

આ સબંધે કેટલુંક વિવરણ જરૂરી છે. બાઈબલમાં સૂર્ય અને ચંદ્ર બંનેને ''પ્રકાશ'' કહેવામાં આવ્યા છે. અને સૂર્ય સાથે ''વધુ મોટો'' અને ચંદ્ર સાથે ''વધુ નાનો''ના માત્ર વિશેષણો લગાડવામાં આવ્યા છે. કુર્આન સૂર્ય અને ચંદ્ર બંને માટે તેમના કદ સિવાયના બીજા તફાવતો બતાવી જાય છે. કેટલાક માણસો આ વાતને માત્ર શાબ્દિક વિશિષ્ટતા કહેશે, પરંતુ સૂર્ય અને ચંદ્ર એકસરખા ''પ્રકાશો'' નથી એ વાતને ચૌદ સદી પહેલાંના માણસો ગુંચવણમાં પડી ન જાય એવી બીજી કઈ રીતે સમજાવી શકાતી

## ❋ આસમાની પદાર્થોનું સ્વરૂપ ❋

### સૂર્ય અને ચંદ્ર :

સૂર્ય એક જવલંત તેજ (ઝિયા) છે અને ચંદ્ર એક પ્રકાશ (નૂર) છે. 'ઝિયા' અને 'નૂર'ના બીજા માણસોએ આપેલા તરજમાઓની સરખામણીમાં આ તરજમા વધુ યોગ્ય દેખાઈ રહ્યા છે. કેટલાક તરજમાકારોએ આ બંને શબ્દોના અર્થો ઉલ્ટાવી નાંખ્યા છે. ખરૂં કહો તો અર્થોમાં બહુ થોડો તફાવત છે. 'ઝિયા' શબ્દનું મૂળ 'ઝૂઈ' છે. અને કાઝીમીર્સ્કીની સત્તાવાર અરબી-ફ્રેંચ ડીક્ષનરી મુજબ તેનો અર્થ ''જવલંત હોવા જેટલો તેજસ્વી'' થાય છે. જેને બીજા શબ્દોમાં આગ જેવો કહી શકાય છે. એ જ લેખક ''નૂર''નો અર્થ ''ઝિયા''થી અલગ પાડીને ''પ્રકાશ'' બતાવી જાય છે.

સૂર્ય અને ચંદ્ર વચ્ચેનો તફાવત કુર્આનની આ મુજબની આયતો પરથી વધુ સ્પષ્ટ રીતે જણાઈ આવશે.

تَبٰرَكَ الَّذِىْ جَعَلَ فِى السَّمَآءِ بُرُوْجًا وَّجَعَلَ فِيْهَا سِرٰجًا وَّقَمَرًا مُّنِيْرًا ۝

"એ (ખુદાપાક) બહુ જ બરકતવાળો છે. આસમાનમાં નક્ષત્રો બનાવ્યા અને એમાં એક દીપક મૂક્યો અને પ્રકાશ આપતો ચંદ્ર મૂકયો." *(૨૫-૬૧)*

اَلَمْ تَرَوْا كَيْفَ خَلَقَ اللّٰهُ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا ۝ وَّجَعَلَ الْقَمَرَ فِيْهِنَّ نُوْرًا وَّجَعَلَ الشَّمْسَ سِرَاجًا

"શું તમે જોઈ રહ્યો છો કે, અલ્લાહપાકે કેવી રીતે સાત આસમાનોને એકબીજા ઉપર બનાવ્યા ? અને એમાં ચંદ્રને પ્રકાશ અને સૂર્યને દીપક બનાવ્યો ?" *(૭૧-૧૫/૧૬)*

وَّبَنَيْنَا فَوْقَكُمْ سَبْعًا شِدَادًا ۝ وَّجَعَلْنَا سِرَاجًا وَّهَّاجًا ۝

"અને અમે એકબીજા પર સાત મજબૂત (આસમાન) બનાવ્યા અને એમાં જવાળાઓ કાઢતો એક દીપક મૂક્યો." *(૭૮-૧૨/૧૩)*

આ "જવાળાઓ કાઢતો દીપક" દેખીતી રીતે જ સૂર્ય છે.

અહીં ચંદ્રને એક એવો આસમાની પદાર્થ બતાવવામાં આવ્યો છે, જે પ્રકાશ આપે છે. (મુનીર) આ "મુનીર" શબ્દનું મૂળ "નૂર" છે, જેનો અર્થ "પ્રકાશ" થાય છે. એની સરખામણીમાં સૂર્યને "સિરાજ" એટલે કે જવાળા કાઢતા દીપક તરીકે અથવા "વહાજ" એટલે બળતી મશાલ તરીકે વર્ણવ-વામાં આવ્યો છે.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સમયમાં માણસો અને ખાસ કરીને રણના રહેવાસીઓ જવાળાઓ કાઢતા આસમાની પદાર્થ તરીકે સૂર્ય અને રાતની ઠંડકના આસમાની પદાર્થ તરીકે ચંદ્ર વચ્ચેનો તફાવત આસાનીથી પારખી શકતા હશે. કુર્આનમાં આથી આ

હકીકતની નોંધ લેવી જરૂરી છે કે, આ સરખામણી સંપૂર્ણ ગંભીરતા સાથે કરવામાં આવી છે અને આને લગતા કુર્આની લખાણમાં એ સમયે પ્રચલિત હોય એવી કોઈ માન્યતાઓ કે દંતકથાઓના તત્વો બિલ્કુલ દેખાતા નથી. જે માન્યતાઓ અને દંતકથાઓ આજના જમાનામાં કપોળ કલ્પિત અને અસંગત પુરવાર થાય.

આ વાત જાણીતી છે કે, સૂર્ય એક એવો તારો છે, જે તેમાં રહેલા તત્વોના આંતરિક દહન (બળવાની ક્રિયા) મારફત અતિ મોટા પ્રમાણમાં ગરમી અને પ્રકાશ આપે છે. બીજી તરફ ચંદ્ર પોતે કોઈ પ્રકાશનું ઉત્પાદન કરતો નથી અને તે કંઈ નહીં તો પણ તેના ઉપલા પડો પર સંપૂર્ણપણે નિષ્ક્રીય પદાર્થ છે. અને તે માત્ર સૂર્યના પ્રકાશને ઝીલીને પાછો ફેંકે છે.

સૂર્ય અને ચંદ્ર વિશે આપણે અત્યારે જે કંઈ જાણીએ છીએ એની વિરૂદ્ધ જતા કોઈ પણ વાતે કુર્આનના લખાણમાં મૌજુદ નથી.

## તારાઓ :

કુર્આન શરીફમાં તારાઓનો ઉલ્લેખ તેર વાર આવ્યો છે. અરબીમાં તારા માટે "નજમ" શબ્દ છે. અને એનું બહુવચન "નુજૂમ" થાય છે. એ શબ્દના મૂળનો અર્થ દેખાવું કે પ્રકાશમાં આવવું એવો થાય છે. આ શબ્દનો અર્થ નજરે જોઈ શકાતા આસમાની પદાર્થનો થાય છે. આ નજમ શબ્દ આસમાની પદાર્થ પોતે પ્રકાશનું ઉત્પાદન કરે છે કે બીજાનો પ્રકાશ ઝીલીને પાછો ફેંકે છે એનો કોઈ તફાવત પાડી જતો નથી. ઉલ્લેખ કરવામાં આવેલો પદાર્થ તારો છે. એમ બતાવવા માટે એની આગળ ચોખવટ કરતા કોઈ શબ્દપ્રયોગ લગાડવામાં આવે છે. દા. ત.

وَالسَّمَاءِ وَالطَّارِقِ ۝ وَمَا أَدْرَاكَ مَا الطَّارِقُ ۝ النَّجْمُ الثَّاقِبُ ۝

"આકાશના અને રાતના મુલાકાતીના સોગંદ, અને તને ખબર છે કે રાતનો મુલાકાતી શું છે ? વીંધી નાખતા તેજનો એક તારો છે."*(૮૬-૧/૩)*

વાપરવામાં આવ્યો છે. એનો અર્થ કોઈ ચીજને વીંધી જનારો થાય છે. અહીં તેને રાતના ઘેરા પડછાયાઓને વીંધી જનારના અર્થમાં વાપરવામાં આવ્યો છે. કુર્આનમાં ખરતા તારા માટે પણ આ જ શબ્દપ્રયોગ વપરાયો છે. દા.ત. સૂરએ સાફ્ફાતમાં ૩૭:૧૦ "શિહાબુન સાકિબ"નો ઉલ્લેખ છે. અત્રે એ યાદ રહે કે, ખરતા તારાનો પ્રકાશ પણ દહનનું જ પરિણામ છે.

## સૌથી નીચેનું આસમાન :

કુર્આન શરીફમાં 'સૌથી નીચેના આસમાન'નો (સમાઅદ દુન્યા) ઘણી જગ્યાએ ઉલ્લેખ છે. એમાં કેટલીક જગ્યાએ સાથે સાથે જ એ આસમાનમાંના આસમાની પદાર્થોનો પણ ઉલ્લેખ છે. આમાંથી એક પ્રકારના આસમાની પદાર્થો આપણે હમણાં જોઈ ગયા છીએ એ મુજબ ગ્રહો છે. આપણે અત્યારે વર્તમાન વિજ્ઞાનથી પરિચીત છીએ અને કુર્આન આ પદાર્થો અંગે જે ભૌતિક વર્ણનો આપે છે, તે આપણી સમજમાં આવી શકે છે. પરંતુ એમાં જ્યારે શુધ્ધ આધ્યાત્મિક એટલે રૂહાની પ્રકારની વાતો સામેલ હોય છે, ત્યારે આપણા માટે એનો અર્થ અસ્પષ્ટ થઈ જાય છે.

દા.ત. સૂરએ સાફ્ફાતની છઠ્ઠી આયતનો આ અર્થ આપણે સમજી શકીએ છીએ કે, إِنَّا زَيَّنَّا السَّمَاءَ الدُّنْيَا بِزِينَةٍ الْكَوَاكِبِ ۝
"ખરેખર અમે જ સૌથી નીચેના આસમાનને ગ્રહોના શણગારથી સજાવ્યું છે." પરંતુ એની તરત જ પછીની આયત આપણા માટે એ અર્થને અસ્પષ્ટ કરી નાંખે છે. وَحِفْظًا مِّنْ كُلِّ شَيْطَٰنٍ مَّارِدٍ ۝

"અમે દરેક બંડખોર શયતાન સામે તેનું રક્ષણ કર્યું છે." *(૩૭-૬)*

આ હિફાઝતને સૂરએ અંબિયામાં ૨૧:૩૨ અને સૂરએ હા-મિમ-સિજદહમાં ૪૧:૧૨ પણ ઉલ્લેખ છે. આથી આપણે આ તદ્દન અલગ પ્રકારના કથનોથી ગૂંચવણમાં પડી જઈએ છીએ.

આ સબંધે સૂરએ મુલ્કની નીચે મુજબની આયતનો દાખલો

"અને અમે સૌથી નજીકના આસમાનને પ્રકાશિત પદાર્થોથી (મસાબીહ) શણગાર્યું અને તેમને અમે શયતાનોને મારવાનું સાધન બનાવ્યું છે. અને તેઓના (શયતાનોના) માટે અમે ધગધગતી આગનો અઝાબ તૈયાર રાખ્યો છે.

આ આયતમાં શયતાનોને મારવા માટે જે પદાર્થોના ઉપયોગનો ઉલ્લેખ છે, તે એવા ક્યા આસમાની પદાર્થો છે, જે સૌથી નીચેના આકાશમાં આવેલા છે ? શું એમાં જે પ્રકાશિત પદાર્થોનો (મસાબીહ)નો ઉલ્લેખ આવે છે, તે ખરતા તારાઓ હોઈ શકે છે ?

આ વાતની બધાને ખબર છે કે, જ્યારે કોઈ આસમાની પદાર્થનો ટુકડો પૃથ્વીના વાતાવરણના ઉપલા પડમાં પ્રવેશે છે, ત્યારે તે વાતાવરણ સાથે ઘર્ષણમાં આવીને સળગી જાય છે અને એથી તે જાણે કોઈ તારો ખરી રહ્યો હોય એવો દેખાય છે.

આ બધી બાબતો આ પુસ્તકની વિષય મર્યાદા બહારની છે. તેમનો અત્રે માત્ર સંપૂર્ણતાના હેતુથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અત્યારના તબક્કે તેમના અંગે માત્ર એટલું કહી શકાય છે કે, આ વાતો માનવીની બુધ્ધિ મર્યાદા બહારની છે અને અત્યાર સુધીની વૈજ્ઞાનિક માહિતી તેમના ઉપર કોઈ પણ પ્રકાશ પાડવામાં અશક્ત રહી છે.

## આસમાની તંત્ર :

કુર્આન આસમાની તંત્ર અંગે જે માહિતી આપી જાય છે, તે મુખ્યત્વે સૂર્યમાળાને લગતી છે. સૂર્યમાળાની બહારની બાબતો અંગે પણ કુર્આન શરીફમાં કેટલાક ઉલ્લેખો કરવામાં આવ્યા છે. એ ઉલ્લેખોના દાર્શનિક પુરાવાઓ તાજેતરના સમયમાં શોધી કાઢવામાં આવ્યા છે.

સૂર્ય અને ચંદ્રની પ્રદક્ષિણા માર્ગો (Orbits) અંગે કુર્આનમાં બે બહુ જ મહત્વની આયતો છે :

وَهُوَ الَّذِىْ خَلَقَ الَّيْلَ وَالنَّهَارَ وَالشَّمْسَ وَالْقَمَرَ ۭ كُلٌّ فِىْ فَلَكٍ يَّسْبَحُوْنَ ○

"એ એજ (અલ્લાહપાક) છે, જેણે રાતનું અને દિવસનું અને સૂર્યનું અને ચંદ્રનું સર્જન કર્યું. એ દરેક તેમની પોતાની ગતિ સાથે તેમની પ્રદક્ષિણા માર્ગની મુસાફરી કરે છે." *(૨૧-૩૩)*

لَا الشَّمْسُ يَنْۢبَغِيْ لَهَآ اَنْ تُدْرِكَ الْقَمَرَ وَلَا الَّيْلُ سَابِقُ النَّهَارِ ؕ وَكُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ○

"સૂર્યની તાકત નથી કે તે ચંદ્રની સાથે થઈ શકે અને રાત્રિની તાકત નથી કે દિવસ કરતાં આગળ નીકળી જાય. એ દરેક તેમની પોતાની ગતિ સાથે તેમની પ્રદક્ષિણા માર્ગમાં મુસાફરી કરે છે." *(૩૬-૪૦)*

અહીં એક અત્યંત મહત્વના સત્યનું સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે. એ મહત્વપૂર્ણ સત્ય સૂર્ય અને ચંદ્રના પ્રદક્ષિણા માર્ગોના એટલે કે ચક્કર લગાવવાના માર્ગોના અસ્તિત્વને લગતું છે. એમાં સાથે સાથે જ આ આસમાની પદાર્થો અવકાશમાં તેમની પોતાની ગતિ સાથે મુસાફરી કરતા હોવાનો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે.

આ આયતોના વાંચન પરથી એક નકારાત્મક સત્ય પણ દેખાઈ આવે છે. કુર્આનની આ આયતોમાં સત્ય એમ તો બતાવવામાં આવ્યું છે કે, સૂર્ય તેના પોતાના પ્રદક્ષિણા મૃગમાં ફરે છે, પરંતુ એ પ્રદક્ષિણા માર્ગ કેવો છે અને ખાસ કરીને એનો પૃથ્વી સાથે કોઈ સબંધ છે કે કેમ એ બિલ્કુલ બતાવવામાં આવ્યું નથી. અહીં આ વાત ખાસ નોંધપાત્ર છે કે, કુર્આન શરીફ નાઝિલ થયું ત્યારે એટલે કે ચૌદ સદી પહેલાં એમ માનવામાં આવતું હતું કે, પૃથ્વી પોતે સ્થિર ઉભી છે, જયારે સૂર્ય તેની આજુબાજુ ફરે છે. ગ્રીક ખગોળવેત્તા ટોલેમીએ ઈસ્વીસન પૂર્વે બીજી સદીમાં એની થિયરી પ્રચલિત કરી હતી કે, આપણી પૃથ્વી પૂરા બ્રહ્માંડનું કેન્દ્ર છે. અને સૂર્ય, ચંદ્ર તથા તારાઓ તેની આજુબાજુ ફરતા રહે છે. ઈસ્વીની સોળમી સદીમાં કોપરનીક્સે પૃથ્વી સૂર્યની આસપાસ ફરતી હોવાની અને તે બ્રહ્માંડનું કેન્દ્ર ન હોવાની થિયરી રજૂ કરી. ત્યાં સુધી ટોલેમીની થિયરી પૂરા જગતમાં પ્રચલિત અને સ્વીકૃત રહી હતી. પૃથ્વી

તેની આજુબાજુ ફરતો હોવાની માન્યતા આ રીતે હઝ. મુહમ્મદ (સલ.)ના સમયના લોકોમાં પણ પ્રચલિત હતી. પરંતુ કુર્આનની ઉપરોક્ત આયતોમાં કે બીજા કોઈ પણ ઠેકાણે એ થિયરી જોવામાં આવતી નથી.

## ચંદ્ર અને સૂર્યના પ્રદક્ષિણા માર્ગોનું અસ્તિત્વ :

અરબી શબ્દ 'ફલક'નો તરજમો "પ્રદક્ષિણા માર્ગ" કરવામાં આવ્યો છે. કુર્આનના ઘણા ફ્રેન્ચ ભાષાંતરકારોએ તેનો અર્થ "ગોળો" કર્યો છે. 'ફલક' શબ્દનો પ્રાથમિક અર્થ અલબત્ત એવો થાય છે. હમીદુલ્લાહે આ શબ્દનો અર્થ "પ્રદક્ષિણા માર્ગ" કર્યો છે.

પરંતુ અહીં હમઝા બુબકર સાથે સાથે જ દસમી સદીના વિખ્યાત તફસીરકાર તબરીનું આ કથન પણ ઉમેરે છે કે, "આપણને જેની ખબર ન હોય એવી વાતો અંગે ખામોશ રહેવું આપણી ફરજ છે." (૧૭-૧૫)

આ બધું બતાવી જાય છે કે, ભૂતકાળના માણસો સૂર્ય અને ચંદ્રના પ્રદક્ષિણા માર્ગોના ખ્યાલ સુધ્ધાંને સમજવા માટે કેટલા બધા અશક્ત હતા. દેખીતી રીતે જ જો આ શબ્દ ખગોળનો કોઈ એવો ખ્યાલ કે ભાવના રજૂ કરી ગયો હોત, જે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સમયમાં પ્રચલિત હોત, તો ભૂતકાળના ભાષાંતરકારો માટે આ શબ્દની અર્થ તારવણી એટલી બધી મુશ્કેલ થઈ પડી ન હોત. પરંતુ કુર્આનમાં સૂર્ય અને ચંદ્રના પ્રદક્ષિણા માર્ગો અંગે એક એવો નવો જ ખ્યાલ રજૂ કરવામાં આવ્યો હતો. જેની સમજૂતી વિજ્ઞાન કેટલીક સદીઓ પછી આપવા શક્તિમાન બનનારૂં હતું.

## રાત્રિ અને દિવસનો ક્રમ :

ચૌદ સદી પહેલાં એવી માન્યતા વ્યાપક રીતે પ્રચલિત હતી કે, પૃથ્વી બ્રહ્માંડનું કેન્દ્ર છે અને સૂર્ય તેની આજુબાજુ પ્રદક્ષિણા કરે છે. એ સમયે રાત્રિ-દિવસના ક્રમના કોઈ પણ ઉલ્લેખમાં સૂર્યના પૃથ્વીની આજુબાજુ ફરવાનો ઉલ્લેખ આવવો અનિવાર્ય હતો. પરંતુ કુર્આનમાં એ પ્રકારનો કોઈ ઉલ્લેખ કરાયો નથી. કુર્આનમાં એને બદલે રાત્રિ-દિવસના ક્રમને

આવી રીતે રજૂ કરવામાં આવ્યો છે.

يُغْشِى الَّيْلَ النَّهَارَ يَطْلُبُهٗ حَثِيْثًا

"(અલ્લાહપાક) દિવસને રાત્રિ વડે ઢાંકી દે છે, જે તેની પાછળ આવવાની ઉતાવળમાં છે."(૭-૫૪)

وَاٰيَةٌ لَّهُمُ الَّيْلُ ۚ نَسْلَخُ مِنْهُ النَّهَارَ فَاِذَا هُمْ مُّظْلِمُوْنَ ۝

"અને તેઓને (માણસોને) માટે એક નિશાની રાત્રિ છે. અમે તેના પરથી દિવસને ખેંચી લઈએ છીએ તો તે અંધકારમાં રહી જાય છે."(૩૬-૩૭)

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يُوْلِجُ الَّيْلَ فِى النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِى الَّيْلِ

"શું તેં નથી જોયું કે, અલ્લાહપાક કેવી રીતે રાત્રિને દિવસમાં મેળવી દે છે અને દિવસને રાત્રિમાં મેળવી દે છે ?"(૩૧-૨૯)

يُكَوِّرُ الَّيْلَ عَلَى النَّهَارِ وَيُكَوِّرُ النَّهَارَ عَلَى الَّيْلِ

"તે રાત્રિને દિવસ પર વીંટે છે અને દિવસને રાત્રિ પર વીંટે છે."(૩૯-૫)

ઉપર ટાંકેલી આયતોમાંથી પહેલી આયત અંગે કોઈ ટિપ્પણની જરૂરત નથી. બીજી આયત એક સાદી તસ્વીર રજૂ કરી જાય છે. પરંતુ ત્રીજી અને ચોથી આયતો અને ખાસ કરીને રાત્રિને દિવસ પર લપેટવાની અને દિવસને રાત્રિ પર લપેટવાની ચોથી આયત અર્થ તારવણીની નજરે રસપ્રદ વિગતો પૂરી પાડી જાય છે.

એ આયતમાં અરબી ક્રિયાપદ "ક્વ્વર" મતલબ મુજબ કુરઆનના ભાષાંતર કરવામાં ફ્રેંચ ભાષાંતરકાર બ્લેશેર (Blachere) "વીંટવું" ક્રિયાપદનો ઉપયોગ છે. "કવ્વર" ક્રિયાપદનો અસલ અર્થ "માથાની આજુબાજુ પાઘડી વીંટવી" થાય છે. એ શબ્દના બીજા બધા અર્થોમાં વીંટવાની ક્રિયા જળવાઈ રહી છે.

પરંતુ અવકાશમાં ખરેખર શું બને છે ? અમેરિકાના અવકાશ પ્રવાસીઓ થોડા વરસ પહેલાં ચંદ્ર પર ગયા હતા ત્યારે તેઓએ તેમના અવકાશ-

યાનોમાંથી આ ક્રિયાની સંખ્યાબંધ તસ્વીરો લીધી હતી. તેઓ એટલા દૂરના અંતરેથી જોઈ શક્યા હતા કે, સૂર્ય તેની સામે પૃથ્વીના ગોળાનો જે અર્ધો ભાગ છે, તેને કેવી રીતે પ્રકાશિત રાખે છે. જ્યારે પૃથ્વીનો બાકીનો અર્ધો અંધકારમાં રહે છે. ચંદ્ર જેટલા દૂરના અંતરેથી સ્પષ્ટપણે જોઈ શકાય છે કે, સૂર્ય પોતે તો તેની જગ્યા પર જ રહે છે, જ્યારે પૃથ્વીનો ગોળો તેની ધરી પર ફરતો રહે છે. પૃથ્વીનું તેની ધરી પરનું એક ચક્કર ચોવીસ કલાકમાં પુરૂ થાય છે એ દરમ્યાન સૂર્ય સામેનો તેનો એક ગોળાર્ધ હટી જઈને બીજો ગોળાર્ધ જે અત્યાર સુધી અંધકારમાં હતો, સૂર્યની સામે આવી જાય છે. અને પછી એ બીજો ગોળાર્ધ હટીને ફરીથી પહેલો ગોળાર્ધ સૂર્યની સામે આવી જાય છે. રાત્રિ અને દિવસના આ કાયમી ચક્કરને કુર્આન શરીફમાં સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવેલ છે. માનવબુધ્ધિ અત્યારે આ વાતને આસાનીથી સમજી શકે છે. કારણ કે આપણે (સૂર્યમાળાની નજરે) સૂર્યની સ્થિરતાથી અને પૃથ્વીની હિલચાલથી જાણકાર છીએ. રાત્રિ અને દિવસના આ પરસ્પર વીંટાવાની ક્રિયાનો તેમજ રાત્રિ અને દિવસને એકબીજામાં મેળવી દેવાની કે દાખલ કરી દેવાનો કુર્આન શરીફમાં આવી રીતે સ્પષ્ટ ઉલ્લેખ જોવામાં આવે છે.

## અજવાળા-અંધારાનું દોડવુ :

પ્રથમ અંતરિક્ષયાત્રી યુરી ગગારીન (Yori Gagarin) રશીયન બનાવટના અંતરિક્ષ (Vostok-1)માં ૧૨મી એપ્રિલ ૧૯૬૧નાં પૃથ્વીથી ૧૮૭ માઈલની ઉંચાઈએ પહોંચ્યા. અંતરિક્ષમાં તેની ૧ કલાકમાં ૧૮ હજાર માઈલની ઝડપ હતી. દોઢ કલાકમાં તે પૃથ્વીનો એક ચક્કર લગાવતો હતો. તેણે આ અંતરિક્ષના સફરની માહિતી આપતા જણાવ્યું કે મેં અંતરિક્ષમાંથી પૃથ્વીને જોઈ તો એમ માલુમ પડયું કે, પૃથ્વીની ઉપર અંધારા અને અજવાળાનો એક ઝડપી સિલસિલો (Ropid Succession) જારી છે. એટલે કે પૃથ્વીના સ્તર ઉપર અંધાળુ અને અજવાળુ એવી રીતે આગળ પાછળ ચાલી રહ્યા છે, જેમકે એકબીજાની પાછળ દોડી રહ્યા હોય, આશ્ચર્યની વાત છે કે રાત દિવસ વિષે કુર્આન શરીફમાં પણ આ જ

પ્રમાણે માહિતી દર્શાવવામાં આવી છે. જે અંતરિક્ષ યાત્રાથી ૧૪૦૦ વર્ષ પહેલા ઉતર્યુ હતું. કુર્આન શરીફના શબ્દો આ પ્રમાણે છે. અર્થાત્ : ‘‘તે જ રાતથી દિવસને એવી રીતે ઢાંકે છે, કે તે ઘણી ઝડપથી તેની પાછળ આવી લાગે છે અને તેણે જ સૂર્ય, ચંદ્ર તથા બીજા તારાઓને પોતાની આજ્ઞાને આધિન પયદા કર્યા.’’ *(સૂરએ અઅ્રાફ–૫૪)*

પૃથ્વી ગોળકાર છે. તે પોતાની ધરી (Axis) પર કલાકના એક હજાર માઈલની ઝડપે સુર્યની આસપાસ ભ્રમણ કરે છે. આ કારણસર પૃથ્વીની સ્તર ઉપર તે વાતાવરણ સર્જાય છે. જેને ગગારીને આકાશમાં જઈને જોયું. ગગારીન પહેલાં કોઈ પણ વૈજ્ઞાનિકે અંતરિક્ષની યાત્રા નથી કરી. જેથી તે આ પ્રકારની વિગત દર્શાવી શકે. આના માટે પૃથ્વીથી હજારો માઈલ ઉપર આકાશમાં જઈ દુરબીનથી પૃથ્વીનું પ્રત્યક્ષ દર્શન કરવુ જરૂરી છે. આ વાત બધા જ જાણે છે કે, પયગમ્બરે ઇસ્લામ (સલ.)ના યુગમાં અંતરિક્ષ વિજ્ઞાને આ પ્રકારની પ્રગતિ ન સાધી હતી. છતાં જે સ્પષ્ટ હકીકતનું આપે વર્ણન કર્યું, તેને ૧૪૦૦ વર્ષ પછીનો વૈજ્ઞાનિક અંતરિક્ષમાં જઈને તે જ પ્રમાણે દર્શાવે. એ આ કુર્આન શરીફ દ્વારા સ્પષ્ટ અને નિર્ણય પુરાવો છે કે, કુર્આન શરીફ આકાશી પુસ્તક છે. જેને ઉતારનાર મહાન ખુદાતઆલા પૃથ્વીને ગગારીન પહેલા પણ તે જ પ્રમાણે જોઈ રહ્યા હતા, જેમ ગગારીને જઈને નિહાળ્યુ.

અહીં એક બીજી હકીકત તરફ ધ્યાન દોરવું પણ જરૂરી છે. ઉપરોક્ત ક્રિયાઓ માત્ર એ સમયે જ વર્ણવી શકાય છે, જ્યારે પૃથ્વી ગોળ હોવાનો સ્પષ્ટ ખ્યાલ હોય. ચૌદ સદી પહેલાં પૃથ્વી ગોળ હોવાનો કોઈને પણ ખ્યાલ ન હતો. પરંતુ કુર્આનમાં આ વૈજ્ઞાનિક સત્યને બરાબર ધ્યાનમાં રાખીને જ રાત્રિ અને દિવસના ક્રમનું વર્ણન આપવામાં આવ્યું છે.

## પૂર્વ અને પશ્ચિમ એક નથી અનેક છે :

રાત્રિ અને દિવસના ક્રમને લગતી ઉપરોક્ત વિગતો સાથે અહીં વધુ એક નિકટના વિષયને લગતી કેટલીક કુર્આની આયતો ટાંકવી જરૂરી લાગે

છે. એ આયતો એવો ખ્યાલ રજૂ કરી જાય છે કે, પૂર્વ એક નથી અને પશ્ચિમ પણ એક નથી. બલ્કે પૂર્વ અને પશ્ચિમ એકેકથી વધારે સંખ્યામાં છે. આ બાબત સંપૂર્ણપણે વર્ણનાત્મક મહત્વની છે. કારણ કે એનો આધાર અતિ સામાન્ય નિરીક્ષણો પર રહેલો છે. અહીં એ બાબતનો ઉલ્લેખ માત્ર એ હેતુથી કરવામાં આવ્યો છે કે, આ વિષય પર કુર્આન જે કંઈ કહે છે એ બધાની વફાદારીપૂર્વક સંપૂર્ણ રજૂઆત કરી દેવી.

પૂર્વ અને પશ્ચિમ એકેકથી વધારે હોવાનો ઉલ્લેખ કરતી થોડીક આયતો નીચે આપવામાં આવી છે :

بِرَبِّ الْمَشٰرِقِ وَالْمَغٰرِبِ

“પૂર્વો અને પશ્ચિમોના માલિક....” *(૭૦-૪૦)*

رَبُّ الْمَشْرِقَيْنِ وَرَبُّ الْمَغْرِبَيْنِ ﴿١٧﴾

“બે પૂર્વોના માલિક અને બે પશ્ચિમોના માલિક.” *(૫૫-૧૭)*

حَتّٰىٓ إِذَا جَآءَنَا قَالَ يٰلَيْتَ بَيْنِىْ وَبَيْنَكَ بُعْدَ الْمَشْرِقَيْنِ فَبِئْسَ الْقَرِيْنُ

“એટલે સુધી કે તેઓ (ગુનેહગારો) અમારી પાસે આવશે તો તેઓ (શયતાનને) કહેશે કે, કોઈ પણ રીતે મારી અને તારી વચ્ચે બે પૂર્વો જેટલું અંતર હોત (તો ઠીક થાત) કારણ કે (તુ) બૂરો સોહબતી હતો.” *(૪૩-૩૮)*

આ આયતમાં “બે પૂર્વો વચ્ચેનું અંતર”ના શબ્દો બે સ્થળોએ અલગ કરતા વિરાટ અંતરના અર્થમાં વાપરવામાં આવ્યા છે.

સૂર્યોદય અને સૂર્યાસ્તનું કાળજીપૂર્વક નિરીક્ષણ કરનાર બધા માણસોને ખબર છે કે, પૃથ્વી પરની મોસમોના ફેરફાર સાથે સૂર્ય પૂર્વમાં અલગ-અલગ સ્થળોએથી ઉગે છે અને પશ્ચિમમાં અલગ-અલગ સ્થળોએ આથમે છે. સૂર્યના ઉદય સ્થળો અને અસ્ત સ્થળોને લગતા ક્ષિતિજના (ઉફક) લેવાયેલા માપો બન્ને પૂર્વો અને બંને પશ્ચિમોની અંતિમ મર્યાદાઓ નક્કી કરી જાય છે. આ એક તદન સામાન્ય બાબત

બાબતો આ પ્રકરણમાં દર્શાવેલા એ બીજી બાબતો છે, જે એમ બતાવી જાય છે કે, કુર્આનમાં ખગોળને લગતા કરાયેલા ઉલ્લેખો વર્તમાન વિજ્ઞાન સાથે સંપૂર્ણપણે સુસંગત છે.

## આસમાનોની ઉત્ક્રાંતિ :

આ પહેલાંના પ્રકરણોમાં બ્રહ્માંડના કેવી રીતે તબક્કાવાર ઉત્ક્રાંતિ અને વિકાસ થયો એને લગતી વર્તમાન વૈજ્ઞાનિક માન્યતાઓનો ઉલ્લેખ થઈ ચૂક્યો છે. એ ઉલ્લેખ અનુસાર બ્રહ્માંડ શરૂઆતમાં એક પ્રાથમિક વિરાટ વાદળ સ્વરૂપમાં હતું. એ પછી તેમાંથી કોઈક સમયે નિહારિકાઓનું અને આપણા સૂર્ય સહિતના તારાઓનું સર્જન થયું અને ગ્રહો અસ્તિત્વમાં આવ્યા. વર્તમાન વૈજ્ઞાનિક માહિતી આપણને એવી માન્યતા તરફ દોરી જાય છે કે, સૂર્યમાળામાં અને એકંદરે પૂરા બ્રહ્માંડમાં આ ઉત્ક્રાંતિની પ્રક્રિયા હજી સુધી ચાલુ જ રહી છે.

આ બધી વૈજ્ઞાનિક માહિતીથી જાણકાર માણસ સ્વાભાવિક રીતે જ એ માહિતીની કુર્આનના કેટલાક કથનો સાથે સરખામણી કરવા ઈચ્છતો હોય છે. કુર્આન આપણને કેટલાક સ્થળે આ વાતની યાદી અપાવે છે કે : وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ۚ كُلٌّ يَّجْرِيْ اِلٰۤى اَجَلٍ مُّسَمًّى

"(અલ્લાહપાકે) સૂર્ય અને ચંદ્રને કામે લગાડ્યા, જે દરેક એક નિશ્ચિત સમયમાં પોતાના માર્ગ પર દોડતો રહે છે."

આ વર્ણન કુર્આનમાં આ મુજબના સ્થળોએ અપાયું છે : રઅદ : ૧૩-૨, લુકમાન : ૩૧-૨૯, ફાતિર : ૩૫-૧૩ અને ઝુમર : ૩૯-૫.

કુર્આન શરીફમાં નિશ્ચિત સમયમાં માર્ગ પસાર કરવાની સાથે નિશ્ચિત સ્થળનો, એટલે, પહેલેથી નક્કી કરાયેલી મંઝિલનો પણ ઉલ્લેખ છે. وَالشَّمْسُ تَجْرِيْ لِمُسْتَقَرٍّ لَّهَا ؕ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ۝

સર્વ શક્તિમાન, સર્વજ્ઞ (અલ્લાહપાક)નો એ આદેશ છે.” *(૩૬-૩૮)*

અહીં “નિશ્ચિત સ્થળ” અરબી શબ્દ “મુસ્તકર્ર”નો તરજમો છે. અને આ શબ્દ સાથે ચોક્કસ મંઝીલ કે જગ્યાનો અર્થ જોડાયેલો હોવા અંગે કોઈ શંકા નથી.

આ આયતોના અર્થને બરાબર સમજવા માટે આપણે એ જાણી લેવું જરૂરી છે કે, વર્તમાન જ્ઞાન-વિજ્ઞાન તારાઓની અને ખાસ કરીને સૂર્યની ઉત્ક્રાંતિ અંગે કેવી માહિતી આપી જાય છે, એ માહિતીમાં એ આસમાની પદાર્થોનો અને ખાસ કરીને ચંદ્રનો ઉલ્લેખ કરવો પણ જરૂરી છે, જે બધા સૂર્યની આસપાસ પ્રદક્ષિણા કરી રહ્યા છે.

## બ્રહ્માંડની વિસ્તૃતિ (ફેલાવુ) :

બ્રહ્માંડની વિસ્તૃતિ વર્તમાન વિજ્ઞાનની એક સૌથી મોટી શોધ છે. અત્યારે આ શોધ ખગોળનું એક મજબૂત સ્થાપિત સત્ય છે. એ અંગે જે કંઈ વિવાદ છે, એ આ વિસ્તૃતિ અંગે નથી. પરંતુ તે કેવી રીતે થઈ રહી છે એ અંગે છે. દૂર દૂરની નિહારીકાઓના અવારનવાર જે ફોટાઓ લેવામાં આવે છે અને એમાંથી અત્રે ઝીલાતા પ્રકાશનું જે પૃથક્કરણ કરવામાં આવે છે એ ઉપરથી પાકા પાયે એમ પુરવાર થઈ ચૂક્યું છે કે, આ બધી નિહારીકાઓ (તારા-મંડળો) એકબીજાથી દૂર અને વધુ દૂર જઈ રહી છે. આનો અર્થ એ થાય છે કે, બ્રહ્માંડનું કદ વધતું જઈ રહ્યું છે અને આ નિહારીકાઓ જેમ જેમ વધુ દૂર નીકળતી જશે, તેમ તેમ બ્રહ્માંડના કદમાં પણ વધારો થતો રહેશે. આ નિહારીકાઓની એકબીજાથી દૂર નીકળી જવાની અતિ પ્રકાશની ગતિના નાનકડા ભાગથી લઈને ખુદ પ્રકાશની ગતિથી પણ વધારે છે. (ખગોળશાસ્ત્રીઓની થિયરી મુજબ પુરૂ બ્રહ્માંડ શરૂઆતમાં એક વિરાટ વાદળ કે ધુમાડા સ્વરૂપે હતું. એ પછી તે ફાટ્યું અને તેના નાના-મોટા કદના અનેકાનેક ટુકડા અવકાશમાં દૂર દૂર સુધી ફેંકાઈ ગયા. આ દૂર ફેંકાઈ જવાની ક્રિયા અત્યારે કેટલાક અબજ વરસ પછી પણ ખતમ થઈ નથી. અને એ ટુકડાઓમાંથી સર્જાયેલી નિહારીકાઓ આજે પણ દૂર ને દૂર

ધસમસતી જઈ રહી છે. કુર્આનની ચૌદ સદી પહેલાં નાઝિલ થયેલી આયતો વર્તમાન વિજ્ઞાનની આ બધી શોધખોળોનો સંપૂર્ણપણે સુસંગત રીતે ઉલ્લેખ કરી જાય છે.)

બ્રહ્માંડની વિસ્તૃતિની આ આધુનિક શોધ સાથે કુર્આન શરીફની આ આયાતની સરખામણી કરી શકાય છે.

وَالسَّمَآءَ بَنَيْنٰهَا بِاَيْىدٍ وَّاِنَّا لَمُوْسِعُوْنَ ○

"અમે આસમાનને શક્તિથી બનાવ્યું. અને ખરેખર અમે તેને વિસ્તારી રહ્યા છીએ." *(૫૧-૪૭)*

"આસમાન" અરબી શબ્દ "સમા"નો તરજમો છે. અને અહીં ચોક્કસપણે તેનો અર્થ પૃથ્વી બહારના જગત તરીકે કરવામાં આવ્યો છે.

"અમે તેને વિસ્તારી રહ્યા છીએ" એ શબ્દો અરબીના બહુવચનમાં વપરાયેલા વર્તમાન કૃદંત "મુસિઉન"નો તરજમો છે. જેનો અર્થ વધુ પહોળુ કરવું, વધુ વિશાળ કરવું, વિસ્તારવું, વિસ્તૃત કરવું થાય છે.

## અવકાશ વિજય :

માનવી મારફત અવકાશ વિજયને લાગેવળગે છે ત્યાં સુધી કુર્આનની આ આયતો આપણું ધ્યાન આકર્ષી લે છે. એમાંની એક આયતમાં કોઈ પણ અસ્પષ્ટતા વગર સાફ-સાફ બતાવી દેવામાં આવ્યું છે કે, માનવી કેવી સિધ્ધીઓ મેળવી શકે છે અને મેળવશે. બીજી બે આયતોમાં અલ્લાહપાક મક્કાના મુશરિકો સબંધે કહે છે કે, તેઓ જો તેમને પોતાને આસમાનમાં નિહાળી શકે છે. અલ્લાહપાક એ સાથે એક

يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ اِنِ اسْتَطَعْتُمْ اَنْ تَنْفُذُوْا مِنْ اَقْطَارِ السَّمٰوٰتِ
وَالْاَرْضِ فَانْفُذُوْا ۭ لَا تَنْفُذُوْنَ اِلَّا بِسُلْطٰنٍ ۝

"અય જિન્નાતો અને ઈન્સાનોના સમૂહો ! જો તમે આસમાનો અને પૃથ્વીના વિસ્તારોને વીંધી શકતા હો, તો વીંધી નાખો ! તમે તેઓને શક્તિ વગર વીંધી શકવાના નથી." *(૫૫-૩૩)*

ઉપર અપાયેલો તરજમો કેટલીક સમજૂતિ માંગી લે છે :

(૧) અહીં વપરાયેલો 'જો' શબ્દ એક એવી હાલત બતાવી જાય છે, જેનો આધાર એક શક્યતા પર રહેલો છે. અને એ હાલત સિધ્ધ થઈ શકે છે અથવા સિધ્ધ થઈ શકતી નથી. અરબી એવી ભાષા છે, જે કોઈ ચોક્કસ હાલત સિધ્ધ થઈ શકે છે કે કેમ એવો સૂર માત્ર એક ટુંકા શબ્દ મારફત કાઢી શકે છે. અરબીમાં એક શબ્દ "ઈઝા" શક્યતા બતાવવા માટે વપરાય છે. બીજો શબ્દ 'ઈન' એવી શક્યતા માટે વપરાય છે, જે સિધ્ધ થઈ શકે છે. ત્રીજો શબ્દ 'લૌ' એવી શક્યતા માટે વપરાય છે, જે સિધ્ધ થઈ શકતી નથી. ઉપરોક્ત આયતમાં 'ઈન' શબ્દ વપરાયો છે, જે સિધ્ધ થઈ શકતી શક્યતા બતાવી જાય છે. કુર્આન શરીફ આવી રીતે એક નક્કર સિધ્ધિની શક્યતા બતાવી જાય છે. કેટલાક માણસો આ આયાતમાંથી તસવ્વુફના અર્થો કાઢે છે, પરંતુ તેમને ઉપર વર્ણવ્યા મુજબની ભાષાની નજાકત રદબાતલ કરી જાય છે.

(૨) અલ્લાહ તઆલા આ આયતમાં ખરેખર ઈન્સાનો અને જિન્નાતોને સંબોધન કરે છે.

(૩) "વીંધવું" મૂળ અરબી ક્રિયાપદ "નફઝ"નો તરજમો (અર્થ) છે. જેની પછી વિભક્તિ (ઈઝાફત) "મિન" આવે છે. કાઝી મીરસ્કી (Kazi Mirski)ની ડીક્ષનરી મુજબ આ શબ્દ પ્રયોગનો અર્થ "આરપાર થવું અને કોઈ ચીજની બીજી બાજુ નીકળી જવું" એટલે કે તીરની જેમ આરપાર થઈ જવું એવો થાય છે. આથી આયત મજકુર વિસ્તારોમાં દૂર દૂર સુધી પહોંચી જવાનો અને બીજા છેડે નીકળવાનો થાય છે.

(૪) આ સિધ્ધિ મેળવવા માટે માનવીને જે શક્તિ (સુલતાન) જોઈશે, તે સર્વશક્તિમાન અલ્લાહપાક તરફથી મળવાની લાગે છે.

આ આયાતની તરત જ પછી فَبِاَیِّ اٰلَآءِ رَبِّکُمَا تُکَذِّبٰنِ એટલે કે તું અલ્લાહપાકની કઈ કઈ નેઅમતોને નકારી કાઢશે, એવો અર્થ ધરાવતી આયત આવે છે. ખરૂં કહો તો આ પૂરી સૂરહમાં અલ્લાહપાકની જુદી જુદી નેઅમતોનો ઉલ્લેખ આવે છે અને દરેક નેઅમતના ઉલ્લેખ પછી فَبِاَیِّ اٰلَآءِ رَبِّکُمَا تُکَذِّبٰنِ આવે છે. આ પૂરી સૂરહનું નામ પણ 'રહમાન' છે.

આ બંને વિવરણ પછી આ વાત અંગે કોઈ શંકા રહેતી નથી કે, સૂરએ રહમાનની મજકુર આયતમાં એવી શક્યતા દર્શાવવામાં આવી છે કે, માનવી એક દિવસ આપણે જેને કંઈક ખોટી રીતે અવકાશ વિજય કહીએ છીએ એ સિધ્ધિ મેળવી લેશે. અહીં આ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે, કુર્આનમાં માત્ર આસમાનોના વિસ્તારોને વીંધવાનો ઉલ્લેખ નથી, બલ્કે સાથે સાથે જ પૃથ્વીના વિસ્તારોને વીંધવાનો એટલે કે પાતાળના સંશોધનનો પણ ઉલ્લેખ છે.

કુર્આન શરીફની અવકાશ વિજયને લગતી બીજી બે આયતો સૂરએ હિજરમાં છે. આ આયતોમાં અલ્લાહ તઆલા મક્કાના મુશરિકોને આ મુજબ સંબોધન કર્યું છે :

وَلَوْ فَتَحْنَا عَلَيْهِمْ بَابًا مِّنَ السَّمَآءِ فَظَلُّوْا فِيْهِ يَعْرُجُوْنَ ۝ لَقَالُوْٓا اِنَّمَا سُكِّرَتْ اَبْصَارُنَا بَلْ نَحْنُ قَوْمٌ مَّسْحُوْرُوْنَ ۝

"જો અમે તેમના માટે આસમાનમાં એક દરવાજો પણ ખોલી દઈએ અને તેઓ આસમાનમાં ચઢવાનું ચાલુ રાખે, તો પણ તેઓ એમ જ કહેશે કે અમારી આંખો જાણે નશામાં હોય એમ ચકરાઈ રહી છે. અને અમે જાદુની અસર હેઠળ આવી ગયા છીએ."

ઉપલી આયતો મુશરિકોનું એ આશ્ચર્ય દર્શાવી જાય છે. જે તેઓ તેમની કલ્પના સુધ્ધામાં ન હોય એવા તદન અલગ પ્રકારના અદ્‌ભૂત

“જો”ના અર્થમાં અરબી શબ્દ “લૌ” વાપરવામાં આવ્યો છે. એ શબ્દ એવી શક્યતા દર્શાવી જાય છે, જે આયતોમાં જેમનો ઉલ્લેખ છે એ માણસોને લાગેવળગે છે ત્યાં સુધી કદી પણ સિધ્ધ થવાની નહોતી.

અવકાશ વિજયના વિષય પર આવી રીતે આપણી પાસે કુર્આનના બે ટાંકણો છે. એમાંથી એક ટાંકણ બતાવી જાય છે કે, અલ્લાહ તઆલા માનવીને જે બુધ્ધિ આપશે એની શક્તિથી તે એક દિવસ કેવી સિધ્ધિ પ્રાપ્ત કરી શકશે. બીજું ટાંકણ એક એવી શક્યતા દર્શાવી જાય છે, જે મક્કાના મુશરિકો કદી પણ સિધ્ધ કરી શકવાના ન હતા. એ અદ્‌ભૂત દશ્ય મક્કાના મુશરિકો તો જોઈ શકવાના ન હતા, પરંતુ સૂરએ રહમાનવાળા પહેલા ટાંકણમાં નિર્દેશ છે એ મુજબ એ દશ્યને બીજા માણસો જરૂર જોઈ શકવાના હતા. સૂરએ હિજ્રવાળુ બીજુ ટાંકણ અવકાશના પ્રવાસીઓ એ અદ્‌ભૂત દશ્ય જોશે ત્યારે કેવો અચંબો અનુભવશે એનું વર્ણન કરી જાય છે. એ વર્ણન મુજબ તેઓ જાણે નશામાં હોય એમ તેમની દૃષ્ટિ ચકરાતી હશે અને તેઓને જાણે એમ લાગશે કે તેમના પર જાદુ કરવામાં આવ્યો છે.

માનવીએ પૃથ્વીની આજુબાજુ અવકાશમાં પ્રથમ ઉડ્ડયન ૧૯૬૧માં કર્યું હતું. એ સમયથી અત્યાર સુધીના બધા અવકાશ પ્રવાસીઓને ઉપરોક્ત આયતોમાં વર્ણવ્યા મુજબનો જ અનુભવ થયો છે. આપણને આપણી પૃથ્વીની આજુબાજુનું આકાશ વાદળી કે આસમાની રંગનું દેખાય છે. એનું કારણ એ છે કે, સૂર્યનો પ્રકાશ પૃથ્વી પાસે આવતાંની સાથે તેના વાતાવરણના પડોમાં વીખરાઈ જાય છે. અને એથી આપણને આપણી આજુબાજુનું આકાશ વાદળી રંગનું દેખાય છે. પરંતુ પૃથ્વીના વાતાવરણની પેલે પાર આવું કંઈ જ નથી. આથી અવકાશ પ્રવાસીઓ જ્યારે પૃથ્વીના વાતાવરણના પડોને વીંધીને ઉપર અવકાશમાં જાય છે ત્યારે તેઓ એક અદ્‌ભૂત દશ્ય જુએ છે. તેઓને પુરૂ આકાશ કાળા રંગનું દેખાય છે. એમાં પૃથ્વીના ગોળાની આજુબાજુ તેઓ વાદળી રંગનું આવરણ જુએ છે. સૂર્યનો પ્રકાશ વાતાવરણમાં વીખેરાઈ જવાથી પૃથ્વી વાદળી રંગના આવરણ વચ્ચે ઘેરાયેલી દેખાય છે. ચંદ્ર કોઈ

વાતાવરણ ધરાવતો નથી અને તે કાળા અવકાશની પશ્ચાદ ભૂમિકામાં તેના ખરા રંગ સાથે દેખાય છે. માનવી અવકાશમાં જાય છે ત્યારે તે આવી રીતે એક તદ્દન નવીન દશ્ય જુએ છે. આ દશ્ય કેવું લાગે છે એથી વર્તમાન સમયનો માનવી પરિચીત છે. કારણ કે એની તસ્વીરો પ્રગટ થતી રહે છે.

અહીં આપણે ફરીથી આ સત્યથી પ્રભાવિત થયા વગર રહેતા નથી કે, કુર્આનનું લખાણ વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે સંપૂર્ણપણે સુસંગત છે અને કુર્આનમાં એવા કથનો સામેલ છે, જે ચૌદ સદી પહેલાંના કોઈ માનવીના હરગીજ હોઈ શકતા નથી.

## પૃથ્વી :

આ પુસ્તકમાં અત્યાર સુધી છણાવટ કરાઈ ચૂકેલા ઘણા વિષયોની જેમ પૃથ્વીને લગતી આયતો પણ પૂરા કુર્આને કરીમમાં પથરાયેલી મળી આવે છે. એ આયતોનું વર્ગીકરણ કરવું મુશ્કેલ છે. આથી અહીં એ આયતોની જુદા જુદા પેટા વિષયોમાં વહેંચણીમાટે મેં મારી પોતાની વ્યક્તિગત પધ્ધતિ અપનાવી છે.

આ આયતોની વધુ સ્પષ્ટ રીતે સમજૂતિ આપવા માટે એવી આયતોને અલગ પાડી શકાય છે, જેઓ એકી સાથે એક કરતાં વધારે બાબતોનો ઉલ્લેખ કરે છે. આવી આયતો મોટા ભાગે સામાન્ય પ્રકારનું વર્ણન કરી જાય છે. અને એમાં જેમનો ઉલ્લેખ કરાયો છે, એ બાબતો પર માનવીને વિચાર કરવાનું અને એ રીતે અલ્લાહપાકની રહમતો પર ચિંતન કરવાનું આમંત્રણ આપી જાય છે.

બીજા પ્રકારના જુથમાં એવી આયતો શામેલ કરી શકાય છે, જે નીચે મુજબના વધુ ચોક્કસ પ્રકારના વિષયોનો ઉલ્લેખ કરી જાય છે :

- પાણીનું વર્તુળ અને સમુદ્રો.
- પૃથ્વીની સપાટી.
- પૃથ્વીનું વાતાવરણ.

## સામાન્ય વર્ણન આપી જતી આયતો :

આવી આયતો મુખ્યત્વે એની દલીલો ધરાવતી હોય છે, જેમનો હેતુ માનવીને અલ્લાહપાકની તેના બંદાઓ તરફની રહમતો પર વિચાર કરવા તરફ દોરી જવાનો હોય છે. એ છતાં એમાં કેટલાક સ્થળે એવા નિવેદનો મળી આવે છે, જે વર્તમાન વિજ્ઞાનની દૃષ્ટિએ રસપ્રદ હોય છે. આ આયતોની કદાચ એક ખાસ વિશિષ્ટતા એ છે કે, એમાં કુદરતી બાબતો અંગે કુર્આન શરીફ નાઝિલ થયું એ સમયની વિવિધ પ્રચલિત માન્યતાઓનો કોઈ ઉલ્લેખ જોવા મળતો નથી. એ માન્યતાઓ પાછળથી વિજ્ઞાનનો વિકાસ થતાં ખોટી પુરવાર થઈ હતી.

આ આયતો એક તરફ તો એવા સાદા વિચારો રજૂ કરી જાય છે, જેમને કુર્આને કરીમે સૌથી પહેલાં માર્ગદર્શન પુરૂં પાડ્યું હતું. ભૌગોલિક નજરે જોતાં એ લોકો મક્કા શરીફ અને મદીના શરીફના રહેવાસીઓ અને અરબસ્તાનના રણપ્રદેશના બદુઓ હતા. બીજી તરફ એમાં સામાન્ય પ્રકારના એવા વિચારો પણ સામેલ હતા, જે મારફત કોઈ પણ સ્થળના અને કોઈ પણ સમયના વધુ શિક્ષિત લોકો તેમના પર એક વાર વિચાર કરવો શરૂ કરે એ પછી કંઈક નવું શીખી શકતા હતા. કુર્આન શરીફની વિશ્વવ્યાપકતાની આ એક નિશાની છે.

કુર્આનમાં આવી આયતોનું કોઈ વર્ગીકરણ જોવામાં આવતું નથી. આથી અહીં તેમને તેમની સૂરતોના ક્રમમાં રજૂ કરવામાં આવે છે :

الَّذِیۡ جَعَلَ لَکُمُ الۡاَرۡضَ فِرَاشًا وَّالسَّمَآءَ بِنَآءً وَّاَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً

فَاَخۡرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزۡقًا لَّکُمۡ فَلَا تَجۡعَلُوۡا لِلّٰهِ اَنۡدَادًا وَّاَنۡتُمۡ تَعۡلَمُوۡنَ ○

"એ અલ્લાહપાક જ છે, જેણે તમારા માટે પૃથ્વીને બીછાનું અને આસમાનને છત બનાવી. અને આકાશથી પાણી વરસાવ્યું. તેણે એ પાણી વડે તમારા ખોરાક માટે ફળો પેદા કર્યા. તમે જ્યારે જાણો છો

إِنَّ فِي خَلْقِ السَّمٰوٰتِ وَالْأَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَالْفُلْكِ الَّتِي
تَجْرِي فِي الْبَحْرِ بِمَا يَنْفَعُ النَّاسَ وَمَآ أَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنْ مَّآءٍ فَأَحْيَا بِهِ
الْأَرْضَ بَعْدَ مَوْتِهَا وَبَثَّ فِيهَا مِنْ كُلِّ دَآبَّةٍ ص وَّتَصْرِيفِ الرِّيْحِ وَالسَّحَابِ
الْمُسَخَّرِ بَيْنَ السَّمَآءِ وَالْأَرْضِ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ١٦٤

"આકાશો અને પૃથ્વીના સર્જનમાં અને રાત્રિ તથા દિવસના તફાવતમાં અને માનવજાતના લાભ માટે સમુદ્રમાં દોડતા જહાઝમાં અને અલ્લાહપાકે આકાશમાંથી વરસાવેલા પાણીમાં જેના વડે તે પૃથ્વીને મૌત (સૂકી થઈ ગયા) પછી ફરી જીવંત (લીલી) કરે છે અને તેણે પૃથ્વી પર ફેલાવા દીધેલા બધા પ્રકારના પ્રાણીઓમાં અને પવનોના ફેરફારમાં અને આકાશ તથા પૃથ્વી વચ્ચે અલ્લાહપાકના હુકમને આધીન વાદળાઓમાં બુધ્ધિશાળીઓ લોકો માટે (અલ્લાહપાકની કુદરતની) નિશાનીઓ છે. (૨ : ૧૬૪)

وَهُوَ الَّذِي مَدَّ الْأَرْضَ وَجَعَلَ فِيهَا رَوَاسِيَ وَأَنْهٰرًا ط وَمِنْ كُلِّ الثَّمَرٰتِ جَعَلَ فِيهَا
زَوْجَيْنِ اثْنَيْنِ يُغْشِي الَّيْلَ النَّهَارَ ط إِنَّ فِي ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ○

"એ અલ્લાહપાક જ છે, જેણે પૃથ્વીને ફેલાવી અને તેના પર મજબૂત ઉભા રહેતા પર્વતોને અને નદીઓને બનાવી. તેણે દરેક ફળ માટે બબ્બેની જોડ બનાવી. તે દિવસને રાત્રિ વડે ઢાંકી દે છે. બેશક

وَالْأَرْضَ مَدَدْنٰهَا وَأَلْقَيْنَا فِيهَا رَوَاسِيَ وَأَنْبَتْنَا فِيهَا مِنْ كُلِّ شَيْءٍ
مَّوْزُوْنٍ ○ وَجَعَلْنَا لَكُمْ فِيهَا مَعَايِشَ وَمَنْ لَّسْتُمْ لَهُ بِرٰزِقِيْنَ ○ وَإِنْ مِّنْ شَيْءٍ
إِلَّا عِنْدَنَا خَزَآئِنُهُ وَمَا نُنَزِّلُهُ إِلَّا بِقَدَرٍ مَّعْلُوْمٍ ○

"અને અમે પૃથ્વીને ફેલાવી અને તેના પર મજબૂત ઉભા રહેતા પર્વતો સ્થાપ્યા. અમે દરેક પ્રકારની ચીજોને એમાં સમતુલા સાથે ઉગાડી. અમે તેમાંથી તમોને નિર્વાહ (રોજી) પૂરો પાડ્યો અને તમો જેમને નિર્વાહ

આપતા નથી એમને પણ નિર્વાહ આપ્યો. અને એવી કોઈ પણ વસ્તુ નથી, જેના અમારી પાસે ખઝાના ન હોય. અમે દરેક વસ્તુને ચોક્કસ ગણતરી મુજબ મોકલતા રહીએ છીએ.'' *(૫૫-૧૯/૨૧)*

الَّذِیْ جَعَلَ لَکُمُ الْاَرْضَ مَهْدًا وَّسَلَكَ لَكُمْ فِیْهَا سُبُلًا وَّ اَنْزَلَ
مِنَ السَّمَآءِ مَآءً ؕ فَاَخْرَجْنَا بِهٖۤ اَزْوَاجًا مِّنْ نَّبَاتٍ شَتّٰی ○ كُلُوْا وَارْعَوْا اَنْعَامَكُمْ ؕ
اِنَّ فِیْ ذٰلِكَ لَاٰیٰتٍ لِّاُولِی النُّهٰی

''એ અલ્લાહપાક જ છે, જેણે પૃથ્વીને તમારા માટે પારણા જેવી બનાવી. અને એમાં તમારા માટે રસ્તા મૂક્યા. તેણે આકાશમાંથી પાણી વરસાવ્યું અને એ વડે અમે દરેક છોડના જોડાઓ બનાવ્યા, જે એકબીજાથી અલગ (વિવિધ) હતા. ખાઓ ! તમારા ઢોરોને ચરાવો ! બેશક, બુધ્ધિ ધરાવતા માણસો માટે આમાં નિશાનીઓ છે.'' *(૨૦-૫૩)*

اَمَّنْ جَعَلَ الْاَرْضَ قَرَارًا وَّجَعَلَ خِلٰلَهَاۤ اَنْهٰرًا وَّجَعَلَ لَهَا رَوَاسِیَ وَجَعَلَ
بَیْنَ الْبَحْرَیْنِ حَاجِزًا ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا یَعْلَمُوْنَ ؕ

''તેણે પૃથ્વીને (તમારા માટે) રહેઠાણ બનાવ્યું અને તેની ચોરાડો વચ્ચે નદીઓ મૂકી અને મજબૂત પર્વતો મૂક્યા. તેણે બે સમુદ્રો વચ્ચે રૂકાવટ ઉભી કરી. શું અલ્લાહપાક સિવાય બીજો કોઈ બંદગીને લાયક છે ? નહીં. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી.'' *(૨૭-૬૧)*

અહીં પૃથ્વીના પડની એકંદરે સ્થિરતા અંગે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વિજ્ઞાનના અભ્યાસીઓને આ વાતની ખબર છે કે, પૃથ્વીના અસ્તિત્વના તબક્કામાં તેનું પડ ગરમ હતું અને એ પછી ઠંડુ થયું હતું. એ તબક્કા દરમ્યાન પૃથ્વીનું પડ અસ્થિર હતું. અત્યારે પણ પૃથ્વીના પડની સ્થિરતા બધે સ્થળે એકસરખી નથી. કેટલાક એવા વિસ્તારો પણ છે, જ્યાં પ્રસંગોપાત ધરતીકંપો થતા રહે છે. બે સમુદ્રો વચ્ચેની રૂકાવટનો ઉલ્લેખ દાખલારૂપે કરાયો છે. કેટલીક મોટી નદીઓ સમુદ્રને મળે ત્યારે સમુદ્રમાં કેટલાક માઈલ સુધી નદીનુ મીઠુ પાણી જ ફેલાયેલું રહે છે અને

એમાં મિશ્રણ થતું નથી. આ બંને પાણી એકબીજા સાથે આવી રીતે મળી જતા નથી, એનો આમાં ઉલ્લેખ કરાયો છે.

હવે આ પ્રકારની બીજી બે આયતો જોઈ લઈએ :

هُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ ذَلُوْلًا فَامْشُوْا فِيْ مَنَاكِبِهَا
وَكُلُوْا مِنْ رِّزْقِهٖ ۭ وَاِلَيْهِ النُّشُوْرُ ○

“એ અલ્લાહપાક જ છે, જેણે પૃથ્વીને તમારે તાબે કરી છે. આથી તેની કિનારીઓ પર ચાલો, તેમાંની રોજીમાંથી ખાઓ. (આખરે) તેની જ પાસે ફરીથી સજીવન થઈને જવાનું છે.” *(૬૭-૧૫)*

وَالْاَرْضَ بَعْدَ ذٰلِكَ دَحٰىهَا ۭ اَخْرَجَ مِنْهَا مَاۗءَهَا وَمَرْعٰىهَا ۠
وَالْجِبَالَ اَرْسٰىهَا ۙ مَتَاعًا لَّكُمْ وَلِاَنْعَامِكُمْ ۭ

“એ પછી (અલ્લાહપાકે) પૃથ્વીને પાથરી દીધી. તેમાંથી તેણે પાણી અને ચારો કાઢ્યો. અને તેણે પર્વતોને મજબૂતીથી થોક્યા. (આ બધું) તમારા માટે અને તમારા ઢોરો માટે સારૂં છે.” *(૭૯-૩૦/૩૩)*

આવી ઘણી આયતોમાં પાણીના મહત્વ પર ભાર મૂકવામાં આવ્યો છે. સાથે સાથે જ પૃથ્વીની માટીમાં પાણીની હાજરીના પરિણામ એટલે માટીની ફળદ્રુપતા ઉપર પણ ભાર મૂકવામાં આવ્યો છે. આ વાતમાં કોઈ શંકા હોઈ શકતી નથી કે રણપ્રદેશોમાં માનવીના જીવનનું સંચાલન કરતું સૌથી મહત્વનું તત્વ પાણી છે. એ છતાં કુરઆનમાં પાણીનો ઉલ્લેખ આ ભૌગોલિક વિગતથી ક્યાંય દૂર સુધી પહોંચે છે. વિજ્ઞાન અનુસાર પૃથ્વી એક એવો ગ્રહ છે, જેમાં પુષ્કળ પાણી છે. આ હકીકત પૃથ્વીને પૂરી સૂર્યમાળામાં અનોખું મહત્વ આપી જાય છે. અને કુરઆનમાં પણ આ ચોક્કસ વાત પર જ ભાર મૂકવામાં આવ્યો છે. પાણી વગર પૃથ્વી ચંદ્ર જેવો જ મૃત ગ્રહ બની જાત. કુરઆન પૃથ્વીને લગતી જે કુદરતી બાબતોનો ઉલ્લેખ કરે છે, એમાં પાણીને સૌથી પહેલું સ્થાન આપે છે. પાણીના વર્તુળનું કુરઆનમાં નોંધપાત્ર સત્યતા સાથે વર્ણન કરવામાં આવ્યું છે.

## પાણીનું વર્તુળ અને સમુદ્રો :

માનવજીવનમાં પાણીની ભૂમિકા સબંધે કુર્આનની આયતોને અત્યારે વાંચવામાં આવે તો એ આયતો અત્યારે સર્વસામાન્ય બની ગયેલા વિચારો દર્શાવતી દેખાય છે. આ માટેનું કારણ તદ્દન સાદું છે. અત્યારે આપણે બધા કુદરતમાં પાણીના વર્તુળ અંગે વત્તું-ઓછું જ્ઞાન ધરાવીએ છીએ.

એ છતાં આ એક હકીકત છે કે, કુર્આન શરીફ નાઝિલ થયું એ સમયે લોકો આ વિષય અંગે તદ્દન અલગ પ્રકારની માન્યતાઓ ધરાવતા હતા. એ માન્યતાઓ કોઈ દાર્શનિક ગણતરી કે નિરીક્ષણને બદલે મોટા ભાગે ફિલોસોફીકલ વિચારો પર રચાયેલી અને પ્રાચીન દંતકથાઓ પર આધાર રાખતી હતી. પાણીને લગતી કુર્આનની આયતોમાં એ માન્યતાઓ ક્યાંય પણ જોવા મળતી નથી. અલબત્ત, નહેર પધ્ધતિના અમલ માટે એ સમયના નિષ્ણાંતો પાણીના વર્તુળ અંગે થોડુંક વ્યવહારૂ જ્ઞાન ધરાવતા હતા. પરંતુ પાણીના સંપૂર્ણ વર્તુળ અંગે તેઓની જે માન્યતાઓ હતી, તેમનો અત્યારના સમયે ભાગ્યે જ સ્વીકાર કરી શકાય છે.

કુર્આન શરીફમાં પાણીને લગતી જે આયતો છે, એમાં કુર્આન શ. નાઝિલ થયું એ સમયે લોકોમાં પ્રચલિત ભૂલભરેલી માન્યતાઓનો કોઈ અંશ જોવા મળતો નથી. આ બાબતને લગતી આયતો નીચે મુજબ છે.

وَنَزَّلْنَا مِنَ السَّمَاءِ مَاءً مُّبَارَكًا فَأَنبَتْنَا بِهِ جَنّٰتٍ وَحَبَّ الْحَصِيدِ ۝ وَالنَّخْلَ بَاسِقَاتٍ لَّهَا طَلْعٌ نَّضِيدٌ ۝ رِّزْقًا لِّلْعِبَادِ ۖ وَأَحْيَيْنَا بِهِ بَلْدَةً مَّيْتًا ۚ كَذَٰلِكَ الْخُرُوجُ ۝

"અને અમે આકાશથી બરકતવાળુ પાણી વરસાવ્યું. જે વડે અમે બાગ, અનાજ અને પાક ઉગાડ્યા અને એક બીજા પર ઝુમખાઓથી લચી

وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءًۢ بِقَدَرٍ فَاَسْكَنّٰهُ فِى الْاَرْضِ ۖ وَاِنَّا عَلٰى ذَهَابٍۢ بِهٖ لَقٰدِرُوْنَ ۚ
فَاَنْشَاْنَا لَكُمْ بِهٖ جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ ۘ لَكُمْ فِيْهَا فَوَاكِهُ كَثِيْرَةٌ وَّمِنْهَا تَاْكُلُوْنَ ۙ

"અને અમે આકાશથી માપસર પાણી વરસાવ્યું. અને તેને જમીનમાં રાખ્યું અને અમે બેશક તેને પાછુ ખેંચવા શક્તિમાન છીએ. અમે તમારા માટે ખજુરીના અને દ્રાક્ષના બગીચાઓ ઉગાડ્યા, જેમાં તમારા માટે પુષ્કળ ફળો છે અને તમે તેમને ખાવ છો." (૨૩-૧૮/૧૯)

وَاَرْسَلْنَا الرِّيٰحَ لَوَاقِحَ فَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً فَاَسْقَيْنٰكُمُوْهُ ۚ وَمَآ اَنْتُمْ لَهٗ بِخٰزِنِيْنَ ○

"અને અમે પવનને મોકલીએ છીએ, જે ભરી દે છે. અમે આકાશ-માંથી પાણીને વરસાવીએ છીએ અને તમને પાણી પુરૂ પાડીએ છીએ. તમે તેના ભંડારોના ચોકીયાતો થઈ શકતા નથી." (૧૫-૨૨)

આ છેલ્લી આયતની બે અર્થતારવણી હોઈ શકે છે. ભરી દેતા પવનો છોડવાઓને ફળદ્રુપ કરતા પવનો હોઈ શકે છે. કારણ કે તેઓ પુંકેસર એટલે પુષ્પરજ (Pollen)ને પહોંચાડતા હોય છે. આનો બીજો અર્થ અલંકારીક પ્રકારનો હોઈ શકે છે. જેમાં પાણી વગરના વાદળને પાણીથી ભરેલા વાદળમાં પલ્ટાવી દેવામાં પવને ભજવેલી ભૂમિકાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. પવનની આ ભૂમિકાનો બીજી કેટલીક આયતોમાં પણ ઉલ્લેખ કરાયેલો છે. દાખલા તરીકે :

وَاللّٰهُ الَّذِىْٓ اَرْسَلَ الرِّيٰحَ فَتُثِيْرُ سَحَابًا فَسُقْنٰهُ اِلٰى بَلَدٍ مَّيِّتٍ فَاَحْيَيْنَا
بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۗ كَذٰلِكَ النُّشُوْرُ ○

"એ અલ્લાહ તઆલા જ છે, જેણે પવનો મોકલ્યા, જેમણે વાદળોને ઉઠાવ્યા. અમે તેઓને મૃત ધરતી તરફ હાંકી જઈએ છીએ. અમે તેમના વડે ધરતીને મરી ગયા પછી ફરી જીવતી કરીએ છીએ. એવી જ રીતે અમે (તમોને) ફરી ઉઠાવશું." (૩૬-૯)

આ આયતમાં જોઈ શકાશે કે, તેનો શરૂઆતનો ભાગ વર્ણનાત્મક

અને એ પછી વચગાળાના કોઈ શબ્દો વગર તરત જ અલ્લાહ તઆલા તરફની જાહેરાત આવી જાય છે. કુર્આની શૈલીમાં આવા ઓચિંતા પલ્ટા વારંવાર જોવા મળે છે.

اَللّٰهُ الَّذِیْ یُرْسِلُ الرِّیٰحَ فَتُثِیْرُ سَحَابًا فَیَبْسُطُهٗ فِی السَّمَآءِ كَیْفَ یَشَآءُ وَیَجْعَلُهٗ كِسَفًا فَتَرَی الْوَدْقَ یَخْرُجُ مِنْ خِلٰلِهٖ ۚ فَاِذَاۤ اَصَابَ بِهٖ مَنْ یَّشَآءُ مِنْ عِبَادِهٖۤ اِذَا هُمْ یَسْتَبْشِرُوْنَ ۟ۚ

"એ અલ્લાહપાક જ છે, જે પવનો મોકલે છે, જે વાદળાઓને ઉઠાવે છે. તે ચાહે છે એ મુજબ તેઓને આકાશમાં ફેલાવી દે છે અને તેના ટુકડા કરી નાંખે છે. એ પછી તું તેઓમાંથી વરસાદના ટીપાં નીકળતા જુએ છે. તે તેઓને પોતાના બંદાઓમાંથી ચાહે તેને પહોંચાડે છે અને એ બંદાઓ ખુશ થાય છે." *(૩૦-૪૮)*

وَهُوَ الَّذِیْ یُرْسِلُ الرِّیٰحَ بُشْرًۢا بَیْنَ یَدَیْ رَحْمَتِهٖ ؕ حَتّٰۤی اِذَاۤ اَقَلَّتْ سَحَابًا ثِقَالًا سُقْنٰهُ لِبَلَدٍ مَّیِّتٍ فَاَنْزَلْنَا بِهِ الْمَآءَ فَاَخْرَجْنَا بِهٖ مِنْ كُلِّ الثَّمَرٰتِ ؕ كَذٰلِكَ نُخْرِجُ الْمَوْتٰی لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ۝

"અલ્લાહપાક એ જ છે, જે પવનને પોતાની ખુશખબરીના કાસિદો તરીકે મોકલાવે છે. તેઓ જ્યારે ભારે ભરેલા વાદળોને ઉઠાવી લે છે, ત્યારે અમે તેઓને મૃત ધરતી તરફ હાંકીને લઈ જઈએ છીએ. એ પછી અમે તેમાંથી પાણી વરસાવીએ છીએ. અને એ રીતે અમે દરેક પ્રકારના ફળો કાઢીએ છીએ. એવી જ રીતે અમે મરેલાઓને પાછા કાઢીશું. કદાચ તમોને (આ બધું) યાદ રહેશે." *(૭-૫૭)*

وَهُوَ الَّذِیْۤ اَرْسَلَ الرِّیٰحَ بُشْرًۢا بَیْنَ یَدَیْ رَحْمَتِهٖ ۚ وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً طَهُوْرًا ۟ۙ لِّنُحْیِیَ بِهٖ بَلْدَةً مَّیْتًا وَّنُسْقِیَهٗ مِمَّا خَلَقْنَاۤ اَنْعَامًا وَّاَنَاسِیَّ كَثِیْرًا ۝

ખબરી આપવા હવાઓ મોકલી અને અમે આકાશથી પાક સાફ પાણી વરસાવ્યું. જેથી તેના વડે (મૃત) સૂકા પ્રદેશોને સજીવન કરીએ અને અમે પેદા કરેલા ઘણા બધા પશુઓ અને માનવીઓને પાણી પિવડાવીએ છીએ.'' (૨૫-૪૮/૪૯)

وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَمَآ اَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنْ رِّزْقٍ فَاَحْيَا بِهِ الْاَرْضَ
بَعْدَ مَوْتِهَا وَتَصْرِيْفِ الرِّيٰحِ اٰيٰتٌ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ○

''રાત અને દિવસના ફેરફારમાં તેમજ અલ્લાહપાકે આસમાનમાંથી મોકલેલા નિર્વાહ (રિઝક)માં જેના વડે તે જમીનને મૃત થયા પછી સજીવન કરે છે, એમાં અને હવાઓના ફેરફારમાં એ લોકો માટે નિશાનીઓ છે, જેઓ બુધ્ધિશાળી છે.'' (૪૫-૫)

આ આયતમાં જે રિઝકનો ઉલ્લેખ છે, તે આ પૂરી આયતને સમગ્ર રીતે જોતાં સ્પષ્ટપણે દેખાઈ આવે છે કે, એ રિઝક આકાશમાંથી ઉતારવામાં આવેલું પાણી છે. આ આયતમાં હવાઓના ફેરફાર ઉપર પણ ભાર મૂકવામાં આવ્યો છે, જે વરસાદની ઘટમાળનો નિર્દેશ કરી જાય છે.

اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَسَالَتْ اَوْدِيَةٌۢ بِقَدَرِهَا فَاحْتَمَلَ السَّيْلُ زَبَدًا رَّابِيًا

''અલ્લાહપાકે આકાશમાંથી પાણી ઉતાર્યું, જેથી નદીઓ તેમના પ્રમાણ મુજબ વહેતી રહે, ઝરણાંઓ વધારે ફીણને વહાવી લઈ જાય છે.'' (૧૩-૧૭)

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَصْبَحَ مَآؤُكُمْ غَوْرًا فَمَنْ يَّاْتِيْكُمْ بِمَآءٍ مَّعِيْنٍ

''(અય નબી !) કહો શું તમે એ જોઈ શકો છો કે, જો તમારૂં પાણી જમીનમાં ગુમ થઈ (અંદર ચાલ્યુ) જાય, તો પછી

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَسَلَكَهٗ يَنَابِيْعَ فِى الْاَرْضِ
ثُمَّ يُخْرِجُ بِهٖ زَرْعًا مُّخْتَلِفًا اَلْوَانُهٗ

"શું તેં જોયું નથી કે, અલ્લાહપાકે આકાશમાંથી પાણી વરસાવ્યું અને પછી તેને જમીનમાંના સાધનો (ઝરણાંઓ)માં વહાવ્યું ? એ પછી તેણે જાતજાતના રંગોની ખેતી ઉગાડી." *(૩૯-૨૧)*

وَجَعَلْنَا فِيْهَا جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ وَّفَجَّرْنَا فِيْهَا مِنَ الْعُيُوْنِ ﴿۳۴﴾

"અને અમે ત્યાં ખજુરીઓ અને દ્રાક્ષના બગીચાઓ બનાવ્યા. વધુમાં અમે પાણીના ઝરણાં વહેતા કર્યા." *(૩૬-૩૪)*

બર્નાર્ડ પાલીસ્સીનું આ છેલ્લુ કથન કુર્આન શરીફની સૂરએ ઝુમરની (૩૯ : ૨૧) આયતમાં અપાયેલા વર્ણનને બરાબર મળતું આવે છે. જેમાં કહેવામાં આવ્યું છે કે, વરસાદના પાણીને જમીનમાંના સાધનોમાં વહાવ્યું."

કુર્આન શરીફની સૂરએ નૂરની એક આયતમાં વરસાદ સાથે

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يُزْجِيْ سَحَابًا ثُمَّ يُؤَلِّفُ بَيْنَهٗ ثُمَّ يَجْعَلُهٗ رُكَامًا فَتَرَى الْوَدْقَ
يَخْرُجُ مِنْ خِلٰلِهٖ ۚ وَيُنَزِّلُ مِنَ السَّمَآءِ مِنْ جِبَالٍ فِيْهَا مِنْۢ بَرَدٍ فَيُصِيْبُ بِهٖ مَنْ يَّشَآءُ
وَيَصْرِفُهٗ عَنْ مَّنْ يَّشَآءُ ؕ يَكَادُ سَنَا بَرْقِهٖ يَذْهَبُ بِالْاَبْصَارِ ﴿ؕ﴾

"શું તેં નથી જોયું કે, અલ્લાહપાક વાદળાઓને ધીમે ધીમે ચલાવે છે. એ પછી તેઓને સાથે મેળવી દે છે. એ પછી તેમને હુમલો કરી નાંખે છે. અને તું તેઓમાંથી વરસાદનાં ટીપાં વરસતા જુએ છે. તે આકાશમાંથી કરાઓના પહાડ મોકલે છે. તે એમનાથી જેને ચાહે તેને મારે છે. અને જેને ચાહે એનાથી એમને દૂર રાખે છે. એમ લાગે છે કે, વીજળીનો ઝબકારો દૃષ્ટિને લગભગ ઝૂંટવી લેશે." *(૨૪-૪૩)*

અહીં સૂરએ વાકિઅહની ત્રણ આયતો ટાંકવી પણ જરૂરી છે.

اَفَرَءَيْتُمُ الْمَآءَ الَّذِيْ تَشْرَبُوْنَ ﴿ؕ﴾ ءَاَنْتُمْ اَنْزَلْتُمُوْهُ مِنَ الْمُزْنِ اَمْ نَحْنُ
الْمُنْزِلُوْنَ ○ لَوْ نَشَآءُ جَعَلْنٰهُ اُجَاجًا فَلَوْلَا تَشْكُرُوْنَ ○

"તમે શું એ પાણીને જુઓ છો, જેને તમે પી રહ્યા છો ? શું તમે તેને વાદળોમાંથી વરસાવ્યું છે કે અમે ? જો અમે ઈચ્છીએ તો અમે તેને ખારૂં કરી દઈએ તો પછી શા માટે તમે આભાર માનતા નથી ?" *(૫૬-૬૮/૭૦)*

આ આયતો કેટલીક છણાવટ માંગી લે છે. અલ્લાહ તઆલા મીઠા પાણીને ખારૂ બનાવી દેશે એ હકીકતનો ઉલ્લેખ અલ્લાહપાક સર્વશક્તિમાન હોવાનું બતાવી જાય છે.

## કૃત્રિમ વરસાદની કેટલી શક્યતા છે ? :

તેની એ જ સર્વોપરીતાની એક બીજી રીતે પણ આપણને યાદ અપાવવામાં આવી છે અને માનવીને વાદળોમાંથી વરસાદ વરસાવી દેવાનો પડકાર કરવામાં આવ્યો છે. વર્તમાન સમયમાં ટેકનોલોજીએ કૃત્રિમ રીતે વરસાદ વરસાવવાનું અલબત્ત શક્ય બનાવી દીધું છે. આ વાતને ધ્યાનમાં લેતાં શું કુર્આન શરીફના ઉપરોક્ત કથન સામે વિરોધ કરી શકાય છે, જેમાં માનવીની આ બાબતની શક્તિઓને પડકાર ફેંકવામાં આવ્યો છે ?

એનો જવાબ નકારમાં છે. કારણ કે આ ક્ષેત્રમાં માનવીની કેટલીક મર્યાદાઓ છે. એને પણ ધ્યાનમાં રાખવી જરૂરી છે. ફ્રેંચ મીટીરોલોજિકલ યુનિયનના એક નિષ્ણાંત એમ. એ. ફેસીએ "યુનીવર્સિલીઝ એન્સાઈકલો પીડીયા"માં આ મુજબ લખ્યું છે :

"વરસાદના વાદળ માટેની યોગ્ય લાયકાતો ન ધરાવતા વાદળમાંથી અથવા વરસાદ માટેના યોગ્ય તબક્કા સુધી ન પહોંચેલા વાદળમાંથી વરસાદ વરસાવવાનું ક્યારેય પણ શક્ય બનવાનું નથી."

આ કારણથી વરસાદ માટેની કુદરતી શરતો હાજર ન હોય ત્યારે માનવી ટેકનિકલ સાધનો મારફત વરસાદ હરગીજ લાવી શકતો નથી. જો માનવીમાં વરસાદ લાવવાની શક્તિ હોત તો દુકાળો પડવાનું ખતમ થઈ ગયું હોત. સારા વાયુમાન અને વરસાદ પર અંકુશ મેળવવો એ વાતો માનવીના હજી સ્વપ્નમાં જ રહી છે.

## સમુદ્રો :

કુર્આન શરીફમાં કેટલીક આયતો સમુદ્રો અને વહાણવટાને લગતી છે. આ આયતોમાં માનવીને તેની આજુબાજુ નિરીક્ષણ કરવાનું કહેવામાં આવ્યું છે. અને તે જે કંઈ જુએ છે એમાં અલ્લાહપાકની સર્વોપરિતા રહેલી હોવાનું બતાવવામાં આવ્યું છે. નીચે મુજબની કેટલીક આયતો આવા ઉદાહરણો રજૂ કરી જાય છે.

وَسَخَّرَ لَكُمُ الْفُلْكَ لِتَجْرِيَ فِي الْبَحْرِ بِأَمْرِهِ ۚ

"અને (અલ્લાહપાકે) વહાણને તમારા કામે લગાડ્યા, જેથી તે તેના હુકમથી સમુદ્ર પર દોડતું રહે."(૧૪-૩૨)

وَهُوَ الَّذِي سَخَّرَ الْبَحْرَ لِتَأْكُلُوا مِنْهُ لَحْمًا طَرِيًّا وَّتَسْتَخْرِجُوا مِنْهُ حِلْيَةً

تَلْبَسُونَهَا ۚ وَتَرَى الْفُلْكَ مَوَاخِرَ فِيهِ وَلِتَبْتَغُوا مِنْ فَضْلِهِ وَلَعَلَّكُمْ تَشْكُرُونَ ۝

"એ અલ્લાહપાક જ છે, જેણે સમુદ્રોને કામે લગાડ્યા, જેથી તમે તેમાંથી તાજો ગોશ્ત (માછલી) ખાઓ અને એમાંથી એ ઘરેણાં (મોતી) કાઢો, જે તમે પહેરો છો. અને તું વહાણોને મોજા કાપતાં (અને આગળ વધતાં) જુએ છે, જેથી તું તેનો ફઝલ (રોઝી) મેળવી શકે. કદાચ તમે એહસાન માનશો."(૧૬-૧૪)

اَلَمْ تَرَ اَنَّ الْفُلْكَ تَجْرِي فِي الْبَحْرِ بِنِعْمَتِ اللّٰهِ لِيُرِيَكُمْ مِّنْ اٰيٰتِهِ ۭ

اِنَّ فِي ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ۝

"શું તેં જોયું કે, વહાણ સમુદ્રમાં અલ્લાહપાકની કૃપાથી ચાલે છે. જેથી તે તને (કુદરતની) નિશાનીઓ દેખાડે. સબ્ર કરનારાઓ અને એહસાન માનનારાઓ માટે આમાં ખરેખર નિશાનીઓ છે."(૩૧-૩૧)

وَلَهُ الْجَوَارِ الْمُنْشَئٰتُ فِي الْبَحْرِ كَالْاَعْلَامِ ۝

"અને તેના જ વહાણો છે, જે સમુદ્ર પર (પહાડ જેવી) નિશાનીઓની જેમ ઉભા કરવામાં આવ્યા છે."(૫૫-૨૪)

وَاٰيَةٌ لَّهُمْ اَنَّا حَمَلْنَا ذُرِّيَّتَهُمْ فِى الْفُلْكِ الْمَشْحُوْنِ ۝ وَخَلَقْنَا لَهُمْ مِّنْ مِّثْلِهٖ مَا يَرْكَبُوْنَ ۝ وَاِنْ نَّشَاْ نُغْرِقْهُمْ فَلَا صَرِيْخَ لَهُمْ وَلَا هُمْ يُنْقَذُوْنَ ۝ اِلَّا رَحْمَةً مِّنَّا وَمَتَاعًا اِلٰى حِيْنٍ ۝

"તેઓના માટે એક નિશાની એ છે કે, અમે તેઓ (હઝ. નૂહ અલૈ.)ની અવલાદને ભરેલા વહાણમાં સવાર કરી. અમે તેઓના માટે એના જેવા જ (વહાણો) પેદા કર્યા. જેમના પર તેઓ સવાર થાય છે. જો અમે ઈચ્છીએ તો અમે તેઓને ડુબાડી દઈએ અને તેઓને કોઈ મદદ નહીં મળે અને તેઓ બચી નહીં શકે. પરંતુ એ તો અમારી જ કૃપા (બચાવે) છે, અને તેઓ અમુક મુદ્દત (દુન્યવી જીવન) સુધી લાભ લઈ શકે છે." *(૩૬-૪૧/૪૪)*

અહીં સ્પષ્ટ રીતે માણસોને સમુદ્રની સફરે લઈ જતા વહાણોનો ઉલ્લેખ છે. અને એમની સરખામણી હઝરત નૂહ (અલૈ.)ના લાંબા સમય પહેલાંના એ વહાણ સાથે કરવામાં આવી છે, જેણે હઝરત નૂહ (અલૈ.)ને અને એ વહાણના બીજા મુસાફરોને જમીન પર પહોંચાડ્યા હતા.

## ખારા અને મીઠા પાણીની વચ્ચે આડ :

કુર્આન શરીફની ત્રણ આયતોમાં સમુદ્રને લગતું નિરીક્ષણ દ્વારા જાણી શકાતું એક વિશિષ્ટ સત્ય પણ વર્ણવવામાં આવ્યું છે. એ વિશિષ્ટ સત્ય મોટી નદીઓ જ્યારે સમુદ્રને મળે છે, એની કેટલીક લાક્ષણિકતાઓ વર્ણવી જાય છે.

આ વિશિષ્ટતાઓ એ છે કે, મોટી નદીઓ જ્યારે સમુદ્રને મળે છે ત્યારે નદીઓનું મીઠું પાણી તરત જ સમુદ્રના ખારા પાણી સાથે મળી જતું નથી. કુર્આન શરીફ આ વિશિષ્ટતાનો ઉલ્લેખ કરે છે. એ ખાસ કરીને ટાઈગ્રીસ અને યુફેટીસ (દજલા અને ફુરાત) નદીઓના સંગમથી બનેલી એ સંયુક્ત નદી "શત-અલ-અરબ" છે, જે એકસો માઈલ લાંબી છે અને ઈરાની અખાતને મળે છે. અખાતના અંદરના જળવિસ્તારમાં જ્યારે ભરતી આવે છે, ત્યારે હજી સુધી સમુદ્રના ખારા પાણી સાથે ન ભળેલાં શત-અલ-

અરબના મીઠા પાણી કિનારાના વિસ્તારોને છલકાવી દે છે અને એથી ખેતીવાડીને મોટી મદદ મળે છે.

કુર્આની આયતોને સમજવા માટે એક વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે. અરબીમાં વપરાતો "બહર" શબ્દ પાણીના મોટા સમૂહનો અર્થ ધરાવે છે. અને તેનો ઉપયોગ સમુદ્ર ઉપરાંત મોટી નદીઓ, જેવી કે નાઈલ, યુફ્રેટીઅ, ટાઈગ્રીસ વગેરેના અર્થમાં પણ કરી શકાય છે.

મોટી નદીઓના મીઠા પાણી સમુદ્રના ખારા પાણી સાથે તરત જ ભળી જતા ન હોવાની હકીકતનો ઉલ્લેખ કરતી ત્રણ આયતો નીચે મુજબ છે : وَهُوَ الَّذِىْ مَرَجَ الْبَحْرَيْنِ هٰذَا عَذْبٌ فُرَاتٌ وَّهٰذَا مِلْحٌ اُجَاجٌ ۚ
وَجَعَلَ بَيْنَهُمَا بَرْزَخًا وَّحِجْرًا مَّحْجُوْرًا ○

"એ અલ્લાહ તઆલા જ છે, જેણે બે દરિયા (બહરૈન) વહેતા કર્યા. એમાંથી એક તૃપ્ત કરનાર (પ્યાસ બુજાવનાર) અને મીઠો છે, અને બીજો ખારો અને કડવો છે. તેણે એ બન્ને વચ્ચે એક આડ (બર્ઝખ) ઉભી કરી દીધી છે, અને એ આડનું ઉલ્લંઘન કરવાની બન્નેવને મનાઈ છે." (૨૫-૫૩)

وَمَا يَسْتَوِى الْبَحْرٰنِ ۖ هٰذَا عَذْبٌ فُرَاتٌ سَآئِغٌ شَرَابُهٗ وَهٰذَا مِلْحٌ اُجَاجٌ ۖ
وَمِنْ كُلٍّ تَاْكُلُوْنَ لَحْمًا طَرِيًّا وَّتَسْتَخْرِجُوْنَ حِلْيَةً تَلْبَسُوْنَهَا ۚ

"બે દરિયા સરખા નથી. એમાંથી એકનું પાણી મીઠુ, ખુશજાયી અને તૃપ્ત કરનારૂં છે. બીજાનું પાણી ખારૂ અને કડવું છે. તમે તે બન્નેવમાંથી તાજુ માંસ (માછલી) ખાવ છો અને એ ઘરેણાં (મોતી) કાઢો છો, જે તમે પહેરો છો." (૩૫-૧૨)

مَرَجَ الْبَحْرَيْنِ يَلْتَقِيٰنِ ﴿۱۹﴾ بَيْنَهُمَا بَرْزَخٌ لَّا يَبْغِيٰنِ ﴿۲۰﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا
تُكَذِّبٰنِ ○ يَخْرُجُ مِنْهُمَا اللُّؤْلُؤُ وَالْمَرْجَانُ ﴿۲۲﴾

વચ્ચે એક આડ છે, જેનું ઉલ્લંઘન કરતા નથી. તો તમે તમારા પરવર-દિગારની કઈ કઈ નેઅમતોનો ઈન્કાર કરશો ? એમાંથી મોતી અને પરવાળા નીકળે છે.'' *(૫૫-૧૯/૨૦/૨૨)*

## પૃથ્વીની સપાટી :

પૃથ્વીની રચના અત્યંત આંટીઘુંટીપૂર્ણ છે. પૃથ્વીના ગોળા અંગે વિજ્ઞાન અત્યારે એક ચોક્કસ પ્રકારની ધારણા બાંધી શક્યું છે. એ ધારણા અનુસાર પૃથ્વીની સપાટી કે ઉપલું પડ નક્કર અને ઠંડુ છે. તેની નીચેનું પડ અત્યંત ઉંચું ઉષ્ણતામાન ધરાવે છે. અને કેન્દ્રના વિસ્તારમાં ખડકો હજી સંમિક્ષણની પ્રક્રિયામાં છે. જમીનનું ઉપલું પડ અત્યંત પાતળુ છે. તેની જાડાઈને માઈલોના કે બહુ બહુ તો દસ માઈલોના એકમમાં માપી શકાય છે. પૃથ્વીની ત્રિજ્યા (Radius : કેન્દ્રથી સપાટી સુધીનું અંતર) ૩૭૫૦ માઈલથી થોડુંક વધારે છે. આવી રીતે તેનું ઉપલું પડ પૃથ્વીની કુલ ત્રિજ્યાના એકસોમાં ભાગનું કે એથી પણ ઓછું છે. પૃથ્વી પરના બધા ભુસ્તરીક ફેરફારો આ પાતળી ત્વચા (ચામડી) પર જ થયા છે. આ ફેરફારોનું મૂળ એ પોપડાઓ કે થરો (Folds) છે, જેમના વડે ગિરિમાળાઓ બનવા પામી હતી. ભૂસ્તરશાસ્ત્રમાં આ પ્રક્રિયાને ''ઓરોજીનીસીસ'' કહેવામાં આવે છે. પૃથ્વીની સપાટી પર પર્વતનું સર્જન થતાંની સાથે તેની સપાટી એટલે કે પૃથ્વીનું ઉપલું પડ એટલા પ્રમાણમાં નીચે દબાઈ જાય છે. આવી રીતે તે પર્વત નીચે એક પાયો બની જાય છે.

## પર્વતોનું મહત્વ :

વિજ્ઞાનીઓની વર્તમાન ધારણા મુજબ ભૂમિની રચનામાં સૌથી મહત્વની ભૂમિકા પર્વતમાળાઓના વિકાસે ભજવી છે. ભૂમિની રચનાના આ બધા તબક્કાઓનું ઓરોજીનીસીસ તબક્કાઓ અનુસાર વર્ગીકરણ કરવામાં આવ્યું છે. અને પછી તેઓના જુદા જુદા ઘટમાળના (Cycics) સમુદ્ર બનાવવામાં આવ્યા છે. એનું કારણ એ છે કે, પર્વતોની રચના સમુદ્ર અને ખંડો વચ્ચેની સમતુલા ઉપર અસર કરી જાય છે. એને પરિણામે જમીનનો

કેટલોક વિસ્તાર પાણી હેઠળ આવી જાય છે અને કેટલોક ભાગ પાણીમાંથી બહાર નીકળી આવે છે. પૃથ્વીની સપાટી પર કરોડો વરસથી આ પ્રક્રિયા ખંડો અને સમુદ્રોના આકારો બદલતી રહી છે. અત્યારે પૃથ્વીના માત્ર ત્રીસ ટકા વિસ્તાર પર જમીન આવેલી છે.

પૃથ્વીની સપાટી પર કરોડો વરસ દરમ્યાન જે કંઈ ફેરફારો થયા છે, એનો માત્ર તદન ઓછો ખ્યાલ બાંધી શકાય છે.

પૃથ્વીની સપાટીનો ઉલ્લેખ કરતી વખતે કુર્આન માત્ર પર્વતોની રચનાનું વર્ણન કરે છે. વર્તમાન દૃષ્ટિબિંદુથી જોતાં કુર્આનની એ આયતો અંગે ભાગ્યે જ કંઈ કહી શકાય છે. જેમાં પૃથ્વીની રચના અંગે અલ્લાહપાકની માનવી પ્રત્યેની રહેમત વર્ણવવામાં આવી છે. દાખલા તરીકે وَاللّٰهُ جَعَلَ لَكُمُ الْاَرْضَ بِسَاطًا ۙ لِّتَسْلُكُوْا مِنْهَا سُبُلًا فِجَاجًا

"અને અલ્લાહપાકે તમારા માટે પૃથ્વીને પાથરણું બનાવી. જેથી તમે તેના માર્ગો અને પગદંડીઓ પર ચાલો." (૭૧-૧૯/૨૦)

وَالْاَرْضَ فَرَشْنٰهَا فَنِعْمَ الْمٰهِدُوْنَ ○

"અને અમે પૃથ્વીને પાથરી દીધી. અમે એ કામ કેટલી ઉમદા રીતે કર્યું."

જે પાથરણું પાથરવામાં આવ્યું છે, તે પૃથ્વીનું ઠરી ગયેલું ઉપલું પડ છે. જેના ઉપર આપણે રહીએ છીએ. પૃથ્વીના ગોળાનો અંદરનો ભાગ તો બહુ જ ગરમ અને પ્રવાહી પ્રકારનો છે. અને એમાં કોઈ પણ પ્રકારનું જીવન ટકી શકતું નથી.

કુર્આન શરીફમાં પર્વતોને લગતા તેમજ તેમની મજબૂતીને લગતા કથનો અત્યંત મહત્વના છે.

وَاِلَى الْجِبَالِ كَيْفَ نُصِبَتْ ۞ وَاِلَى الْاَرْضِ كَيْفَ سُطِحَتْ ۞

"અને પર્વતોને કેવા ઠોકી બેસાડવામાં આવ્યા છે ? પૃથ્વીને કેવી રીતે બિછાવવામાં આવી છે ?" (૮૮-૧૯/૨૦)

આ આયત પર્વતોને જમીનમાં કેવી રીતે મજબૂત કરી દેવામાં આવ્યા એની વિગતો આવી જાય છે.

أَلَمْ نَجْعَلِ الْأَرْضَ مِهَادًا ۝ وَالْجِبَالَ أَوْتَادًا ۝

“શું અમે પૃથ્વીને પાથરણું બનાવ્યું નથી ? અને પર્વતોને (તેના) ખૂંટા (ખીલા) બનાવ્યા નથી ?” *(૭૮-૬/૭)*

અહીં જે “અવતાદ” શબ્દ વાપરવામાં આવ્યો છે, તે “વતદ” શબ્દનું બહુવચન છે. આ શબ્દનો અર્થ તંબુને ઉભો કરીને તેને મજબૂત અને સ્થિર બનાવવા માટે ઠોકવામાં આવતા ખૂંટા કે ખીલાનો થાય છે.

પર્વતોના સર્જનથી જમીનની સપાટીનું જે ઉપલું પડ નીચે ધકેલાઈ જાય છે, એને વર્તમાન ભૂસ્તરશાસ્ત્રીઓ પર્વતોને પાયો પૂરો પાડતું ગણે છે. એવા પડની જાડાઈ એકથી દસ માઈલ જેટલી હોય છે. આવા પડોને લીધે પૃથ્વીની ઉપલી સપાટી સ્થિર રહે છે.

આ કારણથી કુર્આનમાં પર્વતો અંગે આવા ઉલ્લેખો જોઈને કોઈ આશ્ચર્ય થવાનું નથી.

وَالْجِبَالَ أَرْسَاهَا ۝

“અને પહાડોને મજબૂતીથી સ્થાપિત કર્યા.” *(૭૯-૩૨)*

وَأَلْقَىٰ فِي الْأَرْضِ رَوَاسِيَ أَنْ تَمِيدَ بِكُمْ

“અલ્લાહપાકે જમીનની અંદર મજબૂતીથી ઉભા રહેતા (પર્વતો) ખોડી દીધા, જેથી જમીન તમારી સાથે ડોલે નહીં.” *(૩૧-૧૦)*

આ પૂરો વાક્યપ્રયોગ સૂરએ નહલની ૧૫મી આયતમાં પણ જોવા મળે છે. એ જ વિચાર નજીવા ફેરફાર સાથે સૂરએ અંબિયામાં પણ દર્શાવવામાં આવ્યો છે.

وَجَعَلْنَا فِي الْأَرْضِ رَوَاسِيَ أَنْ تَمِيدَ بِهِمْ

“અમે જમીનમાં મજબૂત ઉભા રહેનારા (પર્વત) સ્થાપી દીધા, જેથી તે

તેઓની સાથે ડોલે નહીં.''

આ આયતો એવો વિચાર દર્શાવી જાય છે કે, પર્વતોને જેવી રીતે મૂકવામાં આવ્યા છે, એનાથી પૃથ્વીની સ્થિરતા જળવાઈ રહે છે. અને કુર્આન શરીફમાં દર્શાવાયેલો આ વિચાર ભૂસ્તરશાસ્ત્રની વર્તમાન માહિતી સાથે સંપૂર્ણપણે સુસંગત છે.

## પૃથ્વીનું વાતાવરણ :

કુર્આન શરીફમાં આકાશને લગતા કેટલાક કથનો હોવા ઉપરાંત વાતાવરણમાં જોવાતા દશ્યો અંગે પણ કેટલીક આયતો છે. કુર્આનના એ કથનો અને વર્તમાન વિજ્ઞાનની માહિતી વચ્ચે બીજા વિષયોની જેમ આ વિષયમાં પણ જરાયે વિરોધાભાસ જોવામાં આવતો નથી.

## સમુદ્રની સપાટીથી ઉંચાઈ :

સમુદ્રની સપાટીથી જેટલી વધુ ઉંચાઈએ માણસ જાય છે, એટલા પ્રમાણમાં તેને વધુ અકળામણ થાય છે. આ વાતનું વર્ણન સૂરએ અન્આમમાં આ મુજબ અપાયેલું છે :

مَن يُرِدِ اللَّهُ أَن يَهْدِيَهُ يَشْرَحْ صَدْرَهُ لِلْإِسْلَامِ وَمَن يُرِدْ أَن يُضِلَّهُ يَجْعَلْ
صَدْرَهُ ضَيِّقًا حَرَجًا كَأَنَّمَا يَصَّعَّدُ فِي السَّمَاءِ

''અલ્લાહપાક જેને હિદાયત આપવા ચાહે છે, તેના દિલને ઈસ્લામ માટે ખોલી દે છે. અલ્લાહ તઆલા જેને ગુમરાહ કરવા ચાહે છે, તેના દિલને એવી રીતે સંકુચિત અને તંગ કરી દે છે, જાણે તેઓ આકાશમાં ચઢી રહ્યા હોય.'' *(૬-૧૨૫)*

## વાતાવરણમાં વિદ્યુત શક્તિ :

વાતાવરણમાં વિદ્યુત શક્તિ અને તેના વીજળી અને તોફાન

هُوَ الَّذِیۡ یُرِیۡکُمُ الۡبَرۡقَ خَوۡفًا وَّ طَمَعًا وَّ یُنۡشِیُٔ السَّحَابَ الثِّقَالَ ﴿ۚ۱۲﴾ وَ یُسَبِّحُ الرَّعۡدُ بِحَمۡدِهٖ وَ الۡمَلٰٓئِکَۃُ مِنۡ خِیۡفَتِهٖ ۚ وَ یُرۡسِلُ الصَّوَاعِقَ فَیُصِیۡبُ بِهَا مَنۡ یَّشَآءُ وَ هُمۡ یُجَادِلُوۡنَ فِی اللّٰهِ ۚ وَ هُوَ شَدِیۡدُ الۡمِحَالِ ﴿ؕ۱۳﴾

"એ અલ્લાહપાક જ છે, જે તમોને ભય અને આશા સાથેની વિજળી બતાવે છે. તે (પાણીના) ભારે વાદળોને ઉંચે ઉઠાવે છે. ગર્જના (રઅદ) તેની તારીફ કરે છે અને ફરિશ્તાઓ પણ ડરીને એમ જ કરે છે. તે વિજળીને (જમીન પર) મોકલે છે અને તે ઈચ્છે તેના પર ફેંકે છે. જ્યારે કે તેઓ અલ્લાહપાક (અને તેની તવહીદ) અંગે ઝઘડા કરતા હોય છે, તે પોતાની તાકાતમાં સર્વશક્તિમાન છે." *(૧૩-૧૨/૧૩)*

اَلَمۡ تَرَ اَنَّ اللّٰهَ یُزۡجِیۡ سَحَابًا ثُمَّ یُؤَلِّفُ بَیۡنَهٗ ثُمَّ یَجۡعَلُهٗ رُکَامًا فَتَرَی الۡوَدۡقَ یَخۡرُجُ مِنۡ خِلٰلِهٖ ۚ وَ یُنَزِّلُ مِنَ السَّمَآءِ مِنۡ جِبَالٍ فِیۡهَا مِنۡۢ بَرَدٍ فَیُصِیۡبُ بِهٖ مَنۡ یَّشَآءُ وَ یَصۡرِفُهٗ عَنۡ مَّنۡ یَّشَآءُ ؕ یَکَادُ سَنَا بَرۡقِهٖ یَذۡهَبُ بِالۡاَبۡصَارِ ﴿ؕ۴۳﴾

"શું તેં નથી જોયું કે, અલ્લાહપાક વાદળાઓને ધીમે ધીમે ચલાવે છે. એ પછી તેઓને સાથે મેળવી દે છે. એ પછી તેમનો હુમલો કરી નાંખે છે. અને તું તેઓમાંથી વરસાદનાં ટીપાં વરસતા જુએ છે. તે આકાશમાંથી કરાઓના પહાડ મોકલે છે. તે એમનાથી જેને ચાહે એને મારે છે અને જેને ચાહે એનાથી એમને દૂર રાખે છે. વીજળીનો ઝબકારો દૃષ્ટિને લગભગ ઝૂંટવી લે છે." *(૨૪-૪૩)*

આ બંને આયતોમાં પાણી અને કરાંથી ભરેલા વજનદાર વાદળા-ઓની રચના અને વિજળી વચ્ચેના દેખીતા સબંધનો ઉલ્લેખ છે. વાદળાઓ તેમની સુખદાયી અસરોને લીધે આશાનો વિષય છે. જ્યારે વિજળી ભયનો વિષય છે. કુર્આન શરીફમાં આ બંને વચ્ચે જે સબંધ બતાવવામાં આવ્યો છે, તેને વાતાવરણમાં રહેલી વદ્યુત શક્તિને લગતા વર્તમાન જ્ઞાને સમર્થન આપ્યું છે.

## પડછાયા :

પડછાયાઓ અને તેઓ ચાલતા રહે છે, એ હકીકતને આજે બહુ આસાનીથી સમજાવી શકાય છે. કુર્આન શરીફમાં આ અંગે નીચે મુજબની આયતો છે :

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّمَّا خَلَقَ ظِلٰلًا

"અલ્લાહે જે ચીજો પેદા કરી છે, એમને પડછાયા આપ્યા." (૧૬-૮૧)

اَوَلَمْ يَرَوْا اِلٰى مَا خَلَقَ اللّٰهُ مِنْ شَىْءٍ يَّتَفَيَّؤُا ظِلٰلُهٗ عَنِ الْيَمِيْنِ وَالشَّمَآئِلِ سُجَّدًا لِّلّٰهِ وَهُمْ دٰخِرُوْنَ ○

"શું તેઓ જોતા નથી કે, અલ્લાહપાકે જે બધી ચીજો પેદા કરી છે, તેમના પડછાયાઓ કેવી રીતે ડાબે અને જમણે ખસતા રહીને આજીજી સાથે સિજદા કરતા રહે છે ?" (૧૬-૪૮)

اَلَمْ تَرَ اِلٰى رَبِّكَ كَيْفَ مَدَّ الظِّلَّ ۚ وَلَوْ شَآءَ لَجَعَلَهٗ سَاكِنًا ۚ ثُمَّ جَعَلْنَا الشَّمْسَ عَلَيْهِ دَلِيْلًا ۙ ثُمَّ قَبَضْنٰهُ اِلَيْنَا قَبْضًا يَّسِيْرًا ○

"શું તેં નથી જોયું કે, અલ્લાહ તઆલાએ પડછાયાઓને કેવી રીતે પાથરી દીધા છે ? જો તે ચાહત તો તેને સ્થિર બનાવી દેત. વધુમાં અમે સૂર્યને તેનો ભોમિયો (માર્ગદર્શક) બનાવ્યો. અને અમે તેને અમારા તરફ આસાનીથી ખેંચી લીધો." *(૨૫-૪૫/૪૬)*

આ આયતોમાં અલ્લાહપાકે પેદા કરેલી બધી ચીજોની, જેમાં તેમના પડછાયાઓ પણ શામેલ છે. અલ્લાહપાક સમક્ષ નમ્રતા બતાવવામાં આવી છે. સાથે સાથે જ એ આયતો સૂર્ય અને પડછાયાઓ વચ્ચેનો સબંધ પણ બતાવી જાય છે. અહીં એ હકીકત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, હઝરત મુહમ્મદ (સલ.)ના સમયમાં એવી માન્યતા હતી કે, પડછાયાની હિલચાલ સૂર્યની પૂર્વથી પશ્ચિમની હિલચાલ પર આધાર રાખે છે. આ સિધ્ધાંતનો ઉપયોગ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીના સમયને માપવા માટેના

કરે છે. પરંતુ એ સમયે એ સબંધે જે પ્રચલિત માન્યતાઓ હતી, એનો કોઈ ઉલ્લેખ એમાં જોવામાં આવતો નથી. હઝ. મુહમ્મદ (સલ.)ના સમય પછી સદીઓ સુધી એ માન્યતાઓ પ્રચલિત રહી હતી, જે છેવટમાં ખોટી પુરવાર થઈ હતી. કુર્આન શરીફ સૂર્યનો ઉલ્લેખ માત્ર પડછાયાના નિર્દેશક તરીકે કરે છે. કુર્આન શરીફ પડછાયાઓનું જે રીતે વર્ણન કરે છે, એમાં અને એ અંગે વર્તમાન સમયની આપણી માહિતીમાં કોઈ પણ વિરોધાભાસ નથી.

## પ્રાણી અને વનસ્પતિ સૃષ્ટિ :

આ પ્રકરણમાં જીવનની ઉત્પત્તિને લગતી સંખ્યાબંધ કુર્આની આયતો રજૂ કરવામાં આવી છે. એમાં એ આયતો પણ શામેલ છે, જે પ્રાણી અને વનસ્પતિ સૃષ્ટિને લગતી કેટલીક સામાન્ય કે ચોક્કસ વિગતો પણ વર્ણવી જાય છે. કુર્આન શરીફમાં આ વિષયો પરની આયતો છૂટીછવાઈ પથરાયેલી છે. તેમને એક સ્થળે ભેગી કરવાથી કુર્આન આ વિષયો અંગે શું કહે છે, એનો સારો એવો ખ્યાલ આવી શકે છે.

આ પ્રકરણના અમે એ પછીના માનવ પ્રજનનને લગતા પ્રકરણના વિષયની છણાવટ શબ્દ ભંડોળની મુશ્કેલીઓને લીધે કેટલીક હદ સુધી નાજુક રહી છે. આ મુશ્કેલીઓને મજકુર વિષયોને લગતી વૈજ્ઞાનિક માહિતીને ધ્યાનમાં રાખીને જ પહોંચી વળાઈ છે. ખાસ કરીને જીવસૃષ્ટિ એટલે માનવ, પ્રાણી અને વનસ્પતિ સૃષ્ટિઓના મામલામાં આ વાત વધુ પ્રમાણમાં લાગુ પડે છે. આ વિષયોને લગતી કેટલીક કુર્આની આયતોના લખાણના અર્થો શોધવા માટે એ વિષયોને લગતી વૈજ્ઞાનિક માહિતી અનિવાર્ય થઈ પડી છે.

આ વાત સ્પષ્ટ થઈ જશે કે, આ કુર્આની આયતોના અત્યાર સુધી જુદા જુદા વિદ્વાનોએ કરેલા સંખ્યાબંધ તરજમાઓ વિજ્ઞાનીની દૃષ્ટિએ અસંગત જણાશે. આ આયતોનો અર્થ સમજવા માટે આવશ્યક વૈજ્ઞાનિક જ્ઞાન ન ધરાવતા વિદ્વાનોએ કરેલી તફસીરોને પણ આ વાત લાગુ પડે છે.

## જીવનનો આરંભ :

પૃથ્વી પર માનવીના જીવનનો અને તેની આજુબાજુની જીવંત ચીજોના

જીવનનો આરંભ કેવી રીતે થયો હશે, એ પ્રશ્ન માનવી હંમેશા વિચારતો આવ્યો છે. અહીં સામાન્ય દૃષ્ટિબિંદુથી એ પ્રશ્નની છણાવટ કરવામાં આવશે. આમાં માનવી, પૃથ્વી પર તેનું દેખાવું અને તેની પ્રજનન પ્રક્રિયાના વિષયો હવે પછીના પ્રકરણમાં હાથ ધરવામાં આવશે.

કુર્આન શરીફ જ્યારે અત્યંત વિશાળ પાયા પર જીવનની ઉત્પત્તિનું વર્ણન કરે છે, ત્યારે તે અત્યંત ચોકસાઈ પણ વાપરે છે. આ વાત કુર્આન શરીફની સૂરએ અંબિયાની એક આયતમાં જોવા મળે છે. જેમાં બ્રહ્માંડની રચનાનો પણ ઉલ્લેખ છે. આ આયત આ પુસ્તકમાં અગાઉ પૃથ્વી અને આકાશોના સર્જનના પ્રકરણમાં પણ રજૂ થઈ ચૂકી છે.

أَوَلَمْ يَرَ الَّذِينَ كَفَرُوٓا۟ أَنَّ السَّمٰوٰتِ وَالْأَرْضَ كَانَتَا رَتْقًا فَفَتَقْنٰهُمَا ۖ
وَجَعَلْنَا مِنَ الْمَآءِ كُلَّ شَىْءٍ حَىٍّ ۖ أَفَلَا يُؤْمِنُونَ ○

"શું આ કાફિરો જોતા નથી કે, આસમાનો અને પૃથ્વી (શરૂઆતમાં) એકબીજા સાથે જોડાયેલા હતા. એ પછી તેમને ખોલી દીધા. અને અમે દરેક જીવંત વસ્તુને પાણીમાંથી બહાર કાઢી (પેદા કરી). શું તેઓ એ પછી (પણ) માનશે નહીં ?" *(૨૧-૩૦)*

અહીં જે **"વજઅલ્ના મિનલ માઈ"** શબ્દપ્રયોગ વપરાયો છે. તેનો અર્થ "પાણીમાંથી બહાર કાઢી" એવો થઈ શકે છે. એક ચીજમાંથી બીજી ચીજ મેળવવાનો આ અર્થ કોઈ શંકા ઉભી કરી જતો નથી. આ શબ્દપ્રયોગનો એવી જ રીતે એ અર્થ પણ કરી શકાય છે કે, દરેક જીવંત ચીજ પાણીની બનેલી છે. (એટલે કે એમાં મુખ્ય ભાગ પાણીનો છે અથવા દરેક જીવંત ચીજ પાણીમાંથી પેદા થઈ છે.)

આ શબ્દપ્રયોગના ઉપરોક્ત બન્ને અર્થો વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે સંપૂર્ણપણે સુસંગત છે. જીવનનો ઉદ્ભવ જળમાંથી જ થયો છે અને દરેક જીવંત કોષમાં મોટો ભાગ જળનો રહેલો છે. જળ વિના જીવન શક્ય નથી. બીજા ગ્રહો પર જ્યારે જીવનની શક્યતા અંગે ચર્ચા

જીવનને ટકાવી શકાય એટલા પુરતા પ્રમાણમાં પાણી છે ખરૂં ?

વર્તમાન વૈજ્ઞાનિક માહિતી આપણને એવી માન્યતા તરફ દોરી જાય છે કે, સૌથી પ્રાચીન જીવંત વસ્તુ વનસ્પતિ સૃષ્ટિ સાથે સબંધ ધરાવતી હશે. ભૂસ્તરશાસ્ત્રમાં જે સૌથી પ્રાચીન યુગને પ્રીકેન્દ્રીયન (Precandrian) તરીકે ઓળખવામાં આવે છે. અને જેનો આરંભ સાડા ત્રણ અબજ વરસ પહેલાંથી થયો હતો, એથી પણ અગાઉના સમયની શેવાળ (Algae ) મળી આવી છે. પ્રાણી સૃષ્ટિ સાથે સબંધ ધરાવતા જીવંત તંત્રો ઘણું કરીને એ પછી થોડા મોડેથી આવ્યા હતા તેમનો ઉદ્‌ભવ પણ સમુદ્રમાંથી થયો હતો.

કુર્આની આયતોના જે શબ્દનો અહીં "પાણી" તરીકે તરજમો કરવામાં આવ્યો છે, એ અસલ અરબી શબ્દ "માઅ" છે, એનો અર્થ આકાશમાંનું પાણી થાય છે. સમુદ્રમાંનું પાણી થાય છે અને કોઈ પણ પ્રકારનું પ્રવાહી પણ થાય છે. આમાં "માઅ" શબ્દ જ્યાં આકાશમાંના પાણીના અર્થમાં વપરાયો છે, ત્યાં તે બધી વનસ્પતિ સૃષ્ટિ માટે એક જરૂરી તત્વ છે.

وَأَنزَلَ مِنَ السَّمَاءِ مَاءً فَأَخْرَجْنَا بِهِ أَزْوَاجًا مِّن نَّبَاتٍ شَتَّىٰ

"....(અલ્લાહપાકે) આકાશમાંથી પાણી વરસાવ્યું અને એ મારફત અમે છોડવાઓનાં જોડાં લાવ્યા, જે એકબીજાથી અલગ હતા." *(૨૦-૫૩)*

કુર્આન શરીફમાં વનસ્પતિ સૃષ્ટિમાં જોડાંનો આ પહેલો જ ઉલ્લેખ છે. આપણે બાદમાં આ વિષય તરફ પાછા વળશું.

કુર્આન શરીફમાં "માઅ" શબ્દ તેના પ્રકારના કોઈ પણ ઉલ્લેખ વગરના પ્રવાહીના અર્થમાં પણ વપરાયો છે. આવા સ્થળે એ શબ્દ બધા પ્રાણી જગતના રચનાના પાયા તરીકે વપરાયો છે.

وَاللَّهُ خَلَقَ كُلَّ دَابَّةٍ مِّن مَّاءٍ

"અને અલ્લાહપાકે દરેક પ્રાણીને પાણીમાંથી બનાવ્યું." *(૨૪-૪૫)*

કુર્આન શરીફમાં આવી રીતે પાણીનો જીવનની ઉત્પત્તિ અંગે ઉલ્લેખ કરાયો હોય અથવા જમીનમાં છોડવાઓને જન્મ આપનાર તત્વ તરીકે ઉલ્લેખ કરાયો હોય અથવા પ્રાણીઓના બીજ તરીકે ઉલ્લેખ કરાયો હોય, પરંતુ કુર્આનમાં જીવનની ઉત્પત્તિને લગતા બધા જ કથનો વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે સંપૂર્ણપણે સુસંગત છે. કુર્આન શરીફ નાઝિલ થયું એ સમયે પૃથ્વી પર જીવનના આરંભ અંગે જુદી જુદી દંતકથાઓ અને પૌરાણિક કિસ્સાઓ પ્રચલિત હતા. એ બધા કિસ્સા-કહાણીઓનો કુર્આન શરીફમાં ક્યાંય પણ ઉલ્લેખ જોવા મળતો નથી.

## વનસ્પતિ સૃષ્ટિ :

કુર્આન શરીફમાં એવી સંખ્યાબંધ આયતો છે, જેમાં વનસ્પતિને ઉગાડવામાં વરસાદની ફાયદાકારક અસરનો અને એ વરસાદ અલ્લાહની એક રહમત હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અહીં એ બધી આયતો આપવાનું શક્ય નથી. આથી અહીં આ વિષય પરની માત્ર ત્રણ આયતો ટાંકવામાં આવે છે.

هُوَ الَّذِيْٓ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً لَّكُمْ مِّنْهُ شَرَابٌ وَّمِنْهُ شَجَرٌ فِيْهِ تُسِيْمُوْنَ ○
يُنْۢبِتُ لَكُمْ بِهِ الزَّرْعَ وَالزَّيْتُوْنَ وَالنَّخِيْلَ وَالْاَعْنَابَ وَمِنْ كُلِّ الثَّمَرٰتِ ؕ

"એ (અલ્લાહપાક) એવો છે, જેણે આકાશમાંથી પાણી વરસાવ્યું, જે તમારા માટે પીણું છે. અને એમાંથી ઝાડપાન પેદા કરે છે. જેમાં તમે (તમારા ઢોરો) ચરાવો છો. તેના વડે જ તમારા માટે ખેતી અને અંજીર તથા ખજુરીઓ તથા દ્રાક્ષ અને દરેક પ્રકારના મેવા (જમીનોથી) ઉગાડે છે. ખરેખર, જે માણસો વિચાર કરે છે, તેમના માટે આમાં નિશાની

وَهُوَ الَّذِيْٓ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ فَاَخْرَجْنَا بِهٖ نَبَاتَ كُلِّ
شَيْءٍ فَاَخْرَجْنَا مِنْهُ خَضِرًا نُّخْرِجُ مِنْهُ حَبًّا مُّتَرَاكِبًا ۚ وَمِنَ النَّخْلِ مِنْ طَلْعِهَا
قِنْوَانٌ دَانِيَةٌ وَّجَنّٰتٍ مِّنْ اَعْنَابٍ وَّالزَّيْتُوْنَ وَالرُّمَّانَ مُشْتَبِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ؕ
اُنْظُرُوْٓا اِلٰى ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ وَيَنْعِهٖ ؕ اِنَّ فِيْ ذٰلِكُمْ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ○

"એ (અલ્લાહપાક) એવો છે, જેણે આકાશમાંથી પાણી વરસાવ્યું. અમે એના વડે બધા પ્રકારની વનસ્પતિ ઉગાડી અને એમાંથી લીલા ફણગાં કાઢ્યા અને અમે એમાંથી એકબીજા સાથે જોડાયેલા દાણાં (અનાજની કંટીઓ-ડુંડીઓ) કાઢ્યા, અને ખજુરીના ગાભામાં ખજુરીથી નમેલા લુમખાં અને દ્રાક્ષ, અંજીર અને દાડમના બગીચા (પેદા કર્યા). (આ ફળો) એક-બીજાથી સમાન તેમજ અસમાન હોય છે. તેમના ફળો (એ સમયે) જુઓ, જ્યારે તેમના અંદર ફુટે છે અને જ્યારે તેઓ પાકી જાય છે. ખરેખર, આ ચીજોમાં એ માણસો માટે નિશાનીઓ છે, જેઓ ઈમાન ધરાવે છે." *(૬-૯૯)*

وَنَزَّلْنَا مِنَ السَّمَآءِ مَآءً مُّبٰرَكًا فَاَنْۢبَتْنَا بِهٖ جَنّٰتٍ وَّحَبَّ الْحَصِيْدِ ۙ وَالنَّخْلَ
بٰسِقٰتٍ لَّهَا طَلْعٌ نَّضِيْدٌ ۙ رِّزْقًا لِّلْعِبَادِ ۙ وَاَحْيَيْنَا بِهٖ بَلْدَةً مَّيْتًا ؕ كَذٰلِكَ الْخُرُوْجُ ○

"અમે આકાશમાંથી બરકતવાળું પાણી વરસાવ્યું. જેના વડે અમે ઘણા બગીચા અને કાપવામાં આવતી ખેતીનું અનાજ ઉગાડ્યું. અને ખજુરીના લાંબા લાંબા ઝાડો, જેના લુમખાઓ ગીચ હોય છે. એ બધું અમારા બંદાઓની રોજી માટે છે. એના વડે અમે મૃત ધરતીને નવું જીવન આપીએ છીએ. એવી જ રીતે મુરદાઓને નીકળવાનું છે." *(૫૦-૯/૧૧)*

કુર્આન શરીફ આ સામાન્ય માહિતી સાથે બીજી આયતો મારફત કેટલીક ખાસ બાબતોનો પણ ઉલ્લેખ કરે છે.

وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ شَيْءٍ مَّوْزُوْنٍ ○

"અને અમે પૃથ્વીને ફેલાવી દીધી. અને અમે એમાં દરેક ચીજને સમતુલાથી ઉગાડી." *(૧૫-૧૯)*

## ફળોના જુદા જુદા સ્વાદ :

وَفِي الْاَرْضِ قِطَعٌ مُّتَجٰوِرٰتٌ وَّجَنّٰتٌ مِّنْ اَعْنَابٍ وَّزَرْعٌ وَّنَخِيْلٌ صِنْوَانٌ
وَّغَيْرُ صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ وَّاحِدٍ ۙ وَنُفَضِّلُ بَعْضَهَا عَلٰى بَعْضٍ فِي الْاُكُلِ ؕ

إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّقَوْمٍ يَعْقِلُونَ ○

"અને પૃથ્વી પર એકબીજાની પાસે આવેલા જમીનના ટુકડા છે. એમાં એકબીજાથી સમાન અને અસમાન ખેતી. દ્રાક્ષના બગીચાઓ અને ખજુરીઓ છે. એમને એક જ જાતનું પાણી મળે છે. અમે એમાંથી કેટલીક ચીજોને બીજી ચીજો કરતાં ખાવામાં વધુ ઉમદા બનાવીએ છીએ. અને ખરેખર આમાં બુધ્ધિશાળી માણસો માટે નિશાનીઓ છે." *(૧૩-૪)*

કુર્આન શરીફમાં આવી આયતોનું વજુદ હોવું એક રસપ્રદ વાત છે. આ આયતોમાં માત્ર ગંભીર પ્રકારના શબ્દપ્રયોગો ઉપયોગમાં લેવામાં આવ્યા છે. અને એવા કોઈ પણ વર્ણનથી દૂર રહેવામાં આવ્યું છે, જે મૂળભૂત સત્યોને બદલે એ સમયની પ્રચલિત માન્યતાઓ દર્શાવી જાય. એ છતાં આપણું ખાસ ધ્યાન કુર્આની એ આયતો ખેંચી લે છે, જેમાં વનસ્પતિ સૃષ્ટિના પ્રજનનનો ઉલ્લેખ છે.

## વનસ્પતિ સૃષ્ટિમાં પ્રજનન :

આપણે આ હકીકત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, વનસ્પતિ સૃષ્ટિમાં પ્રજનનની બે પધ્ધતિ છે : જાતિય (Sexual) અને બિનજાતિય (Asexual) ખરૂં કહો તો આમાંથી માત્ર પહેલી પધ્ધતિ જ પ્રજનન શબ્દપ્રયોગની હકદાર છે. કારણ કે એ પધ્ધતિ એક એવી શારીરિક પ્રક્રિયાને નિર્દેશ કરી જાય છે, જેનો હેતુ એક એવા નવા જીવને જન્મ આપવાનો છે, જે તેને પેદા કરનાર જીવ જેવો જ હોય.

બિનજાતિય પ્રજનન માત્ર વૃધ્ધિ કે સંખ્યામાં વધારો છે. એ પધ્ધતિમાં કોઈ સજીવ વસ્તુ એકથી વધુ ભાગમાં વહેંચાઈ જાય છે. એ ક્રિયામાં જે ભાગ એના મૂળ છોડથી અલગ પડ્યો હોય છે, તેનો એવી રીતે વિકાસ થાય છે કે, તે સમય જતાં તે જેમાંથી અલગ પડ્યો હતો, એ છોડ જેવો બની જાય છે. ગુલીરમોન્દ (Gullermond) અને મેન્ગેનોટ (Mangenot) આને "વિકાસની વિશિષ્ટ ક્રિયા" ગણે છે. આનો એક તદ્દન સાદો દાખલો કોઈ ઝાડ કે છોડની કાપેલી ડાળખીનો કે કલમનો આપી શકાય છે. ઝાડમાંથી

આવી રીતે કાપેલા ભાગને યોગ્ય પાણી અને ખાતરવાળી જમીનમાં વાવવાથી સમય જતાં તેને નવા મૂળિયાં ફુટશે અને તે આગળ જતાં અસલ ઝાડ જેવું જ બની જશે. કેટલાક વૃક્ષોમાં આવા વાવેતર માટે ખાસ ભાગો હોય છે. જ્યારે બીજા કેટલાક છોડવા એક વિશિષ્ટ પ્રકારના કોષ પેદા કરે છે. જે બીજની જેમ વર્તન કરે છે. (એ હકીકત યાદ રાખવી જરૂરી છે કે, બીજ જાતિય પ્રજનનની પ્રક્રિયાનું પરિણામ હોય છે.

વનસ્પતિ સૃષ્ટિમાં જાતિય પ્રજનન સબંધિત ઝાડ કે છોડના નર અને માદા ભાગોના મિલાપથી થાય છે. આ બંને જાતિના ભાગો કેટલાક પ્રકારમાં એક જ છોડ પર આવેલા હોય છે અને કેટલાક પ્રકારમાં જુદા જુદા છોડ પર આવેલા હોય છે. કુર્આને કરીમમાં એક પ્રકારનો ઉલ્લેખ આ રીતે કરવામાં આવ્યો છે :

وَّ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ؕ فَاَخْرَجْنَا بِهٖۤ اَزْوَاجًا مِّنْ نَّبَاتٍ شَتّٰى ○

"અલ્લાહપાકે આકાશથી પાણી વરસાવ્યું અને એ મારફત અમે છોડવાઓનાં જોડાં લાવ્યા, જે એકબીજાથી અલગ હતા." *(૨૦-૫૩)*

અહીં જોડ કે જોડાં માટે અરબી શબ્દ "અઝવાજ" વપરાયો છે. એનું એકવચન "ઝૌજુન" થાય છે. 'ઝૌજુન'નો શબ્દાર્થ "એ જે બીજાની સાથે મળીને જોડ બનાવે છે" થાય છે. 'અઝવાજ' શબ્દ પરિણીત જોડા માટે તેમજ પગના જોડા માટે પણ છૂટથી વપરાય છે.

وَتَرَى الْاَرْضَ هَامِدَةً فَاِذَاۤ اَنْزَلْنَا عَلَيْهَا الْمَآءَ اهْتَزَّتْ
وَرَبَتْ وَاَنْۢبَتَتْ مِنْ كُلِّ زَوْجٍۭ بَهِيْجٍ ○

"તું જમીનને જીવનવિહોણી (સૂકાયેલી) જુએ છે. પછી અમે તેના પર જ્યારે પાણી વરસાવીએ છીએ ત્યારે તે ચેતનમય થાય છે અને (પાકથી) ઉપર આવે છે. અને (છોડોના) દરેક પ્રકારના સુશોભિત જોડાં ઉગાવે છે." *(૨૨-૫)*

فَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ زَوْجٍ كَرِيْمٍ ○

"અમે (જમીનમાં) દરેક પ્રકારના (છોડોના) ઉમદા જોડા ઉગાડ્યા."
(૩૧-૧૦)

وَمِنْ كُلِّ الثَّمَرٰتِ جَعَلَ فِيْهَا زَوْجَيْنِ اثْنَيْنِ

"(અલ્લાહપાકે પૃથ્વી પર) જેટલા ફળો મૂક્યા એ બધાની બબ્બેની જોડ મૂકી."(૩૧-૩)

આપણે આ વાત જાણીએ છીએ કે, ઉચ્ચ પ્રકારના ઝાડો અને છોડો અત્યંત સુવિક્સીત અને આંટીઘુંટીપૂર્ણ તંત્ર ધરાવતા હોય છે. અને તેમની પ્રજનન પ્રક્રિયાનું અંતિમ પરિણામ ફળ હોય છે. ફળ પહેલાનો તબક્કો ફુલનો હોય છે. જેમાં નર અને માદાના અવયવો હોય છે. આમાં માદાના અવયવ સુધી રજ કે પુંકેસર પહોંચતા તે ફળદ્રુપ થઈને પાકે છે અને પોતાના બીજોને મુક્ત કરે છે. આવી રીતે બધા ફળો નર અને માદાના અવયવોના અસ્તિત્વ તરફ નિર્દેશ કરી જાય છે. કુર્આન શરીફની આયતનો પણ એ જ અર્થ છે.

આ વાત પણ ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, કેટલાક પ્રકારની વનસ્પતિમાં ફળો અને ફુલોમાંથી પણ ઉત્પન્ન થાય છે. જે રજ કે પુંકેસર મારફત ફળદ્રુપ થયેલા હોતા નથી. આવા ફળોમાં કેળાં અને અંજીર, નારંગી, દ્રાક્ષ અને અનાનસના કેટલાક પ્રકારો શામેલ છે. એ છતાં તેઓ બધા એવા ઝાડો-છોડવાઓમાંથી પેદા થાય છે, જે ચોક્કસપણે જાતિય ખાસીયતો ધરાવતા હોય છે.

પ્રજનન પ્રક્રિયાની પરાકાષ્ટા બીજનું બહારનું પડ ખૂલી જાય છે. કેટલીક વાર આ બીજી ફળના ઠળિયામાં રહેલું હોય છે. આ પ્રક્રિયા શરૂ થયા પછી મૂળિયાં ફેલાય છે અને જમીનમાંથી જરૂરી પોષણ મેળવે છે. સમય જતાં તેનો વિકાસ થાય છે અને એમાંથી નવો છોડ ઉગે છે.

કુર્આને કરીમની એ આયતમાં બીજનું પડ ખૂલવાની ક્રિયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

اِنَّ اللّٰهَ فَالِقُ الْحَبِّ وَالنَّوٰى

"બેશક, અલ્લાહપાક જ દાણા અને ઠળિયાને ફાડનાર છે." *(૬-૯૫)*

કુર્આન શરીફ વારંવાર વનસ્પતિ સૃષ્ટિમાં જોડાઓના આ ભાગોનો ઉલ્લેખ કરે છે અને કોઈ પણ નિશ્ચિત મર્યાદા વગર વધુ સમગ્રપણે જોડાની ભાવના રજૂ કરી જાય છે. સૂરએ યાસીનમાં ઉલ્લેખ છે :

سُبْحٰنَ الَّذِىْ خَلَقَ الْاَزْوَاجَ كُلَّهَا مِمَّا تُنْۢبِتُ الْاَرْضُ
وَمِنْ اَنْفُسِهِمْ وَمِمَّا لَا يَعْلَمُوْنَ ○

"તે કિર્તીમય જાત (અલ્લાહપાક) છે, જેણે દરેક પ્રકારના જોડાના ભાગો ઉત્પન્ન કર્યા. જમીનમાંથી જે પેદા થાય છે એમનાં, તેમનાં પોતાના (આણ-સોનાં) અને તમે જેમને નથી જાણતા એમનાં." *(૩૬-૩૬)*

"માણસો જેમને જાણતા નથી એવી ચીજો"ના અર્થ અંગે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સમયમાં ઘણી બધી ધારણાઓ
બાંધી શકાતી હતી. અત્યારે આપણે જીવંત વિશ્વમાં તેમજ અચેતન વિશ્વમાં અત્યંત સુક્ષ્મથી માંડીને અત્યંત વિરાટ વસ્તુઓમાં સામુદાયિક માળખા કે સંયોજિત જોડકાં પ્રકારની કામગીરી જોતાં અને પારખતાં થઈ ગયા છીએ. અહીં ફરીથી એ મુદ્દો યાદ રાખવો જરૂરી છે કે, ચૌદ સદી પહેલાં કુર્આન શરીફમાં દર્શાવાયેલા આ વિચારો અને વિગતો વર્તમાન વિજ્ઞાન સાથે સંપૂર્ણપણે સુસંગત છે.

## પ્રાણી સૃષ્ટિ :

કુર્આન શરીફમાં પ્રાણી સૃષ્ટિ કે પ્રાણી જગતને લગતા કેટલાક પ્રશ્નો જોવા મળે છે. આ પ્રશ્નો તેમના પરની સમજુતી કે તફસીરનો એક એવો વિષય પૂરો પાડે છે, જે તેમની વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે

હેતુથી પ્રાણી જગતના કેટલાક તત્વોનું વર્ણન કરવામાં આવ્યું છે. એ આયતો મૂળભૂત રીતે સૃષ્ટિનું સર્જન માનવીની જરૂરતો સાથે કેવી રીતે સુસંગત રહેતું આવ્યું છે, એનું વર્ણન કરી જાય છે. એ આયતો ખાસ કરીને ગ્રામ્ય વાતાવરણમાં રહેતા માણસોનો નિર્દેશ કરી જાય છે. આ આયતોમાં એવી એક પણ વાત નથી, જેમને ગ્રામ્ય લોકો સિવાયના બીજા કોઈ પણ દૃષ્ટિબિંદુથી જોઈ અને ચકાસી શકાય. એ ચાર આયતો નીચે મુજબ છે :

وَالْاَنْعَامَ خَلَقَهَا ۚ لَكُمْ فِيْهَا دِفْءٌ وَّمَنَافِعُ وَمِنْهَا تَاْكُلُوْنَ ۝ وَلَكُمْ فِيْهَا جَمَالٌ حِيْنَ تُرِيْحُوْنَ وَحِيْنَ تَسْرَحُوْنَ ۝ وَتَحْمِلُ اَثْقَالَكُمْ اِلٰى بَلَدٍ لَّمْ تَكُوْنُوْا بٰلِغِيْهِ اِلَّا بِشِقِّ الْاَنْفُسِ ۗ اِنَّ رَبَّكُمْ لَرَءُوْفٌ رَّحِيْمٌ ۝ وَّالْخَيْلَ وَالْبِغَالَ وَالْحَمِيْرَ لِتَرْكَبُوْهَا وَزِيْنَةً ۗ وَيَخْلُقُ مَا لَا تَعْلَمُوْنَ ۝

"(અલ્લાહપાકે) તમારા માટે જાનવરો ઉત્પન્ન કર્યા અને તમારા માટે એમાં ગરમાવો (હુંફ), ઉપયોગી નફાકારક કામગીરી અને ખોરાક બનાવ્યો. તેમને (ચરાવીને) ઘેર પાછો લાવશો ત્યારે અને તેમને ચરાવવા લઈ જશો ત્યારે (તમોને) શોભા લાગશે. તેઓ તમારા માટે ભારે બોજ એવા પ્રદેશોમાં લઈ જાય છે. જ્યાં તમે ભારે સખ્ત મહેનત વગર પહોંચી શકતા નથી. ખરેખર, તમારો પરવરદિગાર અત્યંત દયાળુ અને માયાળુ છે. (તેણે) તમારી સવારી કરવા માટે અને શોભા માટે ઘોડાઓ, ખચ્ચરો અને ગધેડાઓ પેદા કર્યા. અને તમે જે જાણતા નથી એવા (પણ) ઉત્પન્ન કરશે." *(૧૬-૫/૮)*

કુર્આન શરીફ આ સામાન્ય વર્ણન સાથે પ્રાણીશાસ્ત્રના નીચે મુજબના કેટલાક અત્યંત વૈવિધ્યપૂર્ણ વિષયો ઉપર પણ કેટલીક માહિતી પૂરી પાડી જાય છે :

- પ્રાણી જગતમાં પ્રજનન પ્રક્રિયા.
- પ્રાણીઓની કૌમો (Communities).
- મધમાખી, કરોળિયાઓ અને પક્ષીઓ.
- જાનવરોના દૂધના તત્વોનું મૂળ.

## પ્રાણી જગતમાં પ્રજનન :

પ્રાણી જગતમાં પ્રજનનનો ઉલ્લેખ કુર્આન શરીફમાં નીચે મુજબની બે આયતોમાં અત્યંત સંક્ષિપ્તમાં કરી દેવામાં આવ્યો છે.

وَاَنَّهٗ خَلَقَ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْاُنْثٰى ۝ مِنْ نُّطْفَةٍ اِذَا تُمْنٰى ۝

"(અલ્લાહપાકે) પ્રવાહીનો નાનકડો જથ્થો, જ્યારે તેને ટપકાવવામાં આવે છે, એમાંથી દરેક જોડાના નર અને માદા એમ બંને બનાવ્યા."

અહીં જે "ઝૌજેન" શબ્દ છે, તે એ જ શબ્દ છે, જેને વનસ્પતિ સૃષ્ટિના પ્રજનન સબંધે ઉપયોગમાં લેવામાં આવ્યો છે. અહીં બંને નીતિઓના એટલે કે નર અને માદાના "ઝકર" અને "ઉન્સા" નામો પણ આપવામાં આવ્યા છે. આ આયતમાં સૌથી વધુ નોંધપાત્ર વિગત એ ચોકસાઈ ભરેલું વર્ણન છે, જેમાં કહેવામાં આવ્યું છે કે, પ્રજનન માટે પ્રવાહીનો નાનકડો જથ્થો પૂરતો છે. અહીં પ્રવાહીના નાનકડા જથ્થા માટે "નુત્ફા" શબ્દ વપરાયો છે, જે શબ્દ વીર્યનો અર્થ આપી જાય છે. આ વિષય પર હવે પછીના પ્રકરણમાં વધુ છણાવટ કરવામાં આવશે.

## પ્રાણીઓની કૌમોનું અસ્તિત્વ :

પ્રાણીઓ અને સાથે સાથે પક્ષીઓની કૌમો હોવાને લગતી કુર્આનની આયત આ મુજબ છે :

وَمَا مِنْ دَآبَّةٍ فِى الْاَرْضِ وَلَا طٰٓئِرٍ يَّطِيْرُ بِجَنَاحَيْهِ اِلَّآ اُمَمٌ اَمْثَالُكُمْ ۭ
مَا فَرَّطْنَا فِى الْكِتٰبِ مِنْ شَيْءٍ ثُمَّ اِلٰى رَبِّهِمْ يُحْشَرُوْنَ ۝

"પૃથ્વી પર એવું કોઈ પ્રાણી નથી અને આકાશમાં પાંખો વડે ઉડતું એવું કોઈ પક્ષી નથી, જેમની તમારા જેવી કૌમો (સમૂહો) ન હોય. અમે કિતાબમાં કોઈ પણ વસ્તુને નજર-અંદાજ કરી નથી. પછી તેમણે બધાએ તેમના પરવરદિગાર પાસે ભેગા થવાનું છે." *(૬-૩૮)*

અભ્યાસ થયો છે. એના પરિણામે એમ જાણવા મળ્યું છે કે, પ્રાણીઓની કૌમો ખરેખર અસ્તિત્વ ધરાવે છે. આવી કેટલીક કૌમોની કામગીરીનો લાંબા સમય સુધી અભ્યાસ કરવામાં આવ્યો છે. અને કૌમો તેમની પોતાની રચના ધરાવતી હોવાની હકીકતનો સ્વીકાર કરાયો છે. એ છતાં હજી તાજેતરમાં જ આ પ્રકારના તંત્રો પર વર્ચસ્વ ધરાવતી એવી કેટલીક જાતોમાં શોધી કાઢવામાં આવ્યા છે. આને લગતો સૌથી વધુ અભ્યાસ પામેલો અને સૌથી વધુ જાણીતો દાખલો અલબત્ત મધમાખીનો છે. મધમાખીની વર્તણૂંક અંગે મહત્વપૂર્ણ સંશોધન કરવા માટે વોન ફ્રીશ (Von Frisch), લોરેન્ઝ (Lorenz) અને ટીન્બરજન (Tin Bergen)ને ૧૯૭૩માં નોબલ પ્રાઈઝ આપવામાં આવ્યું હતું.

## મધમાખી, કરોળીયા અને પક્ષીઓ :

જ્ઞાનતંતુઓના તંત્ર પરના નિષ્ણાંતો જ્યારે પ્રાણીઓની વર્તણૂંકનું સંચાલન કરતા કોઈ અદ્‌ભૂત અને અસાધારણ તંત્રનો દાખલો આપવા ચાહે છે, ત્યારે તેઓ જે જીવોનો વારંવાર ઉલ્લેખ કરે છે, એ મધમાખીઓ, કરોળીયા અને પક્ષીઓ (ખાસ કરીને મોસમ પલ્ટા સાથે હિજરત કરી જતા પક્ષીઓ) મુખ્ય હોય છે. આ વાતમાં કોઈ શંકા નથી કે, આ ત્રણેય જુથો સૌથી વધુ ઉત્ક્રાંતિ પામેલા તંત્રો છે.

જીવસૃષ્ટિની આ દાખલારૂપ ત્રિપુટીનો કુર્‌આન ઉલ્લેખ કરે છે. એ હકીકત આ ત્રણેય જીવસૃષ્ટિ વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી જે અત્યંત અપવાદરૂપ અને રસપ્રદ સ્થાન ધરાવે છે, એની સાથે સંપૂર્ણપણે સુસંગત છે.

## મધમાખીઓ :

કુર્‌આન શરીફમાં મધમાખીઓ સૌથી લાંબી તફસીરનો એક વિષય બનેલી છે.

وَاَوۡحٰى رَبُّكَ اِلَى النَّحۡلِ اَنِ اتَّخِذِىۡ مِنَ الۡجِبَالِ بُيُوۡتًا وَّمِنَ الشَّجَرِ وَمِمَّا
يَعۡرِشُوۡنَ ۙ ثُمَّ كُلِىۡ مِنۡ كُلِّ الثَّمَرٰتِ فَاسۡلُكِىۡ سُبُلَ رَبِّكِ ذُلُلًا ‌ؕ يَخۡرُجُ مِنۡۢ بُطُوۡنِهَا
شَرَابٌ مُّخۡتَلِفٌ اَلۡوَانُهٗ فِيۡهِ شِفَآءٌ لِّلنَّاسِ‌ ؕ

"અને તારા પરવરદિગારે મધમાખીઓને પ્રેરણા આપી કે પહાડોમાં, ઝાડોમાં અને (માણસોએ) જે બાંધ્યું છે એમાં તમારા રહેઠાણો પસંદ કરો. બધા ફળોમાંથી (રસ) પીઓ અને તમારા પરવરદિગારે નક્કી કરી આપેલા માર્ગો પર નમ્રતાથી ચાલો. તેઓના (મધમાખીના) શરીરમાંથી એક પ્રવાહી (મધ) નીકળે છે, જે જુદા જુદા રંગનું હોય છે. અને જે માણસો માટે શિફા છે. બેશક, એમાં વિચાર કરતા લોકો માટે નિશાનીઓ છે." *(૧૬-૬૮/૬૯)*

આ આયતમાં "તમારા પરવરદિગારે નક્કી કરી આપેલા માર્ગો પર નમ્રતાથી ચાલો"નો જે હુકમ છે, એનો ચોક્કસ અર્થ શું થાય છે એ જાણવું મુશ્કેલ છે. સિવાય કે તેને સામાન્ય અર્થમાં જ લેવામાં આવે. અહીં આ વાત નોંધપાત્ર છે કે, પ્રાણીજગત અંગે કુર્આનમાં જે ત્રણ વિશિષ્ટ ઉદાહરણો આપવામાં આવ્યા છે, એ મધમાખીઓ, કરોળીયા અને પક્ષીઓ જ્ઞાન-તંતુઓનું નોંધપાત્ર પ્રકારનું તંત્ર ધરાવે છે. જે તેમની વર્તણૂંકનું સંચાલન કરે છે. આ એક જાણીતી વાત છે કે, મધમાખીનું નૃત્ય બીજી મધમાખી સાથે સંદેશા વ્યવહારનું સાધન છે. આ નૃત્ય દ્વારા મધમાખી બીજી મધમાખીઓને એ ફુલોની દીશા અને અંતરની જાણ કરે છે. જેમાંથી રસ મેળવી શકાય છે. વોન ફ્રીશે કરેલો વિખ્યાત અખતરો એક મધમાખી બીજી મધમાખીઓને માહિતી પહોંચાડવા જે વિવિધ પ્રકારની હિલચાલો કરે છે, તેમના અર્થો બતાવી ગયો છે.

અહીં સાથે સાથે આ વાતની પણ નોંધ લેવી યોગ્ય રહેશે કે, મધ માણસો માટે શિફા હોવાનો ઉલ્લેખ કરતી ઉપરોક્ત આયતા કુર્આનની એવી એકમાત્ર આયત છે, જેમાં કોઈ ઈલાજ પધ્ધતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

## કરોળીયા :

કુર્આનમાં કરોળીયાઓનો ઉલ્લેખ તેમના રહેઠાણો (જાળાઓ)ની નાજુકતા પર ભાર મૂકવા માટે કરવામાં આવ્યો છે. કુર્આન શરીફના જણાવ્યા મુજબ આ જાળાઓ એટલા બધા તકલાદી હોય છે, જેટલા અલ્લાહ

સિવાય બીજાઓને મઅબૂદ માનનારાઓના રહેઠાણો તકલાદી હોય છે.

مَثَلُ الَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اَوْلِيَآءَ كَمَثَلِ الْعَنْكَبُوْتِ ۖ اِتَّخَذَتْ بَيْتًا ۭ
وَاِنَّ اَوْهَنَ الْبُيُوْتِ لَبَيْتُ الْعَنْكَبُوْتِ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ○

"જે માણસો અલ્લાહપાક સિવાય બીજો માલિક શોધે છે, તેઓ એ કરોળીયા જેવા છે, જે પોતાનું રહેઠાણ બનાવે છે. ખરેખર, સૌથી વધુ તકલાદી રહેઠાણ કરોળીયાનું છે. કદાચ તેઓ આ વાત જાણતા હોત !"

કરોળીયાનું જાળું તેની ગ્રાથિમાંથી બહાર નીકળતા અત્યંત સુંવાળા અને પાતળા તાંતણાંઓનું બનેલું હોય છે. આ તાંતણાંઓની નાજુકતાની માનવી નકલ કરી શકતો નથી. કરોળીયાનું જાળુ ભૂમિતિની નજરે એવું સંપૂર્ણ હોય છે કે, તેના જ્ઞાનતંતુઓના તંત્ર સબંધે નિષ્ણાંતો રહસ્ય અને આશ્ચર્ય જ અનુભવતા રહ્યા છે.

## પક્ષીઓ :

કુર્આન શરીફમાં પક્ષીઓનો ઘણી જગ્યાએ ઉલ્લેખ આવે છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.), હઝરત યૂસુફ (અલૈ.), હઝરત દાઉદ (અલૈ.), હઝરત સુલયમાન (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.)ના જીવનના પ્રસંગોમાં પક્ષીઓ દેખાય છે. આ પ્રકારના ઉલ્લેખોનો આ પુસ્તકના વિષય સાથે કોઈ સબંધ નથી.

પૃથ્વી પર પ્રાણીઓની કૌમો અને આકાશ પર પક્ષીઓની કૌમોનો ઉલ્લેખ કરતી નીચે મુજબની આયત આ પ્રકરણમાં અગાઉ પણ આવી ગઈ છે.

وَمَا مِنْ دَآبَّةٍ فِي الْاَرْضِ وَلَا طٰٓئِرٍ يَّطِيْرُ بِجَنَاحَيْهِ اِلَّآ اُمَمٌ اَمْثَالُكُمْ ۭ
مَا فَرَّطْنَا فِي الْكِتٰبِ مِنْ شَيْءٍ ثُمَّ اِلٰى رَبِّهِمْ يُحْشَرُوْنَ ○

કિતાબમાં કોઈ પણ વસ્તુ નજરઅંદાઝ કરી નથી. પછી તેમણે બધાએ તેમના પરવરદિગાર પાસે ભેગા થવાનું છે.'' *(૬-૩૮)*

કુર્આનની બીજી બે આયતો અલ્લાહપાકના હુકમો સામે પક્ષીઓની સંપૂર્ણ તાબેદારી બતાવી જાય છે.

أَلَمْ يَرَوْا إِلَى الطَّيْرِ مُسَخَّرَاتٍ فِي جَوِّ السَّمَاءِ مَا يُمْسِكُهُنَّ إِلَّا اللَّهُ

''શું તેઓ પક્ષીઓને આકાશના વાતાવરણમાં (તેના હુકમના) તાબેદાર જોતા નથી ? તેઓને અલ્લાહ તઆલા સિવાય બીજું કોઈ પણ ઉંચે ટકાવી શકતું નથી.'' *(૧૬-૭૯)*

أَوَلَمْ يَرَوْا إِلَى الطَّيْرِ فَوْقَهُمْ صَافَّاتٍ وَيَقْبِضْنَ مَا يُمْسِكُهُنَّ إِلَّا الرَّحْمَٰنُ

''શું તેઓએ તેમની ઉપર પોતાની પાંખો ફેલાવવા અને સંકેલતા પક્ષીઓ જોયા નથી ? તેઓને કૃપાળુ (રહેમાન) સિવાય બીજું કોઈ ઉપર ટકાવી શકતું નથી. બેશક, તે દરેક વસ્તુને નિહાળી રહ્યો છે.'' *(૬૭-૧૯)*

આ બંને આયતોમાં એક ચોક્કસ શબ્દનો તરજમો બહુ નાજુક બાબત રહ્યો છે. અહીં અપાયેલો તરજમો એવો અર્થ આપી જાય છે કે, અલ્લાહ તઆલા પોતાની શક્તિથી પક્ષીઓને આકાશમાં ઉંચે ટકાવી રાખે છે. આમાં અસલ અરબી ક્રિયાપદ ''અમ્સક'' છે. અને તેનો અસલ અર્થ ''કોઈની પર હાથ મૂકવો, પકડવું, થોભાવવું'' વગેરે થાય છે. આ આયતોમાં ''અમ્સક'' ક્રિયાપદ પરથી બનેલો ''યમ્સિકુહુન્ન'' શબ્દ છે. અને તેની આગળ નકારાત્મક ''મા'' લગાવીને તેનો અર્થ કાઢવામાં આવ્યો છે.

અલ્લાહપાકના આદેશ પર પક્ષીઓની વર્તણૂંકની અત્યંત નિકટની આધિનતા પર ભાર મૂકી જતી આ આયતો અને કેટલીક જાતના પક્ષીઓએ તેમની હિલચાલના કાર્યક્રમો અંગે મેળવેલી પરીપૂર્ણતાના પ્રમાણને લગતા વર્તમાન વિગતો વચ્ચે અત્રે રસપ્રદ સરખામણી કરી શકાય છે. હિજરતી પક્ષીઓના હિલચાલના મોસમી કાર્યક્રમો આશ્ચર્યકારક હોય છે. અને એ

જ નાની વયના બિનઅનુભવી પક્ષીઓ અત્યંત લાંબી અને અટપટી મુસાફરી કોઈ પણ ભોમિયા વગર ખેડી શકે છે. અને એ પછી વળતી મુસાફરી પૂરી કરીને ચોક્કસ તારીખે તેમના અસલ સ્થળ ઉપર પાછા પણ પહોંચી જાય છે. પ્રોફેસર હેમ્બરજર (Hamburger) ૧૨૭૨માં પેરીસથી પ્રગટ થયેલા તેમના ફ્રેંચ પુસ્તક ''પાવર એન્ડ ફ્રેગીલીટી'' (તાકાત અને નજાકત)માં મટનબર્ડ (Mutton Bird) નામથી ઓળખાતા પક્ષીઓનો જાણીતો દાખલો આપે છે. પેસીફીક મહાસાગરમાં રહેતા આ પક્ષીઓ ૧૫૫૦૦ માઈલની મુસાફરી અંગ્રેજી આંકડાના આકારના 8 રૂટમાં કરે છે. તેઓ આ માટે છ માસનો સમય લે છે. અને પોતાના અસલ સ્થાને વધુમાં વધુ એક અઠવાડિયાના વિલંબ સાથે પાછા પહોંચી જાય છે. આવા પ્રકારની મુસાફરી માટેની અટપટી સુચનાઓ તેમના જ્ઞાનતંતુઓના તંત્રની અંદર જ શામેલ હશે, એવો ઈકરાર કરવો જ પડશે. તેઓના જ્ઞાનતંતુઓના તંત્રોમાં આવી મુસાફરી માટેના કાર્યક્રમો ગોઠવાયેલા છે, પરંતુ એ કાર્યક્રમો ગોઠવનાર કોણ છે ?

## જાનવરોના દૂધના તત્વોનું મૂળ :

જાનવરોનું દૂધ જે તત્વોનું બનેલું છે, તેમનું મૂળ ક્યા સાધનોમાં રહેલું છે, એટલે કે તે ક્યાંથી ઉત્પન્ન થાય છે એની કુર્આનમાં સૂરએ નહલની ૬૬મી આયતમાં જે વિગત આપવામાં આવી છે, તે આપણા અત્યારના જ્ઞાન સાથે સંપૂર્ણપણે સુસંગત છે. મજકુર આયત આ મુજબ છે :

وَاِنَّ لَكُمۡ فِى الۡاَنۡعَامِ لَعِبۡرَةً ؕ نُسۡقِيۡكُمۡ مِّمَّا فِىۡ بُطُوۡنِهٖ مِنۡۢ بَيۡنِ
فَرۡثٍ وَّدَمٍ لَّبَنًا خَالِصًا سَآئِغًا لِّلشّٰرِبِيۡنَ ○

આ આયતની અત્રે જે અર્થતારવણી આપવામાં આવી છે. એ સંપૂર્ણપણે મારી પોતાની છે. એનું કારણ એ છે કે, વર્તમાન સમયના તરજમાકારો પણ આ આયતનો એવો અર્થ કરે છે, જે મારી દ્રષ્ટિએ ભાગ્યે જ સ્વીકૃત છે.

“બેશક, જાનવરોમાં તમારા માટે સબક રહેલો છે. અમે તમોને એ (ચીજ) પીવા માટે આપીએ છીએ, જે તેમના શરીરોની અંદર આંતરડાંમાંની ચીજો અને લોહીના સંયોગ (મિશ્રણ)થી થાય છે. જે પીનારાઓ માટે શુધ્ધ અને ખુશદાયી દૂધ છે.” *(૧૬-૬૬)*

કેરોની ઈસ્લામી બાબતોની સુપ્રિમ કાઉન્સીલે ૧૯૭૩માં પ્રગટ કરેલા “મુન્તકબ”માં આ આયતના તરજમા માટે વર્તમાન શરીરશાસ્ત્રનો આધાર લીધો હતો. મારો ઉપર અપાયેલો તરજમો “મુન્તકબ”ના તરજમાથી ઘણો નિકટ છે.

આ આયતનો અર્થ વધુ સારી રીતે સમજવા માટે આ વિષયને લગતી વૈજ્ઞાનિક માહિતી જોઈ જવી પણ જરૂરી છે.

શરીરને સામાન્ય પોષણ આપતા પદાર્થો કે તત્વો પાચનમાર્ગમાં (Digestite Tract) રસાયણિક ફેરફારો થતા રહે છે, તેમાંથી મળી આવે છે. આ પદાર્થો આંતરડામાંની સામગ્રીમાંથી આવે છે. રસાયણિક ફેરફારોના યોગ્ય તબક્કે આ પદાર્થો આંતરડાની દીવાલમાંથી પસાર થાય છે. એ પછી તેઓ કલેજામાં પહોંચે છે. જ્યાં કેટલાક વધુ ફેરફારો થાય છે. ત્યાંથી બહાર નીકળ્યા પછી આ પદાર્થો કે તત્વો લોહીના પ્રવાહમાં શામેલ થઈ જાય છે. આવી રીતે બધી ચીજો લોહીના પ્રવાહમાંથી પસાર થાય છે.

દૂર જે પદાર્થો કે તત્વોનું બનેલું છે, તેને સ્તનની ગ્રંથિઓ તૈયાર કરે છે. આ ગ્રંથિઓને પાચન કરાયેલા ખોરાક મારફત પોષણ મળે છે. જે તેમના સુધી લોહીના પ્રવાહ મારફત પહોંચે છે. લોહી આવી રીતે ખોરાકમાંથી મેળવાયેલા પોષણનો પોતાનામાં સંગ્રહ કરે છે અને સાથે સાથે જ શરીરના બધા ભાગોને એ પોષણ પણ પહોંચાડે છે. શરીરના એ ભાગોમાં સ્તન ગ્રંથિઓ પણ શામેલ છે. જેઓ લોહી મારફત એ પોષણ મેળવીને દૂધનું ઉત્પાદન કરે છે.

દૂધના ઉત્પાદન તરફ લઈ જતી સૌથી પહેલી પ્રક્રિયા આંતરડામાંની સામગ્રી અને લોહીને આંતરડાના દીવાલની સપાટી સુધી લાવવાની છે. જે

આ પૂરી કામગીરીનો આરંભ કરાવે છે. ચોક્કસ પ્રકારની આ પ્રક્રિયાની જાણ શરીરશાસ્ત્ર અને રસાયણશાસ્ત્રની વર્તમાન શોધખોળો મારફત થવા પામી છે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ)ના સમયમાં લોકો આ વાતોથી સંપૂર્ણપણે અજાણ હતા અને આ વાતોને માત્ર તાજેતરના સમયમાં સમજવામાં આવી છે. શરીરમાં લોહીના પરિભ્રમણની શોધ, કુર્આન શરીફ નાઝિલ થયું એની દસ સદી પછી હાર્વેએ (Harvey) કરી હતી.

હું માનું છું કે, કુર્આન શરીફમાં જાનવરોના દૂધના મૂળને લગતી આ આયતનું અસ્તિત્વ, એને લગતી શોધખોળો જે સમયમાં થઈ એને જોતાં કોઈ પણ પ્રકારના ઈન્સાની ખુલાસાથી પર છે.

**માનવ પ્રજનન :**

માનવી હજારો વરસથી લખતાં શીખ્યો છે. પ્રાચીન સમયમાં તેણે બીજા વિષયો સાથે પ્રજનનના વિષય ઉપર પણ કલમ ચલાવી હતી. એ બધા લખાણોમાં તેણે પ્રજનન અંગે જે થોડી-ઘણી વિગતો આપી હતી, એ બધી જ અનિવાર્યપણે ખોટી હતી. મધ્યયુગમાં અને છેક વર્તમાન સમયમાં પણ પ્રજનનનો વિષય અનેક પ્રકારની દંતકથાઓ અને વહેમોથી ઘેરાયેલો હતો. આ વાત તદ્દન સ્વાભાવિક હતી. પ્રજનનની પ્રક્રિયા અત્યંય અટપટી છે. તેને યોગ્ય રીતે જાણવા અને સમજવા માટે સૌથી પહેલાં તો શરીર રચનાનું યોગ્ય જ્ઞાન હોવું જરૂરી છે. એ ઉપરાંત આ વિષયની યોગ્ય સમજણ મેળવવા માટે સુક્ષ્મદર્શક યંત્ર એટલે કે માઈક્રોસ્કોપની શોધ પણ બેહદ જરૂરી હતી. એ ઉપરાંત શરીર વિજ્ઞાન (Phisology), પિંડ શાસ્ત્ર (Embryology) અને ગર્ભશાસ્ત્ર (Obsterics) વગેરે વિદ્યાઓના વર્તમાન વિકાસ તરફ દોરી જતી કેટલીક મૂળભૂત શોધખોળો પણ આવશ્યક હતી. આ બધી વસ્તુઓની ગેરહાજરીમાં પ્રાચીન સમયમાં પ્રજનન વિશે જે કંઈ લખાયું હોય તે ખોટી વિગતોથી ભરપૂર હોવું સ્વાભાવિક હતું.

પરંતુ કુર્આન શરીફ અંગે પરિસ્થિતી તદ્દન અલગ છે. કુર્આનમાં

કેટલીક જગ્યાએ પ્રજનનની પ્રક્રિયાની ચોકસાઈભરી વિગતો છે અને કેટલીક જગ્યાએ પ્રજનનના વિવિધ તબક્કાઓનું સ્પષ્ટ વર્ણન છે. એ વિગતો અને વર્ણનોની આયતોમાં એક પણ અસત્ય કે અસંગત કથન નથી. કુર્આન શરીફમાં આ વિષયને લગતી દરેક વાત સાદા શબ્દોમાં રજૂ કરવામાં આવી છે. જેને માણસો સારી રીતે સમજી શકે છે. આ બધી જ વિગતો કુર્આન નાઝિલ થયાની સદીઓ પછી થયેલી વૈજ્ઞાનિક શોધખોળો સાથે સંપૂર્ણપણે સુસંગત પુરવાર થઈ છે.

કુર્આન શરીફમાં માનવ પ્રજનનનો ઉલ્લેખ ડઝનબંધ આયતોમાં જુદા જુદા પુર્વાપર સબંધો સાથે કરવામાં આવ્યો છે. આ પૂરા વિષય અંગે કુર્આન શરીફમાં સમગ્રપણે શું કહેવામાં આવ્યું છે, એ સમજવા માટે કુર્આન શરીફની આ બધી આયતોને ભેગી કરવી અને તેમનો મુદ્દાવાર અભ્યાસ કરવો જરૂરી છે.

## કેટલીક મૂળભૂત વાતો :

માનવ પ્રજનનને લગતી કુર્આની આયતોના અભ્યાસ પહેલાં આ વિષયના કેટલાક મૂળભૂત મુદ્દાઓ સમજી લેવા જરૂરી છે. આ વાત પણ યાદ રાખવાની છે કે, કુર્આન નાઝિલ થવાના સમયે અને પછીની કેટલીક સદીઓ સુધી આ મુદ્દાઓથી જગત અજાણ હતું.

પ્રાણીજગતમાં માનવી સ્તન ધરાવતા પ્રાણીઓના વર્ગમાં આવે છે. અને તેના પ્રજનનની પ્રક્રિયાનો ક્રમ પણ તેના વર્ગના બીજા પ્રાણીઓ સાથે મળતો આવે છે. બીજાશયમાંથી બહાર આવેલા બીજ કે અંડ ફળદ્રુપ થવાની સાથે આ પ્રક્રિયાનો આરંભ થાય છે. માસિક ઋતુસ્રાવના ચક્રની મધ્યમાં ફેલોપીઅન નળીઓની અધવચમાં બીજને ફળદ્રુપતા પ્રાપ્ત થાય છે. બીજને ફળદ્રુપ કરનારી વસ્તુ માનવ વીર્ય છે. એક જ સુક્ષ્મ જંતુ બીજને ફળદ્રુપ બનાવવા માટે પુરતું હોય છે. આવી રીતે બીજને ફળદ્રુપતા આપવા માટે વીર્યના પ્રવાહીના અત્યંત નજીવા પ્રમાણની જરૂરત રહે છે. એ નજીવા જથ્થામાં પણ અલબત્ત કરોડો વીર્યજંતુઓ હોય છે. આ પ્રવાહીનું ઉત્પાદન

વૃષણો (Testicies) મારફત થાય છે. અને તેને હંગામી રીતે એવી જગાઓ અને નળીઓમાં સંઘરી રાખવામાં આવે છે, જે છેવટમાં મૂત્રમાર્ગમાં દોરી જાય છે. મૂત્રમાર્ગ પર આવેલી બીજી ગ્રંથિઓ તેમના પોતાના રસોનો કે સ્ત્રાવોનો આ વીર્યમાં ઉમેરો કરે છે.

આ પ્રક્રિયા મારફત ફળદ્રુપ થયેલું બીજ સ્ત્રીના પ્રજનનતંત્રમાં એક ચોક્કસ સ્થળે પોતાને સ્થાપિત કરે છે. ફળદ્રુપ બીજ ફેલોપીઅન નળી મારફત ગર્ભાશયમાં ઉતરે છે. ત્યાં તેનો વિકાસ થાય છે અને ગર્ભનળી (ઓર, Placenta) તૈયાર થાય છે. ફળદ્રુપ બીજ એ ગર્ભનળીની સહાયથી પોતાને ગર્ભશયના ઘટ્ટ પ્રવાહી અને સ્નાયુમાં મજબૂતીથી સ્થાપિત કરી દે છે. એટલે કે ગર્ભાશયની દીવાલની અંદર જગા કરીને મજબૂતીથી ચોંટી જાય છે. ફળદ્રુપ બીજ ગર્ભાશય સિવાય બીજે ક્યાંય, દા.ત. ફેલોપીઅન નળીમાં પોતાને સ્થાપિત કરે તો ગર્ભના વિકાસમાં ખલલ પડશે એટલે કે ગર્ભપાત થઈ જશે.

ફળદ્રુપ બીજને શરૂઆતના તબક્કામાં પિંડ કહેવામાં આવે છે. આ ફળદ્રુપ બીજનો થોડા સમય પછી એટલો વિકાસ થાય છે કે, તેને નરી આંખે જોઈ શકાય છે. એ સમયે તેનો આકાર માંસના એક નાનકડા લોચા જેવો હોય છે. અને એમાં કોઈ માનવ સ્વરૂપ જોઈ શકાતું નથી. એ પછી તેનો જે તબક્કાવાર વિકાસ થાય છે, એની વિગતો અત્યારે બહુ જાણીતી છે. એ તબક્કાઓમાં તેના હાડપીંજર, તેના સ્નાયુઓ, તેના જ્ઞાનતંતુઓ, તેના લોહીનું પરિભ્રમણ અને તેના આંતરડા વગેરેની રચના થાય છે.

માનવ પ્રજનનને લગતા મૂળભૂત મુદ્દાઓનો આટલો સાર વિષયને લગતી કુર્આની આયતોમાં જે વર્ણનો અપાયા છે અને જે શબ્દો વપરાયા છે, તેને સમજવામાં સહાય આપશે.

## કુર્આન શરીફમાં માનવ પ્રજનન :

માનવ પિંડ માતાના ગર્ભાશયમાં પોતાના સ્થાન પર પહોંચે છે એ પહેલાં તેનામાં એક પછી એક કેવા ફેરફારો થાય છે, એનું કુર્આન શરીફ

આ મુજબ નિર્દેશ કરે છે :

يٰٓاَيُّهَا الْاِنْسَانُ مَا غَرَّكَ بِرَبِّكَ الْكَرِيْمِ ۝ الَّذِيْ خَلَقَكَ
فَسَوّٰىكَ فَعَدَلَكَ ۝ فِيْٓ اَيِّ صُوْرَةٍ مَّا شَاۤءَ رَكَّبَكَ ۝

“અય ઈન્સાન ! તને કઈ વસ્તુએ તારા મહાન પરવરદિગારથી ભમાવી દીધો ? જેણે તારૂં સર્જન કર્યું અને તારૂં પ્રમાણસર ઘડતર કર્યું ? અને તેની ઈચ્છા મુજબનો તને આકાર આપ્યો ?” *(૮૨-૬/૮)*

وَقَدْ خَلَقَكُمْ اَطْوَارًا ۝

“(અલ્લાહપાકે) તમારૂં (જુદા જુદા) તબક્કાઓમાં ઘડતર કર્યું.”

કુર્આન શરીફની આ આયતો પ્રજનન અંગે સર્વાંગીય પ્રકારનો નિર્દેશ કરી જાય છે. એ સાથે કુર્આનની બીજી આયતોમાં પ્રજનન અંગે નીચે મુજબના મહત્વના મુદ્દાઓ તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે :

- પ્રવાહીના અત્યંત નજીવા જથ્થા મારફત બીજને ફળદ્રુપ બનાવી શકાય છે.
- ફળદ્રુપતા આપતા પ્રવાહીના તત્વો.
- ફળદ્રુપ બીજનું ગર્ભાશયમાં સ્થાપિત કરવું.
- પિંડનો વિકાસ.
- ફળદ્રુપતા માટે જોઈતું જુજ પ્રવાહી.

બીજને ફળદ્રુપ બનાવવા માટે પ્રવાહીનો અત્યંત નજીવો જથ્થો

જરૂરી

હોવાનો ઉલ્લેખ કુર્આન શરીફમાં અગિયાર સ્થળે આવે છે. એ દરેક સ્થ ળે આ મુજબનો વાક્યપ્રયોગ જોવા મળે છે :

خَلَقَ الْاِنْسَانَ مِنْ نُّطْفَةٍ

“(અલ્લાહપાકે) માનવીને (વીર્યના) નજીવા જથ્થામાંથી પેદા કર્યો.”

અહીં અરબી શબ્દ “નુત્ફતિન”નો અર્થ “(વીર્યનો) નજીવો

કે ટીપું થાય છે. આ શબ્દ જે ક્રિયાપદ પરથી આવ્યો છે, તેનો અર્થ "ટપકાવવું" થાય છે. આ શબ્દ કોઈ ડોલ કે બાલદી ખાલી કર્યા પછી તેના તળીયે જે કંઈ રહી જાય છે, એનો ઉલ્લેખ કરવા માટે વપરાય છે. આથી આ શબ્દ પ્રવાહીના તદ્દન નજીવા જથ્થાનો અર્થ આપી જાય છે. અહીં એ પ્રવાહી વીર્ય છે. કારણ કે આ શબ્દને એક બીજી આયતમાં વીર્ય શબ્દ સાથે આ રીતે જોડવામાં આવ્યો છે :

اَلَمْ يَكُ نُطْفَةً مِّنْ مَّنِيٍّ يُّمْنٰى ۝

"શું (માનવી) વીર્યનો એક નજીવો જથ્થો ન હતો, જેને રેડવામાં આવ્યું હતું ?"

અહીં અરબી શબ્દ "મની" વપરાયો છે. જેનો અર્થ વીર્ય થાય છે. એક બીજી આયત એમ બતાવી જાય છે કે, પ્રવાહીના મજકુર

નાના જથ્થાને એક મજબૂત સ્થાપિત રહેઠાણમાં (અરબી શબ્દ 'કરાર') નાંખવામાં આવ્યો છે. આ શબ્દપ્રયોગનો અર્થ દેખીતી રીતે જ જાતિય અવયવો થાય છે. ثُمَّ جَعَلْنٰهُ نُطْفَةً فِيْ قَرَارٍ مَّكِيْنٍ ۝

"પછી અમે તેને (માનવીને) (વીર્યના) એક નજીવા જથ્થા તરીકે એક સલામત અને મજબૂત સ્થાપિત રહેઠાણમાં રાખ્યું."*(૨૩-૧૩)*

અહીં આ આયતમાં "મજબૂત સ્થાપિત રહેઠાણ" સાથે વપરાયેલા વિશેષણ "મકીન" તરફ ધ્યાન દોરવું જરૂરી લાગે છે. આ શબ્દનો અર્થ કરવો મુશ્કેલ છે. એ છતાં તેમાં એક મોભાદાર, ઉચ્ચતર અને સલામત જગાનો અર્થ રહેલો છે. વાત ગમે તેમ હોય, પણ અહીં એ શબ્દ એ જગાનો ઉલ્લેખ કરી જાય છે, જ્યાં માનવી માતાના શરીરતંત્રમાં વિકાસ પામે છે.

અહીં ફળદ્રુપતા માટે પ્રવાહીના તદ્દન નજીવા જથ્થાની જરૂરતના

## ફળદ્રુપતા આપતા પ્રવાહીના તત્વો :

બીજને ફળદ્રુપતા આપતા પ્રવાહીનું કુર્આન જે વિવિધ રીતે વર્ણન કરે છે, તેનો અભ્યાસ રસપ્રદ છે :

- આ પ્રવાહી માટે "વીર્ય" (મની) શબ્દ વપરાયો છે.
- એ માટે "ઉછળતા પાણી"ના શબ્દો વપરાયા છે.

خُلِقَ مِنْ مَّآءٍ دَافِقٍ ﴿٦﴾

"માનવીને ઉછળતા પાણીમાંથી (વીર્યમાંથી) બનાવવામાં આવ્યો."

- 'તિરસ્કૃત' કે 'તુચ્છ પ્રવાહી'ના શબ્દ પણ વાપરવામાં આવ્યા છે.

ثُمَّ جَعَلَ نَسْلَهُ مِنْ مَّآءٍ مَّهِينٍ ﴿٨﴾

"ફરી તેના (માનવીના) વંશને સત્વો સાથેના તુચ્છ પાણીથી બનાવ્યો."

اَلَمْ نَخْلُقْكُّمْ مِّنْ مَّآءٍ مَّهِيْنٍ ﴿٢٠﴾

"શું અમે તમને તુચ્છ પાણીથી નથી બનાવ્યા ?" *(૭૭-૨૦)*

અહીં વીર્ય માટે જે અરબી વિશેષણ "મહીન"નો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેનો અર્થ તુચ્છ કે તિરસ્કૃત થાય છે. આ વિશેષણ ખુદ પ્રવાહીના પ્રકારને કારણે વપરાયું નથી, બલ્કે મુખ્યત્વે એ કારણથી વપરાયું છે કે, વીર્ય પણ મૂત્રનળીના એ જ મુખમાંથી બહાર નીકળે છે, જ્યાંથી મુત્ર બહાર નીકળતું હોય છે.

- "મિશ્રણ" અથવા "મિશ્ર પ્રવાહી"ના શબ્દો પણ ઉપયોગમાં લેવાયા છે. એ માટેનો અરબી શબ્દ "અમ્શાજ" છે.

اِنَّا خَلَقْنَا الْاِنْسَانَ مِنْ نُّطْفَةٍ اَمْشَاجٍ

"અમે માનવીને મિશ્ર પ્રવાહીમાંથી પેદા કર્યો...." *(૭૬-૨)*

પ્રોફેસર હમીદુલ્લાહ સહિતના ઘણા તફસીરકારો આ પ્રવાહીઓને નર અને માદાના વીર્ય અને રજ ગણે છે. જુના તફસીરકારોએ પણ એવી જ અર્થતારવણી કરી હતી. પરંતુ વર્તમાન તફસીરકારોએ, જેમાં કેરોની ઈસ્લામિક બાબતોની સુપ્રિમ કાઉન્સિલે સંપાદિત કરેલ "મુન્તકબ" પણ શામેલ છે. આ માન્યતાને સુધારી દીધી છે. અને આ આયત અંગે નોંધ કરે છે કે, વીર્યના પ્રવાહીનો નાનકડો જથ્થો જુદા જુદા ભાગોનો બનેલો છે.

વીર્યના મુખ્ય ભાગો ક્યા છે ? એટલે કે વીર્ય કઈ કઈ ચીજોનું બનેલું છે ?

વીર્યનું પ્રવાહી જુદા જુદા સ્ત્રાવોનું કે રસોનું બનેલું છે. જે શરીરની નીચે મુજબની ગ્રંથિઓમાંથી આવે છે :

- **વૃષણો :** પુરૂષની આ જાતિય ગ્રંથિ વીર્યના જંતુઓ પેદા કરે છે. આ જંતુઓ લાંબી પુંછડી ધરાવતો કોષ હોય છે. આ જંતુઓ એક પ્રકારના પ્રવાહીની અંદર હોય છે.
- **સેમિનલ વેસીકલ્સ :** વીર્યના જંતુઓનો આમાં સંઘરો થાય છે. સંઘરા માટેના આ અવયવો પ્રોસ્ટેટ ગ્રંથિ પાસે આવેલા હોય છે. તેમાંથી બે પ્રકારનો રસ પેદા થાય છે. પરંતુ એમાં ફળદ્રુપતા માટે ઉપયોગી કોઈ તત્વ હોતું નથી.
- **પ્રોસ્ટેટ ગ્રંથિ :** આ ગ્રંથિમાંથી પેદા થતો રસ વીર્યને તેની ચીકાસ અને તેની વિશિષ્ટ ગંધ આપે છે.
- **કુપર ગ્રંથિ :** આ ગ્રંથિ મેરી ગ્રંથિઓ તરીકે પણ ઓળખાય છે. મૂત્ર માર્ગની નજીક આવેલી આ ગ્રંથિઓ એક પ્રકારનું ચીકણું પ્રવાહી પેદા કરે છે. એ ઉપરાંત લીટરે ગ્રોથિઓ પ્રવાહીને ઘટતા આપે છે.

કુર્આન શરીફ જે મિશ્ર પ્રવાહીનો ઉલ્લેખ કરે છે, તે ઉપર મુજબની ચીજોનું બનેલું છે.

એ છતાં આ વિષય અંગે હજી કેટલુંક વધુ કહેવું બાકી છે. કુર્આન

શરીફ જ્યારે જુદા જુદા ભાગોના બનેલા ફળદ્રુપતા આપતા પ્રવાહોની વાત કરે છે, ત્યારે સાથે સાથે તે એમ પણ કહે છે કે, માનવીના વંશને એ ચીજમાંથી બનાવ્યો, જે સત્વો સાથેનું તુચ્છ પાણી હતું.

ثُمَّ جَعَلَ نَسْلَهُ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ مَّهِيْنٍ ۚ

"ફરી તેના (માનવીના) વંશને સત્વો સાથેના તુચ્છ પાણીથી બનાવ્યો."

"સત્વ" માટેનો અરબી શબ્દ "સુલાલા" છે. એ શબ્દ એવી ચીજનો અર્થ આપી જાય છે, જેને કોઈ બીજી ચીજમાંથી બહાર કાઢવામાં આવી હોય. જે કોઈ ચીજનો સર્વોત્તમ ભાગ હોય. જે કોઈ ચીજનું સત્વ હોય. "સુલાલા" શબ્દનો ગમે એ રીતે અર્થ કાઢવામાં આવે પણ એનો અર્થ કોઈ એક ચીજના એક ભાગ જેવો જ થશે.

બીજની ફળદ્રુપતા અને પ્રજનન વીર્યના જંતુ મારફત થાય છે. આ જંતુ લાંબી પુંછડી અને ટુંકુ માથુ ધરાવતા કોષ હોય છે. તેમની લંબાઈ એક મીલીમીટરના દસ હજારમાં ભાગથી પણ ઓછી હોય છે. સામાન્ય સંજોગોમાં પુરૂષ એકી સાથે કરોડો વીર્ય જંતુઓનું ઉત્પાદન કરે છે. વિજ્ઞાનીઓના નિરીક્ષણ મારફત પુરવાર થયું છે કે, પુરૂષ એક જ સમાગમમાં કેટલાક ઘન સેન્ટીમીટર જેટલું વીર્ય બહાર પાડે છે. અને દરેક ઘન સેન્ટીમીટર વીર્યમાં
અઢી કરોડ વીર્ય જંતુઓ હોય છે. એમાંથી માત્ર એક વીર્ય જંતુ સ્ત્રીના બીજને ભેદીને તેને ફળદ્રુપ બનાવે છે. બાકીના બધા વીર્ય જંતુઓ પાછળ રહી જાય છે. અને યોનિથી લઈને ફેલોપીઅન નળીઓ અને ગર્ભાશયના માર્ગે બીજ સુધીની લાંબી મુસાફરી પુરી કરી શકતા નથી. આ કારણથી બીજને ફળદ્રુપ બનાવવા માટે એ પ્રવાહીનો અત્યંત સુક્ષ્મ જથ્થો પુરતો છે. જેની રચના અત્યંત અટપટી છે.

આ બધી સમીક્ષા પછી આપણે આ વિષય પરના કુર્આન લખાણો અને વર્તમાન સમયની વૈજ્ઞાનિક માહિતી વચ્ચેની સંપૂર્ણ

## ગર્ભાશયમાં બીજનું સ્થાપિત થવું :

ફેલોપીઅન નળીમાં બીજ ફળદ્રુપ થઈ ગયા પછી તે ગર્ભાશયની અંદર ઉતરી આવે છે. આ ક્રિયાને બીજ સ્થાપિત થવાની ક્રિયા કહેવામાં આવે છે. ફળદ્રુપ થયેલા બીજનું ગર્ભાશયમાં સ્થાપિત થવાનો ઉલ્લેખ કુર્આનમાં આ મુજબ કરવામાં આવ્યો છે :

وَنُقِرُّ فِي الْأَرْحَامِ مَا نَشَاءُ إِلَىٰ أَجَلٍ مُسَمًّى

"....અમે જેમને ઈચ્છીએ તેને ગર્ભમાં એક નિશ્ચિત મુદ્દત સુધી ઠેરવી (રોકી) દઈએ છીએ." *(૨૨-૫)*

વીર્યજંતુ મારફત બીજ ફળદ્રુપ થયા પછી તેનો વિકાસ થાય છે. અને કોઈ છોડ જેવી રીતે જમીનમાં મૂળિયાફેલાવી એમાંથી પોષણ મેળવે છે એવી જ રીતે ફળદ્રુપ બીજ પણ ગર્ભાશયની જાડી દીવાલમાંથી પોષણ મેળવવા લાગે છે. આ પ્રક્રિયાનું પરિણામ એ આવે છે કે, ફળદ્રુપ બીજનો વિકાસ થવા ઉપરાંત તે ગર્ભાશયની જાડી દીવાલને વળગી પડે છે. અથવા તેની સાથે ચોંટી જાય છે. ફળદ્રુપ બીજના વિકાસની આ બધી વિગતો અંગે તાજેતરની શોધખોળો મારફત જાણવા મળ્યું છે.

ફળદ્રુપ બીજનું ગર્ભાશયની દીવાલને વળગી પડવાનો ઉલ્લેખ કુર્આન શરીફમાં પાંચ અલગ-અલગ જગ્યાએ કરવામાં આવ્યો છે. આમાંથી એક ઉલ્લેખ સૂરએ અલકની શરૂઆતમાં આ મુજબ કરવામાં આવ્યો છે : اقْرَأْ بِاسْمِ رَبِّكَ الَّذِي خَلَقَ ۝ خَلَقَ الْإِنسَانَ مِنْ عَلَقٍ ۝

"તારા પરવરદિગાર, જેણે તારૂં સર્જન કર્યું તેના નામથી વાંચ (પઢ). જેણે માનવને એ ચીજમાંથી બનાવ્યો, જે (મજબુતીથી) વળગી પડે છે."

"એ ચીજ જે વળગી પડે છે" આ શબ્દો અરબી શબ્દ

આ એક એવી ભૂલ છે, જેની સામે તકેદારી રાખવી જોઈએ. માનવી તેના સર્જન દરમ્યાન ક્યારેય પણ ‘‘જામેલા લોહી’’ના તબક્કામાંથી પસાર થતો નથી. ‘‘અલક’’ શબ્દનો આવો જ એક વધુ ખોટો અર્થ ‘‘ચીકણો પદાર્થ’’ પણ કરવામાં આવે છે. ‘‘અલક’’ શબ્દનો ‘‘એ ચીજ જે વળગી પડે છે’’નો અસલ અર્થ ગર્ભશાસ્ત્રના આધુનિક જ્ઞાન સાથે સંપૂર્ણપણે સુસંગત છે.

ગર્ભશાસ્ત્રની એ જ આધુનિક ભાવનાનો કુર્આન શરીફમાં વધુ ચાર જગ્યા પર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એમાં વીર્યના નજીવા જથ્થાથી લઈને અંતિમ પરિણામ સુધીના તબક્કાવાર ફેરફારોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે.

فَإِنَّا خَلَقْنَٰكُم مِّن تُرَابٍ ثُمَّ مِن نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ

‘‘અમે તમારું સર્જન કર્યું એ ચીજમાંથી જે વળગી પડે છે.’’ *(૨૨-૫)*

خَلَقَكُم مِّن تُرَابٍ ثُمَّ مِن نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ

‘‘અલ્લાહપાકે તમને (વીર્યના) નજીવા જથ્થામાંથી, પછી એ ચીજ જે વળગી પડે છે એમાંથી પેદા કર્યા.’’ *(૪૦-૬૭)*

أَلَمْ يَكُ نُطْفَةً مِّن مَّنِيٍّ يُمْنَىٰ ﴿٣٧﴾ ثُمَّ كَانَ عَلَقَةً فَخَلَقَ فَسَوَّىٰ ﴿٣٨﴾

‘‘શું માનવી વીર્યનો એ નજીવો જથ્થો ન હતો, જેને રેડવામાં આવ્યો? એ પછી તે એવી ચીજ બની ગયો જે વળગી પડતી હતી. પછી અલ્લાહ તઆલાએ એનું પ્રમાણસર ઘડતર કર્યું (અવયવો બનાવ્યા).’’ *(૭૫-૩૭/૩૮)*

સ્ત્રીના શરીરમાં ગર્ભને સાચવતાં અવયવ ગર્ભાશય માટે કુર્આનમાં એ શબ્દ ઉપયોગમાં લેવાયો છે, જે અરબીમાં અત્યારે પણ અરબી શબ્દ ‘‘અરહામ’’ આવ્યો છે. જેનો અર્થ ગર્ભાશયો થાય છે. કેટલીક જગ્યાએ એ માટે ‘મજબૂત સ્થાપિત રહેઠાણ’ એટલે ‘કરાર’ શબ્દ વાપરવામાં આવ્યો છે.

જે વર્ણન આપવામાં આવ્યું છે, તે અત્યારે આપણે જે કંઈ જાણીએ છીએ તેની સાથે સંપૂર્ણપણે મળતું આવે છે અને કુર્આનમાં આ વિષય અંગે એવું એક પણ કથન નથી, જે વર્તમાન વિજ્ઞાનની દૃષ્ટિએ ટીકાપાત્ર હોય.

કુર્આન શરીફ માનવપિંડ માટે "એવી ચીજ જે વળગી પડે છે" એનું વર્ણન કર્યા પછી આગળ વધે છે અને પિંડના વિકાસના એ પછીના તબક્કા ચવાઈ ગયેલા માંસનો લોચો છે. જે પછી હાડકાંની શિરાઓ દેખાવા લાગે છે, અને એને અખંડ માંસના આવરણમાં ઢાંકવામાં આવે છે. ثُمَّ خَلَقْنَا النُّطْفَةَ عَلَقَةً فَخَلَقْنَا الْعَلَقَةَ مُضْغَةً فَخَلَقْنَا الْمُضْغَةَ عِظٰمًا فَكَسَوْنَا الْعِظٰمَ لَحْمًا

"અમે એ ચીજ જે વળગી પડે છે (અલક) એમાંથી ચવાઈ ગયેલા માંસ જેવો લોચો "મઝગતન" બનાવ્યો. એ પછી એમાંથી હાડકા "એઝામિન" બનાવ્યા. પછી અમે એ હાડકા પર અખંડ માંસ "લહમ" ચઢાવી દીધું."*(૨૩-૧૪)*

અહીં શરૂઆતના તબક્કામાં "ચવાઈ ગયેલા માંસના લોચા" માટે "મઝગતન" શબ્દ વપરાયો છે, જ્યારે એ પછી હાડકાઓને ઢાંકી દેતા અખંડ માંસ માટે તદ્દન અલગ શબ્દ "લહમ" વપરાયો છે. આ બંને
પ્રકારના માંસ વચ્ચેનો તફાવત થોડી વધુ સમજુતી માંગી લે છે. પિંડ શરૂઆતમાં એક નાનકડો સુક્ષ્મ કદનો પદાર્થ હોય છે. તેના વિકાસનો એક ચોક્કસ તબક્કા પર તેનો દેખાવ માંસની એ બોટી જેવો લાગે છે, જેને મ્હોં વડે ચાવીને પાછી બહાર ફેંકી દીધી હોય. આની અંદર હાડપીંજરનો વિકાસ થાય છે. આવી રીતે વિકાસ પામતા હાડકાઓ સ્નાયુઓની અંદર ઢંકાયેલા હોય છે. "લહમ" શબ્દ આ સ્નાયુઓ માટે ઉપયોગમાં લેવામાં આવ્યો છે.

અત્યારે આ હકીકત જાણીતી છે કે, પિંડના વિકાસ દરમ્યાન એમાં આકાર પામતા માનવશરીરના કેટલાક ભાગો પૂરા શરીર સાથે

કુર્આન શરીફમાં "પ્રમાણસર ઘડતર" માટે જે શબ્દ "મુખતલક" વપરાયો છે, તેનો અર્થ ચોક્કસપણે ઉપર બતાવ્યા મુજબ જ થાય છે. કુર્આનમાં સૂરએ હજ્જમાં આ શબ્દ આવે છે.

فَاِنَّا خَلَقْنٰكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ ثُمَّ
مِنْ مُّضْغَةٍ مُّخَلَّقَةٍ وَّغَيْرِ مُخَلَّقَةٍ

"અમે તમને (વીર્યના) જુજ પ્રવાહીથી, પછી એ ચીજ જે વળગી પડે છે એનાથી, પછી પ્રમાણસરના અને પ્રમાણ વગરના માંસમાંથી બનાવ્યા."

કુર્આન જ્ઞાનેન્દ્રીયો અને આંતરડાના ઘડતરનો પણ ઉલ્લેખ કરે છે :

وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ

"અલ્લાહપાકે તમારા માટે જોવાની અને સાંભળવાની ઈન્દ્રીયોનું અને આંતરડાનું ઘડતર કર્યું...." (૩૨-૯)

કુર્આન શરીફ જાતિય અવયવોના ઘડતરનો પણ નીચે મુજબની આયતમાં ઉલ્લેખ કરે છે :

وَاَنَّهٗ خَلَقَ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْاُنْثٰى ۝ مِنْ نُّطْفَةٍ اِذَا تُمْنٰى ۝

"અલ્લાહપાકે (વીર્યનો) નાનકડો જથ્થો, તેને જ્યારે રેડવામાં

وَاللّٰهُ خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ جَعَلَكُمْ اَزْوَاجًا ؕ
وَمَا تَحْمِلُ مِنْ اُنْثٰى وَلَا تَضَعُ اِلَّا بِعِلْمِهٖ ؕ وَمَا يُعَمَّرُ مِنْ مُّعَمَّرٍ وَّلَا يُنْقَصُ
مِنْ عُمُرِهٖۤ اِلَّا فِيْ كِتٰبٍ ؕ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ۝

"અલ્લાહપાકે તમને માટીમાંથી, પછી (વીર્યના) નાનકડા જથ્થામાંથી બનાવ્યા. પછી તેણે તમોને (નર અને માદાના) જોડાં બનાવ્યા." (૩૫-૧૧)

فَجَعَلَ مِنْهُ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْاُنْثٰى ؕ

"પછી અલ્લાહપાકે તેનું જોડું બનાવ્યું નર અને માદા." *(૭૫-૩૯)*

અગાઉ કહેવામાં આવ્યું છે એ મુજબ કુર્આન શરીફના બધા કથનોને અત્યારની મક્કમપણે સ્થાપિત વૈજ્ઞાનિક હકીકતો સાથે સરખાવી જોવા જોઈએ. તેમની બંને વચ્ચેની સમાનતા અને સુસંગતતા અત્યંત સ્પષ્ટ છે. એ છતાં સાથે સાથે જ કુર્આન શરીફના આ કથનોને કુર્આન નાઝિલ થયું એ સમયે લોકોમાં જે પ્રચલિત માન્યતાઓ હતી એની સાથે પણ સરખાવવા અત્યંત જરૂરી છે. એ ઉપરથી તરત જ જણાઈ આવશે કે, કુર્આન શરીફમાં આ બધા વિષયો અંગે જે મંતવ્યો દર્શાવવામાં આવ્યા છે, એનાથી એ સમયના લોકો કેટલા બધા દૂર હતા. કુર્આની વહીની અત્યારે આપણે જે અર્થ તારવણી કરી શકીએ છીએ એ પ્રકારની અર્થતારવણી તેઓ સ્વાભાવિક રીતે જ કરી શકતા ન હતા. કારણ કે આપણી પાસે વર્તમાન વિજ્ઞાનની જે માહિતી છે, એ તેમની પાસે ન હતી. લોકો છેક ૧૯મી સદીમાં આ પ્રશ્ન અંગે કંઈક સ્પષ્ટ દૃષ્ટિબિંદુ ધરાવતા શરૂ થયા હતા.

પુરા મધ્યયુગ દરમ્યાન બિનઆધારભૂત દંતકથાઓ અને ધારણાંઓના આધારે આ વિષય પર જાતજાતના ખ્યાલો ઘડવામાં આવતા હતા. મધ્યયુગના અંત પછી પણ થોડી સદીઓ સુધી આ ખ્યાલો પ્રચલિત રહ્યા હતા. પિંડ-શાસ્ત્રના ઈતિહાસમાં વિજ્ઞાનક્ષેત્રે સૌથી મૂળભૂત તબક્કો હાર્વે (Harvey)નું ઈ.સ. ૧૬૫૧માં પ્રગટ થયેલું એક નિવેદન હતું. એ નિવેદનમાં કહેવામાં આવ્યું હતું કે, "બધું જીવન શરૂઆતમાં ઈંડા (બીજ)માંથી ઉદ્ભવે છે." એ સમયે જ્ઞાનને જુદી જુદી શાખાઓના અને ખાસ કરીને આ વિષયના પ્રારંભિક જ્ઞાનને માઈક્રોસ્કોપ એટલે સુક્ષ્મદર્શક યંત્રની શોધથી ઘણો વેગ મળ્યો હતો. એ છતાં એ સમયે પણ લોકો હજી બીજ અને વીર્યની ભૂમિકાઓ અંગે ચર્ચા કરતા રહેતા હતા. મહાન કુદરતવાદી બફુન (Buffon) ઈંડાની થિયરીની હિમાયત કરનારાઓમાં મુખ્ય હતો. પરંતુ બોનેટ (Bonnet) એવી થિયરીનો જોરદાર ટેકેદાર હતો કે, બધા ઈંડાઓ કે બીજો એકી સાથે પેક કરેલા હોય છે. તેનું કહેવું હતું કે, માનવજાતની માતા ઈવ (Eve : દાદી હવ્વા)ના બીજાશયમાં સમસ્ત માનવજાતના બીજ રહેલાં હતા. જે

બધા એકબીજાની અંદર પેક કરાયેલાં હતા. આ માન્યતા ખાસ કરીને અઢારમી સદીમાં બહુ જ પ્રચલિત થવા પામી હતી.

આજથી ચૌદ સદી પહેલાં, જ્યારે આ વિષય અંગે અનેક ચિત્ર-વિચિત્ર માન્યતાઓ ચોમેર ફેલાયેલી હતી, એવા સમયે માનવી પાસે કુર્આનનું જ્ઞાન અને શિક્ષણ આવ્યું હતું. એ કુર્આનમાં પ્રાથમિક મહત્વના કેટલાક એવા સત્યો અત્યંત સાદી ભાષામાં વર્ણવવામાં આવ્યા હતા, જે સત્યોની શોધ કરતા માનવીને સદીઓ લાગી ગઈ હતી.

## કુર્આન અને જાતિય શિક્ષણ :

વર્તમાન યુગમાં એવી માન્યતા પ્રચલિત છે કે, માનવીએ દરેક શક્ય ક્ષેત્રમાં અનેકવિધ શોધખોળો કરી છે. ખાસ કરીને જાતિય શિક્ષણના ક્ષેત્રમાં અને જીવનના સત્યોની જાણકારી, જેને જુવાનિયાઓ માટે ખોલી દેવામાં આવેલ છે. વર્તમાન જગતની એક મોટી સિધ્ધિ માનવામાં આવે છે. ભૂતકાળની સદીઓ આ વિષયની અસ્પષ્ટતા માટે જાણીતી હતી. અને ઘણા માણસો કહેતા રહે છે કે, આ માટે મઝહબ જવાબદાર હતો. જો કે તેઓ એ જવાબદાર મઝહબનું નામ આપતા નથી.

એ છતાં આ પ્રકરણમાં અગાઉ અપાઈ ગયેલી માહિતી આ વાતનો પુરાવો છે કે, કુર્આને માનવ પ્રજનનને લગતી બાબતો તરફ ચૌદ સદી પહેલાં માનવીનું ધ્યાન દોર્યું હતું. આ વિષયની વધુ ચોખવટ માટે જરૂરી એવી શારીરિક માહિતીનો એ સમયે અભાવ હોવા છતાં આ વિષયની છણાવટ કરવામાં આવી હતી. અહીં એ હકીકત પણ ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, આ વિષયની સમજુતી આપવા માટે એ સમય અને સ્થળના લોકોની સમજશક્તિની સપાટીને અનુરૂપ સાદી ભાષા વાપરવાની હતી.

કુર્આન શરીફમાં વ્યવહારૂ કે અમલી બાબતોની ચૂપચાપ અવગણના કરી દેવામાં આવી નથી. કુર્આન શરીફમાં જીવનની વ્યવહારૂ બાજુની લગતી અને માનવીએ તેના અસ્તિત્વ દરમ્યાન જુદી જુદી પરિસ્થિતિમાં કેવી વર્તણૂક રાખવી એને લગતી ઘણી વિગતો છે. માનવીનું જાતિય જીવન

એમાં અપવાદ નથી.

કુર્આન શરીફની બે આયતો ખુદ જાતિય સબંધ સાથે સબંધ ધરાવે

છે. એ આયતોમાં જાતિય સબંધો એવા શબ્દોમાં વર્ણવવામાં આવ્યા છે, જે એક તરફ વર્ણનની ચોકસાઈની સાથે સાથે શિષ્ટતાપૂર્ણ પણ છે. એ છતાં જ્યારે આ આયતોના તરજમાઓ અને તફસીરો જોઈએ છીએ ત્યારે એમની વચ્ચે જબરા તફાવતો જોવામાં આવે છે. મેં આવી આયતોના તરજમાઓ પર લંબાણપૂર્વક વિચારણા કરી છે. અને અત્રે એ આયતોના આપેલા તરજમા માટે હું બયરૂતની ફેકલ્ટી ઓફ મેડીસીનના માજી પ્રોફેસર ડોક્ટર એ. કે. જીરો (A.K.Giraud) નો આભારી છું.

خُلِقَ مِن مَّآءٍ دَافِقٍ ﴿٦﴾ يَخْرُجُ مِنۢ بَيْنِ الصُّلْبِ وَالتَّرَآئِبِ ﴿٧﴾

"માનવીનું એ પ્રવાહીમાંથી ઘડતર કરવામાં આવ્યું છે, જેને રેડવામાં આવે છે. એ પ્રવાહી પુરૂષની જાતિય જગા અને સ્ત્રીની જાતિય જગા વચ્ચેના સંયોજનથી (એના પરિણામરૂપે) બહાર આવે છે." *(૮૬-૬૧૭)*

કુર્આન શરીફના લખાણમાં પુરૂષની જાતિય જગા માટે "સુલ્બ" શબ્દ વાપરવામાં આવ્યો છે. સ્ત્રીની જાતિય જગા માટે "તરાઈબ" શબ્દ ઉપયોગમાં લેવાયો છે. આ શબ્દ બહુવચન બતાવી જાય છે. અને તેનું એકવચન "તર્યબતુન" થાય છે.

આ તરજમો સૌથી વધુ સંતોષકારક લાગે છે. આ તરજમો અંગ્રેજ અને ફ્રેંચ તરજમાકારો તરફથી અવારનવાર અપાતા એ તરજમા કરતાં અલગ છે કે, એ પ્રવાહી (પુરૂષની) પીઠ કે કરોડરજ્જુમાંથી અને (સ્ત્રીની) છાતીના હાડકામાંથી બહાર આવ્યું હતું. આ તરજમો તરજમાને બદલે અર્થતારવણી વિશેષ છે. અને આ અર્થતારવણી ભાગ્યે જ સમજમાં આવી શકે છે.

સૂરએ બકરહની આયત ૨૨૨ અને ૨૨૩ માં સ્ત્રીના માસિકના સમય અંગે આ મુજબનો હુકમ છે :

وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْمَحِيْضِ ؕ قُلْ هُوَ اَذًى ۙ فَاعْتَزِلُوا النِّسَآءَ فِى الْمَحِيْضِ ۙ وَلَا تَقْرَبُوْهُنَّ حَتّٰى يَطْهُرْنَ ۚ فَاِذَا تَطَهَّرْنَ فَاْتُوْهُنَّ مِنْ حَيْثُ اَمَرَكُمُ اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ التَّوَّابِيْنَ وَيُحِبُّ الْمُتَطَهِّرِيْنَ ﴿۲۲۲﴾ نِسَآؤُكُمْ حَرْثٌ لَّكُمْ ۠ فَاْتُوْا حَرْثَكُمْ اَنّٰى شِئْتُمْ ۫ وَقَدِّمُوْا لِاَنْفُسِكُمْ ؕ

"તેઓ (મુસલમાનો) તને (પયગમ્બરને) હૈઝ (માસિક અવસ્થા) અંગે પૂછી રહ્યા છે. તેઓને કહે કે, તે ગંદકી છે. હૈઝ દરમ્યાન સ્ત્રીઓથી દૂર રહો. અને તેઓ પાક ન થઈ જાય ત્યાં સુધી તેમની પાસે ન જાવ. તેઓ જ્યારે પાક થઈ જાય ત્યારે તેમની પાસે જાવ. જેવો કે અલ્લાહપાકે તમોને હુકમ આપ્યો છે. બેશક, અલ્લાહપાક તૌબા કરનારાઓને ચાહે છે. અને પોતાને પાક-સાફ રાખનારાઓને ચાહે છે. તમારી સ્ત્રીઓ તમારા માટે ખેતી છે. તમે તમારી ખેતીમાં મરજી મુજબ જાવ. તમારા માટે એ પહેલાં કંઈક કરો અને અલ્લાહપાકથી ડરતા રહો. અને ખાત્રી રાખો કે, તમારે અલ્લાહ તઆલા સમક્ષ હાજર થવાનું છે. અને (અય નબી !) ઈમાનવાળા-ઓને ખુશખબર આપો." *(૨-૨૨૨/૨૨૩)*

આમાં પહેલી આયતનો અર્થ તદન સ્પષ્ટ છે. એમાં માણસને હૈઝવાળી સ્ત્રી સાથે જાતિય સંપર્કમાં આવવાની વિધિસર મનાઈ કરવામાં આવી છે. એ પછીની આયત ખેડાણની ક્રિયાનો ઉલ્લેખ કરે છે. વાવણી કરનાર સૌથી પહેલાં જમીન ખેડે છે અને એ પછી એમાં બીજ વાવે છે. જેમાં સમય જતાં અંકુર ફુટે છે અને નવો છોડ પેદા થાય છે. આ ઉદાહરણ મારફત જાતિય સમાગમના અંતિમ હેતુ એટલે કે પ્રજનનના મહત્વ પર આડકતરો ભાર મૂકવામાં આવ્યો છે. આ આયતમાં આવતા **"વ કદ્દમુ લિ અન્ફુસકુમ"**નો તરજમો "તમારા માટે એ પહેલાં કંઈક કરો" આર બ્લાશરના તરજમા-માંથી આવ્યો છે. એમાં એવો હુકમ રહેલો દેખાય છે. જેનો સબંધ જાતિય

સમાગમ પહેલાંની પ્રેમક્રિડા સાથે છે. (એની સાથે મૃત્યુ પછીના જીવન માટેની તૈયારી કરવાનો આશય પણ સમજમાં આવે છે.)

અત્રે અપાયેલા આ બધા હુકમો અત્યંત સામાન્ય પ્રકારના છે. આ આયતો સબંધે ગર્ભઅવરોધનો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે. પરંતુ કુર્આન શરીફની આ આયતોમાં કે બીજા કોઈ પણ સ્થળે આ વિષયનો કશો ઉલ્લેખ કરાયો નથી. એવી જ રીતે ગર્ભપાતનો પણ કોઈ ઉલ્લેખ નથી. માનવપિંડના તબક્કાવાર વિકાસને લગતી આ અગાઉ જે આયતો ટાંકવામાં આવી છે, તે આ વાત સ્પષ્ટ કરી જાય છે કે, માનવીને “એ ચીજ જે વળગી પડે છે”ના અસ્તિત્વ મારફત વર્ણવાયેલા તબક્કાઓનો બનેલો બતાવવામાં આવ્યો છે. આવી રીતે વ્યક્તિગત માનવી માટે સંપૂર્ણ માન-સન્માન દર્શાવવામાં આવ્યું છે અને કુર્આન શરીફમાં માનવના મોભાનો ઘણી જગ્યાએ ઉલ્લેખ છે. આનો અર્થ ઈરાદાપૂર્વકના ગર્ભપાતના વિરોધનો થાય છે. અત્યારે જગતના બધાય એકેશ્વરવાદી મઝહબો સમાનપણે આ દ્દષ્ટિબિંદુ ધરાવે છે.

કુર્આન શરીફમાં આવી રીતે પ્રજનનને લગતા જે કંઈ સિધ્ધાંતિક કથનો છે, અને યુગલોના જાતિય જીવન અંગે જે કંઈ વ્યવહારૂ સુચનાઓ છે, અને એમાંથી તાર્કિક રીતે જે કંઈ તારવણી કરી શકાય છે, તે બધુ અત્યારના સમયના આપણાં જ્ઞાન સાથે કોઈ પણ વિરોધાભાસ કે અસંગતતા ધરાવતી નથી.

## પવિત્ર કુર્આન શરીફ વિજ્ઞાન ઉપર જીત મેળવે છે :

પવિત્ર કુર્આન શરીફ પોતાના સમયથી ૧૩૦૦ વર્ષ આગળ.

*(સીટીઝન કેનેડા–૨૨/૧૧/૧૯૮૪)*

આ પ્રમાણે કેનેડા તથા ભારતના પ્રથમ ક્ષેત્રના અંગ્રેજી ન્યુઝ પેપરોના શિર્ષક અને હેડિંગ વાંચી આપ અચરજમાં પડી જશો, પરંતુ આ એક નક્કર હકીકત અને વાસ્તવિકતા છે. એની વિગત આમ છે કે, કેનેડાની ટોરેન્ટો યુનિવર્સિટીના અંગશાસ્ત્ર વિભાગના ચેરમેન તથા ત્યાંના યુનાઈટેડ ચર્ચના મેમ્બર ડૉ. કેથમોર જે સ્ત્રીના ગર્ભાશય અને શિશુ વિષે બહોળુ

જ્ઞાન ધરાવે છે. જેમના અભ્યાસનું તારણ ડૉ.રોબર્ટ એડવર્ડ (કેમ્બ્રિજ યુનિ.ના પ્રથમ ટેસ્ટ ટયુબ બેબીના સર્જન)થી પણ ઘણુ મળતુ આવે છે. બલ્કે ડૉ. એડવર્ડે પણ ડૉ. કેથમોરના આ તારણોને પોતાના આધુનિક સંશોધનને આધારે સાચા ઠેરાવ્યા છે.

આ બન્નેવ ડોકટરો સાથે બીજા બે ડોકટરો ડૉ. ટી. વી. એન પ્રસાદ અને ડૉ. માર્શલ જોન્સન આ ચારેવ કુશળ અને પ્રખ્યાત ડોકટરોને જીદ્દહની કીંગ અ.અઝીઝ યુનિવર્સિટી તરફથી કુર્આન શરીફની અમુક આયતોની વૈજ્ઞાનિક પરિભાષામાં છણાવટ કરવા માટે આમંત્રણ આપવામાં આવ્યુ. તેમના સમક્ષ ઘણી આયતોના અંગ્રેજી ભાષાંતરો રજુ કરી રિસર્ચ કરવા જણાવવામાં આવ્યુ.

(૧) અમે ઈન્સાનને માટીના સત્વથી બનાવ્યો છે, પછી અમે તેને વિર્યબિંદુ બનાવીને એક સુરક્ષિત સ્થાન (ગર્ભાશય)માં રાખ્યો, પછી તે વિર્યબિંદુને જામેલુ લોહી બનાવ્યુ, ફરી તે જામેલા લોહીથી માંસનો લોચો બનાવ્યો, ફરી તે લોચા(ના અમુક ભાગ)થી હાડકાં બનાવ્યા, ફરી તે હાડકાં ઉપર માંસ ચઢાવી દીધુ, ફરી અમે (તેમાં પ્રાણ નાંખી) તેને એક નવા જ સ્વરૂપમાં બનાવી દીધો. તો અલ્લાહ તઆલાની કેવી મોટી શાન છે, જે બધાથી બેહતર બનાવનાર છે. પોતાના રિસર્ચ અને તહકીક બાદ ડૉ. કેથમોરે જે રિપોર્ટ આપ્યો તે એ છે કે, મને કુર્આન શરીફના અભ્યાસે ઘણા જ અચંબામાં નાખી દીધો. કારણ કે ગર્ભાશયમાં વિર્યના પહોંચવાના ૨૮ દિવસ સુધીના વિર્ય વિકાસ બાદ તેની લંબાઈ એક મિલીલીટરના દસમા ભાગથી વધારે નથી હોતી. તે ફકત આધુનિક દૂરબીનથી જ જોઈ શકાય છે. અને આ વાત સ્વિકાર્ય છે કે ૧૭મી સદી ઈસ્વીથી પહેલા શુક્ષ્મદર્શક યંત્રની શોધ થઈ ન હતી, પરંતુ જ્યારે મેં આ વિષયને લગતી આયતોનો અભ્યાસ કર્યો તો હું ઘણો જ અચંબામાં પડી ગયો કે, કુર્આન શરીફે સાતમી સદીમાં જે વિશ્લેષણો કર્યા છે તે આધુનિક વૈજ્ઞાનિક સંશોધનથી એટલી હદે વધુ નજીક અને સચોટ તથા સચ્ચાઈવાળા છે કે મુસ્લિમો બૌધ્ધિક રીતે યકીન કરી શકે છે કે તે અલ્લાહપાક તરફથી ઉતરેલી કિતાબ છે.

ડૉ. કેથમોર લખે છે કે મેં બાઈબલના નવા કરાર અને જુના કરારનું પણ આ વિષયે વિશ્લેષણ અને તહકીક કરી છે પરંતુ કુર્આન શરીફની આયતોથી તેનો કોઈ જ સબંધ નથી.

આ ચારેય ડોકટરો સમક્ષ બીજી આયત અંગ્રેજી ભાષાંતર સાથે રજુ કરવામાં આવી, જેમાં સ્ત્રીના પેટના ત્રણ અંધારામાં બાળકના વિકાસનું વર્ણન કરવામાં આવ્યુ છે.

(૨) તે અલ્લાહપાક તમને તમારી માતાઓના પેટ (ઉદર)માં ત્રણ અંધકારો દરમ્યાન એક સ્થિતિ પછી બીજી સ્થિતિ પર (તબક્કાવાર) બનાવે છે. એ જ અલ્લાહપાક તમારો પરવરદિગાર છે, જેની બાદશાહી છે. તેના સિવાય કોઈની જ બંદગી નથી, છતાં તમે કયાં અવળા (માર્ગે) જાઓ છો ?

ડૉ. કેથમોર ત્રણ અંધારા વિશે છણાવટ કરતા જણાવે છે કે, દઢ વિશ્વાસ સાથે સ્પષ્ટપણે કહી શકાય છે કે તેનાથી પેટની દિવાળ, ગર્ભાશયનો પડદો અને બચ્ચાદાનીના અંદરનો પાતળો ચામડી જેવો ભાગ, જેમાં બાળક વીટાયેલુ હોય છે. આ ત્રણ અંધકારમાં બાળકનો વિકાસ થાય છે.

પોતાના કુર્આન શરીફ વિષેના મહાનિબંધમાં ડૉ. કેથમોર લખે છે કે મહાન વૈજ્ઞાનિક ડૉ. સ્પીલનઝીનીએ અઢારમી સદીમાં પોતાના સતત પ્રયોગો દ્વારા સાબિત કર્યુ કે સ્ત્રી અને પુરુષના યૌની પ્રજનન તત્વોનું એકબીજામાં મિશ્રણ ન થાય ત્યાં સુધી બાળકનો જીવ વિકાસ અપ્રાપ્ત છે.

કુર્આન શરીફે સ્પીલનઝીનીથી અગ્યારસો (૧૧૦૦) વર્ષ પહેલા મિશ્રણ વિર્યનો ઉલ્લેખ કર્યો અને બતાવ્યું કે સ્ત્રી-પુરુષના વિર્યોના મિશ્રણથી સંતાન પ્રાપ્તિ થાય છે.

ડૉ. કેથમોરનું કહેવું છે કે કુર્આન શ.ની આયતો અને હઝ. મુહમ્મદ (સલ.)ના અમુક આદેશો ધર્મ અને વિજ્ઞાન દરમ્યાન વર્ષોથી ચાલતા સંઘર્ષ અને વૈમનસ્ય દૂર કરવામાં ઘણા જ સહાયરૂપ પૂરવાર થઈ શકે છે.

## ભાષાઓના ઈતિહાસમાં કુર્આન શરીફનો અપવાદ :

જગતની વિવિધ ભાષાઓનો ઈતિહાસ દર્શાવે છે કે કોઈ પણ ભાષાની ઉંમર પાંચસો વર્ષથી વધુ નથી હોતી. આ અરસામાં તે એટલી બધી બદલાય જાય છે કે, આવતી પેઢીઓને તે ભાષા સમજવી ઘણી મુશ્કેલ થઈ જાય છે. દા.ત. મીસ્ટર જાફરે ચાસર અને વિલિયમ સેકસપિયર અંગ્રેજી ભાષાના મહાન સાહિત્યકાર તથા કવિઓ હતા. આજે નવીન અભ્યાસક્રમમાં તેમના સાહિત્ય ભાષાંતર કર્યા બાદ ભણાવવામાં આવે છે, કારણ કે પાંચસો-સાંતસો વર્ષના અંગ્રેજી શબ્દો આજના અંગ્રેજીથી ઘણા વિભિન્ન હતા, પરંતુ અરબી ભાષા બધી ભાષાઓમાં અપવાદરૂપ છે. પાછલા દોઢ હજાર વર્ષથી અરબી ભાષા એક જ હાલતમાં છે. તેના શબ્દો અને શૈલીમાં પ્રગતિ જરૂર થઈ છે, પરંતુ તે એ પ્રમાણે કે શબ્દો પોતાના પ્રારંભિક અર્થને બાકી રાખીને નવા અર્થોમાં વપરાયા છે.

શબ્દોની વિશાળતામાં ઘણા બધા અર્થોનો સમાવેશ થઈ જાય છે. બારસો-તેરસો વર્ષ પહેલાનો અરબ પણ જો કબરમાંથી ઉઠીને આવે તો આજના આરબોને પણ તેના શબ્દો એ જ પ્રમાણે સરળતાથી સમજમાં આવી જશે, જેવી રીતે તેમના યુગમાં સમજવામાં આવતા હતા. આજે ઈસ્લામી જગતની લાઈબ્રેરીઓ તથા બુક સ્ટોરોમાં તેરસો વર્ષની પુરાણી અરબી કિતાબોનું તે જ પ્રમાણે વાંચન અને વેચાણ થાય છે, જેમ હાલના સમયની કિતાબોનું  વાંચન તથા વેચાણ થાય છે. આ કુર્આન શરીફનો ચમત્કાર છે. જાણે કુર્આન શરીફ એ અરબી ભાષાને સુરક્ષિત કરી પકડી રાખી છે. જેવી રીતે કુર્આન શરીફ કિયામત સુધી બાકી રહેશે તેવી જ રીતે અરબી ભાષા જીવંત હાલતમાં બાકી રહેશે. કુર્આન શરીફ કદી પણ ક્લાસિકલ લિટરેચરવાળી અલ્મારીઓમાં જશે નહી, બલ્કે હમેંશા લોકો તેનો અર્થ સમજી પઢી શકશે. આ જ પ્રમાણે કુર્આન શરીફ જે જ્ઞાન અને વિશ્લેષણો દર્શાવે છે, તે પણ હમેંશા બાકી રહેશે. સમય પ્રમાણે વૈજ્ઞાનિકો તેની સચ્ચાઈના પુરાવા રજુ કરતા રહેશે.

## બ્લેક બોક્ષ - હિસાબ-કિતાબની યાદ :

કુર્આની આયત : અર્થાત્ (હે લોકો) તમે કોઈ પણ કામ કરતા હો, અમને તે સૌની ખબર રહે છે, જયારે કે તમે તે કામને કરવાનુ શરૂ કરો છો. અને તારા પરવરદિગારથી એક રજકણ બરાબર પણ પૃથ્વીમાં કે આકાશમાં છૂપુ રહેતુ નથી, અને કોઈ વસ્તુ તેના કરતાં નાની કે મોટી એવી નથી જે સ્પષ્ટ કિતાબ (લવહે મહ્ફૂઝ) માં લખાયેલ ન હોય.

*(સૂરએ યુનુસ : ૬૧)*

વિમાની કાયદા પ્રમાણે ૧૨૦૦ પાઉન્ડથી વધારે વજની વિમાનોએ પોતાની સાથે બ્લેકબોક્ષ રાખવું જરૂરી છે. બ્લેક બોક્ષ બે નાના નાના ખાસ પ્રકારના ટેપરેકોર્ડર છે. જેમાંની એકને ફલાઈટ રેકોર્ડર અને બીજાને વોઈસ રેકોર્ડર કહેવામાં આવે છે. બન્નેવ અંદાજે ૨૦ ઈંચ લાંબુ અને ૨૦ ઈંચ પહોળુ હોય છે. એનો વજન ૨૫ પાઉન્ડ હોય છે. આ બોક્ષ પાઈલોટની અવાજ, વિમાનની ઝડપ અને બીજી જરૂરી માહિતી રેકોર્ડ કરે છે, ઓટોમેટિક રીતે દર અર્ધા કલાકે તે ભૂંસાઈ જાય છે. જેથી વિમાનની છેલ્લી ઘડીની માહિતી જાણી શકાય. ૨૩ જુન ૧૯૮૫ના રોજ એરઈન્ડિયાનું બોઈંગ ૭૪૭ કેનેડાથી લંડન જતા એટલાન્ટીક સમૂદ્રમાં દુર્ઘટના ગ્રસ્ત થઈ, બત્રીસ મુસાફીરો સાથે તબાહ થઈ ગયુ. એક પણ વ્યકિત બચી નહી, જે દુર્ઘટનાની વિગત દર્શાવી શકે. એટલાન્ટીક સમુદ્ર બીજા નંબરનો સમુદ્ર છે. જેનું ક્ષેત્રફળ નાના નાના ટાપુઓ સહીત ૪,૧૧,૦૦૦૦૦ ચોરસ માઈલ છે. આવા મોટા સમૂદ્રમાંથી નાનુ બોક્ષ શોધવુ જે સમૂદ્રમાં બે માઈલ નીચે ઉંડાણમાં પડેલુ હતું, અતિ કઠિન અને અશકય હતું. પરંતુ ૧૦ અને ૧૧ જુલાઈના બન્નેવ રેકોર્ડરો (રિમોટ કન્ટ્રોલ રોબોટ) માનવયંત્ર દ્વારા શોધી કાઢયા. આ કેમ કરીને બન્યુ ? બ્લેક બોક્ષમાં એવી મશીનો લાગેલી હોય છે, જેનાં દ્વારા તે રેડિયાઈ સિગ્નલ આપતી રહે છે. આ સિગ્નલ પ્રત્યેક સેકંન્ડે ત્રીસ દિવસ સુધી આપે છે. ફ્રાન્સ, ઈંગ્લેન્ડ અને અમેરિકાની અત્યંત આધુનિક સિસ્ટોમેટીક સ્ટીમ્બરોએ સિગ્નલ દ્વારા તેના ચોક્કસ સ્થળની બાતમી મેળવી લીધી. ત્યાર બાદ ખાસ પ્રકારના કેમેરાથી તેની તસ્વીરો

લીધી. પછી માનવયંત્રોને સમુદ્રના તટે મોકલ્યા. તેમનું રેડિયાઈ કિરણોથી કન્ટ્રોલ કરવામાં આવે છે. એન્જીનિયરો મશીની સ્ક્રીન વડે જોઈ રોબર્ટ (માનવયંત્ર)ને માર્ગદર્શન આપી બ્લેકબોક્ષ માનવયંત્રના હાથોમાં પકડાઈ આપે છે. જે તેને ઉપર લાવી વૈજ્ઞાનિકોના હવાલે કરે છે. આવી અત્યંત આધુનિક માહિતી સાંભળી જયારે આપણે કુર્આન શરીફની આ આયતનો ભાવાર્થ સમજીએ તો આપણને ખુદાઈ મહાન તાકાતનો અંદાજો આપશે કે તે આપણા એક-એક કર્મનો કેવી રીતે હિસાબ લેશે. કુર્આન શરીફમાં છે કે, અર્થાત્ ''અને તેઓ કહેતા હશે કે, હાય અમારી કમબખ્તી ! આ કાગળ (અઅમાલનામુ)ની અજબ હાલત છે, કે એણે ન કોઈ નાની વાત છોડી, ન મોટી વાત (છોડી), પરંતુ સૌને લખી રાખી છે. અને તેઓએ જે કંઈ (દુનિયામાં) કર્યુ હશે તે સઘળુ (નોંધ થયેલું) સામે જોશે. અને તારો પરવરદિગાર કોઈના ઉપર ઝુલ્મ કરશે નહિ.'' *(સૂરએ કહફ : ૪૯)*

વિજ્ઞાન એ સૃષ્ટિમાં વિભિન્ન અસર કરનાર નિયમોની શોધનું નામ છે. આ નિયમોથી જે હિસ્સાની પણ વિજ્ઞાન શોધ કરે છે, તે હકીકતમાં અલ્લાહ તઆલાની કુદરતની એક ઝલક હોય છે. ખુદાઈ નિશાનીઓમાંથી એક નિશાની (ચિન્હો)નું જ્ઞાન પ્રાપ્ત થાય છે. વૈજ્ઞાનિક માટે વિજ્ઞાન ફકત જ્ઞાન કે શોધ છે, પરંતુ મુસલમાન માટે તે ઈસ્લામની દઅ્વત (પ્રચાર)નું માધ્યમ છે, જેને તે ઇસ્લામના પ્રચાર માટે લોકો સમક્ષ રજુ કરે છે.

## એક આયત ઈસ્લામ સ્વીકાર માટે નિમિત્ત બની :

પાછલા દિવસોમાં અમેરિકા ખાતે છોડ ઉપર સંશોધન કરી રહેલા વૈજ્ઞાનિકોને જાણવા મળ્યું કે, છોડની અંદરથી અવાજરૂપે કેટલીક તરંગો નીકળે છે. જો વાતાવરણમાં ભળી જતાં પૂર્વે તેને અત્યંત શકિતશાળી આધુનિક રેકોર્ડર દ્વારા કેદ કરી લેવામાં આવે તો તે જ તરંગો રીતસરની સમજમાં ન આવે એવા અવાજનું રૂપ ધારણ કરી લે છે. આ સંશોધન વિશે એક વિગતવાર રિપોર્ટ અમેરિકાથી પ્રસિધ્ધ થતાં ''જર્નલ ઓફ પ્લાંટ મોલેકયુલ્સ બાયોલોજી''માં છપાય ચૂકી છે.

પ્રત્યેક ક્ષણે નીકળતી રહેતી આ તરંગોને વૈજ્ઞાનિકોએ સમજવા માટે ત્રણ વર્ષ સુધી મથામણ કરી, પરંતુ તેઓ તેને કળી ન શકયા.

એટલે આ સંશોધનમાં મુખ્ય ભૂમિકા ભજવનારા વૈજ્ઞાનિક પ્રોફેસર વિલિયમ બ્રાઉને અમેરિકા તથા યુરોપના અન્ય વૈજ્ઞાનિકોને આ શોધની કોઈ વૈજ્ઞાનિક સમજૂતી આપવા માટે પ્રેર્યા. પરંતુ કોઈ વૈજ્ઞાનિક તેની વ્યાખ્યા ન કરી શકયા. યોગાનુયોગ બ્રિટીશ વૈજ્ઞાનિકોની ટીમમાં એક મુસ્લિમ વૈજ્ઞાનિક પણ હતા. પાંચ દિવસના સતત અભ્યાસના અંતે જ્યારે તેમણે જાહેર કર્યું કે, ''મારા માટે આ ઘટનામાં આશ્ચર્ય જેવું કશુંય નથી. કારણકે અમારા મુસ્લિમો પાસે પાછલા ચૌદસો વર્ષથી આ વૈજ્ઞાનિક સંશોધનની સમજૂતિ મૌજૂદ છે.'' બોર્ડના બધા સભ્યો સ્તબ્ધ થઈ તેમનું મોઢું જોવા લાગ્યા. બોર્ડે આગ્રહ કર્યો કે તમારી પાસે તેની દલીલ શું છે કે છોડવાઓ પણ બોલે છે? એટલે તેમણે કુર્આનમાંથી સૂરએ બની ઈસ્રાઈલની ૪૩મી આયત ખોલીને પઢવા માંડી. જેનો અનુવાદ આ મુજબ છે :

''સાતેય આકાશો અને પૃથ્વી તથા જે કંઈ એ સૌમાં છે તે અલ્લાહપાકની પવિત્રતા બયાન કરે છે, અને કોઈ પણ વસ્તુ એવી નથી કે જે ખૂબીઓ સાથે તેની પવિત્રતા બયાન કરતી ન હોય, પણ તમે તેમની પવિત્રતા બયાન કરવાને સમજતા નથી; બેશક તે અલ્લાહ પાક ઘણો સહનશીલ (અને) બક્ષનાર છે.'' *(બની ઈસ્રાઈલ : ૪૩)*

અવાજની આ તરંગો વાસ્તવમાં તો પેલા છોડવાઓની તસ્બીહ છે. આ મુસ્લિમ વૈજ્ઞાનિકના તારણથી હોલમાં સન્નાટો છવાય ગયો. આ મિટિંગ પછી ઉકત વૈજ્ઞાનિક ટીમના વડા મિ. બ્રાઉને ઈસ્લામ વિશે હજુ વધારે જાણવાની ઈચ્છા દર્શાવી. આ અભ્યાસ અંતે તેઓને ઇસ્લામ સ્વીકાર સુધી દોરી ગયો.

## અલ્લાહપાકનું સુરક્ષા કવચ :

કુર્આન શરીફમાં કહેવામાં આવ્યું છે કે, અમે આકાશને એક સુરક્ષિત છત્ર બનાવ્યું છે. *(અલ અમ્બિયા : ૩૨)* આનાથી જાણવા મળે છે કે આકાશને

અલ્લાહ તઆલાએ પોતાની રહમત તથા કુદરતથી એવી રીતે બનાવ્યું છે કે તે માણસ માટે હાનિકારક વસ્તુઓથી બચવાનું સાધન બની જાય. આ ખુદાઈ વ્યવસ્થાના અનેક પાસાઓ છે, છતાં તેનો એક અંશ સંભવતઃ તે આકાશી વાયુ છે જેને ઓઝોન (Ozon) કહેવામાં આવે છે.

સૂર્ય આપણી પૃથ્વીથી નવ કરોડ ત્રીસ માઈલ દૂર છે. તે એટલો મોટો છે કે જો તેના દ્રવ્યના ટુકડા કરવામાં આવે તો તેનાથી આપણી પૃથ્વી જેટલા બાર લાખ ગોળાઓ બની જશે. આ સૂર્ય આપણા માટે રોશની તથા ગરમી મેળવવાનું સાધન છે. આ સબંધે તેનું વર્તમાન અંતર ઘણું જ મહત્વનું છે. જો જમીનથી સૂર્યનું અંતર હાલના અંતરથી ઓછું હોત તો તેના કારણે પૃથ્વી પર કોઈ સજીવ ટકી શકે એવી સ્થિતિ જ ન હોત.

સૂર્યના જે કિરણો પૃથ્વી પર આવે છે, તેમાં કેટલાક અત્યંત હાનિકારક તત્વો હોય છે. દા.ત. પારજાંબલી કિરણો. આ કિરણો સજીવો માટે બહુ ખતરનાક હોય છે. તેનાથી જાતજાતના રોગો થાય છે. તેની વધારે માત્રા પ્રાણઘાતક નિવડે છે. પરંતુ માનવ સહિત સમગ્ર જીવસૃષ્ટિ આ પૃથ્વી પર એ કારણોસર બાકી રહી છે કે વાતાવરણમાં ઓઝોન નામી પડ મોજૂદ છે.

આ ઓઝોન એક પ્રકારની ગેસ (વાયુ) છે. તેના વિશેષ મોલેકયુલર બંધારણના કારણે તે પારજાંબલી કિરણોને શોષી લે છે. અને તેને પૃથ્વી સુધી પહોંચવા દેતી નથી.

કુર્આને કહયું છે કે, "અમે ઉપર એક સુરક્ષિણ છત બનાવી છે." હાલમાં વાતાવરણ વિશે જે વૈજ્ઞાનિક સંશોધનો થયા છે તે કુર્આને પાકના આ વિધાનને સાબિતી આપે છે. આ સંશોધન દર્શાવે છે કે અવકાશમાં ઓઝોન ગેસનું એક જાડુ પડ છે, જે પૃથ્વીના ગોળાની ચારેકોર અસ્તિત્વ ધરાવે છે. આ અવકાશી છત્રી માણસ માટે એક સુરક્ષા કવચનું કાર્ય કરી રહી છે. આ સુરક્ષા કવચ વગર માણસ માટે અહીં વસવાટ કે વિકાસની કોઈ શકયતા ન હતી.

સંશોધનથી જાણવા મળ્યું છે કે આકાશમાં ૨૦ થી ૫૦ કિ.મીટરની

ઉંચાઈ વચ્ચે જે વાયુઓ છે તેમાં કુદરતી રીતે એક ક્રિયા થાય છે. તેના પરિણામે નવા પ્રકારના મોલેકયુલથી એક બીજી ગેસ તૈયાર થાય છે, જેને ઓઝોન કહેવામાં આવે છે. તે પૃથ્વીની ચારેકોર ફેલાયેલી છે. તે સૂર્યના પારજાંબલી કિરણોને શોષી લે છે. અને આમ, તે પૃથ્વી પર જીવન માટે એક મહત્વપૂર્ણ સુરક્ષા કવચનું કામ કરે છે.

વર્તમાનકાળમાં ઔદ્યોગિક પ્રગતિના લીધે માનવી માટે જે નવી સમસ્યાઓ ઉભી થઈ છે. તે પૈકી એક ખતરનાક સમસ્યા એ છે કે આધુનિક ઉદ્યોગોમાંથી નીકળતાં કેટલાક વાયુઓના લીધે ઓઝોનના પડને ભારે નુકસાન થઈ રહયું છે. એવો ખતરો મંડળાય રહયો છે કે ઓઝોનના પડમાં ગાબડું પડવાના કારણે ઓછામાં ઓછું આંશિક રીતે, પારજાંબલી કિરણોને પૃથ્વી સુધી પહોંચવાનો માર્ગ મોકળો થઈ જશે. અને પછી માણસ માટે જાતજાતની ઉકેલી ન શકાય તેવી સમસ્યાઓ ઉભી થશે.

વર્તમાનકાળમાં તેના વિશે રીતસરનું સંશોધન કરવામાં આવી રહયું છે. અને એ બાબતે ખાસ્સું સાહિત્ય પ્રગટ થઈ ચૂકયું છે. ટાઈમ મેગેઝિને (૧૭ ફેબ્રુઆરી ૧૯૯૨) આ બાબતને પોતાની કવર સ્ટોરી (આવરણકથા) બનાવી છે. તેનું શિર્ષક છે : “Vanishing Ozon : The danger comes closer” નામશેષ થતું ઓઝોન : ખતરો નજીક આવી રહયો છે.

આ જીવન ઉપયોગી ગેસ જેની ઉપર ખતરો તોળાય રહયો છે. તે ઓકસીજનનો એક પ્રકાર છે. જેના મોલેકયુલમાં ત્રણ એટમ હોય છે. જો કે સામાન્યપણે ઓકસીજનના મોલેકયુલમાં બે એટમ હોય છે. બંધારણમાં આ નજીવા ફર્કના કારણે ઓઝોન વાયુમાં એટલી ક્ષમતા પેદા થઈ ગઈ છે કે તે અલ્ટ્રા વાયોલેટ કિરણોને શોષી શકે. *(P. 41)*

વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી જુઓ તો મોલેકયુલના આણવિક બંધારણમાં આ પરિવર્તન જ તે કારણ છે જેના કારણે ઓઝોનમાં હાનિકારક કિરણોને શોષવાની ક્ષમતા આવી છે. ઓઝોનનું આ પડ આપણને પારજાંબલી કિરણોની ઘાતક અસરોથી સતત સુરક્ષિત રાખી રહયું છે.

માત્ર એટમની સંખ્યામાં વધારાના લીધે તેમાં એવી અનોખી તથા ફાયદાકારક ક્ષમતા આવી જાય તેની કોઈ વૈજ્ઞાનિક કે બુધ્ધિગમ્ય સમજૂતી મળતી નથી. વાસ્તવિકતા એ છે કે માણસને આ આકાશી આગથી બચાવનાર ખુદાપાક છે. બાહ્ય રીતે મજકૂર ફેરફાર એટલા માટે કરવામાં આવ્યો કે, જેથી માણસ તેને જોઈને થોભે. તે આ બાહ્ય ઘટનાને જોઈને આંતરિક સત્ય સુધી પહોંચી શકે.

એક બાજુ કુદરતની વ્યવસ્થામાં ઓઝોનનું વાયુમંડળ હોવું, બીજી બાજુ આધુનિક ઔદ્યોગિક વ્યવસ્થાના કારણે ઓઝોન વાયુને નુકસાન પહોંચવું, આ બન્નેવ ઘટનાઓ અત્યંત બોધદાયક ઘટનાઓ છે. અને વિચારવાળાઓ માટે તેમાં મહાન નિશાનીઓ જોવા મળે એમ છે.

વાતાવરણમાં ઓઝોનનું જાડું પડ એ દર્શાવે છે કે જે હસ્તીએ વિશ્વને સર્જ્યું છે. તેને પહેલાંથી એ જાણ હતી કે પૃથ્વી પર વસવાટ કરનાર માનવીની શી જરૂરતો હશે? તેને ખબર હતી કે સૂર્યના કિરણોમાં ફાયદા-કારક તત્વોની સાથો-સાથ નુકસાનકારક તત્વો પણ છે. એટલે તેણે ફાયદાકારક તત્વો મળી રહે અને નુકસાનકારક તત્વોથી સુરક્ષિત રહે તેની વ્યવસ્થા કરી રાખી. જેથી માનવી જ્યારે પૃથ્વી પર વસવાટ શરૂ કરે તો તે પેલા સૂર્યના નુકસાનકારક કિરણોથી સુરક્ષિત રહે અને ફાયદાકારક કિરણોથી લાભ ઉઠાવે.

હવે બીજું પાસું એ જુઓ, જે વીસમી સદીના ઉત્તરાર્ધમાં આપણી સમક્ષ આવ્યું છે. વૈજ્ઞાનિકોએ સાઠ વર્ષ પહેલાં તે વસ્તુ શોધી, જેને એરકંડીશનિંગ કહેવામાં આવે છે. આ શોધના કારણે માણસને અસામાન્ય રીતે રાહત મળવા માંડી. એરકંડીશન ઘરો, ઓફિસો અને જુદી જુદી ઈમારતોમાં લગાવવામાં આવે છે. એમ કહો કે એરકંડીશન આધુનિક જીવનશૈલીનું એક અનિવાર્ય અંગ બની ગયું છે. જ્યારે આ શોધ થઈ ત્યારે તેમાં ભલાઈ જ ભલાઈ દેખાતી હતી, પરંતુ આધુનિક સંશોધનોએ સાબિત કર્યુ છે કે આ ભલાઈમાં પણ બુરાઈ છુપાયેલી છે.

પ્રવર્તમાન એરકંડીશનિંગ સિસ્ટમ સીએફસી પર આધારિત સિસ્ટમ છે. સીએફસી ટેકનોલોજી આજના માનવી માટે જબરજસ્ત ખતરો બની ગઈ છે. સીએફસી એટલે કલોરોફલોરો કાર્બન. આ કેમિકલ તૈયાર કરવા માટે જે કારખાનાઓ નાંખવામાં આવ્યા છે તેઓ તેની તૈયારી દરમિયાન એક ઉપઉત્પાદન (by-product) તૈયાર કરે છે. જેને સીઆઈઓ અથવા કલોરીન મોનોકસાઈડ કહેવામાં આવે છે. આ સીઆઈઓ જ ઓઝોનના પડને હાનિ પહોંચાડી રહયું છે. અહીં સુધી કે તેણે તેમાં બહુ મોટું ગાબડું પાડી દીધું છે. જેના કારણે સૂર્યના હાનિકારક કિરણો પૃથ્વી પર આવવા માંડયા છે.

હવે અમેરિકા વિગેરેમાં બહુ વ્યાપક સ્તરે સંશોધન થઈ રહયું છે, જેથી કોઈ એવું વૈકલ્પિક તત્વ શોધવામાં આવે, જેના વડે મજકૂર હાનિકારક કેમિકલ પેદા કર્યા વગર એરકંડીશનિંગના સાધનો બનાવી શકાય.

હવે અહીં બે નમુના છે. એક પ્રકૃતિનો, બીજો માનવીય કારીગરી કે ઉદ્યોગનો. પ્રકૃતિમાં પહેલાંથી જ માનવીને હાનિકારક તત્વોથી બચાવવાની વ્યવસ્થા હતી. બીજી બાજુ આધુનિક ઉદ્યોગકારોને પહેલાંથી એ જાણ ન હતી કે એરકંડીશનિંગ સિસ્ટમ પ્રકૃતિના સુંદર સંતુલનને ખોરવી નાંખી માનવજાત માટે નુકસાનકારક પરિસ્થિતિ સર્જશે.

આ સ્થિતિ દર્શાવે છે કે સૃષ્ટિના સર્જન તથા આયોજન પાછળ એક સભાન તત્વ કાર્ય કરી રહયું છે. જો અહીં કોઈ બુધ્ધિશીલ તત્વ ન હોત તો સૃષ્ટિમાં પણ વારંવાર એવી ખામીઓ સર્જાત જે માનવીય ઉદ્યોગમાં સર્જાઈ રહી છે.

આ હકીકત પ્રતિ કુર્આને આ શબ્દોમાં ઈશારો કરે છે કે, ‘‘બહુ જ બરકતવંત છે તે હસ્તી જેના હાથમાં સત્તા છે. અને તે બધું જ કરી શકવા સમર્થ છે. જેણે મૃત્યુ તથા જીવનનું સર્જન કર્યું, જેથી તમને ચકાસે કે તમારા પૈકી કોણ સદકાર્ય કરનાર છે. તે જબરજસ્ત માફી આપનાર છે. જેણે ઉપર નીચે સાત આકાશો સર્જયા. તમને રહમાનના સર્જનમાં કોઈ છીંડું

ન દેખાશે, ફરી જુઓ, તો શું તમને કોઈ ખામી દેખાઈ ? પછી વારંવાર નજર નાંખી જુઓ, તમારી નજર હારી થાકીને નિષ્ફળ થઈ પાછી ફરશે (પણ તને કોઈ ખામી નહીં દેખાય).” *(અલ મુલ્ક : ૧–૪)*

સારાંશ કે, અલ્લાહ તઆલાએ સૂર્યનું સર્જન કર્યું. સૂર્યનું સર્જન માનવીના સર્જનથી બહુ પહેલાં થયું, પરંતુ અલ્લાહને પહેલાંથી જાણકારી હતી કે સૂર્યના કિરણોનો એક અંશ (અલ્ટ્રાવાયોલેટ) માણસ માટે હાનિકારક નિવડશે. જેથી પહેલાં જ ખુદાએ વાતાવરણમાં એક મજબૂત સુરક્ષા વ્યવસ્થા સ્થાપી દીધી હતી, જે માણસને સુરક્ષા પુરી પાડતી રહે.

બીજી બાજુ માનવીય એન્જીનિયરો અને વૈજ્ઞાનિકોએ પૃથ્વી પર એક ઈન્ડસ્ટ્રી સ્થાપી. તે ઈન્ડસ્ટ્રીમાંથી એક એવું તત્વ છુટ્ટુ પડવાનું હતું જે ઉપર ચઢીને પેલા સુરક્ષા કવચમાં ગાબડાં પાડી દેવાનું હતું, પરંતુ માનવીય વિશેષજ્ઞોને તેની જાણકારી માત્ર ત્યારે મળી જ્યારે તેમની ઈન્ડસ્ટ્રીના પેલા હાનિકારક પરિણામો વ્યવહારિક સ્તરે પ્રગટ થઈ ગયા. અને માનવી તેનો ભોગ બનવા લાગ્યો. ત્યાર પહેલાં તેઓ તેને જાણી ન શકયા.

આ તુલનાત્મક ઉદાહરણ દર્શાવે છે કે, સૃષ્ટિનું સર્જન તથા સંચાલન કોઈ સભાન તત્વ વગર શકય નથી. બલ્કે માનવીય સ્તરની સભાનતા (બુધ્ધિ) પણ તેના માટે પુરતી નથી. તેના માટે પરમ બુધ્ધિની જરૂર છે. આ પ્રકારના ઉચ્ચ બુધ્ધિવાન તત્વ વગર પ્રવર્તમાન અર્થસભર સૃષ્ટિ કયારેય અસ્તિત્વમાં આવી ન શકે.

## વહીની હકીકત (પૂર્વદર્શનને બદલે વૈજ્ઞાનિક વિચાર) :

જ્યાં સુધી વહીનો સબંધ છે, મને એકરાર છે કે માત્ર જ્ઞાન આધારિત આ એક ગુંચવણભર્યો અકીદો છે. આ તે બાબતોમાંથી નથી, જેનો સામાન્ય રીતે અનુભવ કરાવવામાં આવે. પરંતુ એ કહેવું પણ અતિશયોક્તિ નથી કે આપણા અનુભવોમાં એવી ઘણી વાતો આવે છે. તેનાથી એ પરિણામ પર પહોંચી શકાય છે કે, અહીંયાં કોઈ એવી હકીકત છે, જેને વહી સાથે સરખાવી શકાય છે. આધુનિક પદ્ધતિ તેનો સ્વીકાર કરે છે કે, અનુમાનિત

હકીકતો પણ એટલી જ યકીની હોઈ શકે છે, જેટલી કે અવલોકન આધારિત હકીકતો. એટલા માટે અમારા પુરાવાની અગત્યતા તેનાથી ઓછી નથી કે તે નિરીક્ષણ હેઠળની નથી, બલ્કે તે અનુમાનિત છે.

૧૯મી સદીમાં કૌશેસન (કાર્યકારણી)ના સિદ્ધાંત (અર્થઘટન)ને સર્જનહારનો અવેજ સમજી લેવામાં આવ્યો હતો. પરંતુ આજના યુગમાં એવી ઘણી ઘટનાઓ વિજ્ઞાન સમક્ષ આવી છે, જેની સમજૂતિ સામાન્ય નિયમ પ્રમાણે થતી નથી. દા.ત. રેડિયમના ઈલેક્ટ્રોનનું તૂટવું. તેને નિયમ પ્રમાણે વર્ણવવાના બધા પ્રયત્ન નિષ્ફળ રહ્યા છે. અહીંયાં સુધી કે એક વૈજ્ઞાનિકને કહેવું પડ્યું કે રેડિયમના ક્યા ટુકડામાં ક્યો ઈલેક્ટ્રોન ક્યારે તૂટશે તેનો ફેંસલો કરવો ખુદાપાકના હાથમાં છે, ભલે તે જે પણ ખુદાપાક હોય.

પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ પણ એ જ બતાવે છે. પ્રાણીઓ વિશે સાબિત થઈ ગયું છે કે, તેમની અંદર જે સ્વભાવ હોય છે, તે સ્વપ્રયત્નથી નથી. દા.ત. મધમાખી પોતાના મધપૂડામાં આઠ ખાના બનાવે છે. કોઈએ તેને એ બતાવ્યું નથી કે એ તારા માટે ફાયદાકારક છે. અહીંયાં સુધી કે તે તેનો હેતુ પણ જાણતી નથી. તેમ છતાં તે તેના કાર્યમાં વ્યસ્ત રહે છે. જેમકે તેનાથી કોઈએ કહી દીધું હોય કે તું આ રીતે કર. *(સૂ.નહલ : ૬૮)*

આ પ્રકારના અનેક બનાવો છે, જે આપણને વિશ્વાસ તરફ લઈ જાય છે કે, ચીજોની બહાર કોઈ શક્તિ છે, જે તે ચીજોને પોતાના ધ્યેય તરફ માર્ગદર્શન પુરૂ પાડે છે. અહીંયાં સુધી કે સર આર્થર ઈડીંગ્ટનએ લખ્યું છે કે, આધુનિક ક્વોન્ટમ થિયરીએ વહીને વૈજ્ઞાનિક અનુમોદન (ટેકો) આપ્યો છે. કુર્આનનું આ બયાન ૨૦મી સદીના માનવીઓ માટે કદાચ તેનાથી વધારે સમજમાં આવે એવું છે, જેટલું તે ૭મી સદીના માનવી માટે સમજમાં આવી શકતું હતું.

કુર્આન શરીફમાં છે : "અને અલ્લાહપાકે દરેક આકાશમાં (તેને ઘટતો) હુકમ (ફરિશ્તાઓ પાસે) મોકલ્યો." *(સૂ.હા-મીમ સિજદહ્ : ૧૨)*

ત્યાર પછી આપણે જ્યારે માનવીની સમસ્યાઓ પર નજર કરીએ છીએ

તો જાણ થાય છે કે, માનવીના જીવનના બે ભાગ છે. એક શારીરિક ભાગ કહી શકાય છે અને બીજો જેને આપણે આત્મા કહીએ છીએ. માનવીના જીવનનો જૈવિક ભાગ (શરીર) ઠીક એવી રીતે બાહ્ય કાનૂનનો પાબંદ છે, જેવી રીતે સૃષ્ટિની બીજી ચીજો તેની પેરવી કરી રહી છે. તે ચીજ જેને મેડીકલ સાયન્સ કહેવામાં આવે છે. તેનું કામ માત્ર એટલું છે કે, તે છૂપાયેલા નેચરના કાનૂનની શોધ કરે. જેના હેઠળ માનવીના જીવનનો જૈવિક ભાગ (શરીર) કામ કરે છે. જો એવું માની લેવામાં આવે કે તે કુદરતી નિયમ જે તારાઓ અને ગ્રહોથી લઈને માનવીના જૈવિક ભાગને હંકારે છે, તેનું કારણ તે પ્રેરણા અને ઈલ્હામ છે, જે દરેક સુધી પહોંચે છે. તો ત્યાર પછી તેની ઉપર અનુમાન કરી એ માનવું સ્વયં આસાન બની જાય છે કે માનવીના મન માટે પણ કાનૂનો નક્કી કરવા પણ અલ્લાહપાક તરફથી જ હોવું જોઈએ.

કુર્આને કરીમે પણ એ જ અંદાજે ફરમાવ્યું : "અને એ લોકો આપને રૂહ (આત્મા) સબંધી પૂછે છે. આપ ફરમાવી દો કે રૂહ મારા પરવરદિગારના હુકમથી છે અને તમને બહુ જ થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે."

*(સૂ.બની ઈસ્રાઈલ : ૮૫)*

અહીંયાં રૂહ વિશે પ્રશ્નના જવાબમાં બે બાબતો કહેવામાં આવી છે. એક એ કે, એ અલ્લાહપાકનો હુકમ છે. બીજું કે, તમને થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે. પહેલાનો અર્થ એ છે કે, રૂહ એવી રીતે માનવી માટે ખુદાનો હુકમ છે, જેવી રીતે સમગ્ર બ્રહ્માંડ ખુદાના હુકમ (કુદરતી કાનૂન) પ્રમાણે છે. અને તેનો અનુભવ આપણે દરરોજ કરીએ છીએ. બીજાનો અર્થ એ છે કે, રૂહને બૌદ્ધિક રીતે સમજવાની પહેલી શરત એ છે કે, તમે પ્રથમ એ વાસ્તવિક્તાને સ્વીકારો કે તમારી પાસે જે જ્ઞાન છે, તે ખૂબ જ થોડું છે. આ બાબતનો સ્વીકાર કરશો તો વહીની હકીકત સમજમાં આવી જશે. અને જો આનો ઈન્કાર કરીને સમજવા માંગશો તો તેને નહીં સમજી શકો.

આશ્ચર્યની વાત છે કે, ૧૩૦૦ વર્ષ પહેલાંના એલાનને આજે વિજ્ઞાન તેની સચ્ચાઈ સાથે સાબિત કરી રહ્યું છે. પહેલા વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) સાથે જે નવા યુગનો આરંભ થયો, તેમાં માની લેવામાં આવ્યું કે, માનવીની

અમુક મર્યાદાઓ છે. જેનાથી તે બધી હકીકતોનો અનુભવ કરી શકતો નથી. માટે જરૂરી છે કે, પોતાના અધુરા જ્ઞાનની પૂર્તિ કરવા માટે તે વિજ્ઞાનની પદ્ધતિઓમાં વધારો કરે, જે ૧૯મી સદી સુધી વિજ્ઞાનની પદ્ધતિઓ સમજવામાં આવતી ન હતી.

આઈનસ્ટાઈને બ્રહ્માંડ વિશે જે વૈજ્ઞાનિક થિયરી રજૂ કરી, તે વિશે તેણે એકરાર કર્યો કે, આ કામ આ પધ્ધતિની પાબંદીથી નથી થઈ શકતું. જે ઉદાહરણ તરીકે ગેસની ગતિના સિદ્ધાંત (Kinetic Theory of Gases)માં ઉપયોગી છે. અહીંયાં કૃત્રિમ પદ્ધતિ (Synthetic Method)ને બદલે વિશ્લેષણાત્મક પદ્ધતિ (Analytical Method)થી કામ લીધું. તેણે વિજ્ઞાનની પદ્ધતિના બે ભાગ કર્યા. એક રચનાત્મક પદ્ધતિ (Constructive Theories) અને બીજી સૈદ્ધાંતિક પદ્ધતિ (Principle Theories). તેણે કહ્યું કે, સાપેક્ષતાવાદ (Relativity)ને સમજવા માટે માત્ર બીજી પદ્ધતિ જ કામ આપે છે. બીજા શબ્દોમાં તેને બ્રહ્માંડની વાસ્તવિક્તાને સમજવા માટે વૈજ્ઞાનિક અવલોકનોને બદલે એક પ્રકારના વૈજ્ઞાનિક ચિંતન (Scientific Contemplation)ને સમર્થન આપ્યું. તેથી આઈનસ્ટાઈનના સિદ્ધાંતને એક પ્રૉફેસરે આ શબ્દોમાં બયાન કર્યું છે : "In dealings with the eternal verities, the area of experiment is reduced and that of contemplation enhanced."

આજીવન (કાયમી)ની હકીકતોની ચર્ચામાં અવલોકનોનો ડાયરો ઘટી જાય છે અને વિચારોનો ડાયરો વધી જાય છે.

કુરૂઆન શરીફનો દાવો છે કે, તે એક આકાશી કાનૂન છે, જે માનવીઓના માર્ગદર્શન માટે ઉતારવામાં આવ્યો છે. કુરૂઆનનું એલાન છે કે, માનવી ક્યારેય એના જેવું પુસ્તક નહીં બનાવી શકે, ભલે તે તેના માટે ગમે તેટલા પ્રયત્નો કરે.

"અને જો તમને આ કિતાબ વિશે કોઈ શંકા હોય, જેને અમે અમારા ખાસ બંદા ઉપર ઉતારી છે, તો તમે એના જેવી એક જ સૂરત બનાવી

લાવો. અને અલ્લાહપાકના સિવાય તમારા મદદગારોને પણ બોલાવી લો, જો તમે સાચા છો.'' *(સૂ.બકરહ : ૨૩)*

“આપ ફરમાવી દો કે, જો સઘળા માનવી અને જિન્નાત આ વાત પર એકત્ર થઈ જાય કે આ કુર્આનના જેવું બનાવી લાવે, તો પણ એના જેવું નહીં લાવી શકે. ભલે તેઓ એકબીજાના મદદગાર બની જાય.''

*(સૂ.બની ઈસ્રાઈલ : ૮૮)*

ઈન્સાયક્લોપિડિયા ઑફ ફિલોસોફીના શબ્દોમાં “તત્વજ્ઞાન આધારિત જે બુનિયાદી પ્રશ્નો જન્મે છે તે આ છે કે, એ ક્યો માપદંડ છે જેની ઉપર વહીનો દાવો પારખી શકાય.''

કુર્આન શરીફ વિશે જો આપણે એવું કરીએ કે તેને ઉપર વર્ણવેલ દાવા પ્રમાણે પારખવામાં આવે તો આ માપદંડ આશ્ચર્ય રીતે એ સાબિત કરે છે કે, તે ખુદાઈ કલામ છે. પાછલી ૧૩ સદીઓમાં કુર્આન અને ઈસ્લામના અનેક દુશ્મનો પેદા થયા. તે આ ચેલેન્જના જવાબમાં કુર્આન જેવી એક કિતાબ અરબી ભાષામાં તૈયાર કરીને ખૂબ જ આસાનીથી તેને પરાજય આપી શકતા હતા અને ખરેખર ઘણા લોકોએ તેના પ્રયત્નો કર્યા. પરંતુ ઈતિહાસ બતાવે છે કે, મુસયલમા (ઈ.સ.૬૩૩) અને ઈબ્ને મુકફ્ફઅ (ઈ.સ.૭૨૪-૭૬૧)થી લઈને ધર્મયુદ્ધો (ઈ.સ.૧૦૯૫-૧૨૭૧) પછી પેદા થનારા ખ્રિસ્તીઓ; પણ કોઈ તેમાં સફળ ન થઈ શક્યા.

## કુર્આન શરીફ વિશે અકીદાઓ :

- કુર્આન શરીફને અલ્લાહ તઆલાએ પોતાના મહબૂબ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર વહી સ્વરૂપે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) મારફત ૨૩ વર્ષમાં જરૂરત મુજબ ક્રમશઃ ઉતાર્યું છે.

કુર્આન શરીફમાં છે : અને આ (કુર્આન) સર્વે જગતના પરવરદિગારનું ઉતારેલું છે. તેને પ્રામાણિક ફરિશ્તા હઝ. જિબ્રઈલ (અલૈ.) લઈને ઉતર્યા છે. આપના દિલ પર (ઉતાર્યું) કે જેથી આપ (અલૈ.) ડર સંભળાવનાર

થાવ, શુદ્ધ અરબી ભાષામાં. *(સૂ.શૂઅરા : ૧૯૨-૧૯૫)* એ(ની વાણી) તો માત્ર વહી છે, જે મોકલવામાં આવે છે કે તેમને એક મહા શક્તિવાન (ફરિશ્તો આ વહી) શીખવે છે કે જે (મૂળથી જ) બળવાન છે. *(સૂ.નજ્મ : ૪-૬)*

- કુર્આને પાક પોતાની અસલી હાલત પર અક્ષરશઃ અને શબ્દશઃ મૌજૂદ છે, અને કિયામત સુધી રહેશે.
- કુર્આન મજીદની સુરક્ષાની જવાબદારી ખુદ અલ્લાહ તઆલાએ પોતે લીધી છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : બેશક, અમે જ આ કુર્આને પાક ઉતાર્યું છે, અને અમે જ તેના રક્ષક છીએ. *(સૂરએ હિજ્ર : ૯)*

- કુર્આન પૂર્વેની મશહૂર આસમાની કિતાબો તવરાત, ઈન્જીલ અને ઝબૂર (બાઈબલ નવો-જૂનો કરાર) છે. પરંતુ આજે આ કિતાબો પોતાની અસલ હાલત પર બાકી રહી નથી.

અલ્લાહપાક ફરમાવે છે : પછી તેઓના કરાર તોડવાના કારણે જ અમે તેઓના ઉપર લઅનત કરી અને તેઓના દિલ અમે સખત કરી દીધા. તેઓ(માંના આલિમો તવરાતના) કલામને તેના યોગ્ય સ્થળેથી ફેરવી નાખતા હતા. *(માઈદહ : ૧૩)* (હે મુસલમાનો !) શું હવે પણ તમે આશા રાખો છો કે, એ (યહૂદીઓ) તમારા કહેવાથી ઈમાન લાવશે ? જો કે તેઓ માંહે કેટલાક લોકો એવા થઈ ગયા છે, જેઓ અલ્લાહપાકનું કલામ સાંભળતા હતા. ફરી તેને સમજ્યા પછી કંઈનું કંઈ કરી નાખતા હતા. *(બકરહ : ૭૫)*

- કુર્આન મજીદના અવતરણ (નાઝીલ થવા) પછી બીજી કોઈ આસમાની કિતાબ પર અમલ કરવો જાઈઝ નથી.
- પોતાની બુધ્ધિથી કુર્આન શરીફની તફસીર (ભાષ્ય) કરનાર માણસનું ઠેકાણું જહન્નમ છે.
- કુર્આન મજીદની કોઈ વાત, ખબર કે હુકમની ઠેકડી ઉડાડવી કુફ્ર છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : અને જ્યારે અમારી આયતો પૈકી અમૂકની

તેને જાણ થાય છે ત્યારે તેની હાંસી ઉડાવે છે. એવા જ લોકો માટે ઝિલ્લતનો અઝાબ છે. *(સૂરએ જાષિયહ : ૯)*

- કુર્આન મજીદના કોઈ પણ હુકમનો ઈન્કાર કુફ્ર છે.

કુર્આન શરીફમાં છે : અને એવી જ રીતે અમે આપના ઉપર આ કિતાબ ઉતારી, તો જેમને અમે કિતાબ(ની સમજ) આપી છે, તેઓ એ કુર્આનને માને છે અને આ (અરબ) લોકોમાં પણ કેટલાક એને માને છે અને (ધર્માંધ) નાફરમાનો સિવાય અમારી આયતોનો કોઈ ઈન્કાર કરતું નથી. *(અન કબૂત : ૪૭)*

- કુર્આન મજીદ રમઝાન મુબારકમાં લયલતુલ કદ્રમાં એકી સાથે લવ્હે મહફૂઝથી આસમાની જગત પર ઉતારવામાં આવ્યું.

કુર્આન શરીફમાં છે : બેશક, અમે એ (કુર્આન)ને એક બરકતવાળી રાત્રે ઉતાર્યું. *(સૂરએ દુખાન : ૩)* બેશક, અમે જ આ (કુર્આન)ને શબે કદ્રમાં ઉતાર્યું છે. *(સૂરએ કદ્ર : ૧)* મતલબ કે લવ્હે મહફૂઝથી પહેલા આકાશ પર જે એકી વખતે પુરૂં કુર્આન મજીદ ઉતાર્યું, તે શબે કદ્રમાં જ ઉતાર્યું હતું.

- કુર્આન કોઈ ઈન્સાનની વાણી નથી અને એવું સમજવું કુફ્ર છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સમયમાં વલીદ બિન મુગીરહે કુર્આન વિશે કહ્યું કે, તે મનુષ્યવાણી છે. તો અલ્લાહપાકે તેને જહન્નમી ઠેરવ્યો. ફરમાવ્યું : આખરે બોલ્યો કે એ તો માત્ર આગલાઓથી ચાલ્યો આવતો જાદૂ છે. એ તો માત્ર મનુષ્યની વાણી છે. (પણ એની શિક્ષામાં) હવે હું તેને જહન્નમમાં નાંખીશ. *(સૂરએ મુદ્દસ્સિર : ૨૪-૨૬)*

## ખુદા તઆલાના કાનૂનની અમરતા, માનવીના કાનૂનોની નિષ્ફળતાના અનુભવો :

આજ સુધીના અભ્યાસે આપણને જ્યાં સુધી પહોંચાડ્યા છે, તેમાં એક વિચાર ઉમેરવામાં આવે તો એ કહેવું અતિશયોક્તિ ન ગણાય કે ઉપરની ચર્ચા સમજમાં આવી જાય છે તે એ કે, ખુદાના કાનૂન જે કાનૂની સિદ્ધાંત

પર ૧૪૦૦ વર્ષ પહેલાં નક્કી કર્યા હતા, તે આજ સુધી બાકી રહ્યા છે. એટલું જ નહીં, બલ્કે તે દરમિયાન જે બીજા કાનૂનો ઘડવામાં આવ્યા હતા, તે નાકામ સાબિત થઈ ગયા. હવે ફરી જ્ઞાનનો સમુદ્ર તે દિશામાં જઈ રહ્યો છે, જ્યાંથી તેણે ખુદા તઆલાના કાનૂનોને છોડ્યા હતા. માનવીના કાનૂનોના મુકાબલામાં ખુદાના કાનૂનોની અમરતા તે સમયે જ સમજમાં આવી શકે છે, જ્યારે એ માનવામાં આવે કે તેનું ઉદ્‌ગમસ્થાન માનવીના મગજથી બહાર કોઈ અમર મગજમાં જોવા મળે છે.

અહીંયાં કેટલાક ઉદાહરણો જોઈએ :

## વ્યક્તિગત સ્વતંત્રતાનો વિચાર :

ખુદા તઆલાના કાનૂનમાં વ્યક્તિગત સ્વતંત્રતાને ખુદાપાકના હુકમની પાબંદ બનાવવામાં આવી છે.

"તેઓ એમ કહેતા હતા કે, શું અમને પણ કંઈ અધિકાર છે ? (હે મુહમ્મદ સલ !) ફરમાવી દો, સર્વ અધિકાર અલ્લાહપાકને જ માટે છે."

*(સૂ.આલિ ઈમરાન : ૧૫૪)*

યુરોપના બીજા જીવન (પુનરૂત્થાન) પછી વૈશ્વિક સ્તરે જે પરિવર્તન આવ્યું, તેણે આ સિદ્ધાંતને ગુલામી સાથે સરખાવી છે. તેણે એલાન કર્યું કે, આઝાદી માનવીનું સૌથી મોટું મૂલ્ય છે. ફ્રાંસની ક્રાંતિ (૧૭૮૯)થી લઈને આજ સુધી આ સિદ્ધાંતને સમજવા માટે ૨૦૦ વર્ષ મળ્યા, પરંતુ આ અવલોકનનું અંતિમ પરિણામ એ છે કે, હવે એવા વિચારકો પેદા થઈ રહ્યા છે, જે વ્યક્તિગત આઝાદીને નિરર્થક સાબિત કરે છે. પ્રૉફેસર સ્કીનર (ઈ.સ. ૧૯૦૪)નું કહેવું છે :

"(આપણે આઝાદીનો ભાર ઉઠાવી શકતા નથી) ૧૮મી અને ૧૯મી સદીના વિચારકોની વિરૂદ્ધ B. F. Skinner (સ્કીનર)નું કહેવું છે કે, આઝાદી કોઈ સન્માનપાત્ર નથી. માનવીને સંપૂર્ણ આઝાદી નહીં, પરંતુ તેની ઉપર પાબંદી હોવી જોઈએ. માનવીના વિચારની આ વાપસી ખુદાના કાનૂનની અમરતાનો એકરાર કરે છે."

૧૯મી સદીમાં પશ્ચિમમાં સામાજિક કાનૂનના જેટલા ફિલોસોફરો પેદા થયા, તે બધા કોઈ ન કોઈ રીતે તેના દાવેદાર હતા કે સામાજિક કાનૂન, શારીરિક કાનૂનની જેમ સ્વાભાવિક રીતે જ સમાજની અંદર હોય છે. આપણું કાર્ય માત્ર તેની શોધ કરવાનું છે. બીજા શબ્દોમાં સમાજના કાનૂન પણ એવી રીતે અમર છે, જેવી રીતે વરાળ અને વિજળીના કાનૂન. આ બધા ફિલોસોફરો સામાજિક કાનૂનોને શોધવામાં નિષ્ફળ રહ્યા છે. જો કે હું કહી શકું છું કે, સૈદ્ધાંતિક રીતે તેમની નજર સારી હતી, પરંતુ તેમની ભૂલ એ હતી કે એક સત્ય ચીજને તેઓ ખોટી જગ્યાએ શોધી રહ્યા હતા. આ એક હકીકત છે કે, માનવીના જીવનના કાનૂન પણ શરીર અને આત્માના કાનૂનની જેમ અમર છે. પરંતુ તે કાનૂનોને જાણવાની જગ્યા ખુદા તઆલાની વહી છે, ન કે માનવીનું જ્ઞાન. જે વિશે આપણે જાણીએ છીએ કે તે અમુક અંશોની માહિતી સિવાય કંઈ નથી આપતું.

માનવીના કાનૂનોને વહી દ્વારા લેવાનો અર્થ એ છે કે, જે રીતે સમગ્ર સૃષ્ટિ જ્યાંથી પોતાના કાનૂનો લે છે, ત્યાંથી માનવી પણ પોતાના કાનૂનો મેળવે. આ ચીજ માનવીના કાનૂનોને અમર બનાવી દે છે. સૃષ્ટિના કાનૂનો વિશે જાણીએ છીએ કે તેમાં કોઈ ફેરફાર નથી. પાણી જે નિયમ પ્રમાણે પ્રાપ્ત થાય છે, તે દરેક યુગમાં અને દરેક સ્થળે સમાન છે. પછી ખુદાપાકના કાનૂનો જ્યારે અમર (હંમેશા) છે, તો માનવસમાજ માટે તે કાનૂન હંગામી કેમ હોઈ શકે ? એક જ જગ્યાએથી નીકળેલા બે કાનૂનો બે અલગ અલગ પ્રકારના નથી હોઈ શકતા. હકીકત એ છે કે, કાનૂનોને ખુદા તઆલાના કાનૂન માનવાથી જ એ શંકા દૂર કરી શકાય છે.

બ્રહ્માંડના કાનૂનોનું હંમેશપણું તે છતાં કાયમ રહે છે કે, તેની અંદર અનેક પ્રકારના ફેરફારો દરેક સમયે સામે આવે છે. પ્રાચીન સમયનો માનવી તારાઓ વિશે એ અકીદો રાખતો હતો કે, દિવસે તેનું કોઈ અસ્તિત્વ નથી હોતું એ રાત્રિ માટે છે, જે આકાશ પર દેવતાઓ માટે સળગાવવામાં આવે છે. એવી રીતે ચંદ્રના ઘટવા-વધવાને તે હકીકી-વાસ્તવિક સમજતો હતો. સૂર્ય વિશે તેનો ખ્યાલ હતો કે તે સવારમાં નીકળી અને સાંજે આથમી

જાય છે. આ ફેરફારો આજે 'આંખનો ધોકો' સાબિત થઈ ગયા છે. આધુનિક માનવીએ બીજા અનેક મોટા મોટા ફેરફારોનો અનુભવ કર્યો છે, પરંતુ આપણે જાણીએ છીએ કે આ બાહ્ય ફેરફારોથી કાનૂનના હંમેશાપણામાં કોઈ તફાવત નથી આવતો. આધુનિક સંશોધનો પ્રમાણે શરીરમાં સતત ફેરફારો થતા રહે છે. કોષવિજ્ઞાન બતાવે છે કે, માનવીના શરીરના બધા અંગો વાળ અને નખથી લઈને માંસ અને લોહીમાં પણ સતત ફેરફારો થતા રહે છે. આ બધા ફેરફારો છતાં તે એક હાલત પર બાકી રહે છે અને એક જ કાનૂન પ્રમાણે કાર્ય કરે છે.

હવે અંતિમ વાત ઉપર આવીએ છીએ કે, "શું કોઈ પદ્ધતિ પણ છે, જે આ દાવાની સચ્ચાઈ સાબિત કરતી હોય કે માનવીએ પોતાના કાનૂન ખુદા તરફથી મેળવવા જોઈએ ?" જવાબ એ છે કે, ઓછામાં ઓછી બે પદ્ધતિઓ યકીની રીતે મૌજુદ છે. એક માનવીનો સ્વભાવ, બીજો માનવીના શરીરની બનાવટના કાનૂનનો અનુભવ.

લોર્ડ એક્ટીને કહ્યું છે : "શક્તિ બગાડે છે અને સંપૂર્ણ શક્તિ બિલ્કુલ બગાડી દે છે."

માનવીના ઈતિહાસનો અનુભવ છે કે, જ્યારે પણ માનવીને કંઈક સત્તા પ્રાપ્ત થઈ, તેણે અત્યાચાર શરૂ કરી દીધો. માનવીની બનાવટ બતાવે છે કે, તે કોઈ મહાન શક્તિની સત્તા હેઠળ રહીને જ સારૂં કામ કરી શકે છે. નિરંકુશતા તેને બગાડ તરફ લઈ જાય છે.

આ વાત એ પહેલાં માત્ર વર્તન વિશે કહેવામાં આવતી હતી, પરંતુ હવે બાયોલોજીથી તેની સાબિતી મળતી શરૂ થઈ ગઈ છે. અમેરિકાના પ્રખ્યાત બાયોલોજીસ્ટ પ્રૉફેસર બી. એફ. સ્કેનર અને તેમના સાથીઓએ આ સમસ્યાનો અભ્યાસ બાયોલોજીની રોશનીમાં કર્યો છે. અને પોતાના પરિણામોના પુસ્તક "Beyond Freedom and Dignity"માં નોંધ્યું છે. તેઓ બતાવે છે કે, માનવીની બનાવટ એવી નથી કે તે આઝાદીને સહન કરી શકે.

"We Can't Afford Freedom."

તેઓ સંશોધન પછી એ પરિણામે પહોંચ્યા છે કે માનવીને સંપૂર્ણ આઝાદી નહીં, પરંતુ તેની ઉપર પાબંદી જોઈએ. એ જ તેના સ્વભાવમાં છે. બાયોલોજીના આ અવલોકનો કુર્આન શરીફના આ બયાનનું સમર્થન કરે છે.

ત્યાર પછી જ્યારે આપણે માનવીના બનાવેલા કાનૂનોનો અભ્યાસ કરીએ છીએ, તો એ સામે આવે છે કે, માનવી પોતાના કાનૂનો બનાવવાની ક્ષમતા ધરાવતો નથી.

અહીંયાં હું કેટલાક ઉદાહરણો રજુ કરૂં છું. તેનાથી અંદાજો લગાવી શકાય કે, આ દાવો કેટલો સહીહ છે. માત્ર ખુદાઈ ધર્મ જ તે આધાર છે, જેનાથી આપણે માનવીના કાનૂનો મેળવી શકીએ છીએ.

## સમાજ : સ્ત્રી અને પુરૂષની હેસીયત :

ઈસ્લામની દ્દષ્ટિએ સ્ત્રી અને પુરૂષ બંને સમાન નથી. તેથી એ બંને જાતિ વચ્ચે આઝાદ મેળાપને અપ્રિય ગણાવ્યો છે. અને તેને બંધ કરવાનો હુકમ આપ્યો છે. ત્યાર પછી જ્યારે યુરોપિય ક્રાંતિનો યુગ શરૂ થયો તો આ નિયમનો ખૂબ જ મઝાક ઉડાવવામાં આવ્યો. અને તેને અંધકારયુગની પ્રથા બતાવવામાં આવી. ખૂબ જ જોરશોરથી એ વાત કહેવામાં આવી કે, સ્ત્રી-પુરૂષ બંને સમાન છે. સમાનતા પ્રમાણે તે માનવ પેઢીની વારસદાર છે. તેની વચ્ચે મેળાપમાં કોઈ વિધ્ન નાંખવો એક મહાન પાપ ગણાશે. માટે સમગ્ર વિશ્વમાં અને ખાસ કરીને યુરોપમાં આ સિદ્ધાંત પ્રમાણે એક નવી સોસાયટી બનવાની શરૂ થઈ, પરંતુ ખૂબ લાંબા અવલોકનો પછી એ સાબિત થઈ ગયું કે પેદાઈશી રીતે એ બંને સમાન નથી. એટલા માટે બંનેને સમાન સમજીને જે સમાજ બનાવવામાં આવશે તે આવશ્યક રીતે અનેક ખરાબીઓ પેદા કરવાનું કારણ બનશે.

પહેલી વાત એ કે સ્ત્રી અને પુરૂષમાં સ્વાભાવિક રીતે જ ખૂબ જ મોટો તફાવત છે. ડૉ. એલેક્સિસ કેરલ સ્ત્રી અને પુરૂષના શરીરમાં તફાવત બતાવતા લખે છે કે, "પુરૂષ અને સ્ત્રીમાં તફાવત માત્ર જાતિય અંગોની

ખાસ શકલ, ગર્ભ અથવા શિક્ષણને કારણે નથી, બલ્કે આ તફાવત પાયાના છે. સ્વયં સ્નાયુઓની બનાવટ અને સમગ્ર શરીર વ્યવસ્થાની અંદર ખાસ કેમિકલ પદાર્થો જે ગર્ભાશયમાંથી ટપકે છે, તે આ તફાવતનું ખાસ કારણ છે નાજુક જાતિની પ્રગતિના સમર્થકો આ પાયાની હકીકતોથી અજાણ હોવાને કારણે એ સમજે છે કે, બંને જાતિઓને એક જ પ્રકારનું શિક્ષણ, એક જ પ્રકારના અધિકારો અને એક જ પ્રકારની જવાબદારીઓ પ્રાપ્ત થવી જોઈએ. હકીકતમાં સ્ત્રી પુરૂષથી બિલ્કુલ ભિન્ન છે. તેના દરેક કોષમાં સ્ત્રીનો અસર છે. શરીરવિજ્ઞાનના કાનૂન એટલા જ અટલ છે, જેટલા તારા અને ગ્રહોના કાનૂન અટલ છે. માનવીની ઈચ્છાઓ તેને બદલી શકતી નથી. આપણે તેને એવી રીતે માનવા પર મજબૂર છીએ, જેવી રીતે તે જોવા મળે છે. સ્ત્રીઓને જોઈએ કે તે પોતાની ફિતરત (નેચર) પ્રમાણે પોતાની ક્ષમતાને કામે લગાવે અને પુરૂષોની નકલ કરવાની કોશિશ ન કરે.''

*(Man the Unknown : p.93)*

રોજબરોજના કાર્યો પણ તે તફાવતનો સ્વીકાર કરે છે. માટે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં હજુ સુધી સ્ત્રીને પુરૂષ બરાબર દરજ્જો પ્રાપ્ત થયો નથી. અહીંયા સુધી કે તે ક્ષેત્રો, જે ખાસ સ્ત્રીઓના ક્ષેત્રો સમજવામાં આવે છે ત્યાં પણ પુરૂષને સ્ત્રી પર શ્રેષ્ઠતા પ્રાપ્ત છે. મારો હેતુ ફિલ્મી ક્ષેત્ર છે, ફિલ્મી સંસ્થાઓની વ્યવસ્થા જ ફક્ત પુરૂષોના હાથમાં નથી, બલ્કે અદાકારીમાં પણ પુરૂષનું મહત્વ સ્ત્રીઓથી વધારે છે. આજે એક પ્રખ્યાત હીરોને એક ફિલ્મ માટે જેટલી રકમ મળે છે, પ્રખ્યાત ફિલ્મી હિરોઈનને તેનાથી ઓછી મળે છે.

પરંતુ વાત માત્ર એટલી જ નથી. જો આપણે સ્ત્રી અને પુરૂષની હેસીયતને સમાન ગણી વ્યવસ્થા ગોઠવી, તો સમાજમાં અનેક ખરાબીઓ પેદા કરી દેશે. દા.ત. એક ખોટી ફિલોસોફીને કારણે બંને વચ્ચે જે સ્વતંત્ર મેળાપ શરૂ થયો છે, તેને કારણે સમાજ અને સોસાયટીમાં અનેક ખરાબીઓ પેદા થઈ ગઈ અને નવયુવાનોને અનેક પ્રકારની નૈતિક તથા માનસિક બીમારીઓ લાગુ પડી ગઈ.

વિદ્વાનો જાતે પણ તેનો અનુભવ કર્યા પછી એ પરિણામ પર પહોંચ્યા કે સ્વતંત્ર પરસ્પર મેળાપ પછી પવિત્રતા ખતમ થઈ ગઈ છે. તેથી તેની વિરૂદ્ધ અનેક લેખો અને પુસ્તકો પ્રકાશિત થવા લાગ્યા છે. એક પશ્ચિમી ડૉક્ટરના શબ્દોમાં :

"There can come a moment between a man and a women when control and judgment are impossible."

એટલે અજાણી સ્ત્રી અને પુરૂષો જ્યારે પરસ્પર સ્વતંત્ર મુલાકાત કરે છે તો એક વખત એવો આવે છે કે, જ્યારે નિર્ણય કરવો અને કાબૂ રાખવો અશક્ય બની જાય છે. વાસ્તવિક્તા એ છે કે, સ્ત્રી અને પુરૂષના સ્વતંત્ર મેળાપની બૂરાઈઓ પશ્ચિમના ચિંતકો સમજી રહ્યા છે, તેમ છતાં તે લોકો એટલા પ્રભાવિત છે કે અસલ વાત તેમની સમજમાં આવતી નથી.

ખુદાપાકના કાનૂન પ્રમાણે સ્ત્રી અને પુરૂષનું ક્ષેત્ર અલગ અલગ છે અને જીવનમાં પુરૂષને સ્ત્રી પર પ્રાધાન્યતા આપી છે.

"પુરૂષો સ્ત્રીઓના કવ્વામ (દરેક પ્રકારના રક્ષક) છે." *(સૂ.નિસાઅ્ : ૩૩)*

આ કાનૂનનું ઉલ્લંઘન કરીને તેને ખોટું સાબિત કરવામાં આવ્યું, પરંતુ ૧૦૦ વર્ષના અનુભવોએ બતાવ્યું કે, ખુદાના કાનૂનો વાસ્તવિક્તાની નજીક છે. નારી સ્વાતંત્ર્યની ચળવળની બધી સફળતાઓ છતાં આજે પણ સભ્ય સમાજોમાં પુરૂષ જ પ્રભાવશાળી પુરૂષની હેસીયત ધરાવે છે. નારી સ્વાતંત્ર્યના પ્રચારકોનું કહેવું છે કે, સ્ત્રી અને પુરૂષનો તફાવત માત્ર સમાજ દ્વારા ઉત્પન્ન થયો છે, પરંતુ આધુનિક યુગમાં વિવિધ સબંધિત ક્ષેત્રોમાં આ સમસ્યા વિશે અભ્યાસ કરવામાં આવ્યો છે, તેનાથી સાબિત થયું કે જાતિય તફાવતની પાછળ બાયોલોજીકલ ફેક્ટર કામ કરે છે. હાવર્ડ યુનિવર્સિટીમાં મનો-વિજ્ઞાનના પ્રૉફેસર જેરોમ કાગન (૧૯૨૯)એ બતાવ્યું કે, પુરૂષ અને સ્ત્રીમાં કેટલાક માનસિક ફેરફારો માત્ર સામાજિક અસરને લીધે નહીં, બલ્કે અત્યંત બારીક (સુક્ષ્મ) પ્રકારના જૈવિક તફાવતની પેદાવાર છે.

એક અમેરિકન સર્જન ઍડગર બર્મન (Edgar Berman)નો ફેંસલો છે

કે, "સ્ત્રીઓ પોતાના હોર્મોનને કારણે નેતાગીરીના હોદ્દા માટે લાગણીશીલ સાબિત થઈ શકે છે." *(Time Magazine, March 20, 1972, p.28)*

અમેરિકામાં નારી સ્વાતંત્ર્યની ચળવળ ખૂબ જ શક્તિશાળી છે, પરંતુ હવે તેના સમર્થકો એવો અનુભવ કરે છે કે તેમના માર્ગનો વિઘ્ન સમાજ અથવા કાનૂન નથી, બલ્કે સ્વયં પ્રકૃતિ છે. કુદરતી રીતે એવું છે કે, સ્ત્રી શરીર રચનામાં અધૂરી છે. પુરૂષ હૉર્મોન અને સ્ત્રી હૉર્મોનનો તફાવત બંનેમાં શરૂઆતથી જ હોય છે. તેથી નારી સ્વાતંત્ર્યના સમર્થકો કહેવા લાગ્યા કે, કુદરત જાલિમ છે. આપણે જોઈએ કે સુપ્રજાજન વિજ્ઞાન દ્વારા જાતિ જ બદલી નાંખીએ અને નવા પ્રકારના પુરૂષો અને નવી પ્રકારની સ્ત્રીઓ પેદા કરીએ. આ છે તે અંતિમ પરિણામ જેમાં અમેરિકન સ્ત્રીનો નારો હતો. "પોલિસી બનાવો, કોફી ન બનાવો." (Make Policy not Cofee) આ વિશ્વના સૌથી પ્રગતિશીલ દેશની સ્થિતિ છે.

સ્ત્રીને ઘર બહારના કાર્યો સોંપવાને લીધે યુરોપમાં જે સમસ્યાઓ જન્મી છે, તે અહીં લખવાનો અવસર નથી. અહીંયાં માત્ર તેના બે ક્ષેત્રોનું વર્ણન કરીએ. એક બાળકોને પોતાના વડીલોની તાલીમ-સંસ્કારથી વંચિતતાનો પ્રશ્ન. પશ્ચિમ સમાજમાં આ પરિસ્થિતિ છે કે પિતા અને માતા બંને બહારના કાર્યોમાં જતા રહેવાને કારણે બાળકોને પોતાના માતા-પિતા વચ્ચે રહેવાનો મોકો મળતો નથી. ઉપરાંત સ્ત્રી-પુરૂષો સાથેના મેળાપને કારણે તલાકના અનેક પ્રશ્નો ઉભા થાય છે. એ રીતે જે બાળકો પોતાના વડીલોની ગેરહાજરીમાં ઉછેર પામે છે, તેમના વ્યક્તિત્વનો વિકાસ થતો નથી. માટે બાળકોમાં મોટા પ્રમાણમાં એક નવા પ્રકારની બિમારી પેદા થઈ રહી છે, જેને અમેરિકાના ડૉક્ટરોએ ઓટિઝમ (Autism) નામ આપ્યું છે. શારીરિક રીતે સ્વસ્થ બાળકો માનસિક રીતે અજીબ પ્રકારની બિમારીનો ભોગ બને છે. દા.ત. સાથીઓ સાથે નાની-નાની બાબતોમાં વગર કારણે લડવું, શાળાનું કાર્ય ન કરવું, ઉગ્રવાદી વગેરે. તેના નિવારણની બધી કોશિશો નિષ્ફળ સાબિત થઈ છે.

બીજો પ્રશ્ન વડીલો વિશેનો છે. બાળકો પોતાના વડીલોથી વંચિત થઈ રહ્યા છે, અને વડીલો પોતાના સગા-સબંધીઓથી. ફ્રાંસના એક રિપોર્ટ પ્રમાણે ફ્રાંસમાં બાવન મિલિયન માનવવસ્તીમાં સાત મિલિયન કૂતરાઓ છે. આ કૂતરા પોતાના માલિકો સાથે એવી રીતે રહે છે, જેવી રીતે તેમના કુટુંબીજનો હોય. પેરિસની ખૂબ જ મોંઘી હોટલોમાં આ દૃશ્ય હવે અજીબ રહ્યું નથી કે એક પુરૂષ અથવા સ્ત્રી પોતાના કૂતરા સાથે એક જ ટેબલ પર બેસીને ખાવાનું ખાય રહ્યા છે. "ફ્રાંસીસી લોકો પોતાના કૂતરાઓથી કેમ પોતાના સબંધીઓ જેવો વ્યવહાર કરે છે." પશુ સંરક્ષણ કેન્દ્ર (પેરિસ)ના એક અધિકારીથી જ્યારે આ પૂછવામાં આવ્યું તો તેમણે જવાબ આપ્યો કે, "તેઓ ઈચ્છે છે કે પ્રેમ કરે, પરંતુ તેઓ માનવીઓમાં એવા લોકો નથી જોતા જે તેમનાથી પ્રેમ કરે." સ્ત્રી પુરૂષ વચ્ચેના ફિતરી સંતુલન તોડવાના નતીજામાં બધા માનવીઓ વિખૂટા પડી ગયા. માતા-પિતા, ભાઈ-બહેન, માતા-બાળકો, આ બધી માનવીની ફિતરી જરૂરતો હતી. જ્યારે લોકોએ જોયું કે તે પોતાના માટે આવા લોકો નથી જોતા, તો તેણે કૂતરાઓથી પ્રેમ શરૂ કરી દીધો. કારણ કે કૂતરામાં એટલી વિશેષતા છે કે તે ક્યારેય સાથ છોડતા નથી અને ક્યારેય વિશ્વાસઘાત નથી કરતા.

માનવીના અવલોકનો માનવીને સત્યના દરવાજા સુધી લઈ ગયા છે. હવે કુર્આનના જાણકારોએ એ કરવાનું છે કે, તેઓ ઉઠે અને સત્યના બંધ દરવાજાઓને ખોલી દે. જેથી લોકો ખુદાની રહમતમાં દાખલ થઈ જાય, જ્યાં તેમનો રબ તેમની પ્રતિક્ષા કરે છે.

## સંસ્કૃતિ : ઈરાદાપૂર્વકની હત્યાની સજા અને આધુનિક કાનૂનનો અનુભવ :

ઈસ્લામમાં ઈરાદાપૂર્વકની હત્યાની સજા મૃત્યુ છે. હાં, જો કતલ થનારાના વારસદારો પૈસા લેવા પર રાજી થઈ જાય. પરંતુ આધુનિક યુગમાં જ્યાં ધર્મની બીજી તાલીમનો વિરોધ કરવામાં આવ્યો, એવી રીતે મૃત્યુદંડ વિશે પણ અનેક વિરોધો શરૂ થયા. તે લોકોની દલીલ એ છે કે આ પ્રકારની

સજાનો અર્થ એ છે કે, એક માનવીની હત્યા પછી બીજી વ્યક્તિને પણ મારી નાંખવામાં આવે. છેલ્લા કેટલાક વર્ષોથી મોટાભાગના દેશોમાં ફાંસીને બદલે કેદ (જેલ)ની સજા કરવામાં આવે છે.

ઈસ્લામે હત્યા કરનારની જે સજા નક્કી કરી છે, તેના બે અગત્યના ફાયદા છે. એક એ કે એક વ્યક્તિએ સમાજની એ વ્યક્તિની હત્યા કરીને જે બૂરાઈનું પ્રદર્શન કર્યું છે, તેના મૂળીયા જ ભવિષ્યમાં કપાઈ જાય. પાપીની એ સજા જોઈને બીજા લોકો હવે પછી આ પ્રકારના ગુનાહની હિંમત ન કરે. તેની સાથે માલરૂપી બદલા (દિયત)ની જે સૂરત છે, તેમાં ઈસ્લામે પરિણામનો ખ્યાલ રાખ્યો છે. દા.ત. કોઈના માતા-પિતા વૃદ્ધ છે અને તેમનો એક માત્ર પુત્ર હતો અને તેની હત્યા કરવામાં આવી, તો તેઓ નિઃસહાય બની જાય છે. એવી હાલતમાં હત્યા કરનારને મૃત્યુની સજા મળે તો તેમને શું ફાયદો ? ઈસ્લામે એવા માતા-પિતા માટે એક વિકલ્પ રાખ્યો છે કે, હત્યા કરનારાના વારસદારો હત્યા થનારના માતા-પિતાને એક ખાસ રકમ આપીને રાજી કરી લે અને તેઓ તે હત્યાને માફી આપી દે. એ રીતે જો હત્યા થનારના માતા-પિતાને મોટી રકમ (દિયતરૂપે) આપવામાં આવે તો તેઓ તે રકમથી પોતાનું જીવન ગુજારી શકે છે. ખાસ સંજોગોમાં હુકૂમતને પણ એ અધિકાર છે કે તે રકમમાં વધારો કરી દે, જેથી નિઃસહાય વારસદારો નુકસાનમાં ન રહે.

આ એક ન્યાયી કાનૂન છે અને તેનો અનુભવ બતાવે છે કે, તે જ્યાં અમલમાં આવ્યો ત્યાં હત્યા ઓછી થઈ ગઈ. તેની વિરૂદ્ધ જે દેશોમાં મૃત્યુદંડની સજા ખતમ કરવામાં આવી છે, ત્યાં ગુનાહો ઘટવાને બદલે વધી રહ્યા છે. એવા પણ દેશો છે, જ્યાં પહેલાં મૃત્યુદંડની સજા નાબૂદ કરવામાં આવી અને ત્યાર પછી તેના પરિણામો જોઈને તે કાનૂનને બદલી નાંખવામાં આવ્યો. સિલોન એસેમ્બલીએ ઈ.સ.૧૯૫૬માં એક કાનૂન પાસ કર્યો. તે દ્વારા ત્યાં મૃત્યુદંડની સજા નાબૂદ કરી દેવામાં આવી. એ કાનૂનની નાબૂદી પછી ત્યાં ગુનાહોની સંખ્યા વધી ગઈ. શરૂઆતમાં લોકોને ભાન ન હતું, પરંતુ ૨૬ સપ્ટેમ્બર ૧૯૫૯માં જ્યારે એક વ્યક્તિએ સિલોનના વડાપ્રધાન

ભંડરા નાયકના મકાનમાં ઘૂસીને ખૂબ જ નિર્દયતાપૂર્વક તેમની હત્યા કરવામાં આવી, તો સિલોનના કાનૂનવિદોની આંખો ખૂલી. અને વડાપ્રધાનની લાશને ઠેકાણે લગાવીને સિલોન એસેમ્બલીએ તાત્કાલિક બેઠક બોલાવી તેમાં ચાર કલાકની ચર્ચાને અંતે એ એલાન કરવામાં આવ્યું કે સિલોનની હુકૂમત ઈ.સ.૧૯૫૬ના કાનૂનને રદ કરીને દેશમાં ફરીથી મૃત્યુદંડની સજા લાગુ કરવાનો નિર્ણય કરે છે.

ખુદાના કાનૂનોમાં સજાનો મુખ્ય હેતુ બીજાઓને બોધ બતાવવામાં આવ્યો છે. એટલા માટે ખુદાના કાનૂનોમાં કેટલાક મોટા ગુનાહો માટે સખત સજાઓ નક્કી કરી છે. જેથી એકનું પરિણામ જોઈને બીજા તેનાથી અટકી જાય. પરંતુ આજે તેને રદ કરી દેવામાં આવ્યા છે. પહેલો અગ્રણી વ્યક્તિ જેણે પાપીની સજા ઘટાડવાની વકાલત કરી તે ઈટાલીનો ક્રિમિનો- લોજી (ગુનાવિજ્ઞાન)નો નિષ્ણાંત કેસારી બેકરીયા (૧૭૩૮-૧૭૯૪) હતો. ત્યારથી આજ સુધી ગુનાવિજ્ઞાન (Criminalogy) પર ઘણું કામ થયું છે. નિષ્ણાંતોનો એ ખ્યાલ થઈ ગયો હતો કે ગુનોહ કોઈ ‘ઈરાદાપૂર્વકનું કૃત્ય’ નથી. તેના કારણો શારીરિક લક્ષણો, માનસિક બિમારી, ગરીબી અને સામાજિક પરિસ્થિતિ વગેરેમાં હોય છે. એટલા માટે પાપીને સજા આપવાને બદલે તેનો ‘ઈલાજ’ કરવામાં આવે. અહીંયાં સુધી કે લગભગ ૫૦ જેટલા દેશોએ પોતાના દેશમાંથી મૃત્યુદંડની સજા નાબૂદ કરી દીધી છે. જો કે આ નાબૂદી માત્ર નૈતિક (અખ્લાકી) ગુનાહો બાબતે છે. રાજકીય અને લશ્કરી ગુનાહો વિશે હજુ પણ બધા દેશો જરૂરી સમજે છે કે ગુનેહગારને સખત સજા કરવામાં આવે.

આ થિયરીએ આજે વિશ્વમાં સામાન્ય પ્રતિષ્ઠા મેળવી છે. મોટાભાગના દેશોમાં જેલખાનાને બદલે સુધારણા કેન્દ્રો શરૂ કરવામાં આવ્યા. અને અખ્લાક (સંસ્કાર) વિરુદ્ધના ગુનાહોની સજાઓને નાબૂદ કરવામાં આવી. જો કે ત્યાર પછી પણ દરેક દેશમાં એ સિવાયના ગુનાહોની સજાઓ બાકી રાખવામાં આવી. તંદુરસ્ત અને સ્વસ્થ સમાજના લોકોની અંદર ગુનાહોની અભિરૂચી

તેનાથી પણ વધારે જોવા મળી, જે ગરીબ અને અસ્વસ્થ લોકોમાં જોવા મળતી હતી. જે દેશોમાં સજાઓમાં ઘટાડો કરવાના કાનૂનો બનાવવામાં આવ્યા, ત્યાં ત્યાર પછી ગુનાહોની સંખ્યામાં ખૂબ વધારો થઈ ગયો. કેટલાક દેશોમાં દા.ત. શ્રીલંકા અને ડેલવેર (Delaware)માં મૃત્યુદંડની સજા નાબૂદ કરીને બીજી વખતે પહેલાના રદ થયેલા કાનૂનો અમલમાં આવ્યા. એક કાનૂનવિદનું કથન છે : "લોકોમાં એ આમ અસર થવો કે કોઈ પણ વ્યક્તિની હત્યા કરવી ગુનેહગારને મૃત્યુની સજાનો હકદાર બનાવવો છે, પોતાની અંદર પ્રતિબંધક મૂલ્ય ધરાવે છે."

તેની વિરૂદ્ધ શરીઅતના કાનૂનની સાર્થકતાની જીવંત સાબિતી તે દેશો છે, જ્યાં આજે પણ શરઈ સજા અમલમાં છે. દા.ત. સાઉદી અરબ. આ એક હકીકત છે કે, અહીંયાં સભ્ય દેશોના મુકાબલામાં ગુનાહોની સંખ્યા ખૂબ જ ઓછી છે.

## વ્યાજ : આધુનિક આર્થિક કટોકટીનું મુખ્ય કારણ :

ઈસ્લામે વ્યાજને હરામ ઠેરવ્યું છે, જ્યારે કે માનવીય કાનૂનોમાં તેને વ્યાપારી વ્યવહારોમાં જાઈઝ સમજવામાં આવ્યું છે. જો તટસ્થ રીતે જોવામાં આવે તો અનુભવો ઈસ્લામી કાનૂનોની શ્રેષ્ઠતા સાબિત કરે છે. વ્યાજના પ્રતિબંધિત-હરામ હોવાને કારણે દુનિયા પર મુસ્લિમ દેશોમાં એક હજાર વર્ષ સુધી આર્થિક વ્યવસ્થા ચાલતી રહી, પરંતુ ક્યારેય એવું ન બન્યું કે એક બાજુ સાધન-સંપત્તિનો પહાડ હોય અને બીજી બાજુ ગરીબીનો ઢગ હોય. આર્થિક વ્યવસ્થા જે વ્યાજની બુન્યાદ પર કાયમ છે, તેણે સમાજમાં પહેલી વખત આ વિસંગતતા ઉભી કરી છે. અને આધુનિક વ્યવસ્થામાં તેનું કોઈ નિવારણ પણ નથી.

લેવડ-દેવડના બધા વ્યવહારોમાં વ્યાજ એક એવી રીત છે, જે સંપત્તિના ચક્કરને એક બાજુ ફેરવે છે. વ્યાજની આ ખરાબી છે કે, તેના દ્વારા ઔદ્યોગિક સિસ્ટમો શોષણનો ભોગ બની છે. અને આધુનિક યુગમાં તેના બે મોટા પરિણામો આવ્યા. એક સામ્યવાદનો દમન અને બીજુ વિશ્વયુદ્ધ.

કાર્લ માર્ક્સ અને ૧૯મી સદીના બીજા આર્થિક વિચારકો જેમણે ખાનગી સંપત્તિને રદ કરીને આર્થિક સમાનતાના ભેદો શોધ્યા. તેઓ એ હકીકતને સમજી ન શક્યા કે ઔદ્યોગિક વ્યવસ્થા જે ચીજથી શોષણનો ભોગ બની છે, તેની સાથે વ્યાજુ વ્યવહાર છે, ન કે વ્યક્તિગત સંપત્તિ. જો તેઓ આ હકીકતને સમજી લેતા તો જરૂર વ્યાજની બૂરાઈ બયાન કરતા. તેના બદલે તે ખાનગી સંપત્તિની માલિકીને રદ કરીને કોઈ નિવારણ ન લાવી શક્યા. અલબત્ત, માનવીઓના એક મોટા સમૂહને ઈતિહાસના સૌથી મોટા સામાજિક અઝાબમાં એવી રીતે કેદ કરી દીધા કે, તેઓ તેમાંથી નીકળવા માંગે તો પણ ન નીકળી શકે.

હિટલર વ્યાજની બૂરાઈને પારખી ગયો હતો. યહૂદી ધનિકો, બીજા વિશ્વયુદ્ધ પહેલાં, જર્મની અને બીજા યુરોપિયન દેશોના અર્થતંત્ર પર અંકુશ જમાવી બેઠા હતા. હિટલરે તેનો અભ્યાસ કર્યો તો તેને સમજમાં આવ્યું કે, યહૂદીઓનું અર્થતંત્ર પર વર્ચસ્વનું કારણ વ્યાજ છે. જો વ્યાજને કાનૂની રીતે નાબૂદ કરવામાં આવે તો યહૂદી ધનિકો એવી રીતે નષ્ટ થઈ જશે, જેવી રીતે કોઈના શરીરમાંથી લોહી કાઢી લેવામાં આવે. પરંતુ તેનો બદલો લેવાની ભાવના બાદમાં તેને આર્થિક પ્રશ્નને હલ કરવાને બદલે લશ્કરી ઉકેલ તરફ લઈ ગઈ અને તેણે માત્ર જર્મનીને નહીં, બલ્કે સમગ્ર યુરોપના યહૂદીઓના સંહાર માટે એક ઐતિહાસિક યુદ્ધના બીજ વાવી દીધા.

બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપના રહ્યા-સહ્યા યહૂદીઓ અમેરિકામાં પહોંચ્યા. ૩૦ વર્ષમાં આ કૌમે અમેરિકાના વ્યાજુ ક્ષેત્રો પોતાના હાથમાં લઈને અમેરિકાના અર્થતંત્ર પર બીજી વખત એવી રીતે અંકુશ મેળવ્યો, જેવી રીતે યુરોપના અર્થતંત્ર પર કબ્જો મેળવ્યો હતો. તેથી નાઝીવાદી જર્મનીની જેમ અમેરિકામાં પણ તેમની વિરૂદ્ધ ધૃણાની શરૂઆત થઈ ગઈ છે. અહીં સુધી કે નિરીક્ષકો કહે છે કે, ભવિષ્યમાં અમેરિકામાં પણ તેમની વિરૂદ્ધ કોઈ 'હિટલર' પેદા થઈ જાય.

આવી પરિસ્થિતિ બીજા સ્વરૂપે વિકાસશીલ દેશોમાં આવી રહી છે.

આ દેશો પોતાના દેશની પ્રગતિ માટે વિક્સિત દેશોથી લોન લેવા પર મજબૂર હતા. આ લોન-કરજ (તેમના અર્થતંત્રના સુધાર માટે) તેમને વ્યાજ પર મળ્યું.

વ્યાજના કારણે કરજની આ રકમ વધતાં વધતાં હવે એટલી થઈ ગઈ છે કે, દેવાદાર દેશો પોતાના હપ્તાઓની ભરપાઈ કરવા માટે લેણદાર દેશો પાસેથી બીજી વખત કરજ લેવા પર મજબૂર થઈ ગયા છે. મોટાભાગના દેશોની પરિસ્થિતિ એવી છે કે, જો તેમને એ કરજ વ્યાજ સાથે ભરપાઈ કરવું પડે તો તેઓ સંપૂર્ણ રીતે નાદાર બની જાય.

## ઉપરની સમજૂતિનો ભાવાર્થ નીચે મુજબ છે :

(૧) માનવીય કાનૂનો કોઈ સંપૂર્ણ સર્વસ્વીકૃત કાનૂનો શોધવામાં સંપૂર્ણ રીતે નિષ્ફળ રહ્યા છે. તદુપરાંત તે ભવિષ્યમાં પણ નિષ્ફળ જ રહેશે. કારણ કે માનવીની મર્યાદિત સમજ તેમાં રૂકાવટ બને છે.

(૨) તે બાબતો, જેમાં માનવી માટે કાનૂનના સિદ્ધાંતોની શોધ કરવી અશક્ય કરી દીધી છે, તેમાં જ ખુદાપાકના કાનૂનની પ્રમાણભૂતતા છૂપાયેલી છે. કારણ કે એક બાજુ માનવીના સમજની મર્યાદિતતા અને બીજી બાજુ વાસ્તવિક્તાઓની વિશાળતા જાહેર કરે છે કે, કોઈ એવી બુદ્ધિ-સમજ હોય જે માનવીની બુદ્ધિ-સમજથી ઉપર હોય અને તે સર્વ-શક્તિમાન પણ હોય.

(૩) દુનિયામાં એવી ઘટના બને છે, જે કુદરત-નેચરના સ્તરે વહીની શક્યતા સાબિત કરે છે. ખુદાના કાનૂનો તેમાં એ વધારો કરે છે કે, એ વહીને માનવી સુધી તે વિશાળ કરી દે છે. આ ઘટના આ ધારણાને વધારે પુષ્ટિ આપે છે કે, આજના ખુદાના કાનૂનોમાં કેટલીક એવી વિશેષતાઓ છે, જે ત્યારે જ સમજમાં આવે છે, જ્યારે કે એ માની લેવામાં આવે કે તે એવી શક્તિશાળી ઝાત તરફથી આવ્યું છે, જેણે માનવીના મુકાબલામાં વધારે હકીકતોને ઘેરી રાખેલ છે.

## કેટલાક પ્રશ્નો :

જો એવું માની લેવામાં આવે કે ખુદાના કાનૂન જ કાયદાના શાસનની શોધનો જવાબ છે, છતાં કેટલાક પ્રશ્નો બાકી રહે છે :

(૧) વિભિન્ન ધર્મો 'ખુદાઈ કાનૂન'ના સમર્થક હોવાના દાવેદાર છે અને તેમાં અનેક વિરોધાભાસ પણ છે. પછી તે ક્યા માપદંડ હશે, જેના આધારે કોઈ એક ધર્મના કાનૂનોને ખુદાઈ કાનૂન જાહેર કરવામાં આવે.

(૨) કોઈ એક ધર્મને માપદંડ માનવા પછી એ પ્રશ્ન સામે આવે છે કે, તેના આંતરિક વિરોધાભાસને દૂર કરવાની કઈ સૂરત હશે.

(૩) આ ખુદાઈ કાનૂન હજાર વર્ષથી પણ પહેલાં પ્રાચીન સમયમાં આવ્યો. એ દરમિયાન જીવનમાં અનેક પરિવર્તનો આવ્યા. પછી તેને નવી પરિસ્થિતિ પ્રમાણે કેવી રીતે બનાવવામાં આવે.

આ ત્રણે મોટા પ્રશ્નો છે. તેમના વિશે સંક્ષેપમાં વર્ણન કરૂં છું :

અનેક ધર્મોથી એ વાત સાબિત થાય છે કે, દરેક યુગમાં અને દરેક કૌમમાં ખુદાપાક તરફથી કાનૂનો આવ્યા. પરંતુ તેમનો પરસ્પરનો વિરોધ એ પણ સાબિત કરે છે કે, તેમાંથી કોઈ એક જ એવો હશે, જે ખુદાના કાનૂનનું સાચું માર્ગદર્શન આપતો હશે. એકથી વધુ ધર્મો સાચા હોવાનો અકીદો બૌદ્ધિક રીતે સમજમાં ન આવે એવો અકીદો છે. હવે પ્રશ્ન છે કે, તેમાંથી કોઈ એકને પ્રમાણભૂત કરવા માટેના માપદંડો ક્યા છે. તેની બિલ્કુલ સરળ રીત એ છે કે, તેનું ઐતિહાસિક રીતે પરીક્ષણ કરવામાં આવે અને જે ધર્મનું ઐતિહાસિક રીતે સુરક્ષિત હોવાનું સાબિત થઈ જાય તેને લઈ લેવામાં આવે.

## ઇસ્લામી કાનૂનોનું સુરક્ષિત રહેવું તેની પ્રમાણભૂતતા (સચ્ચાઈ)ની દલીલ છે :

જો તમે કોઈ બાયોગ્રાફિકલ ડિક્ષનરી જોશો તો બધા પયગમ્બરોમાં હઝરત મુહમ્મદ (સલ.) એકલા જ હશે, જેમના નામ આગળ સામાન્ય

નિયમ પ્રમાણે કૌંસમાં (૫૭૦-૬૩૨) લખેલું હશે, જેવી રીતે બીજી ઐતિહાસિક વ્યક્તિઓની આગળ હોય છે. હઝરત મુહમ્મદ (સલ.) માત્ર એવા પયગમ્બર છે, જેમનું જીવનચરિત્ર ઈતિહાસમાં લખાયેલું છે. આપ (સલ.) વિશેની દરેક વસ્તુની લોકોને જાણ છે. અને આપના બરકતવંતા પત્રો સુદ્ધાં પણ અસલી હાલતમાં છે. અહીંયાં સુધી કે આપણા સમકાલીન ઈતિહાસકારોએ ત્યાં પણ આપ (સલ.)નું નામ અંકિત કરેલું છે. દા.ત. આપ (સલ.)ની જિંદગીમાં ૭મી સદીમાં આર્મેની ભાષામાં એક પુસ્તક (Chronicle of Sebeos) લખાયું. એ પુસ્તક આર્મેની ભાષામાં ઈ.સ. ૧૮૭૯માં ૧૧૮ પાનામાં પ્રકાશિત કરવામાં આવ્યું. અને ત્યાર પછી રૂસી અને બીજી ભાષાઓમાં તેના ભાષાંતરો થયા. ઈન્સાયક્લોપિડિયા ઑફ રિલેજન એન્ડ એથિક્સના પ્રૉફેસર માર્ગોલિયોથ (D. S. Margoliouth)એ હઝરત મુહમ્મદ (સલ.) વિશે તેનું સંક્ષેપ્તિકરણ રજૂ કર્યું છે.

"He was an Ismaelite who taught his countrymen to return to the religion of Abraham and claim the promises made to the descendents of Ismael." *(Vol.8, p.872)*

(તેઓ એક ઈસ્માઈલી હતા. તેમણે પોતાના દેશવાસીઓને એ શિક્ષા આપી કે તેઓ હઝરત ઈબ્રાહીમ અલૈ.ના ધર્મને સ્વીકારે અને એ દાવો કર્યો કે, ખુદાપાક તે વાયદાઓને પૂર્ણ કરશે, જે તેમણે ઈસ્માઈલ અલૈ.ની અવલાદની સાથે કર્યા છે.) એ માત્ર હઝરત મુહમ્મદ (સલ.)ની વિશેષતા છે કે, જ્યારે કોઈ સંશોધક આપ પર કલમ ઉઠાવે છે, તો તે લખવા પર મજબૂર થાય છે કે, આપ ઈતિહાસના સંપૂર્ણ પ્રકાશમાં જન્મ્યા.

"Born with in the full light of history."

એવી રીતે એ કુર્આન જેને હઝરત મુહમ્મદ (સલ.)એ એમ કહીને રજૂ કર્યું કે, આ કુર્આન મારી પાસે ખુદા તઆલા તરફથી આવ્યું છે. તે સંપૂર્ણ સુરક્ષિત છે. આ માત્ર કુર્આનની જ વિશેષતા છે કે તેના વિશે જ્યારે આપ કોઈ સંશોધકનું કથન વાંચીએ છે તો તેમને ત્યાં એ લખેલું મળે છે.

"The Qur'an appears to be the most part authentic. The very words that he uttered as a revelation and that were collected in his lifetime."

એટલે કુર્આન શરીફ બિલ્કુલ પ્રમાણભૂત સ્વરૂપે સુરક્ષિત છે. હઝરત મુહમ્મદ (સલ.)એ જે શબ્દો વહી સ્વરૂપે પોતાના મુખેથી કાઢ્યા, કુર્આને કરીમમાં એ જ શબ્દો છે, જે આપ (સલ.)ની જિંદગીમાં હતા. પવિત્ર પુસ્તકોના ઈતિહાસમાં એ વાત અજીબ છે કે, હરણની ખાલ પર લખેલું તે કુર્આન આજે પણ તાશ્કંદની લાયબ્રેરીમાં સુરક્ષિત છે. જે હુઝૂર (સલ.)ના જમાઈ અને ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન (રદી.) (૬૨૪-૬૫૬)ના વાંચન હેઠળ રહેતું હતું. કુર્આને કરીમની શરૂઆતની પ્રતો અને આધુનિક પ્રતોમાં એક શબ્દનો પણ ફર્ક-ફેરફાર નથી.

સર વિલિયમ મયુરે લખ્યું છે : "આ એક રહસ્ય છે કે, મુસલમાનોના ફિરકા (કૉમ્યુનિટી) દરેક જમાનામાં કુર્આનની એક જ પ્રિન્ટને અનુસરે છે. ચોક્કસ રીતે સાબિત થઈ ગયું કે, જે કુર્આન આજે આપણા હાથોમાં છે, એ તે જ કુર્આન છે જે હઝરત ઉસ્માન (રદી.)ના હુકમથી એકત્ર કરવામાં આવ્યું હતું. મારો મત છે કે, કુર્આન સિવાય વિશ્વનું કોઈ પુસ્તક નથી, જેના શબ્દો ૧૨ સદી સુધી સુરક્ષિત રહ્યા હોય."

"Except the Qur'an there is no other book under the sun, which for the last twelve centuries has remained with so pure a text."

*(Life of Mohammed, Introduction by W.Muir, London, 1858)*

હું કદાચ એ કહેવામાં સાચો છું કે, ખુદાના કાનૂનોની બુનિયાદને સત્ય માની લીધા પછી તેને અપનાવવાનો સૌથી મોટો પ્રમાણભૂત આધાર ઈતિહાસ જ હોઈ શકે છે અને તે નિઃશંક કુર્આનને પ્રાપ્ત છે.

હવે પ્રશ્ન એ છે કે, ઈસ્લામની અંદરના વિરોધાભાસને કેવી રીતે નાબૂદ કરવામાં આવે ?

આ સમસ્યા જે જાહેરમાં ભયાનક લાગે છે, પરંતુ તે વખતે બિલ્કુલ સામાન્ય લાગે છે જ્યારે આપણે આ હકીકત સામે રાખીએ કે માનવ સ્વભાવના ભેદને કારણે અર્થઘટનોમાં તફાવત અનિવાર્ય છે. આ જિંદગીની એક હકીકત છે, ન કે કોઈ પ્રશ્ન. તેનો ખૂબ જ સરળ હલ કુર્આને બયાન કર્યો છે કે, જ્યારે મતભેદ ઉભો થાય તો દરેક વ્યક્તિ પોતાની સમજનો ઉપયોગ ન કરે, બલ્કે તે લોકો પાસે લઈ જાય, જે જ્ઞાની અને ચોક્સાઈ કરનારા છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : ''અને જ્યારે તેઓની પાસે સલામતી અથવા ડરની કોઈ (પણ નવી) ખબર પહોંચે છે, તો તેઓ તેને (તરત જ) મશ્હૂર કરી દે છે. પણ (તેમ ન કરતાં) જો તેઓ તે (વાત)ને રસૂલ (સલ.) સુધી અને તેઓમાંથી અધિકારવાળા લોકો સુધી પહોંચાડી આપત તો તેઓમાંથી જે લોકો તેની ચોક્સાઈ (શરઈ સંશોધન-ઈજતિહાદ) કરનારા છે, તેઓ તેની ચોક્સાઈ કરી લેત.'' *(સૂ.નિસાઅ્ : ૮૩)*

આ વિરોધાભાસ ઉત્પન્ન થવાની સૂરતમાં પહેલું પગલું છે, પરંતુ જો જ્ઞાનીઓની મજલિસમાં પણ એક મત પર સહમતિ ન થાય, તો અંતિમ પગલું એ છે કે, મશ્વરા દ્વારા એક નિર્ણય પણ પહોંચીને તેની ઉપર અમલ કરો. કુર્આને કરીમ ફરમાવે છે : ''અને તેમના (મુખ્ય) કામો આપસની સલાહથી થાય છે.'' *(સૂ.શૂરા : ૩૮)*

તેનો અર્થ એ છે કે, ખુદા તઆલાના કાનૂનનો આંતરિક વિરોધાભાસ માત્ર એક ઈલ્મી પ્રશ્ન (જ્ઞાનિક વાદવિવાદ) છે, તે કોઈ અમલી પ્રશ્ન નથી. ખુદાપાકના કાનૂનમાં બુનિયાદી ઉસૂલો (નિયમો) નક્કી છે. એટલે ઈલ્મી ચર્ચા તેના ડાયરામાં રહીને થશે. આ ચર્ચાથી કોઈ હકીકી ખરાબી પેદા નહીં થાય, બલ્કે તે અનેક રીતે પ્રગતિમાં મદદરૂપ થશે. જ્યાં સુધી અમલી જરૂરત માટે કોઈ એક અર્થઘટનને નક્કી કરવાનો પ્રશ્ન છે, તો તે સામુહિક ફિકહી સંસ્થાઓ (એકેડમીઓ) અથવા ઈસ્લામી પાર્લામેન્ટ દ્વારા પૂરી થઈ જાય છે.

## યુગ પરિવર્તનથી ઇસ્લામી કાનૂનમાં કોઈ તકલીફ પડતી નથી :

નવા બદલાતા પ્રવાહોમાં ઈસ્લામી કાનૂનથી માર્ગદર્શન કેવી રીતે લેવું ? તેનો જવાબ એ છે કે, નિષ્ણાંતોએ સઘન પ્રયાસો કરવાના છે. સઘન પ્રયાસોનો ભાવાર્થ એ છે કે, ખુદા તઆલાએ જે બુનિયાદી કાનૂન (કુર્આન સ્વરૂપે) આપ્યા છે અને અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ તેની મૌખિક અથવા અમલી સમજૂતિ પૂરી પાડી છે, તેનું ઉંડુ જ્ઞાન મેળવવુ અને તેને સામે રાખીને આવનારી સમસ્યાઓના હલ માટે ખુદાપાકના કાનૂનોમાં દલીલો શોધવી. આ દલીલનો અર્થ એ નથી કે કુર્આન અને હદીસથી કાનૂનો શોધી તેને દરેક યુગમાં અમલી બનાવવામાં આવે, બલ્કે તેમાં સ્વયં બાહ્ય દુનિયાના કાનૂનોને ખુદાપાકના કાનૂનના ઢાંચામાં કબૂલ કરવા પણ શામેલ છે. દા.ત. હઝરત ઉમર (રદી.)ના જમાનામાં ઈરાક, મિસર અને સીરિયાનો વિજય થયો તો આપ (રદી.)એ તે દેશોમાં પ્રાચીન રૂમી, યુનાની અને ઈરાની મેહસુલ અને બીજા ટેક્સ વસૂલ કરવાના કાનૂનો બાકી રાખ્યા. જે ચીજો જુલ્મ-અત્યાચારવાળી દેખાઈ, તેમાં સુધારો કરી દીધો. એવી રીતે આયાત-નિકાસ અને કસ્ટમ માટે એ કાનૂન નક્કી કર્યો કે વિદેશમાં મુસલમાન વેપારીઓ સાથે જે મામલો કરવામાં આવે છે, તે જ મામલો ત્યાંના વેપારીઓ સાથે ઈસ્લામી હુકૂમતમાં કરવામાં આવે.

ઈજતિહાદ (જ્યાં કુર્આન અને હદીસનો આદેશ સ્પષ્ટ ન હોય ત્યાં અનુમાન (કિયાસ) શક્તિથી ધાર્મિકતા સચવાય એવો ઉચિત માર્ગ શોધવો)નો અમલ ઈસ્લામના ચૌદસો વર્ષના ઈતિહાસમાં સદંતર ચાલુ રહ્યો છે. મદીના શરીફનું પ્રારંભનું રાજ્ય (૬૨૨-૬૩૨) એક સામાન્ય સાદુ રાજ્ય હતું. તેમાં પયગમ્બરે ઈસ્લામ (સલ.)એ ખુદાપાકના કાનૂનોને લાગુ પાડ્યા. ત્યાર પછી ખિલાફતે રાશિદહના સમયમાં જ્યારે સુસંસ્કૃત દેશો ઈસ્લામી હુકૂમતમાં દાખલ થયા તો ઘણા નવા મસ્અલાઓ પેદા થયા. તે વખતે હઝરત ઉમર (રદી.) (૬૩૬-૬૪૪)એ સઘન પ્રયાસોથી કામ લઈને નવી પરિસ્થિતિ પ્રમાણે ખુદાના કાનૂનો કાયમ કર્યા. તેનું વિવરણ મવલાના શિબ્લી નોઅમાની (ઈ.સ.૧૮૫૭-૧૯૧૪)ના પુસ્તક 'અલ-ફારૂક'માં જોઈ

શકાય છે. પછી જ્યારે ખિલાફતે અબ્બાસીના જમાનામાં ઈસ્લામી હુકૂમતનો વધારે ફેલાવો થયો અને વ્યવસ્થા વધારે મુશ્કેલ બની, તો ઈમામ અબૂ યૂસુફ (રહ.) (ઈ.સ.૭૮૨-૭૯૮) સામે આવ્યા, જેઓ માત્ર તે સમયની સૌથી મોટી હુકૂમતના ચીફ જસ્ટીસ જ ન હતા, બલ્કે આજના જમાના પ્રમાણે કાયદા ખાતુ તેમની પાસે હતું. તેમણે ખુદાપાકના કાનૂનોને નવા હાલાત સાથે એકમત કરી દીધા. તેનો રેકૉર્ડ જાતે તેમના લખેલા પુસ્તક 'કિતાબુલ ખિરાજ'માં છે. ત્યાર પછી ૧૯મી સદીમાં જ્યારે દુનિયાના હાલાતમાં ફેરફારો થયા તો તુર્કીના સુલ્તાન અબ્દુલઅઝીઝ ઉસ્માની (૧૮૬૦-૧૮૭૬)ના હુકમથી કાનૂનવિદો, મુફતીઓ અને ન્યાયાધીશોની એક કમિટી બનાવવામાં આવી. તેમણે જે કાયદાનો સંગ્રહ તૈયાર કર્યો તે "મજલ્લતુલ્ અહકામિશ્શરઈય્યહ"ના નામથી પ્રખ્યાત છે. આ પુસ્તકમાં ઈસ્લામી ફિકહના એ ભાગને, જેને સિવિલ લૉ અથવા દીવાની કાનૂન કહેવામાં આવે છે, તે કાનૂનોને વિભાગવાર વર્ણવવામાં આવ્યા છે. આ કાનૂન ૧૯૧૮ સુધી ખિલાફતે ઉસ્માનિય્યહ (ઓષામન એમ્પાયર)માં અમલી રહ્યા અને મિસર, સુદાન, સીરિયા, અરબસ્તાન, ઈરાક અને જોર્ડનની અદાલતો તે પ્રમાણે ફેંસલા કરતી હતી. આજે પણ જોર્ડન અને સાઉદી અરબમાં આ કાનૂન થોડા ફેરફારો સાથે અમલી છે. શરૂઆતમાં આ પુસ્તક અરબી અને તુર્કી ભાષામાં તૈયાર કરાયું હતું, ત્યાર પછી તેના અનુવાદો અંગ્રેજી અને બીજી ભાષાઓમાં પણ થઈ ગયા છે.

ઈજતિહાદ (જ્યાં કુર્આન અને હદીસનો આદેશ સ્પષ્ટ ન હોય ત્યાં અનુમાન (કિયાસ)થી ધાર્મિકતા સચવાય એવો ઉચિત માર્ગ કાઢવો)નો આ તરીકો અપનાવીને ખુદાના કાનૂનોને સમયની માંગ પ્રમાણે બનાવી શકાય છે અને ભવિષ્યમાં પણ બનાવવામાં આવશે.

## ઈસ્લામી શરીઅત અને નાગરિક કાયદાઓ :

ઈસ્લામી શરીઅતમાં કિયામત સુધીની સમસ્યાઓનો હલ મૌજૂદ છે. એટલે હવે પછી કોઈ નવી શરીઅતની જરૂર રહેતી નથી. અલ્લાહ તઆલાની પસંદગીનો ધર્મ ઈસ્લામ છે. *(આલે ઈમરાન : ૧૯)*

જેવી રીતે ઇસ્લામી શરીઅત શાશ્વત-હંમેશ માટે છે, તેવી જ રીતે તેમાં સર્વગ્રાહીતા, સંતુલન તથા સમતા પણ છે. માનવીય જીવનનો એવો કોઈ તબક્કો નથી, જેમાં તેણે માર્ગદર્શન પુરૂં ન પાડયું હોય. વાસ્તવમાં આજે સભ્યતાનો જે ઉજાસ માનવીય સમાજના ક્ષિતિજે દેખાય છે, તે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રૂપી સૂર્યના લીધે છે. અને માનવીય સમાજમાં જ્યાં પણ અરાજકતા દેખાય છે તે ઇસ્લામી શરીઅત-રૂપી નિર્મળ સ્ત્રોતની અવગણનાનું પરિણામ છે.

શરીઅતના બધા કાનૂનોનો આધાર 'અદલ' ન્યાય અને 'સમતા' પર છે. *(અલ નહલ : ૯૦)*

આ શરીઅતના કાનૂન સબંધે કુર્આનની બુનિયાદી વિભાવના-વિચાર છે. શરીઅતના બધા વિધિનિષેધો (હુકમો-મનાઈઓ) આ જ નિયમની વિગત છે. સૂરએ નહલની આ આયતની મહત્વતાના લીધે જ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે પોતાના શાસનકાળ દરમિયાન ઈમામો માટે પઢવાનું જરૂરી કર્યું હતું. અને ત્યારથી જ વિશ્વના ઘણે ઠેકાણે મુસ્લિમોમાં તેની પરંપરા ચાલી આવી છે.

અદ્લનો અર્થ છે ક્ષમતાના હિસાબે જીમ્મેદારીઓ નક્કી કરવી અને જીમ્મેદારીઓના પ્રમાણમાં અધિકારોમાં ભાગીદારી. આજકાલ પશ્ચિમ તરફથી અદલના બદલે મુસાવાત (સમાનતા)નો નારો લગાવવામાં આવે છે, પરંતુ ઝિણવટપૂર્વક જુઓ તો ખુદા તઆલાએ આ સૃષ્ટિ સમાનતાના નિયમે નહીં, સમતાના નિયમે સર્જી છે. જો સૃષ્ટિની વ્યવસ્થા સમાનતા પર આધારિત હોત તો પ્રત્યેક સર્જન એક સમાનરૂપે હોતે. દરેકની ક્ષમતા તથા જરૂરિયાત સરખી હોતે, પરંતુ આવું નથી. દરેક જીવની શકિત તથા જરૂરિયાત એકબીજાથી તદ્દન ભિન્ન છે. દરેક જગ્યાએ સમાનતાપૂર્વક વર્તવુ એવું જ છે, જેમકે પાંચ વર્ષ તથા વીસ વર્ષના બાળકને સરખો ખોરાક આપવામાં આવે. જે કાર્ય યુવાનોથી લેવામાં આવે તે જ કાર્ય વૃધ્ધોથી પણ લેવામાં આવે. અને જે ખોરાક બકરીને આપવામાં આવે, તે જ ખોરાક સિંહને પણ આપવામાં આવે.

જેમ ખુદાપાકે આ જગતમાં સમાનતાનો નિયમ નથી રાખ્યો, તેવી જ રીતે માનવજાતિના મામલામાં પણ સમાનતાનો નિયમ પ્રસ્થાપિત કર્યો નથી. વિવિધ ક્ષમતાઓના હિસાબથી જુદી જુદી વ્યકિતઓમાં જે અસમાનતા જોવા મળે છે, તેને ખત્મ કરવી શકય નથી. અને જીમ્મેદારીઓ તથા અધિકારો નક્કી કરવામાં આ તફાવતને નજરઅંદાજ કરી લેવાનું પણ બરાબર નહીં લેખાશે. એટલે જ ઇસ્લામી શરીઅતની બુનિયાદ સમતા પર છે, સમાનતા પર નથી. કયારેક સમતાનો તકાદો સમાનતાનો હોય છે અને કયારેક અસમાનતાનો. દા.ત. વારસાઈ હક્કોની ઘણી બધી સ્થિતિઓમાં સ્ત્રીનો હક્ક પુરૂષથી વધારે અથવા સરખો હોય છે. અલબત્ત કેટલીક સ્થિતિઓમાં તેણીનો હક્ક પુરૂષના મુકાબલે અડધો હોય છે. જેમકે પુત્રીનો હક્ક પુત્રની સરખામણીએ અડધો હોય છે. પરંતુ આ તફાવત જાતિના આધાર પર ભેદભાવના લીધે નથી, બલ્કે જીમ્મેદારીઓના હિસાબથી અધિકારો નક્કી કરવાના લીધે છે. પુત્ર પર ખુદ પોતાની, પત્નીની તથા પોતાના બચ્ચાઓની અને કયારેક બીજા સબંધીઓની પણ જવાબદારીઓ હોય છે. અને પુત્રી પર બીજાઓની તો શું; ખુદ પોતાની પણ જવાબદારી નથી. જો આ પરિપ્રેક્ષ્ય (પસમંઝર)માં જોવામાં આવે તો શરીઅતનો વારસાઈ કાનૂન બિલ્કુલ ન્યાય મુજબ છે. સમાનતા ને સમતા વચ્ચે આ ફરક નહીં સમજવાના કારણે લોકોમાં શરીઅતના કાનૂન સબંધે ગેરસમજો ઉભી થાય છે.

માનવજાતિ સાથે ન્યાયપૂર્વક ત્યાં સુધી વર્તી ન શકાય, જ્યાં સુધી સમાજના બધા લોકોને મૂળભૂત માનવ અધિકારો આપવામાં ન આવે. મુસ્લિમ કાયદાવિદોએ આ મૂળભૂત અધિકારોને શરીઅતના પાંચ હેતુઓ (મકાસિદે ખમ્સા)માં વણી લેવાનો પ્રયત્ન કર્યો છે. તે પાંચ હેતુઓ આ મુજબ છે : (૧) ધાર્મિક સ્વતંત્રતા (૨) જાનની સલામતી (૩) માલની સલામતી (૪) વંશની સલામતી (૫) બુધ્ધિની સાચવણી.

ઈમામ ગઝાલી (રહ.)એ વ્યવસ્થિત રીતે આ પાંચ હેતુઓને વર્ણવ્યા. પરંતુ આ તેઓનો કે ત્યાર પછીના વિદ્વાનો-શૈખુલ ઇસ્લામ ઈઝઝુદ્દીન

બિન અબ્દુસ્સલામ, ઈમામ રાઝી, અલ્લામા શાતિબી (રહ.)નો ઉમેરો નથી, બલ્કે આ કુર્આનો હદીષની શિક્ષાઓ અને મુસ્લિમ કાયદાવિદોના વિચારોથી જ તારવવામાં આવી છે. ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો માનવ અધિકારો સબંધી તમામ યોગ્ય બાબતો આ પાંચ હેતુઓના વર્તુળમાં આવી જાય છે. એટલે વિશ્વમાં જ્યાં પણ સુસભ્ય કાનૂન પ્રવર્તમાન છે, તે ઇસ્લામી શરીઅતથી ઘણી જ નજીક છે.

આ પરિપ્રેક્ષ્યમાં ઇસ્લામી શરીઅત અને નાગરિક કાનૂન વચ્ચે સુમેળ -નો વિષય ઘણો મહત્વપૂર્ણ છે. તેના વિશે બહુ ઊંડાણપૂર્વક વિચાર કરવાની જરૂર છે. અને આ વિષયે કેટલીક બાબતો ધ્યાનમાં રાખવી જરૂરી છે.

**પરિવર્તનશીલ અને અપરિવર્તનશીલ આદેશો :**

(૧) શરીઅતમાં કેટલાક આદેશો ચોક્કસ છે. ચોક્કસ આદેશોનો અર્થ :

(અ) તે આદેશ જે કુર્આન તથા એવી હદીષોથી સાબિત હોય, જેમાં શંકાની ગુંજાઈશ ન હોય, તેમજ કુર્આન-હદીષમાં આવેલા શબ્દોનું જે તે અર્થઘટન બિલ્કુલ સ્પષ્ટ હોય. અને તેમાં તે સિવાય કોઈ બીજા અર્થઘટનની શકતયતા ન હોય. મતલબ મુસ્લિમ કાયદાવિદોના શબ્દોમાં તે ચોક્કસપણે સાબિત (કતઈય્યુસ્સુબૂત) હોય.

(બ) તે બાબતો જેના વિશે કોઈ પણ કાળે ઉમ્મતમાં સર્વસંમતિ થઈ ચૂકી હોય.

(૨) તેનાથી વિપરીત બીજા આદેશો એ છે, જેને ''મુજતહદ ફીહ'' (અર્થાત્ એવા આદેશો જે સીધા શાસ્ત્રથી સાબિત નથી, બલ્કે મનોયત્ન દ્વારા જેને તારવવામાં આવ્યા છે) કહી શકાય છે. મુજતહદ ફીહ આદેશો નીચે મુજબ છે :

(ક) જે આદેશ સબંધી કુર્આન શરીફ-હદીષ શરીફમાં પહેલી નજરે વિરોધાભાસ હોય.

(ખ) કુર્આન-હદીષમાં વિરોધાભાસ ન હોય, પરંતુ જે હદીષથી એ

મુદ્દો સાબિત થતો હોય તે હદીષવિદોના મતે વિશ્વાસપાત્ર ન હોય અથવા વિશ્વાસપાત્ર હોય, પરંતુ તેની વિશ્વસનીયતા ચોક્કસ ન હોય.

(ગ) જે તે આદેશ માટે કુર્આન-હદીષનું પ્રમાણ તો હોય પરંતુ કુર્આન-હદીષ પ્રમાણનો જે અર્થ તારવવામાં આવ્યો છે તે ચોક્કસ ન હોય. તેમાં બીજા મતની ગુંજાઈશ હોય.

(ચ) કુર્આન-હદીષમાં એવા શબ્દો વપરાયા હોય, જેનું અર્થઘટન દેશકાળ અનુસાર નક્કી થતું હોય. દા.ત. ન્યાયિકતા, કબ્જો વિગેરે શબ્દો. અર્થાત્ ગવાહીની વિશ્વસનીયતા માટે ન્યાયિકતા (અદાલત)ને પૂર્વશરત તરીકે લેખવામાં આવી છે. તેમજ વેચાણનો મામલો કાયદેસર પૂર્ણ થવા માટે જરૂરી ઠરાવવામાં આવ્યું છે કે, ખરીદનાર લીધેલી વસ્તુનો કબ્જો લઈ લે, પરંતુ ન્યાયિકતા કે કબ્જાનો કોઈ નિર્ધારિત અર્થ શાસ્ત્રપ્રમાણમાં વર્ણવવામાં આવ્યો નથી.

(છ) એવી બાબતો જેના વિશે કોઈ આદેશ પણ નથી. અને કોઈ મનાઈ પણ નથી. જેને અલ્લામા શાતિબી (રહ.) ''મુબાહાતે અફવ'' કહે છે. બહુધા વ્યવસ્થાલક્ષી કાનૂનો તેની હેઠળ આવે છે.

હવે શરીઅતના જે કાનૂનો સ્પષ્ટ કુર્આન-હદીષથી પુરવાર થતા હોય, જેનો ઉલ્લેખ એક નંબર હેઠળ થયો, તેમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન સ્વીકારી શકાય એમ નથી. તેની હેસિયત ઇસ્લામની ચાર સીમાઓ સમાન છે. કોઈ પણ દેશમાં પ્રવર્તમાન સિવિલ લો થી સુસંગત કરવા માટે જો આ બુનિયાદી કાનૂનોમાં કોઈ ફેરફાર કરવામાં આવશે તો તે શરીઅતના કાનૂનથી ફરી જવું તથા વિદ્રોહ લેખાશે. ખાસ કરીને એવા દેશોમાં જ્યાં સત્તાના સૂત્રો મુસ્લિમોના હાથોમાં છે, ત્યાં તો આ પ્રકારના કાનૂન બનાવવાની કોઈ શકયતા નથી.

અલબત્ત, જે કાનૂનો પ્રત્યક્ષ કુર્આન-હદીષથી પુરવાર ન થતા હોય, બલ્કે પરોક્ષ રીતે પુરવાર થતા હોય, એવા કાનૂનો વિશે વિચારવાની ગુંજાઈશ છે. એવા કાનૂનો બાબતે સુસંગતતા વિશે વિચારી શકાય એમ છે.

એ શરતે કે તે ફેરફાર શરીઅતના પાયાના હેતુઓ સાથે અથડાતા ન હોય. તેના માટે બે રીત અપનાવી શકાય એમ છે. એક તલ્ફીક અને બીજો ઈજતિમાઈ ઈજતિહાદ.

તલ્ફીકનો અર્થ એ છે કે, એક પંથ (દા.ત. હનફી)નું અનુસરણ કરવા છતાં અમુક બાબતોમાં બીજા પંથ (દા.ત. શાફિઈ)ના કાનૂની મંતવ્યોને જરૂર વખતે લેવામાં આવે.

ઈસ્લામી કાયદાના મૂળભૂત સિધ્ધાંતોના જાણકારોની ચર્ચાઓને લક્ષમાં રાખીને જે વાત ઠીક લાગે છે તે એ છે કે, તલ્ફીક કેટલીક શરતો સહિત જ જાઈઝ છે. અને તેની સૌથી મહત્વપૂર્ણ શરત એ છે કે, તેનો હેતુ માત્ર ઈચ્છાપૂર્તિ ન હોય, બલ્કે કોઈ સાચી જરૂરિયાત પૂરી કરવાનો હેતુ હોય.

આવી જરૂરિયાત કયારેક વ્યકિતગત પણ હોય છે, અને સામૂહિક પણ. સરકારી પણ હોય છે, અને પ્રજાકીય પણ. એટલે શરીઅતના કાનૂનની રોશનીમાં નાગરિક કાયદાના ઘડતરમાં તલ્ફીકના નિયમથી ફાયદો ઉઠાવી શકાય એમ છે.

બીજો રસ્તો ઈજતિહાદનો છે. ઈજતિહાદનો અર્થ છે : ‘‘નવી સર્જાયેલી સમસ્યાઓનો કુર્આન-હદીષના નિયમો મુજબ મનોમંથન કરી કોઈ ઉકેલ શોધવો.’’ ચોથી પાંચમી સદી પછી ઉમ્મતના મોટાભાગના લોકોએ ચાર ઈમામોના અનુસરણનો માર્ગ અપનાવ્યો. અને વિદ્વાનોએ પણ લોકોને મનસ્વીપણાંથી રોકવા માટે આ માર્ગને જરૂરી ઠેરવ્યો, પરંતુ તકલીદ સહિત ઈજતિહાદનું કાર્ય પણ સતત ચાલતુ રહયું. એટલે એમ કહેવું તો મુશ્કેલ છે કે, ઈજતિહાદનો દરવાજો બંધ થઈ ગયો છે, પરંતુ એ પણ એક હકીકત છે કે સ્વતંત્ર મુજતહિદનું જે કાર્ય હોય છે, તે કાર્ય ઘણુંખરુ પાછલા કાયદાવિદોએ કરી નાખ્યું છે. એટલે આજના કોઈ મુજતહિદે નવુ કરવા જેવુ કશુ રહેતુ નથી. અલબત્ત એક કાર્ય એવું છે, જે કિયામત સુધી ચાલતુ રહેશે. અને તે એ છે કે કુર્આન-હદીષથી સાબિત હોય, અથવા પાછલા કાયદાવિદોએ આદેશ પાછળનો જે આશય તારવ્યો હોય, તે આશયને

ધ્યાનમાં રાખી નવી સર્જાયેલી સમસ્યાનો કોઈ ઉકેલ શોધવાનું કાર્ય. આ કાર્યને ફુકહા 'તહકીકે મનાત' કહે છે.

અલબત્ત, વર્તમાનકાળમાં આંતરરાષ્ટ્રીય સંપર્કોમાં વધારો, લોકશાહી વ્યવસ્થાની સ્થાપના અને વિવિધ દેશોમાં વિવિધ ધાર્મિક તથા ભાષાકીય એકમોની સંયુક્તત આબાદીઓ વચ્ચે થતા સાંસ્કૃતિક આદાનપ્રદાનના કારણે એવી સમસ્યાઓ પણ સર્જાઈ છે, જેમાં ઈજતિહાદની જરૂરિયાત ઉભી થઈ શકે છે, પરંતુ ઈજતિહાદના આ કાર્યમાં બે શરતોનું ધ્યાન રાખવું જરૂરી છેઃ

(૧) એ કે તે બાબત સાચે જ ઈજતિહાદી હોય, જે બાબતો કુર્આન-હદીષથી સ્પષ્ટપણે સાબિત હોય તેમાં ઈજતિહાદની કોઈ ગુંજાઈશ નથી.

(૨) બીજું એ કે આ ઈજતિહાદ સામૂહિક પધ્ધતિથી હોય. કારણ કે મુજતહિદ માટે બે ગુણો હોવા જરૂરી છે, એક જ્ઞાન તથા એક ખુદાનો ખૌફ. સામૂહિક ઈજતિહાદમાં આ વાતનો મોકો હોય છે કે, વ્યકિતતગત કમીઓની પૂર્તિ થઈ શકે.

સમૂહમાં મનોમંથન કરવાનો વિચાર નવો નથી. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હઝરત અલી (રદી.)ને નવા નવા મસ્અલાઓ વિશે એવી જ સલાહ આપી હતી કે, એકલા મંતવ્ય દર્શાવવા કરતાં ફુકહા અને નેક લોકોથી સલાહ કરી લો. *(મજમઉઝ ઝવાઈદ : ૧/૧૭૮)*

હઝરત અબૂબક્ર (રદી.) પણ નવા મસ્અલાઓ વિશે વિદ્વાનોથી મશ્વેરા કરતા હતા. *(ઈઅ્લામુલ મુકિઈન : ૧/૬૩)* હઝ. ઉમર ફારૂક રદી.ની પધ્ધતિ પણ એ જ હતી. હઝરત ઉમર (રદી.)એ કાઝી શુરૈહને નિયુકિત વખતે જે સલાહ આપી હતી, તેમાં એમ જ કહયું હતું કે, ઈલ્મવાળા તથા નેક લોકોથી મશ્વેરો કરતા રહો. *(ફતાવા ઈબ્ને તયમિય્યહ : ૧૯/૨૦૧)*

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) ખિલાફતના તખ્ત પર બિરાજમાન થયા પછી ખાસ કરીને મદીનાના દસ અગ્રણી કાયદાવિદોને ભેગા કર્યા અને કહયું કે, હું ઈચ્છું છું કે, તમારા લોકોના મંતવ્યથી જ કોઈ ચૂકાદો આપતો રહું. *(તારીખે તબરી : ૬/૪૨૮)*

ચારેય ઈમામોમાંથી ખાસ કરીને ઈમામ અબૂ હનીફા (રહ.)એ સામૂહિક ઈજતિહાદની પધ્ધતિ અપનાવી. જેનો ઉલ્લેખ આપના ઘણાંખરા ચરિત્ર લેખકોએ કર્યો છે. અલ્હમ્દુલિલ્લાહ ! વર્તમાનકાળમાં આ દિશામાં ઇસ્લામી જગતમાં ઘણા પ્રસંશનીય પ્રયત્નો થયા છે. નજીકના ભૂતકાળમાં ભારત ખાતે પણ 'ઇસ્લામિક ફિકહ એકેડમી'નો પાયો નાખવામાં આવ્યો. જે આજ સુધી સો (૧૦૦)થી વધુ સામાજીક, આર્થિક, આંતરરાષ્ટ્રીય સૈધ્ધાંતિક તથા અન્ય જીવન વિભાગોથી સબંધ ધરાવતા મસ્અલાઓ વિશે ચૂકાદા આપી ચૂકી છે.

એટલે શરીઅતના કાનૂન તથા નાગરિક કાનૂન વચ્ચે સુમેળ સાધવા માટે જરૂર મુજબ ઈજતિહાદથી કામ લેવામાં આવે. પરંતુ આ ઈજતિહાદ સંસદ સભ્યોનું નહીં હોય, બલ્કે ઉલમાએ મુહક્કિકીનનું છે. તે વ્યકિતગત ઈજતિહાદ નહીં હોય, બલ્કે સામૂહિક ઈજતિહાદ હોય, તે પશ્ચિમના દબાણ હેઠળ ન હોય, બલ્કે આલિમો તથા કાનૂનવિદો સ્વતંત્રપણે તેના વિશે ચિંતનમનન કરે.

